ણમોત્થુ ણં સમણસ્સ ભગવઓ મહાવીરસ્સ

શ્રી વિશ્વનાથ પંચાનન ભટ્ટાચાર્યવિરચિતા

# ન્યાયસિદ્ધાન્ત મુક્તાવલી

ભાગ-૨

(અનુમાનખંડ, શબ્દખંડ, ગુણનિરૂપણ)
ગુજરાતી વિવેચન સહિત


વિવેચન

ન્યાયવિશારદ સ્વ. પૂ.આ. શ્રી વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મ.સા.

સહજાનંદી સ્વ. પૂ.આ. શ્રી વિજય ધર્મજિત્સૂરીશ્વરજી મ.સા.

શ્રી સૂરિમંત્ર આરાધક પૂ.આ. શ્રી વિજય જયશેખરસૂરીશ્વરજી મ.સા.નો

શિષ્યાણુ
મુનિ અભયશેખરવિજયગણી



પ્રકાશક

શ્રી અંધેરી ગુજરાતી જૈન સંઘ

૧૦૬, એસ.વી. રોડ, ઈર્લા બ્રીજ,
મુંબઈ-૪૦૦ ૦૫૬.

ણમોત્થુ ણં સમણસ્સ ભગવઓ મહાવીરસ્સ

શ્રી વિશ્વનાથ પંચાનન ભટ્ટાચાર્ય વિરચિતા

# ન્યાયસિદ્ધાન્ત મુક્તાવલી

## ભાગ - ૨

(અનુમાનખંડ, શબ્દખંડ, ગુણનિરૂપણ)

ગુજરાતી વિવેચન સહિત


વિવેચન

ન્યાયવિશારદ સ્વ. પૂ.આ. શ્રી વિજયભુવનભાનુ સૂરીશ્વરજી મ.સા.

સહજાનંદી સ્વ.પૂ.આ.શ્રી વિજય ધર્મજિત્સૂરીશ્વરજી મ.સા.

શ્રીસૂરિમન્ત્રારાધક પૂ. આ.શ્રી વિજયજયશેખર સૂરીશ્વરજી મ.સા.નો

શિષ્યાણુ

મુનિ અભયશેખરવિજય ગણી



પ્રકાશક

શ્રી અંધેરી ગુજરાતી જૈન સંઘ

૧૦૬, એસ વી. રોડ. ઈર્લાબ્રીજ,

મુંબઈ - ૪૦૦ ૦૫૬

પ્રકાશન : વિ સ. ૨૦૫૨, પોષ સુદ - ૧૨

(સ્વ પૂ. આ શ્રી ભુવનભાનુ સૂ મ ૬૧ મી દીક્ષાતિથિ)

ટાઈપસેટીંગ

શ્રી પાર્શ્વ કોમ્પ્યુટર્સ,

અમદાવાદ-૫૦ ફોન : ૩૯૬૨૪૬

મુદ્રક

એન.કે.પ્રિન્ટર્સ,

અમદાવાદ. ફોન : ૫૫૦૬૧૦૪

મૂલ્ય : ૮૦ રૂપિયા


નોધ : આ પુસ્તક જ્ઞાનનિધિમાંથી પ્રકાશિત થયેલ છે. તેથી ગૃહસ્થોએ રાખવું હોય તો એનું મૂલ્ય જ્ઞાનખાતે ચૂકવવું

## પ્રકાશકીય

ન્યાયસિદ્ધાન્ત મુક્તાવલી... એક અન્યદર્શનનો ગ્રન્થ ને છતા, એના ગુજરાતી વિવેચન સહિત પ્રકાશિત કરેલા પ્રથમ ભાગને પૂજનીય સાધુ-સાધ્વીજી ભગવતો વગેરે દ્વારા મળેલા અદ્ભુત આવકારથી અમે પણ ગૌરવ અનુભવીએ છીએ કે અમારા જ્ઞાનનિધિમાંથી થયેલો એ સદ્વ્યય સફળ થયો. એ પછીના અત્યન્ત ટૂંકા ગાળામાં એ ગ્રન્થના આ બીજા ભાગને પ્રકાશિત કરતી વેળા અમારા આનદની અવધિ ન જ હોય એ સ્પષ્ટ છે પ્રથમ ભાગની જેમ જ આ બીજો ભાગ પણ ગ્રન્થના અધ્યેતાઓને ઘણો સહાયક બનશે જ એવી આશા નહીં, શ્રદ્ધા જ છે વર્ધમાન તપોનિધિ સર્વજ્ઞવચનમર્મજ્ઞ ન્યાયવિશારદ સ્વ.પૂજ્યપાદ આચાર્ય ભગવત શ્રીમદ્વિજય **ભુવનભાનુસૂરીશ્વરજી** મ.સા. પાસેથી ગ્રહણશિક્ષા અને આસેવનશિક્ષા પામેલા વિદ્વાન્ મુનિરાજશ્રી **અભયશેખરવિજયજી** ગણિવરે જિજ્ઞાસુવર્ગની માગણીને ધ્યાનમાં લઈ પ્રસ્તુત ગ્રન્થની બાકીની વિવેચના પણ અધ્યયન-અધ્યાપનાદિની અનેકવિધ વ્યસ્તતા વચ્ચેથી અવકાશ કાઢીને તૈયાર કરી આપી છે જેનુ અમારા જ્ઞાનનિધિમાંથી પ્રકાશન કરતા સઘ ગૌરવ અનુભવે છે

સહુ કોઈ મુમુક્ષુ સ્વકીય બુદ્ધિની પરિકર્મણા દ્વારા આત્મહિત સાધી લેવા માટે આ પ્રકાશનનો ઉપયોગ કરી અમારા પ્રયાસને સફળતા બક્ષે એવી વિનંતી સાથે,

શ્રી અંધેરી ગુજરાતી જૈન સઘ વતી
હર્ષદ સંઘવી

**તા.ક.** પ્રથમભાગની નજરે ચઢેલી ક્ષતિઓનુ આવશ્યક શુદ્ધિપત્રક આ પુસ્તકમા આપ્યુ છે એનો ઉપયોગ કરી એનું અધ્યયન કરવા વિનતી

### પ્રાપ્તિસ્થાન

૧ પ્રકાશક.

૨. દિવ્યદર્શન ટ્રસ્ટ, ૩૬, કલિકુડ સોસાયટી, ધોળકા - ૩૮૭ ૮૧૦

૩ દિવ્યદર્શન ટ્રસ્ટ, કાળુશીની પોળ, કાલુપુર, અમદાવાદ - ૩૮૦ ૦૦૧.

૪. મોક્ષરુચિ મોહનલાલ ઝવેરી, ૬-૧૦૯૯, ગોળશેરી, ગલેમડી, સુરત

સિદ્ધાન્તમહોદધિ સચ્ચારિત્રચૂડામણી સુવિશાળગચ્છનિર્માતા સ્વ આચાર્યભગવંત શ્રીમદ્વિજય પ્રેમસૂરીશ્વરજી મ.સા.ના પટ્ટધર તથા આ વિવેચન-પ્રકાશનના યશના અધિકારી સર્વાંગીણ સાધનાનો તેજપુજ, પચાચારપ્રવિણ, હજારો-ગુમરાહ યુવાનોને જ્ઞાન-ક્રિયા માર્ગે પ્રગતિ-કરાવનાર જ્ઞાનશિબિરોના આદ્ય પ્રેરણાદાતા-વાચનાદાતા, વર્ધમાનતપોનિધિ, ન્યાયવિશારદ, સુવિશાળ ગચ્છાધિપતિ સ્વ. પૂ. આ. શ્રીમદ્વિજય **ભુવનભાનુસૂરીશ્વરજી** મ.સા ના ચરણોમાં કોટિશ વન્દના

॥ શ્રી અર્હં નમઃ ॥

# પ્રસ્તાવના

आगमेनानुमानेन योगाभ्यासरसेन च ।
त्रिधा प्रकल्पयन् प्रज्ञा लभते तत्त्वमुत्तमम् ॥यो.दृ.स.१०१॥

ઉત્તમ તત્ત્વને પ્રાપ્ત કરવા માટે પ્રજ્ઞાને કેળવવી પડે છે. અને એની કેળવણીનું એક સાધન છે અનુમાન. અનુમાન એટલે તર્ક. એટલે જ્યાં સુધી બુદ્ધિને તર્કપ્રતિપાદક શાસ્ત્રોથી પરિકર્મિત કરવામાં આવતી નથી ત્યાં સુધી શ્રેષ્ઠ તત્ત્વ પામી શકાતું નથી. શાસ્ત્રવચનોને, શ્રદ્ધા રૂપી તેલથી પ્રદીપ્ત કરેલા તર્કરૂપ અગ્નિમાંથી પસાર કરવામાં ન આવે ત્યાં સુધી શુદ્ધ સુવર્ણસદશ વાસ્તવિક અર્થ પ્રાપ્ત થઈ શકતો નથી. એટલે જ શાસ્ત્રોના પરમાર્થને પામવા માટે કરાતી વ્યાખ્યાના અગ તરીકે ચાલના (= પ્રશ્ન ઊઠાવવા = વાક્યાર્થ) અને પ્રત્યવસ્થાન (એના સમાધાન મેળવવા = મહાવાક્યાર્થ) ને સ્થાન આપવામાં આવ્યું છે.

બુદ્ધિની આવશ્યક પરિકર્મણા માટે ન્યાય-વૈશેષિક દર્શનનો મહત્ત્વનો ગ્રન્થ છે **ન્યાયસિદ્ધાન્તમુક્તાવલી.** કાશી વિશ્વવિદ્યાલયના લગભગ દરેક દર્શનોના અધ્યાપનક્રમમા સ્થાન પામેલો આ ગ્રન્થ આપણા શ્રીસંઘમાં પણ ઘણો પ્રચલિત છે. એટલે, આવશ્યકતાને ધ્યાનમા રાખીને આ ગ્રન્થના પ્રત્યક્ષ ખંડ સુધીનું અનતિસંક્ષિપ્ત વિવેચન (સક્ષિપ્ત ન્યાયભૂમિકા સહિત) લગભગ આઠ મહિના પૂર્વે પ્રકાશિત કરેલું. હવે, આ ગ્રન્થના બાકીના અનુમાનખંડ, ઉપમાનખંડ, શબ્દખંડ અને ગુણનિરૂપણના ભાગોનું પણ એવું જ વિવેચન આ પુસ્તકમાં પ્રકાશિત થઈ રહ્યું છે. આશા છે કે પ્રથમ ભાગની જેમ જ આ બીજા ભાગને પણ જિજ્ઞાસુઓનો સુંદર પ્રતિસાદ સાંપડશે.

પ્રથમ ભાગની જેમ જ આ બીજા ભાગમાં પણ પક્તિઓનો સીધો અર્થ કઈ રીતે થાય છે એનો ખ્યાલ આવે એ માટે કારિકાવલી અને મુક્તાવલીનો પહેલાં પક્તિને અનુસરીને અર્થ આપ્યો છે. ને પછી આવશ્યક વિવેચન કર્યું છે. જ્યા આવશ્યકતા લાગી છે ત્યાં મુક્તાવલી ગ્રન્થની પંક્તિઓને તથા એના સીધા ગુજરાતી અર્થમાં રહેલી પક્તિઓને સમાન અંક આપી, એ જ અંક સાથે વિવેચન કર્યું છે, જેથી અધ્યેતાને એનું સંકલન કરવું સરળ બની જાય. તથા પાછળથી, ગુણનિરૂપણમાં, તો ઘણે સ્થળે વિશેષ વિવેચન આવશ્યક ન રહેતુ હોવાથી મુક્તાવલીનો અર્થ અને વિવેચન બન્ને સાથે જ આપેલા છે.

પ્રથમ ભાગની જેમ જ, ફરીથી એક વાર જણાવી દઉં કે આ જે કાઈ વિવેચન કર્યું છે, અને ઘણાને, અર્થ બોધની ઘણી સરળતા એ કરી આપે છે એવો જે અનુભવ થાય છે, આ બધું જ, ભવોદધિતારક એકાન્તવાદતિમિરતરણિ સ્વર્ગસ્થ પૂજ્યપાદ ગુરુદેવ આચાર્ય ભગવંત શ્રીમદ્વિજય **ભુવનભાનુસૂરીશ્વરજી** મ.સા. નો જ પ્રભાવ ને તેઓશ્રીની જ કૃપાનું પરિણામ છે. એટલે આનાથી જેઓને જે કાંઈ બોધ-લાભ થાય એ બધાનો યશ તેઓશ્રીને જ દેવો ઘટે છે.

સિદ્ધાન્તમહોદધિ કર્મસાહિત્યનિષ્ણાત સચ્ચારિત્રચૂડામણિ સ્વ.પૂ આ. **શ્રીમદ્વિજય પ્રેમસૂરીશ્વરજી** મ સા., વર્ધમાનતપોનિધિ ન્યાયવિશારદ સકલસંઘહિતૈષી સ્વ.પૂ.આ. **શ્રીમદ્વિજય ભુવનભાનુસૂરીશ્વરજી** મ સા., અધ્યાત્મરસિક કર્મસાહિત્ય નિપુણમતિ સ્વ. પૂ.આ **શ્રીમદ્વિજય ધર્મજિતસૂરીશ્વરજી** મ.સા. ની દિવ્યકૃપા વિના તો આવા સર્જનની કલ્પના પણ કલ્પનાતીત છે.

વર્તમાન ગચ્છાધિપતિ સિદ્ધાન્તદિવાકર પૂ.આ. ભગવંત **શ્રીમદ્વિજય જયઘોષસૂરીશ્વરજી** મ.સા. તથા

શ્રી સૂરિમન્ત્રના પાંચ પ્રસ્થાનની પાચવાર આરાધના કરી ચૂકેલા પ્રભુભક્તિરસિક પૂજ્યપાદ ગુરુદેવ આ. ભગવત **શ્રીમદ્વિજય જયશેખરસૂરીશ્વરજી** મ સા ની કાર્યસફળતાપ્રદાયિની કૃપાદષ્ટિ એ સતત હુકાળી હુંક સમાન પુરવાર થઈ રહી છે.

મને ન્યાયગ્રન્થોનુ અધ્યયન કરાવનાર સ્વ પૂજ્યપાદ ગુરુદેવ આ. ભગવત શ્રીમદ્વિજય **ભુવનભાનુ-સૂરીશ્વરજી** મ સા , તર્કનિપુણમતિ પૂજ્યપાદ પ પ્રવર **શ્રીજયસુંદર વિ.ગણિવર**, સ્વ પંડિત શ્રી **દુર્ગાનાથજી ઝા** વગેરેનુ કૃતજ્ઞભાવે સ્મરણ કરું છુ

સહવર્તી અનેક મહાત્માઓનો તેમજ મારી પાસે અધ્યયન કરનાર અને આવા વિવેચનની પુનઃ પુન માગણી કરનાર અધ્યેતાવર્ગનો ફાળો પણ આ પ્રકાશનમાં નોધપાત્ર છે

શીઘ્રપ્રકાશિત થઈ રહેલા આ પ્રકાશનના પ્રુફરીડિંગમાં અનેક મહાત્માઓએ સહાય કરી છે. એ બધાને પણ કેમ ભૂલી જવાય ?

**શ્રી અંધેરી ગુજરાતી જૈન સંઘે** આ ગ્રન્થના પ્રકાશન દ્વારા સાધુ-સાધ્વીજી ભગવંતો વગેરે જિજ્ઞાસુઓને અધ્યયનની અનુકૂળતા કરી આપવામા પોતાના જ્ઞાનનિધિનો જે સદુપયોગ કર્યો છે તે ધન્યવાદાર્હ છે

આ વિવેચનમાં તેમજ પ્રકાશનમા વિશ્વવત્સલ દેવાધિદેવ શ્રી અરિહત પરમાત્માની પરમપાવન જિનાજ્ઞા વિરુદ્ધ કાઈપણ થયુ હોય તો તેનું હાર્દિક મિચ્છામિ દુક્કડમ્ દેવા પૂર્વક સહુ કોઈ જિજ્ઞાસુ વર્ગ મારા પરિશ્રમને સફળતા બક્ષે તથા આ ગ્રન્થના અધ્યયન દ્વારા બુદ્ધિને યોગ્ય રીતે પરિકર્મિત કરી શ્રી જિનવચનોના યથાર્થ રહસ્યો પામવામા સફળ બને એવી વિનંતી-શુભેચ્છા સાથે વિરમુ છુ.

મુનિ **અભયશેખર** વિ ગણી.

## प्रथमभागनुं आवश्यक शुद्धिपत्रक

| पृष्ठ | पक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ४२ | २९ | विशिष्ट | विशेष |
| ८४ | ९ | (सामानाधिकरण्यसवधेन अनेकत्वविशिष्टसमवेतत्व) | આ લખાણ રદ કરવુ |
| ८९ | ११ | જાતિત્વબાધ | જાતિત્વબાધક |
| | १२ | જાતિભેદ | જાતિભેદબાધક |
| १०१ | ३० | निष् | निष्कर्ष स्वप्रति |
| १०५ | २९ | अणुपरिणाम | अणुपरिमाण |
| ११२ | ९. | तुरीततुसयोगनाशने | तुरीततुसयोगने |
| ११३ | १३ | 'ततुसयोगभिन्नत्व' | 'तुरीतंतुसयोगभिन्नत्व' |
| | १५ | ततुसयोगभिन्नत्वे | तुरीततुसयोगभिन्नत्वे |
| | १६ | 'ततुसयोगभिन्नत्व' | 'तुरीततुसयोगभिन्नत्वं' |
| ११४ | २९ | ज्ञानादिभिन्नम् सम | ज्ञानादिभिन्नमसम. . |
| १२१ | १९ | ગધપ્રાગભાવ | ગધ |
| १२५ | २३ | वहुतरमूर्तसयोगानुयोगी | वहुतरमूर्तसयोगान्तरित |
| १२६ | ३१ | ऽप्यकृष्ट | ऽप्यपकृष्ट |
| १३२ | ३ | सत्ता-द्रव्य | सत्ता-द्रव्यत्व |
| १३९ | ३० | वद्-द्रव्यत्व | वद्वृत्ति-द्रव्यत्व |
| १४२ | २२ | क्षितिगन्ध | क्षितिर्गन्ध |
| १४६ | ९ | .नोपाटेम् | नोपादेयम् |
| १५५ | १४ | પરિહારની ઇચ્છાથી | द्वेषथी |
| १५६ | १४ | રૂપનું | ગંધનુ |
| १६० | ३ | અતિ ના બદલે અસભવ દોષ જાણવો | |
| १६६ | ७ | रूपाव्यअकत्व | रूपव्यअकत्व |
| १७८ | ४ | પૂર્વસયોગનાશનો પ્રાગભાવ | પૂર્વસયોગ |
| | ४ | આ પ્રાગભાવ | આ પૂર્વસંયોગ |
| | ५ | પૂર્વસયોગનાશનો પ્રાગભાવ | પૂર્વસયોગ |
| | ६ | પૂર્વસયોગનાશપ્રાગ-ભાવાવચ્છિન્ન | પૂર્વસયોગાવચ્છિન્ન |
| २२६ | २४ | तद्टवत | तद्घटवत. |

# વિષયાનુક્રમ

॥ શ્રી અર્હ નમઃ ॥
॥ શ્રી શંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ ॥
॥ શ્રી પ્રેમ-ભુવનભાનુ-ધર્મજિત-જયશેખરસૂરીશેભ્યો નમઃ ॥

ઐઁ નમઃ

શ્રી વિશ્વનાથપંચાનનભટ્ટાચાર્યવિરચિતા

# ન્યાયસિદ્ધાન્ત મુક્તાવલી

## (અનુમાનખંડ)

પ્રત્યક્ષનું નિરૂપણ થઈ ગયું. હવે અનુમાનના નિરૂપણનો પ્રારંભ થાય છે. કોઈપણ એક વિષયનું નિરૂપણ પૂર્ણ થયા બાદ બીજા જે વિષયનું નિરૂપણ ગ્રન્થકારો કરતા હોય છે, તે આડેધડ ગમે તે વિષયનું નહી, પણ નિરૂપિતવિષય સાથે સબંધ ધરાવનાર કોઈક વિષયનું જ નિરૂપણ કરે છે. નિરૂપિતવિષયનો નિરૂપણીયવિષયમાં જે સંબંધ રહ્યો હોય છે તે સંગતિ કહેવાય છે.

अनन्तराभिधानप्रयोजकजिज्ञासाजनकज्ञानविषयस्मरणानुकूलसम्बन्धः निरूपणीयनिष्ठा संगतिः

'अनुमानज्ञानं मे भवतु' આવી જિજ્ઞાસા હોય તો અનુમાનનું નિરૂપણ (અભિધાન) થાય. એટલે આવી જિજ્ઞાસા અનન્તરાભિધાનની પ્રયોજક બની. વળી, 'अनुमानज्ञान मदिष्टसाधनम्' 'અનુમાનનુ જ્ઞાન મારા ઇષ્ટનું કારણ છે' આવું જ્ઞાન હોય તો અનુમાનનું જ્ઞાન કરવાની જિજ્ઞાસા જાગે તેથી આવું ઈષ્ટસાધનતાજ્ઞાન, ઉક્ત જિજ્ઞાસાનું જનક છે આ જ્ઞાનનો 'અનુમાન' એ વિષય છે 'એક સંબંધીનું જ્ઞાન અપરસંબંધીનું સ્મરણ કરાવે છે' એ નિયમાનુસાર અનુમાનનું સ્મરણ તો થાય જો અનુમાનમાં, જેનું (નિરૂપિતનું) જ્ઞાન થયું છે તે પ્રત્યક્ષનો કોઈ સબંધ રહ્યો હોય. અનુમાનમાં રહેલ આ સબંધ જ અનુમાનમાં રહેલ સંગતિ કહેવાય છે.

પ્રત્યક્ષના નિરૂપણથી પ્રત્યક્ષનું જ્ઞાન થયું. વળી, પ્રત્યક્ષનો અનુમાનમાં કાર્ય-કારણભાવસંબંધ (ઉપજીવ્ય-ઉપજીવકભાવ) સંબંધ રહ્યો છે. તેથી પ્રત્યક્ષના જ્ઞાનથી અનુમાનનું સ્મરણ થાય છે. અને તેથી 'અનુમાનનુ જ્ઞાન મારા ઇષ્ટનું સાધન છે' એવું જ્ઞાન થાય છે જે 'મને અનુમાનજ્ઞાન થાઓ' એવી જિજ્ઞાસા પેદા કરે છે. આ જિજ્ઞાસાને સતોષવા માટે, પ્રત્યક્ષના નિરૂપણ પછી અનુમાનનું નિરૂપણ થાય છે.

આમ, નિરૂપિતના કથન બાદ તરત નિરૂપણ કરવા પ્રેરે એવી જે જિજ્ઞાસા, તેનું જનક જે ઇષ્ટસાધનતાજ્ઞાન, તેના વિષયનુ સ્મરણ કરાવી આપે એવો નિરૂપણીયમાં રહેલો નિરૂપિતનો સંબંધ એ નિરૂપણીયમાં રહેલી સંગતિ છે.

આ સગતિ ૬ પ્રકારે છે –

स प्रसङ्ग उपोद्घातो हेतुताऽवसरस्तथा । निर्वाहकैककार्यत्वे षोढा सङ्गतिरिष्यते ।

**(૧) પ્રસંગસંગતિ** - उपोद्घातादिभिन्नत्वे सति स्मरणप्रयोजकसम्बन्धत्वं प्रसङ्गत्वम्...... ઉપોદ્ઘાત વગેરેથી ભિન્ન એવો સ્મરણપ્રયોજક સબંધ એ પ્રસગસગતિ છે

કારણતાનુ નિરૂપણ કર્યા બાદ અન્યથાસિદ્ધિનુ નિરૂપણ કર્યું એમા પ્રસંગ સગતિ હતી.

**(૨) ઉપોદ્ઘાતસંગતિ** - प्रकृतोपपादकत्वमुपोद्घातत्वम् જેનુ નિરૂપણ ઉપસ્થિત થયું છે તે પ્રકૃત (= પ્રસ્તુત) કહેવાય એનું ઉપપાદક હોવુ તે ઉપોદ્ઘાતસગતિ જેમકે અનુમિતિના નિરૂપણમાં આ સગતિ પામીને વ્યાપ્તિનું નિરૂપણ કરવામા આવે છે.

**(૩) હેતુતાસંગતિ** .- કાર્ય-કારણભાવ (ઉપજીવ્ય-ઉપજીવકભાવ) એ હેતુતા સંગતિ છે. જેમકે. અનુમિતિમા પ્રત્યક્ષનુ કાર્યત્વ છે. માટે પ્રત્યક્ષના નિરૂપણ પછી એનું નિરૂપણ કરવામાં આ સગતિ છે

**(૪) અવસરસંગતિ** - અનંતરવક્તવ્યત્વ એ અવસરસંગતિ છે યથોદ્દેશ નિર્દેશઃ ન્યાયે ક્રમપ્રાપ્ત બીજી-ત્રીજી વગેરે ચીજનુ નિરૂપણ થાય એમાં આ સગતિ છે. જેમકે પ્રત્યક્ષ, અનુમાન... વગેરે ક્રમ હોવાથી પ્રત્યક્ષના નિરૂપણ પછી અનુમાનનું નિરૂપણ કરવુ એમાં અવસરસંગતિ છે

**(૫) નિર્વાહકૈક્યસંગતિ** - एकप्रयोजकप्रयोज्यत्वम् ... જ્યા એક કારણના અનેક કાર્ય હોય, ત્યા એક કાર્યના નિરૂપણ બાદ બીજા કાર્યનુ નિરૂપણ કરવામાં આવે તો આ સંગતિ છે જેમકે તપથી સવર અને નિર્જરા થાય છે તો સવરના નિરૂપણ પછી નિર્જરાનુ નિરૂપણ આ સંગતિથી થાય

**(૬) કાર્યૈક્યસંગતિ** - एककार्यानुकूलत्वम्... એક કાર્યના અનેક કારણોમાથી એક કારણના નિરૂપણ બાદ બીજા કારણનુ નિરૂપણ થાય તો આ સંગતિ જાણવી . જેમકે - શાબ્દબોધમા કારણભૂત આસત્તિ પછી આકાક્ષાનું નિરૂપણ આ સગતિથી થાય.

પ્રસ્તુતમા પ્રત્યક્ષના નિરૂપણ બાદ કાર્યકારણભાવ સગતિથી અથવા અવસર સંગતિથી અનુમાનનુ નિરૂપણ કરવામા આવે છે

---

*(का) व्यापारस्तु परामर्शः करणं व्याप्तिधीर्भवेत् ॥६६॥*
*अनुमायां -*

(मु.) अनुमितिं व्युत्पादयति - व्यापारस्त्विति । अनुमायां = अनुमितौ व्याप्तिज्ञानं करणं, परामर्शो व्यापारः। तथाहि - येन पुरुषेण महानसादौ धूमे वह्नेर्व्याप्तिर्गृहीता पश्चात्स एव पुरुषः क्वचित्पर्वतादावविच्छिन्नमूलां धूमलेखां पश्यति । तदनन्तरं 'धूमो वह्निव्याप्यः' इत्येवं रूपं व्याप्तिस्मरणं (तस्य) भवति । पश्चाच्च 'वह्निव्याप्यधूमवानयम्' इति ज्ञानम्भवति, स एव 'परामर्शः' इत्युच्यते। तदनन्तरं 'पर्वतो वह्निमान्' इति ज्ञानम्, तदेवानुमितिः ॥६६॥

---

### ★ અનુમિતિમાં વ્યાપાર ★

**(કા.) અનુમિતિમાં પરામર્શ એ વ્યાપાર છે અને વ્યાપ્તિજ્ઞાન એ કરણ છે.**

(મુ.) અનુમિતિને સ્પષ્ટ કરે છે - અનુમિતિમાં વ્યાપ્તિજ્ઞાન એ કરણ છે અને પરામર્શ વ્યાપાર છે. તે આ રીતે - જે પુરુષે રસોડા વગેરેમાં ધૂમમાં (રહેલી) વહ્નિની (વહ્નિનિરૂપિત) વ્યાપ્તિનો નિર્ણય કર્યો છે તે જ પુરુષ પછી ક્યાંક પર્વત વગેરે પર અવિચ્છિન્ન મૂળવાળી (= વચ્ચેથી નહીં છેદાઈ ગયેલી) ધૂમાડાની ધારા જુએ છે. એ પછી એને, 'એક સંબંધિજ્ઞાનમપરસંબંધિસ્મારકમ્' એ ન્યાયે 'ધૂમ અગ્નિવ્યાપ્ય (હોય છે)' એ રીતે

વ્યાપ્તિનું સ્મરણ થાય છે. ત્યારબાદ 'આ (= પર્વત) વહ્નિવ્યાપ્યધૂમવાન્ છે' એ પ્રમાણે જ્ઞાન થાય છે, એ જ 'પરામર્શ' કહેવાય છે. એ પછી 'पर्वतो वह्निमान्' એવું જ્ઞાન થાય છે એ જ અનુમિતિ છે.

**(વિ.) (૧) શંકા** - કારિકામા પહેલાં વ્યાપાર કહી પછી કરણની વાત કરી છે, તો વ્યાખ્યામાં પહેલાં કરણ ને પછી વ્યાપાર એમ ક્રમ કેમ બદલ્યો ?

**સમાધાન** - (અનુમિત્યાત્મક) કાર્યની અવ્યવહિતપૂર્વવર્તીની (વ્યાપારની) જિજ્ઞાસા જાગે. માટે મૂળમાં વ્યાપાર પહેલાં કહ્યો છે. પણ કરણનો ઉલ્લેખ કર્યા વિના વ્યાપારની જિજ્ઞાસા થતી નથી. માટે મુક્તાવલીમાં કરણની વ્યાખ્યા પહેલાં કરી છે.

અસાધારણકારણ 'કરણ' છે..

વ્યાપારવાળું કારણ 'અસાધારણ' કહેવાય છે.

પરામર્શ એ વ્યાપ્તિજ્ઞાનાત્મક કરણનો વ્યાપાર છે. કારણકે એમાં વ્યાપ્તિજ્ઞાનજન્યત્વવિશિષ્ટ-વ્યાપ્તિજ્ઞાનજન્ય(અનુમિતિ)જનકત્વ સ્વરૂપ વ્યાપારનું લક્ષણ રહેલુ છે.

---

*(का.) ज्ञायमानं लिङ्गन्तु करणं न हि ।*
*अनागतादिलिङ्गेन न स्यादनुमितिस्तदा ॥६७॥*

(मु.) अत्र प्राचीनास्तु व्याप्यत्वेन ज्ञायमानं लिङ्गमनुमितिकरणमिति वदन्ति, तद्दूषयति ज्ञायमानमिति । लिङ्गस्यानुमित्यकरणत्वे युक्तिमाह-अनागतादीति । यद्यनुमितौ लिङ्गं करणं स्यात्त-दाऽनागतेन विनष्टेन वा लिङ्गेनानुमितिर्न स्याद्, अनुमितिकरणस्य लिङ्गस्य तदानीमभावात् ॥६७॥

---

### ★ જ્ઞાયમાનલિંગ કરણ નથી ★

**(કા.) જ્ઞાયમાન લિંગ એ અનુમિતિમાં કરણ નથી, (જો એને કરણ માનીએ) તો અનાગત વગેરે લિંગથી અનુમિતિ થઈ શકે નહીં.**

**(મુ.) આ બાબતમાં પ્રાચીનો વ્યાપ્ય તરીકે જ્ઞાયમાન લિંગને અનુમિતિનું કરણ માને છે. તેઓની આ માન્યતાને ૬૭ મી કારિકાના જ્ઞાયમાનં.... ઇત્યાદિ અંશ દ્વારા દૂષિત ઠેરવે છે. 'अनागतादि...' ઇત્યાદિ ઉત્તરાર્ધ દ્વારા લિંગને અનુમિતિનું કરણ ન માનવામાં યુક્તિ દર્શાવી છે. જો અનુમિતિનું લિંગ એ કરણ હોય તો અનાગત કે વિનષ્ટ લિંગથી અનુમિતિ થઈ શકે નહીં, કારણ કે ત્યારે (વિવક્ષિત અનુમિતિકાળે) અનુમિતિના કરણભૂત લિંગનો અભાવ છે.**

(વિ.) 'આ વ્યાપ્ય (=વ્યાપ્તિવિશિષ્ટ) છે' આવું જ્ઞાન-અર્થાત્ વ્યાપ્તિપ્રકારકજ્ઞાન - એ વ્યાપ્યત્વેન જ્ઞાન છે આવા વર્તમાનકાલીનજ્ઞાનનો વિષય બનતુ લિંગ એ અનુમિતિનું કરણ છે એમ પ્રાચીનો કહે છે. એમની દલીલ એવી છે કે પરામર્શ (=જ્ઞાન) માત્ર કાંઈ અનુમિતિનું કારણ બની શકતો નથી, કિન્તુ લિંગનો પરામર્શ કારણ બની શકે છે. એટલે કે પરામર્શને જો કારણ કહેવુ હોય તો લિંગવિષયક પરામર્શને કારણ કહેવું પડે. એટલે કે લિંગ એમાં વિશેષણ બને છે. હવે નિયમ છે કે -

विशिष्टस्य कारणताग्रहे विशेषणस्यापि कारणताग्रहः વિશિષ્ટ પદાર્થ જો પ્રસ્તુતમાં કારણ તરીકે નિશ્ચિત થતો હોય તો વિશેષણને પણ કારણ માનવું જ પડે છે. એટલે પ્રસ્તુતમાં વિશેષણભૂત લિંગને પણ કારણ માનવુ જ પડે. તેથી હવે, લિંગનો પરામર્શ એ કરણ કે પરામૃશ્યમાણ લિંગ એ કરણ ? એમા વિનિગમનાવિરહ થવાથી બન્નેને કરણ માનવા પડે પણ, પરામર્શનો કોઈ વ્યાપાર ન હોવાથી એ કરણ ન બની શકે. તેથી

પરામૃશ્યમાણ લિંગને જ કરણ માનવું યોગ્ય છે. એમ પ્રાચીનોનો અભિપ્રાય છે.

**નવ્ય** - જ્ઞાયમાનલિંગને કરણ માની શકાય નહીં, કારણકે એમાં વ્યતિરેક વ્યભિચાર છે. જે યજ્ઞશાળામાં અત્યારે ધૂમ નથી, (તેથી જ્ઞાયમાન લિગ નથી) એમાં પણ ભવિષ્યકાલીન કે ભૂતકાલીન અગ્નિનું ભવિષ્યકાલીન કે ભૂતકાલીન ધૂમથી અનુમાન થાય છે, માટે વ્યતિરેક વ્યભિચાર છે. યજ્ઞશાળાની છત પર ધૂમાડાનો કાળો ડાઘો પડ્યો હોય તો એનાથી ધૂમનું અનુમાન થાય છે ને તેથી, પૂર્વે અહીં અગ્નિ સળગાવ્યો હશે એમ અનુમાન થાય છે.

इयं यज्ञशाला वह्निमती भविष्यति, भाविधूमात्

इय यज्ञशाला वह्निमती आसीत्, अतीतधूमात्

[વળી, ધૂલીપટલનું કોઈ ધૂમ તરીકે જ્ઞાન કરે તો એને વહ્નિની અનુમિતિ થાય છે પણ ત્યાં ધૂમાડો હાજર ન હોવાથી જ્ઞાયમાનધૂમ છે નહીં તેથી આ રીતે પણ વ્યતિરેક વ્યભિચાર આવે.]

માટે અનુમિતિ પ્રત્યે જ્ઞાયમાનલિગ એ કારણ નથી, પણ લિંગનું જ્ઞાન એ કારણ છે એમ માનવું ઉચિત છે.

---

*(का) व्याप्यस्य पक्षवृत्तित्वधीः परामर्श उच्यते ।*

(मु.) व्याप्यस्येति । [1]व्याप्तिविशिष्टस्य पक्षेण सह वैशिष्ट्यावगाहिज्ञानमनुमितिजनकम् । [2]तच्च 'व्याप्यः पक्षे' इति ज्ञानं 'पक्षो व्याप्यवान्' इति ज्ञानं वा । [3]अनुमितिस्तु 'पक्षे व्याप्यः' इति ज्ञाना'त्पक्षे साध्यम्' इत्याकारिका, 'पक्षो व्याप्यवान्' इति ज्ञाना'त्पक्षः साध्यवान्' इत्याकारिका । द्विविधादपि परामर्शा'त्पक्षः साध्यवान्' इत्येवानुमितिरित्यन्ये ।

---

## ★ પરામર્શનિરૂપણ ★

**(કા.) વ્યાપ્યમાં રહેલી પક્ષવૃત્તિતાનું જ્ઞાન એ પરામર્શ છે.**

**(મુ.) [1]વ્યાપ્તિવિશિષ્ટ(=વ્યાપ્ય)નો પક્ષ સાથે જે વૈશિષ્ટ્ય (=સંબંધ) હોય છે તેનું જ્ઞાન અનુમિતિનું જનક હોય છે. (એ જ પરામર્શ છે.) [2]એ બે રીતે થાય છે. 'पक्षे व्याप्यः' એવું જ્ઞાન અથવા 'पक्षो व्याप्यवान्' એવું જ્ઞાન. [3]'પક્ષે વ્યાપ્ય:' એવા જ્ઞાનથી 'पक्षे साध्यम्' એવી અનુમિતિ થાય છે, જ્યારે 'पक्षो व्याप्यवान्' એવા પરામર્શથી 'पक्षः साध्यवान्' એવી અનુમિતિ થાય છે. 'બન્ને પ્રકારના પરામર્શથી અનુમિતિ તો 'पक्षः साध्यवान्' એવી જ થાય છે.' એમ અન્યવિદ્વાનો કહે છે.**

**(वि.)** व्याप्यनिष्ठ यत्पक्षवृत्तित्वं तद्विषयक ज्ञान परामर्शः

(૧) ધૂમ, વહ્નિની વ્યાપ્તિથી વિશિષ્ટ છે, ને પર્વત એ વિશિષ્ટથી (ધૂમથી) વિશિષ્ટ છે. માટે પર્વતમાં વિશિષ્ટનુ વૈશિષ્ટ્ય છે આ વ્યાપ્તિવિશિષ્ટના વૈશિષ્ટ્યનુ અવગાહી જ્ઞાન એ પરામર્શ છે. એટલે કે વ્યાપ્તિવિશિષ્ટ ધૂમના પર્વતાત્મક પક્ષમા સબધની બુદ્ધિ એ પરામર્શ થઈ. એટલે કે વ્યાપ્ય એવો ધૂમ પર્વતમાં (પક્ષમા) સયોગસંબધથી રહ્યો છે એવી બુદ્ધિ

એક બાજુ ધૂમ વ્યાપ્તિવિશિષ્ટ છે. વળી, એ પક્ષમાં રહ્યો છે. એટલે કે ધૂમવાન્ પર્વત છે. અર્થાત્ ધૂમ પક્ષનો ધર્મ છે, ધૂમમાં પક્ષધર્મતા છે. એટલે વ્યાપ્તિવિશિષ્ટ - વ્યાપ્ય એવો જે હેતુ, એમાં પક્ષધર્મતાનું જ્ઞાન એ પરામર્શ છે એમ પણ કહેવાય.

(૨) આ, વ્યાપ્યમા પક્ષધર્મતાને જણાવનાર પરામર્શ બે રીતે થઈ શકે છે.

पक्षे व्याप्यः - पर्वते वह्निव्याप्यधूमः

पक्षो व्याप्यवान् - पर्वतो वह्निव्याप्यधूमवान्

[શંકા - આમ બે પ્રકારના પરામર્શ માનશો તો વ્યતિરેક વ્યભિચાર આવશે, કારણ કે પ્રથમ પ્રકારના પરામર્શથી થતી અનુમિતિ દ્વિતીયપરામર્શ વિના જ થઈ છે. એમ બીજા પ્રકારના પરામર્શથી થતી અનુમિતિ પ્રથમ પરામર્શ વિના જ થઈ છે.]

(૩) પરામર્શના કાર્યભૂત અનુમિતિ પણ બે પ્રકારની છે, માટે વ્યતિરેક વ્યભિચાર નથી. 'पक्षे व्याप्यः' - 'पर्वते वह्निव्याप्यधूमः' એવા જ્ઞાનથી થનાર અનુમિતિ 'पक्षे साध्यम्' 'पर्वते वह्निः' એવા જ આકારની હોય છે કે જેના પ્રત્યે 'पक्षो व्याप्यवान्' એવું જ્ઞાન કારણ જ ન હોવાથી વ્યભિચારનો પ્રશ્ન રહેતો નથી. એમ 'पक्षो व्याप्यवान्' 'पर्वतो वह्निव्याप्यधूमवान्' એવા પરામર્શથી થતી અનુમિતિ 'पक्षः साध्यवान्' 'पर्वतो वह्निमान्' એવા આકારની જ હોય છે.

અન્ય વિદ્વાનો (= નવ્યો) તો, પરામર્શ બેમાંથી ગમે તે આકારે થયો હોય, અનુમિતિ તો 'पक्षः साध्यवान्' એવી જ માને છે.

[શંકા - તો પછી, વ્યતિરેક વ્યભિચાર ઊભો જ રહેશે એનું શું ?

**સમાધાન** - 'पक्षे व्याप्यः' એવા પરામર્શની અવ્યવહિતોત્તરક્ષણે થતી पक्षः साध्यवान् એવી અનુમિતિ પ્રત્યે જ 'पक्षे व्याप्यः' એવો પરામર્શ કારણ છે. ને पक्षो व्याप्यवान् એવા પરામર્શની અવ્યવહિતોત્તરક્ષણે થતી पक्षः साध्यवान् એવી અનુમિતિ પ્રત્યે पक्षो व्याप्यवान् એવો પરામર્શ કારણ છે.

આમ માનવાથી વ્યતિરેક વ્યભિચાર નહી આવે.] [આમાં, 'पक्षे व्याप्यः' આવા જ્ઞાનનો અર્થ થાય, 'पक्षनिरूपिताधेयतावान् व्याप्यः' એટલે કે આ જ્ઞાનમાં વ્યાપ્ય એ વિશેષ્ય છે. 'पक्षो व्याप्यवान्' આવા જ્ઞાનમાં પક્ષ એ વિશેષ્ય છે અને વ્યાપ્ય એ વિશેષણ છે. અર્થાત્ એ વ્યાપ્ય(= વ્યાપ્તિવિશિષ્ટ)પ્રકારકપક્ષવિશેષ્યક છે. દિનકરભટ્ટનો અભિપ્રાય એવો છે કે પરામર્શ વ્યાપ્યપ્રકારકપક્ષવિશેષ્યક જ્ઞાનરૂપે થતો જ અનુભવાય છે. અર્થાત્ 'साध्यव्याप्यहेतुमान् पक्षः' આ રીતે જ પ્રતીતિ થાય છે. અને તેથી અનુમિતિ પણ साध्यप्रकारक-पक्षविशेष्यकज्ञान 'वह्निमान् पर्वतः' 'साध्यवान् पक्षः' એ રીતે જ થાય છે, પણ પક્ષપ્રકારકસાધ્યવિશેષ્યકજ્ઞાન - 'पर्वते वह्निः' 'पक्षे साध्यम्' એ રીતે થતી નથી.]

---

(मु.) [1]ननु 'वह्निव्याप्यधूमवान् पर्वतः' इति ज्ञानं विनापि यत्र 'पर्वतो धूमवान्' इति प्रत्यक्षं, ततो 'धूमो वह्निव्याप्यः' इति स्मरणं, तत्र ज्ञानद्वयादेवानुमितिदर्शनाद् व्याप्तिविशिष्टवैशिष्ट्यावगाहिज्ञानं न सर्वत्र कारणं, [2]किन्तु व्याप्यतावच्छेदकप्रकारकपक्षधर्मताज्ञानत्वेनैव कारणत्वस्यावश्यकत्वात्, [3]तत्र विशिष्टवैशिष्ट्यज्ञानकल्पने गौरवाच्चेति चेत् ?

---

## ★ પરામર્શ અંગે મીમાંસકની શંકા ★

**(મુ.) [1]મીમાંસક શંકા કરે છે - 'वह्निव्याप्यधूमवान्पर्वतः' એવા જ્ઞાન વિના જ્યાં 'पर्वतो धूमवान्' એવું પ્રત્યક્ષ થયું, પછી 'धूमो वह्निव्याप्यः' એવું સ્મરણ થયું - ને ત્યાં આ બે જ્ઞાનથી જ અનુમિતિ થઈ જવી દેખાય છે. તેથી વ્યાપ્તિવિશિષ્ટવૈશિષ્ટ્યાવગાહિજ્ઞાન સર્વત્ર અનુમિતિ પ્રત્યે કારણ નથી, [2]કિન્તુ વ્યાપ્યતાવચ્છેદક છે પ્રકાર જેમાં એવા પક્ષધર્મતાના જ્ઞાનને જ કારણ માનવું આવશ્યક હોવાથી (એને જ કારણ માનવું જોઈએ.) [3]વળી, ત્યાં (= જ્યાં ઉક્ત બે જ્ઞાનથી જ અનુમિતિ થઈ જાય છે ત્યાં) વિશિષ્ટવૈશિષ્ટ્યાવગાહિ જ્ઞાન હોવાની કલ્પના કરવામાં ગૌરવ પણ છે.**

(વિ.) [નૈયાયિકની પ્રક્રિયા આવી છે (૧) પ્રથમ પર્વત પર ધૂમનુ પ્રત્યક્ષ થાય છે. આ જ પક્ષધર્મતાનુ જ્ઞાન છે. (૨) ત્યારબાદ આ ધૂમદર્શનરૂપ ઉદ્બોધક મળવાથી પૂર્વગૃહીત વ્યાપ્તિનું 'धूमो वह्निव्याप्यः' એમ સ્મરણ થાય છે. (૩) પછી આ બે જ્ઞાનથી वह्निव्याप्यधूमवान्पर्वतः એવો પરામર્શ થાય છે. ને પછી (૪) वह्निमान् पर्वतः એવી અનુમિતિ થાય છે. આમા જે ત્રીજું પરામર્શાત્મક જ્ઞાન છે એના વિના પણ પ્રથમ બે જ્ઞાનથી જ કો'કને અનુમિતિ થઈ જાય છે, માટે વ્યતિરેક વ્યભિચાર આવતો હોવાથી પરામર્શને અનુમિતિનુ કારણ માની શકાય નહી એમ મીમાંસક કહે છે ]

(૧) **મીમાંસક** - અનુમિતિત્વેન સર્વ અનુમિતિ પ્રત્યે વિશિષ્ટવૈશિષ્ટ્યાવગાહિજ્ઞાન (પરામર્શ) કારણ નથી, પણ પક્ષધર્મતાજ્ઞાન (પ્રત્યક્ષ) અને 'धूमो वह्निव्याप्यः' એવુ વ્યાપ્તિનુ સ્મરણ આ બે જ્ઞાન જ કારણ છે.

[**નૈયાયિક** - જો આ બે જ્ઞાન અનુમિતિના કારણ છે, તો કારણતાવચ્છેદક કોણ ? જો કોઈ એક અનુગત ધર્મ (કે જે આ બે જ્ઞાનમા રહ્યો હોય તે) અવચ્છેદક તરીકે મળે તો જ કારણતા એનાથી અવચ્છિન્ન થાય જો આવો એક અનુગત ધર્મ ન મળે તો, બન્ને જ્ઞાનના જુદા જુદા બે કાર્યકારણભાવ માનવા પડે જેમા ગૌરવ છે. એટલે એના કરતા લાઘવ થાય એ માટે એકલા પરામર્શાત્મક એક જ્ઞાનને જ કારણ માનવુ ઉચિત છે.]

(૨) **મીમાંસક** - અમે એક અનુગત કારણતાવચ્છેદક માનતા હોવાથી અમારે ગૌરવ નથી. વ્યાપ્યતાવચ્છેદકપ્રકારકપક્ષધર્મતાજ્ઞાનત્વ એ આવો અવચ્છેદક છે. આશય એ છે કે 'वह्निव्याप्यो धूमः' આવુ જે વ્યાપ્તિનુ સ્મરણ છે એમા ધૂમમા રહેલી વ્યાપ્યતા ધૂમત્વેન ભાસે છે, એટલે કે ધૂમત્વ એ વ્યાપ્યતાવચ્છેદક છે. વળી આ જ ધૂમત્વ, 'धूमवान् पर्वतः' એવા પક્ષધર્મતાજ્ઞાનમાં પ્રકાર છે એટલે, વ્યાપ્યતાવચ્છેદકપ્રકારકપક્ષધર્મતાજ્ઞાનત્વેન બન્ને જ્ઞાનમાં કારણતા માની શકાતી હોવાથી એ જ માનવી ઉચિત છે. વળી કોકને वह्निव्याप्यधूमवान् पर्वतः એવા પરામર્શથી અનુમિતિ થાય તો પણ, આ પરામર્શમાં પણ એ કારણતાવચ્છેદક રહ્યો હોવાથી વ્યતિરેક વ્યભિચાર આવતો નથી. આ પરામર્શમા પણ વહ્નિવ્યાપ્ય તરીકે ધૂમ જણાતો હોવાથી ધૂમત્વ વ્યાપ્યતાવચ્છેદક છે. ને धूमवान् पर्वतः એવું ધૂમત્વપ્રકારક પક્ષધર્મતાજ્ઞાન પણ આ પરામર્શમા છે જ. એટલે વ્યાપ્યતાવચ્છેદકપ્રકારકપક્ષધર્મતાજ્ઞાનત્વ પરામર્શમા પણ છે જ. તેથી અનુમિતિ તાદૃશ બે જ્ઞાનથી થાય કે પરામર્શથી, કારણતાવચ્છેદક એક હોવાથી તદવચ્છિન્ન કારણતા માની શકાતી હોવાના કારણે અમારે દોષ નથી

[**નૈયાયિક** - જ્યા બે જ્ઞાન પછી અનુમિતિ થવી ભાસે છે ત્યા પણ, कार्यदर्शनात्कारणं कल्प्यते... અમે વચ્ચે પરામર્શ થયો છે એમ કલ્પના કરીશું .. એટલે ત્યા પણ પરામર્શ હાજર હોવાથી, તમે જે વ્યતિરેક વ્યભિચાર આપેલો તે રહેશે નહી. અને તેથી, પરામર્શને એકને જ કારણ માનવો ઉચિત છે.]

(૩) **મીમાંસક** - જ્ઞાનદ્વય તો તમારે પણ માનવા જ પડે છે. ત્યારબાદ પરામર્શ ઉત્પન્ન થાય છે એટલે પ્રથમ ઉત્પન્ન થયા હોવાના કારણે એ બે પ્રથમ ઉપસ્થિત થાય છે, જ્યારે પરામર્શ પશ્ચાદુત્પન્ન હોવાના કારણે પશ્ચાદુપસ્થિત થાય છે. તેથી ઉપસ્થિતિકૃતલાઘવ હોવાથી જ્ઞાનદ્વયને કારણ માનવું ઉચિત છે. વળી, પરામર્શને કારણ માનવામા ચોથી ક્ષણે અનુમિતિ થાય, જ્યારે જ્ઞાનદ્વયને કારણ માનવામા એ ત્રીજી જ ક્ષણે થઈ જવાનુ પણ લાઘવ થાય છે એટલે ત્યા વિશિષ્ટવૈશિષ્ટ્યજ્ઞાન કલ્પવામાં ગૌરવ હોવાથી એ કલ્પના કરી શકાતી ન હોવાના કારણે વ્યતિરેક વ્યભિચાર ઊભો જ રહે છે માટે પરામર્શ એ કારણ નથી

(મુ.) न, [1]व्याप्यतावच्छेदकाज्ञानेऽपि 'वह्निव्याप्यवान्' इति ज्ञानादनुमित्युत्पत्तेः, [2]लाघवाच्च व्याप्तिप्रकारकपक्षधर्मताज्ञानत्वेनैव हेतुत्वम् । किञ्च [3]'धूमवान् पर्वतः' इति ज्ञानादनुमित्यापत्तिः, व्याप्यतावच्छेदकीभूतधूमत्वप्रकारकपक्षधर्मताज्ञानस्य सत्त्वात् ।

## ★ નૈયાયિકદત્ત સમાધાન ★

**(મુ.) મીમાંસકનો પૂર્વપક્ષ બરાબર નથી. કારણકે [1]વ્યાપ્યતાવચ્છેદકનું જ્ઞાન ન હોય તો પણ 'वह्निव्याप्यवान् अयं' એવા જ્ઞાનથી અનુમિતિ થાય છે. [2]વળી વ્યાપ્તિપ્રકારકપક્ષધર્મતાજ્ઞાનત્વેન એવા જ્ઞાનને જ કારણ માનવામાં લાઘવ પણ છે. (તેથી એને જ કારણ માનવું જોઈએ.) [3]વળી, धूमवान् पर्वतः એવા જ્ઞાનથી પણ અનુમિતિ થઈ જવાની આપત્તિ આવશે, કારણકે વ્યાપ્યતાવચ્છેદકીભૂત જે ધૂમત્વ, તત્પ્રકારક પક્ષધર્મતાજ્ઞાન હાજર છે.**

(વિ.) [મીમાંસકે વ્યતિરેકવ્યભિચાર દોષ આપેલો, એટલે નૈયાયિક પણ મીમાંસકને એ દોષ આપે છે.]

(૧) **નૈયાયિક** - તમારે પણ વ્યતિરેક વ્યભિચાર આવે છે. પર્વત તરફ જોતાં સંદેહ પડ્યો કે 'આ આલોક છે કે ધૂમ છે ?' છતા, એ વ્યક્તિને આ ખ્યાલ છે કે આલોક અને ધૂમ આ બન્ને વહ્નિને વ્યાપ્ય છે તેથી, ત્યાં ધૂમ હોય કે આલોક હોય, જે હોય તે, પણ અગ્નિ તો છે જ એવો નિર્ણય એને થઈ જ જાય છે અર્થાત્ વ્યાપ્યતાવચ્છેદકીભૂત ધૂમત્વ કે આલોકત્વનું અહી જ્ઞાન ન હોવા છતાં અનુમિતિ થાય છે. એટલે કે વ્યાપ્યતાવચ્છેદકપ્રકારકપક્ષધર્મતાજ્ઞાનત્વેન જ્ઞાન કે જે તમારા મતે અનુમિતિજનક છે, તે ન હોવા છતા અનુમિતિ થઈ. તેથી વ્યતિરેક વ્યભિચાર સ્પષ્ટ છે.

[**મીમાંસક** .- તમે કહ્યું હતુ ને - कार्यदर्शनात्कारण कल्प्यते... અમે પણ અહીં અનુમિતિ થઈ છે, તો એવું જ્ઞાન થઈ જ ગયું હોવુ જોઈએ એમ કલ્પી લઈશું.)

**નૈયાયિક** - તો પણ વ્યાપ્યતાવચ્છેદકપ્રકારકપક્ષધર્મતાજ્ઞાનને કારણ માનવામા 'અવચ્છેદકત્વ' નો જે પ્રવેશ કરવો પડે છે તે શરીરકૃતગૌરવરૂપ છે. એના કરતાં તો 'વ્યાપ્તિપ્રકારકપક્ષધર્મતાજ્ઞાન (=પરામર્શ) ને કારણ માનવામાં 'અવચ્છેદકત્વ'નો પ્રવેશ ન હોવાથી શરીરકૃત લાઘવ છે.'

[**મીમાંસક** .- તમારા મતે ભલે અવચ્છેદકત્વનો પ્રવેશ ન હોવાથી લાઘવ છે, તો પણ તમારે ધૂમનું પ્રત્યક્ષ, વ્યાપ્તિનું સ્મરણ અને પરામર્શ એમ ત્રણ જ્ઞાન માનવા પડે છે, અમારે પરામર્શ સિવાયના બે જ . માટે અમારે એ લાઘવ છે જ...]

(૩) **નૈયાયિક** .- (પરામર્શ ન માનનાર તમારે અન્વયવ્યભિચાર છે.) કોઈને 'ધૂમવાન્ પર્વત' આટલું જ જ્ઞાન થયુ. 'धूमो वह्निव्याप्यः' આવુ જ્ઞાન નથી થયું, છતાં એમા જે વ્યાપ્યતાવચ્છેદક ધૂમત્વ છે, એ જ 'धूमवान् पर्वतः' એવા જ્ઞાનમાં પ્રકાર છે. તેથી, ધૂમત્વપ્રકારક એ જ્ઞાન, વ્યાપ્યતાવચ્છેદકપ્રકારકપક્ષધર્મતાજ્ઞાન સ્વરૂપ જ છે જેને તમે અનુમિતિના કારણ તરીકે કહો છો. એટલે તમારા મતે એવા સ્થળે અનુમિતિ થવાની આપત્તિ આવે જ. પણ એ થતી તો નથી... માટે અન્વયવ્યભિચાર સ્પષ્ટ છે.

(મુ.) न च [1]'तदानीं गृह्यमाणव्याप्यतावच्छेदकप्रकारकपक्षधर्मताज्ञानस्य हेतुत्वमिति वाच्यम्, [2]चैत्रस्य व्याप्तिग्रहे मैत्रस्य पक्षधर्मताज्ञानादनुमितिः स्यात् । यदि तु तत्पुरुषीयगृह्यमाणव्याप्यतावच्छेदकप्रकारकं तत्पुरुषीयपक्षधर्मताज्ञानं तत्पुरुषीयानुमितौ हेतुरित्युच्यते, तदाऽनन्तकार्यकारणभावः । मन्मते तु समवायसम्बन्धेन व्याप्तिप्रकारकपक्षधर्मताज्ञानं समवायसम्बन्धेनानुमितिञ्जनयतीति नानन्तकार्यकारणभावः ।

## ★ અનંત કાર્ય-કારણભાવ માનવાનું ગૌરવ ★

(મુ.) [1]મીમાંસક :- જેનું એ જ વખતે જ્ઞાન થતું હોય એવી વ્યાપ્યતાનો અવચ્છેદક જેમાં પ્રકાર હોય એવું પક્ષધર્મતાજ્ઞાન અનુમિતિનું કારણ છે. (તેથી અનુમિતિ થવાની આપત્તિ નહીં આવે.)

(૨) નૈયાયિક :- આવું ન કહેવું, કારણકે ચૈત્રને વ્યાપ્તિનું (= વ્યાપ્યતાનું) જ્ઞાન થાય એ વખતે મૈત્રને પક્ષધર્મતાજ્ઞાનથી અનુમિતિ થવાની આપત્તિ આવશે.

(૩) મીમાંસક :- જેને વ્યાપ્તિનું જ્ઞાન હોય એને જ તત્પ્રકારકપક્ષધર્મતાનું થતું જ્ઞાન એની જ અનુમિતિ પ્રત્યે હેતુ છે (આવું કહેવાથી આ આપત્તિ નહીં રહે.)

(૪) નૈયાયિક :- આવું જે કહેશો, તો અનંત કાર્ય-કારણભાવ માનવાનું (ગૌરવ થશે.) મારા મતે તો સમવાયસંબંધથી વ્યાપ્તિપ્રકારકપક્ષધર્મતાજ્ઞાન (જે આત્મામાં) રહ્યું હોય (તે આત્મામાં) સમવાયસમ્બન્ધથી અનુમિતિને ઉત્પન્ન કરે છે એમ માનવાનું હોવાથી અનંત કાર્ય-કારણભાવ માનવા પડતા નથી.

**(વિ.) મીમાંસક** :- વિવક્ષિતકાળે વ્યાપ્તિજ્ઞાન ન હોવા છતાં, માત્ર પક્ષધર્મતાજ્ઞાનથી અનુમિતિ થઈ જવાની જે આપત્તિ આવે છે એનુ વારણ કરવા અમે કહીએ છીએ કે વ્યાપ્યતા ગૃહ્યમાણ જોઈએ. અર્થાત્ જ્યારે અનુમિતિ થઈ રહી હોય ત્યારે (એની પૂર્વક્ષણે) વ્યાપ્તિનુ પણ જ્ઞાન જોઈએ. અને તેથી ધૂમત્વાદિ એ વખતે ગૃહ્યમાણવ્યાપ્યતાવચ્છેદક બને. આવા ગૃહ્યમાણવ્યાપ્યતાવચ્છેદક બનતા ધૂમત્વાદિ જેમા પ્રકાર હોય એવુ પક્ષધર્મતાજ્ઞાન જ અનુમિતિનુ કારણ છે. તમે જે આપત્તિ દર્શાવેલી છે એ વખતે વ્યાપ્તિજ્ઞાન ન હોવાથી ધૂમત્વાદિ ગૃહ્યમાણવ્યાપ્યતાવચ્છેદક ન હોવાના કારણે અનુમિતિ થવાની આપત્તિ રહેતી નથી

**(૨) નૈયાયિક** - મહાનસમા ચૈત્ર એવું જ્ઞાન કરે છે કે ધૂમો વહ્નિવ્યાપ્ય' એટલે આ કાળે ધૂમત્વ ગૃહ્યમાણવ્યાપ્યતાવચ્છેદક બની ગયું વળી એ જ વખતે મૈત્ર, આ જ ધૂમત્વ જેમા પ્રકાર છે એવું ધૂમવાન્ પર્વતઃ એમ પક્ષધર્મતાનું જ્ઞાન કરે છે. તો એને એ વખતે અનુમિતિ થવાની આપત્તિ આવશે.

**(૩) મીમાંસક** :- હજુ વધારે પરિષ્કાર કરીશું જે પુરુષને પક્ષધર્મતાનું જ્ઞાન થાય એને જ વ્યાપ્તિનું જ્ઞાન જોઈએ. એટલે કે તે પુરુષથી ગૃહ્યમાણવ્યાપ્યતાનો અવચ્છેદક છે પ્રકાર જેમાં, એવું તે પુરુષનું પક્ષધર્મતાજ્ઞાન તે પુરુષની અનુમિતિ પ્રત્યે કારણ છે એમ કહીશું. પ્રસ્તુતમાં મૈત્રને વ્યાપ્યતા ગૃહ્યમાણ નથી, માટે અનુમિતિ થવાની આપત્તિ નહી રહે.

**(૪) નૈયાયિક** - આ રીતે તે તે વ્યક્તિની અનુમિતિ પ્રત્યે તે તે વ્યક્તિના તેવા જ્ઞાનને કારણ માનવામા અનત કાર્ય-કારણભાવ માનવા પડશે, કારણકે વ્યક્તિઓ અનત છે. એટલે તમારે બકરું કાઢતા ઊટ પેઠું પરામર્શને કારણ ન માનવાનું લાઘવ કરવા જતા અનંત કાર્ય-કારણભાવ માનવાનુ મોટું ગૌરવ થયુ અમારે તો જ્યાં સમવાયસબધથી વ્યાપ્તિપ્રકારક પક્ષધર્મતાજ્ઞાન હોય ત્યાં સમવાયસબંધથી અનુમિતિ ઉત્પન્ન થાય એમ માનવાનું હોવાથી અનંત કાર્ય-કારણભાવ માનવાની આપત્તિ નથી.

---

(मु.) [1]यदि तु व्याप्तिप्रकारकञ्ज्ञानम्पक्षधर्मताज्ञानञ्च स्वतन्त्र कारणमित्युच्यते, [2]तदा कार्य-कारणभावद्वयम् । [3]'वह्निव्याप्यो धूम आलोकवाँश्च पर्वतः' इति ज्ञानादप्यनुमित्यापत्तिः स्यात् । [4]इत्थञ्च यत्र ज्ञानद्वयं तत्रापि विशिष्टज्ञानं कल्पनीयं, [5]फलमुखगौरवस्यादोषत्वात् ।

---

## ★ કાર્યકારણભાવદ્વયની આપત્તિ ★

**(મુ.)** [1]જો વ્યાપ્તિપ્રકારકજ્ઞાન અને પક્ષધર્મતાજ્ઞાન આ બન્નેને સ્વતંત્ર કારણ માનશો [2]તો બે કાર્યકારણભાવ માનવા પડશે. વળી, [3]'वह्निव्याप्यो धूम आलोकवान् पर्वतः' એવા જ્ઞાનથી પણ અનુમિતિ થવાની આપત્તિ આવશે. [4]એટલે, જ્યાં બે જ્ઞાન હોય ત્યાં પણ વિશિષ્ટજ્ઞાન (=પરામર્શ) કલ્પવું પડે છે, [5]કારણ કે ફળમુખગૌરવ દોષરૂપ નથી....

**(વિ.)** [**મીમાંસક** ·- અનંતકાર્ય-કારણભાવ માનવાનું ગૌરવ ટાળવા માટે અમે પણ તત્પુરુષનો કા.કા ભાવમાં સમાવેશ નહી કરીએ...

**નૈયાયિક** - પણ તો પછી ચૈત્રને વ્યાપ્તિજ્ઞાન અને મૈત્રને પક્ષધર્મતાજ્ઞાન થશે ત્યારે મૈત્રને અનુમિતિ થવાની આપત્તિ આપી છે તેનુ શું ?]

(૧) **મીમાંસક** - (એના વારણ માટે) વ્યાપ્તિપ્રકારકજ્ઞાન અને પક્ષધર્મતાજ્ઞાન આ બન્નેને સ્વતન્ત્ર કારણ માનીશું. [આશય એ છે કે મીમાંસકે પરામર્શ માનવો નથી માત્ર વ્યાપ્તિજ્ઞાન અને પક્ષધર્મતાજ્ઞાનથી અનુમિતિ થઈ જાય એમ માનવુ છે. એમાં પણ, આ બન્નેને સ્વતન્ત્રકારણ માનવામાં બે કા.કા.ભાવ માનવા પડે. વ્યાપ્તિજ્ઞાનમા વ્યાપ્યતાવચ્છેદક તરીકે જે ધૂમત્વાદિ ધર્મ ભાસે છે એ જ પક્ષધર્મતાજ્ઞાનમાં પ્રકાર તરીકે ભાસતો હોય છે. અર્થાત્ પક્ષધર્મતાજ્ઞાન વ્યાપ્યતાવચ્છેદકપ્રકારક હોય છે. આ વાસ્તવિકતાનો લાભ ઊઠાવી, બે અલગ-અલગ કા કા.ભાવ માનવા ન પડે એ માટે, મીમાંસકે વ્યાપ્યતાવચ્છેદકપ્રકારકપક્ષધર્મતા-જ્ઞાનત્વેન જ્ઞાનને અનુમિતિજનક માન્યુ. વસ્તુત આ જ્ઞાન धूमवान् पर्वतः એવું પક્ષધર્મતાજ્ઞાન જ છે. પણ એના પ્રકારમાં વ્યાપ્તિ પણ પ્રવિષ્ટ હોવાથી અવ્યાપ્ય પદાર્થના द्रव्यवान् पर्वतः એવા પક્ષધર્મતાજ્ઞાનથી અનુમિતિ થવાની આપત્તિ રહેતી નથી ને આ રીતે વ્યાપ્તિજ્ઞાન પણ અનુમિતિ પ્રત્યેનો પોતાનો ભાગ ભજવી લે છે. પણ આ જે વાસ્તવિકતા કહી, એમાં, પક્ષધર્મતાજ્ઞાનનો પ્રકાર વ્યાપ્યતાવચ્છેદક હોય છે, એ સાચુ, પણ એ વ્યાપ્યતાવચ્છેદક તરીકે જણાયેલો જ હોવો જોઈએ એવું નથી. वह्निव्याप्यो धूमः એવું જ્ઞાન ન થયું હોય તો પણ ધૂમત્વ કાઈ વ્યાપ્યતાવચ્છેદક તરીકે મટી જતો નથી, કારણ કે ધૂમને વ્યાપ્ય તરીકે જાણો કે ન જાણો, એ વ્યાપ્ય રહેવાનો તો છે જ. એટલે એવુ જ્ઞાન ન હોવા છતા, धूमवान् पर्वतः એવુ પક્ષધર્મતાજ્ઞાન, કે જેમાં ધૂમત્વ પ્રકાર છે એ વ્યાપ્યતાવચ્છેદકપ્રકારક રહે જ છે. એટલે નૈયાયિકે એની આ નબળી કડી પકડી અન્વયવ્યભિચારની આપત્તિ આપી. એનું વારણ કરવા મીમાંસકે કહ્યું કે વ્યાપ્તિજ્ઞાન પણ એ વખતે જોઈએ જ. એટલે કે ધૂમત્વ વ્યાપ્યતાવચ્છેદક હોય એટલું જ પૂરતુ નથી, એ અનુમિતિ કરવાના અવસરે વ્યાપ્યતાવચ્છેદક રૂપે ગૃહ્યમાણ પણ જોઈએ. એટલે નૈયાયિકે ચૈત્રને વ્યાપ્તિજ્ઞાન કરાવી ધૂમત્વને ગૃહ્યમાણ વ્યાપ્યતાનો અવચ્છેદક બનાવી દીધુ. ને એ વખતે મૈત્રને પક્ષધર્મતાજ્ઞાન કરાવી અનુમિતિ થવાની આપત્તિ આપી એનુ વારણ કરવા મીમાંસકે નવો સુધારો સૂચવ્યો કે જે વ્યક્તિને પક્ષધર્મતાજ્ઞાન હોય એને જ વ્યાપ્તિજ્ઞાન પણ જોઈએ પણ એમા પ્રતિવ્યક્તિ અલગ-અલગ કા.કા.ભાવ હોવાથી અનંત કા.કા ભાવ માનવાનુ ગૌરવ આવ્યું

નૈયાયિક જેમ, જ્યા સમવાયસંબંધથી પરામર્શ ત્યાં સમવાયસંબંધથી અનુમિતિ ઉત્પન્ન થાય, એમ કા.કા.ભાવ કહી વ્યક્તિનો પ્રવેશ નથી કરતો, એમ મીમાંસક પણ, જ્યાં સમવાયસંબંધથી વ્યાપ્તિજ્ઞાન અને પક્ષધર્મતાજ્ઞાન રહે ત્યા સમવાયસબંધથી અનુમિતિ ઉત્પન્ન થાય, એમ કહી આ ગૌરવ ટાળી શકે છે. પણ એ ટાળવામા વ્યાપ્તિજ્ઞાન અને પક્ષધર્મતાજ્ઞાન આ બન્નેને સ્વતંત્રકારણો માનવા પડે. એ ન માનવા પડે એ માટે એણે માત્ર પક્ષધર્મતાજ્ઞાનને કારણ માની વ્યાપ્તિને એના પ્રકારમાં પ્રવિષ્ટ કરી દીધી હતી. ધૂમ વગેરે જે વ્યાપ્ય પદાર્થો પક્ષધર્મ હોય છે એમા વ્યાપ્તિ તો રહી જ હોય છે, એ જણાયેલી હોય કે ન હોય... તેથી નૈયાયિકે ઉપર કહ્યા પ્રમાણે આપત્તિ આપી... એટલે મીમાંસક જો વ્યાપ્યતાવચ્છેદક-

પ્રકારકપક્ષધર્મતાજ્ઞાનત્વેન જ્ઞાનને કારણ માને તો એની સામે બે આપત્તિઓ ઊભી રહી. .

(૧) નૈયાયિક વ્યાપ્તિપ્રકારકપક્ષધર્મતાજ્ઞાનત્વેન પરામર્શને (= વ્યાપ્તિપ્રકારકપક્ષધર્મતાજ્ઞાનને) કારણ માને છે જ્યારે મીમાંસક વ્યાપ્યતાવચ્છેદકપ્રકારકપક્ષધર્મતાજ્ઞાનત્વેન જ્ઞાનને કારણ માને છે એટલે નૈયાયિકે જે વ્યાપ્તિપ્રકારક કહ્યુ એના સ્થાને મીમાંસકે વ્યાપ્યતાવચ્છેદકપ્રકારક કહેવું પડ્યું આમાં વ્યાપ્યતા એ વ્યાપ્તિ જ છે એટલે 'અવચ્છેદક' અંશ વધુ ઉમેરાયો તેથી શરીરકૃત ગૌરવ. . તથા

(૨) અનતકા કા.ભાવ માનવાની આપત્તિ..

એટલે હવે ન છૂટકે મીમાંસકે વ્યાપ્તિજ્ઞાન અને પક્ષધર્મતાજ્ઞાન એ બન્નેને સ્વતન્ત્ર કારણ તરીકે કહ્યા. એમા અનત કા.કા. ભાવ પણ માનવા પડતા નથી, કે કારણના અંશમાં અવચ્છેદકનો પ્રવેશ કરવો પડતો નથી ]

(૨) **નૈયાયિક** - તો પછી તમારે બે કાર્યકારણભાવ માનવાનું ગૌરવ થશે, અમારે તો એક જ પરામર્શ સાથે કા કા ભાવ માનવાનો હોવાથી લાઘવ છે.

[**મીમાંસક** - એમ તો તમારે પણ બે કા કા ભાવ ક્યાં નથી થતા ? વ્યાપ્તિપ્રકારકપક્ષધર્મતાજ્ઞાનને કારણ માનવુ કે પક્ષધર્મતાપ્રકારકવ્યાપ્તિજ્ઞાનને કારણ માનવું એમાં વિનિગમનાવિરહ હોવાથી બન્નેને કારણ માનવા પડવાના કારણે બે કા કા ભાવ માનવા પડશે ]

(૩) **નૈયાયિક** - તો પણ તમારે, 'वह्निव्याप्यो धूमः' આવું વ્યાપ્તિપ્રકારકજ્ઞાન અને आलोकवान् पर्वतः એવુ પક્ષધર્મતાજ્ઞાન જેને થશે એને અનુમિતિ થવાની આપત્તિ આવશે. કારણકે બન્ને જ્ઞાનો હાજર થઈ ગયા છે.

[**મીમાંસક** - છતાં, 'वह्निव्याप्यो धूमः', 'धूमवान्पर्वतः' આવા બે જ જ્ઞાનથી જ્યા અનુમિતિ અનુભવાય છે ત્યા તમારે વ્યતિરેક વ્યભિચાર આવે છે તેનુ શુ ?]

(૪) **નૈયાયિક** - પૂર્વે ક[illegible] ગયા ને ? ત્યા પણ કાર્યબલાત્ કારણની કલ્પના કરી લેવી કે વિશિષ્ટજ્ઞાન (= પરામર્શ) થયેલુ છે

[**મીમાંસક** - પણ, આ વધારાનો પરામર્શ કલ્પવો પડવાનું ગૌરવ થયું ને ?]

(૫) **નૈયાયિક** - આ ફળમુખગૌરવ છે, જે દોષરૂપ નથી... આશય એ છે કે પરામર્શને કારણ ન માનતા વ્યાપ્તિપ્રકારકજ્ઞાન અને પક્ષધર્મતાજ્ઞાન એ બેને કારણ માનવામાં બે કા કા ભાવ માનવા પડે છે તેમજ वह्निव्याप्यो धूमः - आलोकवान् पर्वत એવા આ બન્ને જ્ઞાન હોવા છતાં અનુમિતિ ન થતી હોવાથી અન્વયવ્યભિચાર આવે છે એટલે કારણ તરીકે આ બેને માની ન શકાતા હોવાથી પરામર્શને જ માનવો પડે છે. આ રીતે, સમવાયસંબંધથી અનુમિતિ પ્રત્યે સમવાયસંબંધથી પરામર્શ હેતુ છે એવો કા કા.ભાવ નિશ્ચિત થઈ ગયા પછી, જ્યા બે જ્ઞાનથી જ અનુમિતિ થઈ જતી ભાસે છે ત્યા પણ પરામર્શ કલ્પી લેવાનું આ જે ગૌરવ ઉપસ્થિત થાય છે એ દોષરૂપ નથી. [કા.કા.ભાવ નિશ્ચિત થયા પછી ઉપસ્થિત થતું ગૌરવ ફળમુખગૌરવ કહેવાય છે. એને દોષ રૂપે આપી શકાતું નથી ]

---

*(का.) व्याप्तिः साध्यवदन्यस्मिन्नसम्बन्ध उदाहृत. ।।६८।।*

(मु.) [1]व्याप्यो नाम व्याप्त्याश्रयः । तत्र का व्याप्तिरित्यत आह-व्याप्तिरिति । साध्यवदन्येति । 'वह्निमान् धूमादि'त्यादौ साध्यो वह्निः, साध्यवान् महानसादिः, तदन्यो जलह्रदादिः, तदवृत्तित्वं धूमस्येति लक्षणसमन्वयः । ''धूमवान् वह्नेः' इत्यादौ साध्यवदन्यस्मिंस्तप्तायःपिण्डादौ वह्नेः सत्त्वान्नातिव्याप्तिः ।

## ★ પૂર્વપક્ષ વ્યાપ્તિ ★

**(કા.) સાધ્યવાનૂથી ભિન્ન જે હોય તેમાં (હેતુનો) અસંબંધ (= ન રહેવાપણું) એ વ્યાપ્તિ કહેવાઈ છે.**

**(મુ.) [1]વ્યાપ્ય એટલે વ્યાપ્તિનો આશ્રય. એમાં વ્યાપ્તિ શું છે ? એવી જિજ્ઞાસા સંતોષવા સાધ્યવદ... વગેરે કહ્યું છે. [2]'વહ્નિમાન્ ધૂમાત્' આવા સ્થળમાં, સાધ્ય વહ્નિ છે, સાધ્યવાન્ મહાનસ વગેરે છે, એનાથી ભિન્ન જળહૃદ વગેરે છે. તેમાં ધૂમ અવૃત્તિ છે માટે લક્ષણ સમન્વય થઈ ગયો. [3]ધૂમવાન્ વહ્નેઃ આવા સ્થળમાં, સાધ્યવદ્‌થી ભિન્ન એવા તપેલા લોખંડના ગોળામાં અગ્નિ હાજર હોવાથી અતિવ્યાપ્તિ થતી નથી.**

(વિ.) (૧) પરામર્શનું લક્ષણ દર્શાવ્યા બાદ હવે વ્યાપ્તિનુ નિરૂપણ કરવામા ઉપોદ્‌ઘાત સંગતિ (प्रकृतोपपादकत्वमुपोद्घातत्वम्) રહેલી છે એ દર્શાવવા વ્યાપ્યો નામ. . વગેરે કહ્યુ છે.

[હવે વ્યાપ્તિના લક્ષણની વિચારણાનો અધિકાર આવે છે આમાં પૂર્વપક્ષની વ્યાપ્તિ અને ઉત્તરપક્ષની વ્યાપ્તિના લક્ષણો આવશે. સૌ પ્રથમ સામાન્ય લક્ષણ આપવું, એનો સમન્વય કરી દેખાડવો, એમા બીજી રીતે દોષ દેખાડવો, લક્ષણનો પરિષ્કાર કરવો, પછી પરિષ્કૃત નવા લક્ષણનો સમન્વય દેખાડવો - દર્શાવેલા દોષનો પરિહાર દેખાડવો - વળી નવો દોષ પરિષ્કૃત લક્ષણમા દેખાડવો - ફરીથી પરિષ્કાર કરવો .. આવી પરંપરા ચાલશે.

જે અનુમાન પ્રયોગના હેતુમાં સાધ્યની વ્યાપ્તિ રહી હોય એવા અનુમાનને સત્સ્થળ કહે છે (જેમકે पर्वतो वह्निमान् धूमात्). જેમાં એ ન રહી હોય, અર્થાત્ હેતુ વ્યભિચારી હોય એવા અનુમાનને અસત્સ્થળ કહે છે (જેમકે पर्वतो धूमवान् वह्नेः)

(1) સત્સ્થળમાં હેતુમાં વ્યાપ્તિ રહેલી છે એવું દર્શાવવું એ અને

(2) અસત્સ્થળમા હેતુમા વ્યાપ્તિ રહી નથી એવું દર્શાવવું એ... લક્ષણનો સમન્વય કર્યો કહેવાય.

(3) સત્સ્થળમા, હેતુમા વ્યાપ્તિ રહેતી નથી એવુ દર્શાવવુ એ વ્યાપ્તિના વિવક્ષિત લક્ષણમા અવ્યાપ્તિદોષ દર્શાવ્યો કહેવાય અથવા (4) અસત્સ્થળમાં, હેતુમાં વ્યાપ્તિ રહી જાય છે એવુ દર્શાવવું એ, વિવક્ષિત લક્ષણમા અતિવ્યાપ્તિદોષ દર્શાવ્યો કહેવાય આ બેમાંથી એક પણ દોષ દર્શાવવામા આવે તો વિવક્ષિત લક્ષણ ટકી શકતું નથી, એટલે એ દોષનો પરિહાર થાય એ રીતે એ લક્ષણનો પરિષ્કાર કરવામા આવે છે ને પરિષ્કૃત લક્ષણમા હવે દોષ કેમ નથી એ દર્શાવવામા આવે છે, અને/અથવા એનો સમન્વય દર્શાવવામા આવે છે

તે તે લક્ષણની વિચારણા વખતે, હેતુ અથવા સાધ્યને (વૃત્તિ-અવૃત્તિ .. પ્રતિયોગી-અપ્રતિયોગી.. વગેરે રૂપે) કેવો દર્શાવવાથી લક્ષણનો (1) કે (2) પ્રકારનો સમન્વય થયો કહેવાય કે કેવો દર્શાવવાથી (3) કે (4) પ્રકારનો દોષ દર્શાવ્યો કહેવાય એ વિચારી લેવું જોઈએ, જેથી, શી રીતે લક્ષણ સમન્વય થાય છે કે દોષ આવે છે એ સ્પષ્ટ રીતે સમજી શકાય આ જ પદ્ધતિ **વ્યાપ્તિપંચક** તથા **સિદ્ધાન્તલક્ષણ** ગ્રન્થમા પણ ખૂબ ઉપયોગી થઈ પડે.]

[વ્યાપ્તિપચક (પચલક્ષણી) ગ્રન્થમા પૂર્વપક્ષવ્યાપ્તિના साध्याभाववदवृत्तित्वम् વગેરે પાચ સ્વરૂપ બતાવ્યા છે. એમાના છેલ્લા साध्यवदन्यावृत्तित्वम् લક્ષણનુ અહી નિરૂપણ છે.]

(૧) સાધ્યવાનૂથી ભિન્નમાં (અર્થાત્ જેમાં સાધ્ય ન હોય તેમાં) હેતુનું ન રહેવાપણુ (અવૃત્તિત્વ) એ જ હેતુમા રહેલી સાધ્યની (સાધ્યનિરૂપિત - સાધ્યપ્રતિયોગિક) વ્યાપ્તિ છે.

[આ લક્ષણમા, સત્સ્થળીયહેતુ સાધ્યવદન્યમાં અવૃત્તિ છે (નથી રહ્યો) એવું દર્શાવવું અને અસત્સ્થળીય

હેતુ સાધ્યવદન્યમા વૃત્તિ છે એવું દર્શાવવુ એ લક્ષણનો સમન્વય છે. આનાથી વિપરીત દર્શાવવું એ દોષપ્રદર્શન છે. ગ્રન્થકાર બન્ને રીતે લક્ષણનો સમન્વય દર્શાવે છે.]

(૨) વહ્નિમાન્ ધૂમાત્ મા અગ્નિ સાધ્ય છે રસોડું વગેરે સાધ્યવાન છે. જળહ્રદ વગેરે એનાથી ભિન્ન છે. આ જળહ્રદાદિમા ધૂમ હેતુ રહ્યો નથી... માટે લક્ષણ સમન્વય થઈ ગયો

[ધૂમવાન્ વહ્નેઃ આ અસત્સ્થળ છે. કારણ કે જ્યા જ્યા વહ્નિ ત્યાં ત્યા ધૂમ. . એવી વ્યાપ્તિ નથી. અગ્નિ તો ધગધગતા લોખડના ગોળામાં પણ છે જ્યા ધૂમાડો નથી. તેથી ધૂમ સાધ્યની સિદ્ધિ કરવા માટે આવેલો વહ્નિ હેતુ વ્યભિચારી છે. એટલે અહીં, સાધ્યવદન્યમાં હેતુ રહ્યો છે એવું દર્શાવવાથી વ્યાપ્તિનું લક્ષણ ન જવાના કારણે સમન્વય થયો કહેવાય. જો અહીં પણ 'હેતુ રહ્યો નથી' એવું સિદ્ધ થાય તો લક્ષણની અતિવ્યાપ્તિ થઈ કહેવાય, કારણકે અલક્ષ્યમાં લક્ષણ ગયુ ]

(૩) ધૂમવાન્ વહ્નેઃ... આમાં ધૂમ સાધ્ય છે, વહ્નિ હેતુ છે સાધ્યવાન્ મહાનસાદિ, તદન્ય તપ્તઅયોગોલક એમા હેતુ વહ્નિ રહ્યો (વૃત્તિ) છે ... 'નથી રહ્યો (અવૃત્તિ)' એમ નહીં... માટે અતિવ્યાપ્તિ નથી, પણ લક્ષણ સમન્વય છે

---

(मु.) अत्र येन सम्बन्धेन साध्यं तेनैव सम्बन्धेन साध्यवान् बोध्यः । अन्यथा समवायसम्बन्धेन वह्निमान्वह्नेरवयवस्तदन्यो महानसादिस्तत्र धूमस्य विद्यमानत्वादव्याप्तिप्रसङ्गात् ।

---

## ★ સાધ્યતાવચ્છેદક સંબન્ધપ્રવેશ ★

**(મુ.) આ લક્ષણમાં, જે સંબધથી સાધ્ય (પક્ષમાં) રહ્યો હોય તે સંબધથી સાધ્યવાન્ લેવાનું જાણવું અન્યથા, સમવાયસંબંધથી વહ્નિમાન્ છે વહ્નિના અવયવ, તેનાથી અન્ય છે મહાનસાદિ, તેમાં હેતુ ધૂમ રહ્યો હોવાથી અવ્યાપ્તિ થાય.**

(વિ.) [શંકા - તમારા લક્ષણમા અવ્યાપ્તિદોષ છે. કારણકે વહ્નિમાન્ ધૂમાત્ માં સમવાયસંબંધથી સાધ્યવાન્ છે વહ્નિના અવયવો, તેનાથી અન્ય છે મહાનસાદિ, એમા હેતુ ધૂમ વૃત્તિ છે, અવૃત્તિ નહી. તેથી સત્સ્થળમાં લક્ષણ ન જવાથી અવ્યાપ્તિ.]

**સમાધાન** - લક્ષણમા જે સાધ્યવદ્ છે તે ગમે તે સબધથી સાધ્યવાન્ નથી લેવાનો, પણ અનુમાનમાં, પક્ષમાં સાધ્યને રહેવાનો જે સબંધ હોય અર્થાત્ સાધ્યતાવચ્છેદકસંબધ જે હોય - તે સંબંધથી સાધ્યવાન્ લેવાનો છે. વહ્નિમાન્ ધૂમાત્ મા સાધ્ય વહ્નિને પક્ષ પર્વતમા રહેવાનો સંબંધ સયોગ છે. એટલે લક્ષણમાં જે સાધ્યવાન્ની વાત છે તે પણ સયોગ સબંધથી જ સાધ્યવાન્ લેવાનો રહેવાથી વહ્નિના અવયવ નહી લઈ શકાય. મહાનસાદિ જ લેવા પડશે. તદન્ય સરોવર વગેરે, જ્યા ધૂમ અવૃત્તિ હોવાથી અવ્યાપ્તિ નહી

---

(मु.) साध्यवदन्यश्च साध्यवत्त्वावच्छिन्नप्रतियोगिताकभेदवान् बोध्यः । तेन यत्किञ्चिद्वह्निमतो महानसादेर्भिन्ने पर्वतादौ धूमस्य सत्त्वेऽपि न क्षतिः ।

---

## ★ સાધ્યવદન્ય કેવો લેવો ? ★

**(મુ.) સાધ્યવદન્ય તરીકે પણ સાધ્યવત્ત્વાવચ્છિન્નપ્રતિયોગિતાનો નિરૂપક જે ભેદ, તદ્વાન્ જાણવો તેથી કોઈ એક વહ્નિમાન જે મહાનસાદિ, એનાથી ભિન્ન પર્વતાદિમાં ધૂમ હોવા છતાં ક્ષતિ (= અવ્યાપ્તિ) નથી.**

(વિ.) [શંકા .- હજુ અવ્યાપ્તિદોષ ઊભો છે. સંયોગ સબંધથી સાધ્યવાન્ છે મહાનસાદિ, એનાથી ભિન્ન છે પર્વતાદિ. . એમાં હેતુ ધૂમ વૃત્તિ છે, અવૃત્તિ નહી તેથી અવ્યાપ્તિ.]

**સમાધાન** .- લક્ષણમાં, સાધ્યવદન્ય = સાધ્યવત્પ્રતિયોગિકભેદવાન્, જે છે, તે સાધ્યવત્ત્વાવચ્છિન્ન-પ્રતિયોગિતાનિરૂપકભેદવાન્ લેવાથી આ દોષનુ વારણ થઈ જશે. વહ્નિમાન્ એવા મહાનસનો પર્વતમાં ભેદ છે ખરો, પણ એ મહાનસત્વેન છે, વહ્નિમત્ત્વેન નહી, કારણકે, વહ્નિમત્ત્વેન તો પર્વત ખુદ પણ વહ્નિમાન્ જ છે, 'વહ્નિમાન્ નથી' એમ નહીં. વહ્નિમત્ત્વેન વહ્નિમાન્થી ભિન્ન તરીકે તો તે જલહ્રદાદિ જ આવશે જે વહ્નિશૂન્ય હોય, ને તેમાં તો ધૂમ અવૃત્તિ છે જ. માટે અવ્યાપ્તિ નહીં. [જેના માટે, 'वह्निमान् न' એમ કહી શકાય, એ વહ્નિમત્ત્વાવચ્છિન્નપ્રતિયોગિતાકભેદવાન્ હોય એ જાણવું.]

---

(मु.) येन सम्बन्धेन हेतुता तेनैव सम्बन्धेन साध्यवदन्याऽवृत्तित्वम्बोध्यम् । तेन साध्यवदन्यस्मिन्धूमावयवे धूमस्य समवायसम्बन्धेन सत्त्वेऽपि न क्षतिः ।

---

## ★ હેતુતાવચ્છેદકસમ્બન્ધનિવેશ ★

**(મુ.) જે સંબંધથી હેતુતા હોય તે જ સંબંધથી, સાધ્યવદન્યમાં ન રહેવાપણું જાણવું. તેથી, સાધ્યવદન્ય એવો જે ધૂમાવયવ, તેમાં ધૂમ સમવાયસંબંધથી રહ્યો હોવા છતાં (અવ્યાપ્તિ) દોષ નથી.**

**(વિ.)** [**શંકા** - તો પણ અવ્યાપ્તિ આવશે જ. કારણકે સંયોગ સંબંધથી વહ્નિમાન્ જે કોઈ હોય તેનો ભેદ ધૂમના અવયવમાં તો રહ્યો જ છે, કારણકે ધૂમાવયવ માટે '(सयोगेन) वह्निमान् न' કહી શકાય છે. એટલે સાધ્યવદન્ય થયો ધૂમાવયવ એમાં સમવાયસબંધથી હેતુ ધૂમ વૃત્તિ હોવાથી અવ્યાપ્તિ...]

**સમાધાન** ·- હેતુને (પક્ષમાં) રહેવાનો સંબધ તે હેતુતાવચ્છેદક સંબંધ, સાધ્યવદન્યમાં આ સંબંધથી હેતુ ન રહેવો જોઈએ. वह्निमान् धूमात् માં હેતુતાવચ્છેદક સંબંધ છે સયો... (આને જ 'સંયોગસંબંધથી હેતુતા છે' એમ કહેવાય ) વહ્નિમદન્ય જે ધૂમાવયવ, તેમાં સંયોગસંબંધથી ધૂમ અવૃત્તિ છે જ, માટે અવ્યાપ્તિ નથી.

[થોડી ન્યાયની પરિભાષા સમજી લઈએ घटवद् भूतलम्. . ભૂતલ આધાર છે. . ઘટ આધેય છે અથવા વૃત્તિ છે. ભૂતલમા આધારતા છે.... ઘટમાં તેની આધેયતા (વૃત્તિતા) છે. અર્થાત્ भूतलनिरूपिताधेयता-(वृत्तिता)वान् घटः । વળી, આધેયને રહેવાનો સબંધ એ આધેયતા(વૃત્તિતા)વચ્છેદકસંબંધ... પ્રસ્તુતમાં, ઘડો આધેય છે, ને સંયોગસબંધથી ભૂતલમાં રહ્યો છે તેથી સંયોગસંબધાવચ્છિન્ન આધેયતા થઈ... એટલે કે ભૂતલનિરૂપિતસંયોગસબંધાવચ્છિન્નવૃત્તિતાવાન્ ઘટ એમ કહેવાય. એમ ઘડો સમવાયસંબંધથી કપાલમાં રહ્યો છે. તો, કપાલનિરૂપિતસમવાયસંબધાવચ્છિન્નવૃત્તિતાવાન્ ઘટ· એમ કહેવાય. ટૂંકમાં, આધેય પદાર્થ જે સંબધથી જ્યા રહ્યો હોય તન્નિરૂપિતતત્સમ્બન્ધાવચ્છિન્નવૃત્તિતાવાન્ બને. એમ જે પદાર્થ જે સમ્બન્ધથી જ્યા ન રહ્યો હોય તન્નિરૂપિતતત્સબધાવચ્છિન્નવૃત્તિત્વાભાવવાન્ તે પદાર્થ બને.

એટલે પ્રસ્તુતમાં, હેતુતાવચ્છેદકસબંધથી હેતુ સાધ્યવદન્યમાં જે નથી રહેતો એને આ રીતે લખી શકાય -

સાધ્યવદન્યનિરૂપિતહેતુતાવચ્છેદકસંબંધાવચ્છિન્નવૃત્તિત્વાભાવવાન્ હેતુ જોઈએ... સાધ્યવદન્ય જે ધૂમાવયવ, તેમાં ધૂમ સયોગ સંબંધથી નથી રહ્યો, સમવાયસંબંધથી રહ્યો છે. તેથી, ધૂમ, સાધ્યવદન્યનિરૂપિ-તસમવાયસંબધાવચ્છિન્નવૃત્તિતાવાન્ હોવા છતા, સાધ્યવદન્યનિરૂપિતસયોગસંબંધાવચ્છિન્નવૃત્તિતાવાન્ તો નથી જ. માટે અવ્યાપ્તિ નથી

તથા, ભૂતલમાં જે ઘટવત્તા છે એ જ ઘટની આધારતા છે જે ઘટનિષ્ઠ આધેયતાથી નિરૂપિત છે. એટલે કે સયોગસબંધાવચ્છિન્નાધેયતાનિરૂપિતઆધારતા(ઘટવત્તા) ભૂતલમાં આવી. આને ટૂંકમાં,

સંયોગસંબધાવચ્છિન્નઘટવત્તા પણ કહે છે

વ્યાપ્તિના લક્ષણમાં, સાધ્યવાન્ જે લેવાનો છે તે સાધ્યતાવચ્છેદક સંબંધથી સાધ્યનો આધાર લેવાનો છે. એટલે એમા, સાધ્યતાવચ્છેદકસંબંધાવચ્છિન્નસાધ્યવત્તા (કે સાધ્યવત્ત્વ) કહેવાય વળી આવા સાધ્યવાન્નો જે ભેદ લેવાનો છે તે પણ યત્કિંચિત્ સાધ્યવાન્નો ભેદ નથી લેવાનો, પણ જે કોઈ સાધ્યવાન્ હોય તે બધાનો ભેદ લેવાનો છે. એટલે કે સાધ્યવત્ત્વાવચ્છિન્નપ્રતિયોગિતાનિરૂપકભેદ લેવાનો છે. (ખાલી સાધ્યવત્પ્રતિયોગિકભેદ કહે, તો એક સાધ્યવાન્નો-મહાનસનો-બીજા સાધ્યવાન્માં - પર્વતમાં - પણ ભેદ રહી જાય. એટલે એ ન કહેતા સાધ્યવત્ત્વાવચ્છિન્નપ્રતિયોગિતાકભેદ કહ્યો એ કોઈપણ સાધ્યવાન્માં ન રહે, જે સાધ્યવાન્ ન હોય એમા જ રહે.)

વળી, આમા, સાધ્યવત્ત્વ સાધ્યતાવચ્છેદકસંબંધાવચ્છિન્ન છે. એટલે હવે પરિષ્કૃતલક્ષણ આવુ થશે -

સાધ્યતાવચ્છેદકસંબંધાવચ્છિન્નસાધ્યવત્ત્વાવચ્છિન્નપ્રતિયોગિતાકભેદવાન્થી નિરૂપિત જે હેતુતાવચ્છેદકસંબંધાવચ્છિન્નવૃત્તિતા, તેનો અભાવ એ વ્યાપ્તિ છે.]

(मु.) साध्यवदन्यावृत्तित्वञ्च साध्यवदन्यवृत्तित्वत्वावच्छिन्नप्रतियोगिताकाभावः । तेन 'धूमवान् वह्ने'रित्यत्र साध्यवदन्यजलहृदादिवृत्तित्वाभावेऽपि नातिव्याप्तिः ।

## ★ સાધ્યવદન્યાવૃત્તિત્વ કેવું ? ★

**(મુ.) સાધ્યવદન્યાવૃત્તિત્વમાં અવૃત્તિત્વ જે કહ્યું છે તે, સાધ્યવદન્યનિરૂપિતવૃત્તિતાનો તાદૃશવૃત્તિત્વત્વાવચ્છિન્ન અભાવ સ્વરૂપ લેવુ. તેથી धूमवान् वह्नेः આવા અસત્સ્થળમાં, સાધ્યવદન્ય જે જળહૃદ વગેરે, તન્નિરૂપિતવૃત્તિતાનો વહ્નિમાં અભાવ હોવા છતાં અતિવ્યાપ્તિ દોષ નથી.**

(વિ.) [શંકા - અવ્યાપ્તિનો ભલે તમે પરિહાર કર્યો. . હજુ અતિવ્યાપ્તિ ઊભી જ છે. धूमवान् वह्ने. મા સાધ્ય(ધૂમ)વાન્ જે મહાનસાદિ, તેનાથી અન્ય જળહૃદ, એમા તો હેતુ વહ્નિ રહેતો નથી જ એટલે કે સાધ્યવદન્ય(જલહૃદાદિ)નિરૂપિતવૃત્તિતાનો અભાવ હેતુ વહ્નિમા રહી જવાથી લક્ષણ ગયુ ને તેથી અતિવ્યાપ્તિ.]

**સમાધાન** :- [धूमवान् वह्नेः મા સાધ્યવદન્ય તરીકે જેમ તપ્તઅયોગોલક મળે છે એમ જળહૃદાદિ પણ મળે છે. એમાથી, તપ્તઅયોગોલકનિરૂપિતવૃત્તિતાનો હેતુ વહ્નિમાં અભાવ ન હોવા છતાં, જળહૃદાદિનિરૂપિત વૃત્તિતાનો અભાવ તો છે જ. કારણકે જેમ આધેયભેદે આધેયતા(વૃત્તિતા)નો ભેદ હોય છે તેમ આધારભેદે પણ એનો ભેદ હોય છે જ એટલે કે એક ઘડો હોવા છતાં અન્યઘટનો (ઘટવિશેષનો) અભાવ રહી શકે છે, એમ એક વૃત્તિતા હોવા છતાં અન્યવૃત્તિતાનો અભાવ રહી શકે છે. આ વાસ્તવિકતાનો લાભ ઊઠાવી ઉપરની અતિવ્યાપ્તિ આપવામા આવી છે.

હવે, એક ઘડો હોય ત્યા અન્ય ઘટનો (= ઘટવિશેષનો) અભાવ રહે છે એ વાત સાચી, છતાં ત્યાં ઘટસામાન્યનો અભાવ તો રહેતો નથી જ. અર્થાત્ ઘટપ્રતિયોગિકાભાવ હોવા છતાં ઘટત્વાવચ્છિન્નપ્રતિયોગિતાકાભાવ તો રહેતો નથી જ. આવો અભાવ તો એક પણ ઘડો જ્યાં ન રહ્યો હોય ત્યાં જ રહે.]

પ્રસ્તુતમા, સાધ્યવદન્યનિરૂપિતવૃત્તિતા તરીકે તપ્તાયોગોલકનિરૂપિતવૃત્તિતા, જલહૃદનિરૂપિતવૃત્તિતા કૂપનિરૂપિતવૃત્તિતા વગેરે વૃત્તિતાઓ આવે છે. જલહૃદનિરૂપિતવૃત્તિતા, કૂપનિરૂપિતવૃત્તિતા .. વગેરે વૃત્તિતાઓનો વહ્નિમા અભાવ હોવા છતા, તપ્તાયોગોલકનિરૂપિતવૃત્તિતાનો વહ્નિમા અભાવ નથી. એટલે કે વૃત્તિતાવિશેષનો અભાવ હોવા છતાં વૃત્તિતાસામાન્યનો અભાવ નથી. અર્થાત્ વૃત્તિતાત્વાવચ્છિન્નપ્રતિયોગિતાકઅભાવ નથી. એટલે આવા અભાવનો સમાવેશ કરવાથી અતિવ્યાપ્તિ વારી શકાય તેથી પરિષ્કૃત

લક્ષણ આવુ થશે સાધ્યતાવચ્છેદકસંબંધાવચ્છિન્ન[1] સાધ્યવત્ત્વાવચ્છિન્નપ્રતિયોગિતાકભેદાધિકરણનિરૂપિતહેતુતાવચ્છેદકસબંધાવચ્છિન્ન[2]વૃત્તિત્વત્વાવચ્છિન્નપ્રતિયોગિતાકાભાવવત્ત્વમ્.. .

આમાં (૧)નો અન્વય સાધ્યવત્ત્વમાં અને (૨)નો અન્વય વૃત્તિત્વમાં જાણવો. વહ્નિમાં આવો વૃત્તિત્વત્વાવચ્છિન્નઅભાવ રહ્યો ન હોવાથી લક્ષણ જશે નહી .. તેથી અતિવ્યાપ્તિ નહી.

(मु.) अत्र यद्यपि 'द्रव्यं, गुणकर्मान्यत्वविशिष्टसत्त्वाद्' इत्यादौ विशिष्टसत्तायाः शुद्धसत्तायाश्चैक्यात्साध्यवदन्यस्मिन् गुणादाववृत्तित्वं नास्ति । तथापि हेतुतावच्छेदकरूपेणावृत्तित्वं वाच्यम् । हेतुतावच्छेदकं तादृशवृत्तितानवच्छेदकमिति फलितोऽर्थः ॥६८॥

## ★ અંતિમ નિષ્કર્ષ ★

**(મુ.) અહીં જો કે, '(इद) द्रव्यं, गुणकर्मान्यत्वविशिष्टसत्त्वाद्' વગેરે સ્થળમાં, વિશિષ્ટસત્તા અને શુદ્ધસત્તા એક જ હોવાના કારણે સાધ્યવદન્ય એવા ગુણાદિમાં હેતુની અવૃત્તિતા નથી. તો પણ, હેતુતાવચ્છેદકરૂપે અવૃત્તિતા જાણવી. એટલે કે હેતુતાવચ્છેદક તાદશવૃત્તિતાનો અનવચ્છેદક હોવો જોઈએ, (તો લક્ષણ જાય) એમ અર્થ ફલિત થશે.**

**(વિ.) શંકા** :- સત્તા દ્રવ્ય, ગુણ અને કર્મ ત્રણમાં રહી છે. પણ જેમાં ગુણ-કર્મભિન્નત્વ અને સત્તા બન્ને રહ્યા હોય એવું તો માત્ર દ્રવ્ય જ છે. એટલે ગુણકર્માન્યત્વવિશિષ્ટસત્ત્વ જ્યા રહ્યું હોય ત્યાં સાધ્ય દ્રવ્યત્વ રહ્યું જ હોવાથી આ સત્સ્થળ છે એટલે હેતુમાં નિરુક્ત વૃત્તિતાનો અભાવ રહેવો જોઈએ. પણ, જેમ, આંગળી પર લાલપટ્ટી લગાવવા માત્રથી આંગળી કાંઈ બદલાઈ જતી નથી. અર્થાત્ લાલપટ્ટી વિશિષ્ટ આંગળી એ શુદ્ધ (= 'લાલપટ્ટી' એવા વિશેષણ વગરની) આંગળીથી ભિન્ન નથી. આને 'विशिष्टं शुद्धान्नातिरिच्यते' ન્યાય કહેવાય છે. આ ન્યાયાનુસારે ગુણકર્માન્યત્વવિશિષ્ટસતા શુદ્ધસત્તાથી ભિન્ન નથી, અભિન્ન જ છે, જે ગુણાદિમા પણ રહી છે

એટલે, સાધ્ય(દ્રવ્યત્વ)વદન્ય જે ગુણાદિ, તન્નિરૂપિતવૃત્તિતા સત્તામાં હોવાથી હેતુભૂત વિશિષ્ટસત્તામાં પણ છે જ, તેથી અવ્યાપ્તિ દોષ આવશે.

**સમાધાન** - વિશિષ્ટસત્તા શુદ્ધસત્તાથી અભિન્ન હોવાના કારણે ગુણાદિમાં રહી હોવા છતાં એ, એમાં સત્તાત્વેન જ રહી છે, વિશિષ્ટસત્તાત્વેન નહી. વિશિષ્ટસત્તાત્વેન તો એ માત્ર દ્રવ્યમા જ રહી શકે છે. આ વિશિષ્ટસત્તાત્વ એ જ પ્રસ્તુતમા હેતુતાવચ્છેદક ધર્મ છે. એટલે સાધ્યવદન્યનિરૂપિતવૃત્તિતા, જેમ હેતુતાવચ્છેદકસંબંધાવચ્છિન્ન લેવાની કહી છે તેમ હેતુતાવચ્છેદકધર્માવચ્છિન્ન લેવાની પણ કહેવાથી અવ્યાપ્તિ રહેશે નહી... કારણકે ગુણનિરૂપિતવિશિષ્ટસત્તાત્વાવચ્છિન્નવૃત્તિતા વિશિષ્ટસત્તામા નથી

જલહ્રદમાં મીન-સેવાલાદિ વૃત્તિ હોય છે, ધૂમ નહી.. એટલે કે જલહ્રદનિરૂપિતવૃત્તિતા મીનસેવાલાદિમાં હોય છે, ધૂમમાં નહી. તેથી જલહ્રદનિરૂપિતવૃત્તિતાના અવચ્છેદક તરીકે મીનત્વ-સેવાલત્વ વગેરે મળી શકે, પણ ધૂમત્વ નહીં... અર્થાત્ ધૂમત્વ એ વૃત્તિતાનો અનવચ્છેદક બને . એટલે, પ્રસ્તુતમા, સાધ્યવદન્યમાં હેતુ ન રહ્યો હોય એનો અર્થ એ થાય કે સાધ્યવદન્યનિરૂપિતવૃત્તિતાનો હેતુતાવચ્છેદક એ અનવચ્છેદક હોવો જોઈએ

તેથી, પ્રસ્તુત લક્ષણનો ફલિતાર્થ આવો થશે -

સાધ્યતાવચ્છેદકસંબંધાવચ્છિન્નસાધ્યવત્ત્વાવચ્છિન્નપ્રતિયોગિતાક ભેદવાન્‌થી નિરૂપિત જે હેતુતાવચ્છેદકસબંધાવચ્છિન્નવૃત્તિતા, તેનો અનવચ્છેદક એવો જે હેતુતાવચ્છેદકધર્મ તદ્વત્ત્વં વ્યાપ્તિ

પ્રસ્તુતમાં તાદૃશભેદવાન્ ગુણાદિ . એનાથી નિરૂપિત સમવાયસંબંધાવચ્છિન્નવૃત્તિતાનો, વિશિષ્ટ-સત્તાત્વરૂપ હેતુતાવચ્છેદક એ અનવચ્છેદક છે જ, કારણકે વિશિષ્ટસત્તાત્વેન રૂપેણ કોઈ પદાર્થ ગુણમાં રહ્યો નથી આવો વિશિષ્ટસત્તાત્વરૂપ ધર્મ 'વિશિષ્ટસત્ત્વ' હેતુમાં છે જ, માટે લક્ષણ સમન્વય થઈ ગયો

(मु.) ननु केवलान्वयिनि ज्ञेयत्वादौ साध्ये साध्यवदन्यस्याऽप्रसिद्धत्वादव्याप्तिः । किञ्च 'सत्तावान् जाते'रित्यादौ साध्यवदन्यस्मिन् सामान्यादौ हेतुतावच्छेदकसम्बन्धेन समवायेन वृत्तेरप्रसिद्धत्वादव्याप्तिश्चात आह -

## ★ કેવલાન્વયી સાધ્યમાં અવ્યાપ્તિ ★

(મુ.) શંકા - કેવલાન્વયી એવા જ્ઞેયત્વાદિ જ્યાં સાધ્ય હોય એવા અનુમાનમાં સાધ્યવદન્ય અપ્રસિદ્ધ હોવાથી અવ્યાપ્તિ દોષ. . વળી, 'सत्तावान् जातेः' ઈત્યાદિમાં સાધ્યવદન્ય જે સામાન્યાદિ, તેમાં હેતુતાવચ્છેદકસંબંધ રૂપ સમવાયસંબંધથી વૃત્તિ જ અપ્રસિદ્ધ હોવાથી અવ્યાપ્તિ... આવી શંકાનું વારણ કરવા કહે છે.

(વિ.) શંકા - પદાર્થમાત્રમાં રહેલા જ્ઞેયત્વાદિ ધર્મો કેવલાન્વયી કહેવાય છે. જેનો સર્વત્ર અન્વય જ મળે, વ્યતિરેક (=અભાવ) ક્યાય ન મળે એ કેવલાન્વયી અર્થાત્ અત્યન્તાભાવનો જે અપ્રતિયોગી હોય તે કેવલાન્વયી

જ્ઞેયત્વ, વાચ્યત્વ, પ્રમેયત્વ વગેરે, વિશ્વના તમામ પદાર્થોમાં રહેલ છે... એમ, સંયોગસંબંધથી રૂપ વગેરે ગુણ ક્યાંય રહ્યા ન હોવાથી સયોગસંબંધાવચ્છિન્નપ્રતિયોગિતાકગુણાભાવ સર્વત્ર રહ્યો છે. એમ પટ, ઘટત્વેન ક્યાંય રહેતો ન હોવાથી ઘટત્વાવચ્છિન્નપ્રતિયોગિતાકપટાભાવ સર્વત્ર રહ્યો છે. તેથી, આ જ્ઞેયત્વ, વાચ્યત્વ, પ્રમેયત્વ, સયોગસબધાવચ્છિન્નગુણાભાવ, ઘટત્વાવચ્છિન્નપટાભાવ વગેરે કેવલાન્વયી પદાર્થો છે.

अय ज्ञेय', वाच्यत्वात् આવા સત્સ્થળમા કે જેમા, જ્ઞેયત્વાદિ કેવલાન્વયી પદાર્થ સાધ્ય છે, તેમાં સાધ્યવદન્ય અપ્રસિદ્ધ છે, કારણકે તમામ પદાર્થ સાધ્યવાન્ જ છે, એટલે લક્ષણ સમન્વય ન થઈ શકવાથી અવ્યાપ્તિ દોષ આવે છે.

વળી, 'अय सत्तावान्, जातेः' આ સત્સ્થળ છે. . જ્યાં જ્યા જાતિ હોય ત્યાં ત્યાં સત્તા હોય છે જ. આમા હેતુ જાતિ સમવાયસબંધથી રહેતી હોવાથી હેતુતાવચ્છેદકસબંધ છે સમવાય. સત્તા સાધ્ય છે સાધ્યવદન્ય છે સામાન્યાદિ ૪ પદાર્થો. પણ આ ૪ પદાર્થોમા કોઈ પદાર્થ ક્યારેય સમવાયસંબંધથી રહેતો નથી તેથી સામાન્યાદિનિરૂપિતસમવાયસંબધાવચ્છિન્નવૃત્તિતા અપ્રસિદ્ધ છે એટલે એવી વૃત્તિતાનો, હેતુતા-વચ્છેદક એ અવચ્છેદક છે કે અનવચ્છેદક વગેરે વિચાર અટકી જતો હોવાથી લક્ષણસમન્વય ન થઈ શકવાના કારણે અવ્યાપ્તિ દોષ આવે છે.

એટલે હવે વ્યાપ્તિનુ નવુ લક્ષણ જણાવે છે -

*(का) अथवा हेतुमन्निष्ठविरहाप्रतियोगिना ।*
*साध्येन हेतोरैकाधिकरण्यं व्याप्तिरुच्यते ॥६९॥*

(मु.) हेतुमति निष्ठा वृत्तिर्यस्य स तथा विरहः = अभावः, तथा च हेत्वधिकरणवृत्ति-र्योऽभावस्तदप्रतियोगिना साध्येन सह हेतोः सामानाधिकरण्यं व्याप्तिरुच्यते ।

## ★ ઉત્તરપક્ષવ્યાપ્તિ ★

**(કા.) અથવા, હેતુમાન્‌માં રહેલ અભાવના અપ્રતિયોગી એવા સાધ્યની સાથે હેતુની એકાધિકરણતા (સામાનાધિકરણ્ય) એ વ્યાપ્તિ કહેવાય છે.**

(મુ.) હેતુમાન્‌માં છે નિષ્ઠા = વૃત્તિ = વર્તના જેની તે (હેતુમન્નિષ્ઠ). આવો જે વિરહ = અભાવ અર્થાત્ હેતુના અધિકરણમાં રહેલો જે અભાવ, તેના અપ્રતિયોગી એવા સાધ્યની સાથે હેતુનું સામાનાધિકરણ્ય એ વ્યાપ્તિ કહેવાય છે.

(વિ ) [આ લક્ષણમા, સત્સ્થળમાં સાધ્ય અપ્રતિયોગી તરીકે સિદ્ધ થઈ જાય તો અને અસત્સ્થળમાં સાધ્ય પ્રતિયોગી તરીકે સિદ્ધ થઈ જાય તો લક્ષણ સમન્વય, અને એનાથી વિપરીત થાય તો દોષ એ જાણવું.]

वह्निमान् धूमात् - હેતુ ધૂમ, તદ્‌વાન્ મહાનસાદિ. . એમાં પુસ્તકાદિનો અભાવ મળે, પણ વહ્નિનો અભાવ મળતો નથી. એટલે કે એમાં રહેલા-અભાવના પુસ્તકાદિ પ્રતિયોગી છે, પણ વહ્નિ તો અપ્રતિયોગી જ છે એટલે, સાધ્ય, હેતુમન્નિષ્ઠાભાવાપ્રતિયોગી બની ગયુ. આવા સાધ્ય સાથે હેતુનું મહાનસાદિ એક અધિકરણમાં જે રહેવાપણું છે એ જ હેતુમાં રહેલી વહ્નિની વ્યાપ્તિ છે. એટલે લક્ષણસમન્વય થઈ ગયો.

धूमवान् वह्नेः - હેતુ વહ્નિ, તદ્‌વાન્ તપ્તાયોગોલક... એમાં રહેલ અભાવ તરીકે ધૂમાભાવ પણ મળવાથી સાધ્ય ધૂમ પ્રતિયોગી બને છે, અપ્રતિયોગી નહીં... માટે અતિવ્યાપ્તિ નહીં...

ज्ञेयं वाच्यत्वात् —હેતુ વાચ્યત્વ, તદ્વાન્ ઘટાદિ, એમાં રહેલ અભાવ તરીકે પટાભાવાદિ મળશે, પણ જ્ઞેયત્વાભાવ નહીં... એટલે સાધ્ય જ્ઞેયત્વ તો અપ્રતિયોગી રહેશે જ. લક્ષણસમન્વય થઇ જશે.

सत्तावान् जातेः મા પણ જાત્યધિકરણ દ્રવ્યાદિમાં સત્તાનો અભાવ ન મળતો હોવાથી સાધ્ય સત્તા અપ્રતિયોગી રહે જ છે. તેથી લક્ષણસમન્વય થઇ જશે

---

(मु.) अत्र यद्यपि 'वह्निमान् धूमादि'त्यादौ हेत्वधिकरणपर्वतादिवृत्त्यभावप्रतियोगित्वं तत्तद्वह्न्या-देरस्तीत्यव्याप्तिः, न च समानाधिकरणवह्निधूमयोरेव व्याप्तिरिति वाच्यम्, तत्तद्वह्न्यादेरप्युभयाभाव-सत्त्वादेकसत्त्वेऽपि द्वयं नास्तीति प्रतीतेः। 'गुणवान् द्रव्यत्वादि'त्यादावव्याप्तिश्च, तथापि प्रतियोगितान-वच्छेदकं यत्साध्यतावच्छेदकं तदवच्छिन्नसामानाधिकरण्यं व्याप्तिरिति बोध्यम् ।

---

## ★ સાધ્યતાવચ્છેદકનો પ્રવેશ ★

(મુ) જો કે 'वह्निमान् धूमात्' વગેરેમાં હેત્વધિકરણીભૂત પર્વતાદિમાં રહેલ અભાવની પ્રતિયોગિતા મહાનસીયવહ્નિ વગેરે તે તે વહ્નિમાં રહી હોવાથી અવ્યાપ્તિ આવે છે. 'સમાનાધિકરણ વહ્નિ-ધૂમની જ વ્યાપ્તિ હોવાથી - (અર્થાત્ પર્વતીયધૂમમાં પર્વતીયવહ્નિની વ્યાપ્તિ જ છે... ને એ પર્વતીયવહ્નિનો અભાવ તો પર્વતમાં છે નહીં...) આ દોષ નથી' એમ ન કહેવું, કારણકે તે તે વહ્નિ વગેરેનો (પર્વતીયવહ્નિનો) પણ ઉભયાભાવ વિદ્યમાન હોવાથી (સાધ્ય પ્રતિયોગી બની જ જાય છે). (ઉભયાભાવ છે એ એનાથી સિદ્ધ થાય છે કે) એક હોવા છતાં, 'બે નથી' એવી પ્રતીતિ થાય છે. વળી, 'ગુણવાન્ દ્રવ્યત્વાત્' ઈત્યાદિમાં અવ્યાપ્તિ પણ થાય છે. તો પણ પ્રતિયોગિતાનવચ્છેદક જે સાધ્યતાવચ્છેદક તદવચ્છિન્નસામાનાધિકરણ્ય એ વ્યાપ્તિ છે એમ જાણવું, (તેથી અવ્યાપ્તિદોષ રહેશે નહીં...)

**(વિ.) પૂર્વપક્ષ** . હેતુમન્નિષ્ઠાભાવાપ્રતિયોગિત્વં આ વ્યાપકનું લક્ષણ છે. એટલે હેતુમાં રહેલું, વ્યાપક એવા સાધ્યનુ સામાનાધિકરણ્ય એ વ્યાપ્તિ છે. પણ આવા લક્ષણની, वह्निमान् धूमात् જેવા પ્રસિદ્ધ અનુમાનમાં પણ અવ્યાપ્તિ થાય છે. તે આ રીતે-ધૂમાધિકરણ પર્વતમાં મહાનસીય વહ્ન્યભાવ છે, મહાનસમાં ચત્વરીયવહ્ન્યભાવ છે .. એમ ક્રમશ તે તે દરેક વહ્નિ, ધૂમાધિકરણમાં રહેલા અભાવનો ચાલનીન્યાયેન

પ્રતિયોગી જ બની જાય છે, અપ્રતિયોગી નહી. તેથી સાધ્ય 'વ્યાપક' જ ન બનવાથી અવ્યાપ્તિ.

**શંકા** - પર્વતીય ધૂમમા પર્વતીયવહ્નિની, મહાનસીયધૂમમાં મહાનસીય વહ્નિની. . એમ સમાનાધિકરણ ધૂમ-વહ્નિની જ વ્યાપ્તિ માનતા હોવાથી આ દોષ રહેશે નહી... કારણ કે પર્વતીયધૂમના અધિકરણ પર્વતમા પર્વતીયવહ્નિનો અભાવ ન મળતો હોવાથી પર્વતીયવહ્નિ તો અપ્રતિયોગી રહેશે જ ..

[**અથવા,** વિશિષ્ટધર્માનવચ્છિન્નપ્રતિયોગિતાક અભાવ જ હેતુમન્નિષ્ઠાભાવ તરીકે લેવો. એટલે હવે, ધૂમાધિકરણ પર્વતમા રહેલા અભાવ તરીકે મહાનસીયવહ્નિનો અભાવ લઈ નહી શકાય, કારણ કે એ તો મહાનસીયત્વવિશિષ્ટવહ્નિત્વાવચ્છિન્નપ્રતિયોગિતાક છે વહ્નિત્વાવચ્છિન્નપ્રતિયોગિતાક વહ્નચભાવ તો પર્વતમાં છે નહી . તેથી ઘટાભાવ વગેરે જ લેવા પડશે જેનો સાધ્ય વહ્નિ એ અપ્રતિયોગી હોવાથી અવ્યાપ્તિ નહી આવે.]

**પૂર્વપક્ષ** છતા અવ્યાપ્તિ ઊભી જ છે પર્વતમા વહ્નિ હોવા છતા, વહ્નિ-ઘટઉભય છે ? એમ પૂછતા જવાબ 'ના' મા જ આવે છે જેથી જણાય છે કે વહ્નિઘટોભયાભાવ પર્વતમાં રહેલ છે. (આ અભાવ ઉભયત્વાવચ્છિન્નપ્રતિયોગિતાક છે, પણ વિશિષ્ટધર્માવચ્છિન્નપ્રતિયોગિતાક તો નથી જ.) એનો પ્રતિયોગી (પર્વતીય) વહ્નિ અને ઘટ છે. તેથી (પર્વતીય) વહ્નિ અપ્રતિયોગી ન રહેવાથી અવ્યાપ્તિ ઊભી જ રહે છે.

**શંકા** - હેતુમન્નિષ્ઠાભાવ તરીકે વ્યાસજ્યવૃત્તિધર્માનવચ્છિન્નપ્રતિયોગિતાકઅભાવ જ લેવાનું કહેવાથી આ અવ્યાપ્તિનુ વારણ થઈ જશે કારણકે 'ઉભયત્વ' તો ઉભયમા રહેનાર હોવાથી વ્યાસજ્યવૃત્તિધર્મ છે (જે ધર્મ અનેકમા જ રહી શકે, એકમા પર્યાપ્તપણે ન રહે તે વ્યાસજ્યવૃત્તિધર્મ કહેવાય છે... જેમકે ઉભયત્વ માત્ર એકમા ન રહી શકે, બેમા જ રહે છે,) એટલે હવે, ઉભયાભાવ વગેરે લઈ નહીં શકાય, ઘટાભાવ વગેરે જ લેવા પડશે જેનો વહ્નિ અપ્રતિયોગી છે જ.

**પૂર્વપક્ષ** - તો પણ, गुणवान् द्रव्यत्वात् મા અવ્યાપ્તિ છે. કારણકે દ્રવ્યત્વના અધિકરણ રક્તઘટમા પીતવર્ણનો અભાવ છે, પીતઘટમા રક્તવર્ણનો અભાવ છે. . એમ ચાલનીન્યાયે દરેક ગુણ, હેતુમન્નિષ્ઠઅભાવના પ્રતિયોગી જ બની જવાથી અવ્યાપ્તિ..

**ઉત્તરપક્ષ** - હેતુમન્નિષ્ઠાભાવપ્રતિયોગિતાનવચ્છેદક એવો જે સાધ્યતાવચ્છેદક તદવચ્છિન્ન એવા સાધ્યનુ સામાનાધિકરણ્ય એ વ્યાપ્તિ છે (આ લક્ષણમા સત્સ્થળમાં સાધ્યતાવચ્છેદક એ તાદૃશપ્રતિયોગિતા-નવચ્છેદક બને તો અને અસત્સ્થળમા સાધ્યતાવચ્છેદક એ તાદૃશપ્રતિયોગિતાવચ્છેદક બને તો લક્ષણ સમન્વય જાણવો અન્યથા દોષ.)

वह्निमान् धूमात् મા વહ્નિત્વ એ સાધ્યતાવચ્છેદક છે. પર્વતીયવહ્નચભાવ, વહ્નિ-ઘટોભયાભાવ વગેરે ધૂમાધિકરણમા મળતા હોવા છતા વહ્નિત્વાવચ્છિન્ન અભાવ તો મળતો નથી જ. એટલે વહ્નિત્વ પ્રતિયોગિ-તાનવચ્છેદક રહેવાથી લક્ષણ સમન્વય

गुणवान् द्रव्यत्वात् મા પણ હેત્વધિકરણ રક્તઘટાદિમા પીતવર્ણાદિનો અભાવ મળતો હોવા છતાં ગુણત્વાવચ્છિન્ન એવો ગુણાભાવ મળતો ન હોવાથી સાધ્યતાવચ્છેદક ગુણત્વ, પ્રતિયોગિતાનવચ્છેદક જ રહે છે તેથી લક્ષણસમન્વય

[धूमवान् वह्नेः મા વહ્નિના અધિકરણ અયોગોલકમા ધૂમાભાવ મળે છે જેનો, સાધ્યતાવચ્છેદક ધૂમત્વ એ જ પ્રતિયોગિતાવચ્છેદક છે. . તેથી અતિવ્યાપ્તિ નહી ]

લક્ષણનો આકાર -- हेत्वधिकरणवृत्त्यभावीयप्रतियोगितानवच्छेदक यत्साध्यतावच्छेदक, तदवच्छिन्नसाध्य-सामानाधिकरण्य व्याप्तिः. . . .

(मु.) [1]ननु रूपत्वव्याप्यजातिमद्वान् पृथिवीत्वाद्' इत्यादौ साध्यतावच्छेदिका रूपत्वव्याप्यजातयस्तासाञ्च शुक्लत्वादिजातीनां नीलघटादिवृत्त्यभावप्रतियोगितावच्छेदकत्वमस्तीत्यव्याप्तिरिति चेत् ? [2]न, तत्र परम्परया रूपत्वव्याप्यजातित्वस्यैव साध्यतावच्छेदकत्वात् । न हि तादृशधर्मावच्छिन्नाभावः क्वापि पृथिव्यामस्ति, 'रूपत्वव्याप्यजातिमान्नास्ति' इति बुद्ध्यापत्तेः । [3]एवं दण्डयादिसाध्ये परम्परासम्बद्धं दण्डत्वादिकमेव साध्यतावच्छेदकं, तच्च प्रतियोगितानवच्छेदकमिति ।

---

## ★ પરંપરાએ સાધ્યતાવચ્છેદક લેવાનું સ્થળ ★

(મુ.) [1]શંકા :- 'રૂપત્વવ્યાપ્ય જે નીલત્વાદિ જાતિ, તદ્વાન્ જે નીલાદિવર્ણ, તદ્વાન્, પૃથિવીત્વાત્,' ઇત્યાદિ સ્થળમાં સાધ્યતાવચ્છેદિકા જે રૂપત્વવ્યાપ્ય જાતિઓ, તે શુક્લત્વાદિ જાતિઓ નીલઘટ વગેરેમાં રહેલા (શુક્લવર્ણાભાવ વગેરે) અભાવની પ્રતિયોગિતાવચ્છેદક હોવાથી અવ્યાપ્તિ આવે છે.

[2]**સમાધાન :-** આવી શંકા બરાબર નથી, કારણકે આવા સ્થળમાં પરંપરાએ રૂપત્વવ્યાપ્યજાતિત્વને જ સાધ્યતાવચ્છેદક મનાય છે. આવા જાતિત્વાવચ્છિન્ન અભાવ કોઈ પણ પૃથ્વીદ્રવ્યમાં હોતો નથી, (કારણ કે એ જો હોય તો) એ પૃથ્વીદ્રવ્ય વિશે, 'રૂપત્વવ્યાપ્યજાતિમાન્ નાસ્તિ' એવી બુદ્ધિ થવાની આપત્તિ આવે. [3]એમ દંડી વગેરે સાધ્ય હોય તેવા સ્થળમાં પરંપરાસંબંધ દંડત્વાદિ જ સાધ્યતાવચ્છેદક જાણવા... અને તે પ્રતિયોગિતાનવચ્છેદક છે જ.

**(वि.)** [વહ્નિમાન્ ધૂમાત્ મા સાધ્યભૂત વહ્નિ, એમ ગુણવાન્ દ્રવ્યત્વાત્ માં સાધ્યભૂત ગુણ અનેક હોવાથી પર્વતીયવહ્નિ વગેરે તત્તદ્વ્યક્તિ લઈને આપત્તિ આવતી હતી પણ સાધ્યતાવચ્છેદક વહ્નિત્વ-ગુણત્વ એક જ હોવાથી અપ્રતિયોગિસાધ્ય એમ ન કહેતાં, એક સ્ટેપ નીચે ઉતરી, પ્રતિયોગિતાનવચ્છેદક સાધ્યતાવચ્છેદક એમ કહી એ આપત્તિનું વારણ કર્યું. એટલે હવે પૂર્વપક્ષી, જ્યાં સાધ્યતાવચ્છેદક પણ અનેક હોય એવુ સ્થળ પકડી ચાલનીન્યાયે આપત્તિ દર્શાવે છે.]

**(૧) શંકા :-** रूपत्वव्याप्यजातिमद्वान् पृथिवीत्वात् આ સ્થળમાં અવ્યાપ્તિ આવે છે. તે આ રીતે -નીલત્વ શુક્લત્વ વગેરે રૂપત્વવ્યાપ્યજાતિઓ છે. નીલ, શુક્લ વગેરે વર્ણ તદ્વાન્ છે ને એ સાધ્ય છે. જ્યાં જ્યાં પૃથ્વીત્વ હોય ત્યા ત્યાં શુક્લાદિમાથી એક રૂપ તો હોય જ, એટલે કે રૂપત્વવ્યાપ્યજાતિમાન્ તો હોય જ.... એટલે આ સત્સ્થળ છે. તેથી, સાધ્યતાવચ્છેદકીભૂતરૂપત્વવ્યાપ્યજાતિ, હેત્વધિકરણ-વૃત્તિઅભાવીયપ્રતિયોગિતાનો અનવચ્છેદક જોઈએ. પણ આ જાતિઓ અનેક હોવાથી પૃથ્વીત્વના જુદા જુદા નીલ-પીત વગેરે અધિકરણમા રહેલા શુક્લવર્ણાભાવ વગેરેની પ્રતિયોગિતાનો અવચ્છેદક જ બની જાય છે. તેથી અવ્યાપ્તિ.

**(૨) સમાધાન** - આવા સ્થળોમા શુક્લત્વ વગેરે રૂપત્વવ્યાપ્યજાતિઓને સાધ્યતાવચ્છેદક ન માનતા એમાં રહેલ રૂપત્વવ્યાપ્યજાતિત્વને પરંપરાસંબધથી સાધ્યતાવચ્છેદક માનવાથી આ દોષ રહેતો નથી. આશય એ છે કે પ્રસ્તુત સ્થળમાં રૂપત્વવ્યાપ્યજાતિમાન્ જે સાધ્ય છે તેમા સમવાયસંબધથી રહેલ રૂપત્વવ્યાપ્યજાતિને સાધ્યતાવચ્છેદક ન માનતા સ્વાશ્રયાશ્રયત્વ રૂપ પરપરાસંબધથી રહેલ 'રૂપત્વવ્યાપ્યજાતિત્વ' ધર્મને જ સાધ્યતાવચ્છેદક માનવો હેત્વધિકરણ કોઈપણ પૃથ્વીમાં રહેલ અભાવની પ્રતિયોગિતા આ ધર્મથી અવચ્છિન્ન હોતી નથી કારણકે, સ્વ=રૂપત્વવ્યાપ્યજાતિત્વ, એનો આશ્રય રૂપત્વવ્યાપ્યજાતિ, એનો આશ્રય રૂપત્વ-વ્યાપ્યજાતિમાન્... એટલે परपरासम्वन्धेन रूपत्वव्याप्यजातित्ववान् नास्ति' આવો અભાવ જ તાદશધ' -વચ્છિન્ન અભાવ બને જે નીલઘટાદિ કોઈપણ **પૃથ્વીમાં** (જો હોય તો તો) 'રૂપત્વવ્યાપ્ય૦

નાસ્તિ' એવી બુદ્ધિ થવાની આપત્તિ આવે [એ બુદ્ધિ એટલા માટે થતી નથી કે ભલે ને નીલઘટમા શુક્લવર્ણાભાવ હોય, છતાં, રૂપત્વવ્યાપ્યજાતિત્વ ધર્મનો સ્વાશ્રયાશ્રયત્વ સંબધથી જે ધર્મી (રૂપત્વવ્યાપ્યજાતિમાન્) તે તો વિદ્યમાન છે જ, કારણકે નીલવર્ણ પણ એવો ધર્મી છે જ.] [આવી બુદ્ધિ તો જે રૂપશૂન્ય જ હોય એમા થઈ શકે, પણ કોઈ પણ પૃથ્વી રૂપશૂન્ય હોતી નથી]

'मठो दण्डिमान्, दण्डिसयोगात्' ઈત્યાદિ સ્થળમા દંડી (પુરુષ) સાધ્ય હોવાથી દંડ સાધ્યતાવચ્છેદક બને છે જે અનેક હોવાથી ચાલની ન્યાયે અવ્યાપ્તિ આવે. એટલે અહી પણ સ્વાશ્રયાશ્રયતાસંબંધે દંડત્વને જ સાધ્યતાવચ્છેદક માનવો, જે હેત્વધિકરણમાં રહેલા અભાવની પ્રતિયોગિતાનો પરંપરાસંબંધે અનવચ્છેદક જ હોવાથી અવ્યાપ્તિ નહી આવે स्वाश्रयाश्रयतासवधेन दण्डत्ववान् नास्ति આવા અભાવની પ્રતિયોગિતાનો જ દંડત્વ એ અવચ્છેદક બને, श्यामदण्डी नास्ति ઈત્યાદિ અભાવનો નહી એટલે દંડત્વ તો પ્રતિયોગિતાનવચ્છેદક છે જ.. પરપરા સબધેન તદવચ્છિન્ન સાધ્ય છે દંડીપુરુષ.. તત્સામાનાધિકરણ્ય હેતુમા છે. તેથી લક્ષણ સમન્વય.]

---

(मु.) साध्यादिभेदेन व्याप्तेर्भेदात् तादृशस्थले साध्यतावच्छेदकतावच्छेदकं प्रतियोगितावच्छेदकतानवच्छेदकमित्येव लक्षणघटकमित्यपि वदन्ति ।

---

**(મુ.) સાધ્ય-હેતુ વગેરેના ભેદે વ્યાપ્તિ પણ જુદી જુદી હોય છે. એટલે તેવા (रूपत्वव्याप्यजातिमद्वान् पृथिवीत्वात् ઈત્યાદિ) સ્થળે વ્યાપ્તિનું લક્ષણ પણ જુદું બનાવવું... અર્થાત્ સાધ્યતાવચ્છેદકતાવચ્છેદક પ્રતિયોગિતાવચ્છેદકતાનવચ્છેદક જોઈએ .. એ પ્રમાણે લક્ષણ બનાવવું એમ પણ કેટલાક કહે છે.**

(વિ.) સાધ્ય અનેક વ્યક્તિ હોવા છતાં સાધ્યતાવચ્છેદક એક હોય એવા સ્થળે સાધ્યતાવચ્છેદક પ્રતિયોગિતાનવચ્છેદક જોઈએ એમ કહ્યુ હવે જ્યા સાધ્યતાવચ્છેદક પણ અનેક હોય ત્યા વધુ એક સ્ટેપ નીચે ઉતરી સાધ્યતાવચ્છેદકતાવચ્છેદક પ્રતિયોગિતાવચ્છેદકતાનવચ્છેદક જોઈએ. પ્રસ્તુતમાં,

સાધ્ય-રૂપત્વવ્યાપ્યજાતિમદ્

સાધ્યતાવચ્છેદક - રૂપત્વવ્યાપ્યજાતિ ..

સાધ્યતાવચ્છેદકતાવચ્છેદક - રૂપત્વવ્યાપ્યજાતિત્વ .

હેત્વધિકરણમા, રૂપત્વવ્યાપ્યજાતિમાન્ નાસ્તિ એવો અભાવ મળતો હોય તો, પ્રતિયોગી - રૂપત્વવ્યાપ્યજાતિમાન્ .

પ્રતિયોગિતાવચ્છેદકતાવચ્છેદક - રૂપત્વવ્યાપ્યજાતિત્વ

પણ આવો અભાવ મળતો નથી, તેથી સાધ્યતાવચ્છેદકતાવચ્છેદક હેત્વધિકરણવૃત્તિ અભાવીયપ્રતિયોગિતાવચ્છેદકતાનો અનવચ્છેદક છે... આવા સાધ્યતાવચ્છેદકતાવચ્છેદકથી અવચ્છિન્ન જે હોય તદવચ્છિન્ન એવા સાધ્યનું સામાનાધિકરણ્ય એ વ્યાપ્તિ છે એમ આ લક્ષણ જાણવુ.

---

(मु.) [1]हेत्वधिकरणं च हेतुतावच्छेदकविशिष्टाधिकरणं वाच्यं, तेन 'द्रव्यं गुणकर्मान्यत्वविशिष्टसत्त्वाद्' इत्यादौ शुद्धसत्ताधिकरणगुणादिनिष्ठाभावप्रतियोगित्वेऽपि द्रव्यत्वस्य नाव्याप्तिः । एवं [2]हेतुत्वावच्छेदकसम्बन्धेन हेत्वधिकरणं बोध्यं, तेन समवायेन धूमाधिकरणतदवयवनिष्ठाभावप्रतियोगित्वेऽपि वह्नेर्नाव्याप्तिः ।

---

## ★ હેત્વધિકરણ કેવું લેવું ? ★

**(મુ.) [1]હેત્વધિકરણ હેતુતાવચ્છેદકવિશિષ્ટ(એવા હેતુનું) અધિકરણ જાણવું. તેથી 'द्रव्यं गुणकर्मान्यत्वविशिष्टसत्त्वाद्' ઇત્યાદિ સ્થળમાં શુદ્ધસત્તાના અધિકરણ ગુણાદિમાં રહેલા દ્રવ્યત્વાભાવનો દ્રવ્યત્વ સાધ્ય એ પ્રતિયોગી હોવા છતાં અવ્યાપ્તિ નથી. [2]એમ હેતુતાવચ્છેદક સંબંધથી હેત્વધિકરણ લેવું, તેથી સમવાયસંબંધથી ધૂમનું અધિકરણ એના અવયવો, એમાં રહેલા અભાવનો વહ્નિ એ પ્રતિયોગી હોવા છતાં અવ્યાપ્તિ નહીં આવે.**

**(વિ.) (૧) શંકા** - 'घटो द्रव्य, गुणकर्मान्यत्वविशिष्टसत्त्वाद्' આ સ્થળમાં અવ્યાપ્તિ આવે છે. હેતુ ગુણકર્મભેદવિશિષ્ટસત્તા. એ શુદ્ધ સત્તાથી ભિન્ન નથી તેથી, હેત્વધિકરણ - ગુણ

તદ્વૃત્તિઅભાવ - દ્રવ્યત્વાભાવ...

તત્પ્રતિયોગી - દ્રવ્યત્વ ..

પ્રતિયોગિતાવચ્છેદક - દ્રવ્યત્વત્વ. . એ જ સાધ્યતાવચ્છેદક છે. તેથી અવ્યાપ્તિ.

**સમાધાન** - વિશિષ્ટસત્તા અને શુદ્ધસત્તા એક હોવા છતા, વિશિષ્ટસત્તાત્વ અને શુદ્ધસત્તાત્વ એક નથી શુદ્ધસત્તાત્વવિશિષ્ટસત્તા ગુણ-કર્મમા રહી હોવા છતાં, વિશિષ્ટસત્તાત્વવિશિષ્ટવિશિષ્ટસત્તા તો દ્રવ્યમાં જ રહે છે. આ વિશિષ્ટસત્તાત્વ એ હેતુતાવચ્છેદક છે. તેથી હેતુતાવચ્છેદકવિશિષ્ટહેતુનું અધિકરણ કહેવાથી હવે હેત્વધિકરણ તરીકે દ્રવ્ય જ લેવું પડશે જેમાં દ્રવ્યત્વાભાવ ન મળવાથી સાધ્યતાવચ્છેદક એવું દ્રવ્યત્વત્વ પ્રતિયાગિતાનવચ્છેદક જ રહેવાથી લક્ષણની અવ્યાપ્તિ નહી

**(૨) શંકા** - છતાં, पर्वतो वह्निमान् धूमात् માં અવ્યાપ્તિ... હેત્વધિકરણ - સમવાયસંબંધથી ધૂમાવયવ. . તદ્વૃત્તિઅભાવ - વહ્ન્યભાવ..

પ્રતિયોગિતાવચ્છેદક - વહ્નિત્વ... એ જ સાધ્યતાવચ્છેદક છે તેથી અવ્યાપ્તિ.

**સમાધાન** - હેતુતાવચ્છેદકસબધથી હેતુનું અધિકરણ લેવાનું હોવાથી એ દોષ નહી લાગે... કારણ કે હેતુતાવચ્છેદકસંબંધ - સયોગ.. તેનાથી હેત્વધિકરણ - મહાનસાદિ... એમાં વહ્નિનો અભાવ ન હોવાથી અવ્યાપ્તિ નહી...

હવે લક્ષણનો આકાર આવો થશે - हेतुतावच्छेदकसम्बन्धेन हेतुतावच्छेदकावच्छिन्नहेत्वधिकरणवृत्त्यभावीयप्रतियोगितानवच्छेदक यत्साध्यतावच्छेदकं तदवच्छिन्नसाध्यसामानाधिकरण्य व्याप्तिः

---

**(मु.) अभावश्च प्रतियोगिव्यधिकरणो वोध्यः । तेन 'कपिसंयोगी, एतद्वृक्षत्वात्' इत्यत्र मूलावच्छेदेनैतद्वृक्षवृत्तिकपिसंयोगाभावप्रतियोगित्वेऽपि कपिसंयोगस्य नाव्याप्तिः ।**

---

## ★ અભાવ કેવો લેવો ? ★

**(મુ.) (હેત્વધિકરણમાં રહેલો) અભાવ પ્રતિયોગિવ્યધિકરણ લેવો. તેથી 'वृक्षः कपिसंयोगी एतद्वृक्षत्वात्' આ સત્સ્થળમાં હેત્વધિકરણ એતદ્વૃક્ષમાં મૂલાવચ્છેદેન રહેલા કપિસંયોગાભાવનો, કપિસંયોગાત્મક સાધ્ય એ પ્રતિયોગી હોવા છતાં અવ્યાપ્તિ આવશે નહીં.**

**(વિ.) શંકા** - वृक्षः कपिसयोगी एतद्वृक्षत्वात्

હેત્વધિકરણ - વૃક્ષ, એમા મૂલાવચ્છેદેન કપિસયોગાભાવ રહેલો છે જેનો પ્રતિયોગિતાવચ્છેદક કપિસયોગત્વ એ જે સાધ્યતાવચ્છેદક છે તેથી અવ્યાપ્તિ.

**સમાધાન** - હેત્વધિકરણમા રહેલા અભાવ તરીકે પ્રતિયોગિવ્યધિકરણ અભાવ લેવાનું કહેવાથી અવ્યાપ્તિનું વારણ થઈ જશે. પ્રતિયોગી અને તેનો અભાવ બન્ને એક અધિકરણમાં સાથે રહ્યા હોય તો એ અભાવ પ્રતિયોગિસમાનાધિકરણ અભાવ કહેવાય [જેમ કે (શાખાવચ્છેદેન) કપિસંયોગવાળા જ વૃક્ષમાં (મૂલાવચ્છેદેન) રહેલો કપિસંયોગાભાવ ] પ્રતિયોગી અને અભાવ એક અધિકરણમાં ન હોય તો પ્રતિયોગિ-

વ્યધિકરણ અભાવ કહેવાય જેમકે [વૃક્ષ પર રહેલો ઘટાભાવ . એનો પ્રતિયોગી ઘટ ભૂતલ પર છે. પણ વૃક્ષ પર નથી ]

એટલે હવે વૃક્ષમા રહેલા અભાવ તરીકે કપિસયોગાભાવ લઈ નહી શકાય, ઘટાભાવાદિ લેવા પડશે જેનો કપિસંયોગત્વ એ પ્રતિયોગિતાનવચ્છેદક છે જ.

---

(मु.) न च [1]प्रतियोगिव्यधिकरणत्वं यदि प्रतियोग्यनधिकरणवृत्तित्वं तदा तथैवाव्याप्तिः, प्रतियोगिनः कपिसंयोगस्यानधिकरणे गुणादौ वर्तमानो योऽभावस्तस्यैव वृक्षेऽपि मूलावच्छेदेन सत्त्वात् । [2]यदि तु प्रतियोग्यधिकरणावृत्तित्वं तदा 'सयोगी सत्त्वादि'त्यादावतिव्याप्तिः, सत्ताधिकरणे गुणादौ यः संयोगाभावस्तस्य प्रतियोग्यधिकरणद्रव्यवृत्तित्वादिति वाच्यम्, [3]हेत्वधिकरणे प्रतियोग्यनधिकरणवृत्तित्वविशिष्टस्य विवक्षितत्वात् । [4]स्वप्रतियोग्यनधिकरणीभूतहेत्वधिकरणवृत्त्यभाव इति निष्कर्षः ।

---

### ★ प्रतियोगिव्यधिकरणत्वं किम् ? ★

**(मु.) [1]શંકા :- પ્રતિયોગિવ્યધિકરણત્વ એટલે શું ? જો પ્રતિયોગીના અનધિકરણમાં વૃત્તિત્વ (એવો અર્થ કરવામાં આવે તો) પૂર્વમુજબ જ અવ્યાપ્તિ આવશે, કારણ કે પ્રતિયોગી એવા કપિસંયોગના અનધિકરણ ગુણાદિમાં રહેલો જે કપિસંયોગાભાવ છે એ જ મૂલાવચ્છેદેન વૃક્ષમાં રહ્યો છે. [2]જો પ્રતિયોગીના અધિકરણમાં ન રહેલો અભાવ એ પ્રતિયોગિવ્યધિકરણ અભાવ એવો અર્થ કરીએ તો 'સંયોગી, સત્ત્વાદ્' ઇત્યાદિ સ્થળે અતિવ્યાપ્તિદોષ. કારણકે સત્તાના અધિકરણ ગુણાદિમાં જે સંયોગાભાવ છે તે પ્રતિયોગીના અધિકરણ ભૂત દ્રવ્યમાં રહેલો છે. (આમ બન્ને રીતે દોષ છે.)**

**[3]સમાધાન :- આવું ન કહેવું, કારણ કે હેત્વધિકરણમાં જે પ્રતિયોગીના અનધિકરણનિરૂપિત વૃત્તિત્વવિશિષ્ટ હોય એવા અભાવની વિવક્ષા હોવાથી આવો કોઈ દોષ રહેતો નથી. [4]સ્વપ્રતિયોગીના અનધિકરણીભૂત જે હેત્વધિકરણ, એમાં રહેલો અભાવ અહીં લેવાનો છે એ નિષ્કર્ષ જાણવો.**

**(વિ.) શંકા** - હેતુતાવચ્છેદકસબંધાવચ્છિન્ન-હેતુતાવચ્છેદકાવચ્છિન્નહેત્વધિકરણમા રહેલ પ્રતિયોગિ-વ્યધિકરણ અભાવ .. ઇત્યાદિ લક્ષણમા અભાવનું પ્રતિયોગિવ્યધિકરણત્વ એવું જે વિશેષણ છે એ શું છે? અર્થાત્ પ્રતિયોગિવ્યધિકરણઅભાવ કોને કહેવો ? (1) પ્રતિયોગીના અનધિકરણમાં વૃત્તિ અભાવને કે (2) પ્રતિયોગીના અધિકરણમા અવૃત્તિ અભાવને ? આ બેય અર્થ લેવામા દોષ આવે છે, તે આ રીતે -

(૧) (1) वृक्षः कपिसयोगी, एतद्वृक्षत्वात्

આખી દુનિયામા ક્યાય પણ કપિસંયોગાભાવ હોય, એ એક જ છે. . એટલે જે કપિસયોગાભાવ ગુણમા રહ્યો છે એ જ વૃક્ષમા રહ્યો છે. વળી, ગુણ એના પ્રતિયોગી કપિસંયોગનુ અનધિકરણ તો છે જ. એટલે ગુણમા રહેલો કપિસંયોગાભાવ પ્રતિયોગિવ્યધિકરણ થયો, ને એ જ વૃક્ષમાં રહ્યો છે. તેથી હેત્વધિકરણમા રહેલો પ્રતિયોગિ વ્યધિકરણાભાવ તરીકે કપિસંયોગાભાવ લઈ શકાશે, જેનો પ્રતિયોગિતાવચ્છેદક કપિસંયોગત્વ એ સાધ્યતાવચ્છેદક હોવાથી અવ્યાપ્તિ

(૨) (2) પ્રતિયોગીના અધિકરણમા અવૃત્તિ અભાવ એ પ્રતિયોગિવ્યધિકરણાભાવ આવી વ્યાખ્યા કરવાથી ઉપરોક્ત અવ્યાપ્તિ નહી આવે, કારણ કે કપિસંયોગાભાવ કપિસંયોગાત્મક પ્રતિયોગીના વૃક્ષાત્મક અધિકરણમાં રહેતો હોવાથી લઈ શકાતો નથી, છતા, घटः संयोगी, सत्त्वाद् આ સ્થળમાં અતિવ્યાપ્તિ આવે છે. સત્તા તો ગુણ-કર્મમાં પણ રહી છે જ્યા સાધ્ય સયોગ ન હોવાથી આ અસત્સ્થળ છે.

અસત્સ્થળમા, હેત્વધિકરણવૃત્તિઅભાવ તરીકે સાધ્યાભાવ જો ન પકડી શકાય તો અતિવ્યાપ્તિ આવે.

એવું જ પ્રસ્તુતમા થાય છે. કારણ કે સાધ્યાભાવ જે સંયોગાભાવ, તેનો પ્રતિયોગી જે સંયોગ, તદધિકરણ દ્રવ્ય .. દ્રવ્યમા પણ સંયોગાભાવ રહ્યો તો છે જ. એટલે એ પ્રતિયોગીના અધિકરણમાં અવૃત્તિ અભાવ ન થવાથી લઈ શકાશે નહી .. તેથી ઘટાભાવ વગેરે લેવા પડશે. જેનો પ્રતિયોગિતાનવચ્છેદક જ સાધ્યતાવચ્છેદક હોવાથી અતિવ્યાપ્તિ.

(૩) **સમાધાન** .- પ્રતિયોગિવ્યધિકરણના જે બે અર્થ કર્યા તેમાંનો પહેલો જ અર્થ લઈને તેમાં થોડો સુધારો કરવાથી કોઈ દોષ આવશે નહી.

હેત્વધિકરણમાં પ્રતિયોગીઅનધિકરણવૃત્તિત્વવિશિષ્ટ જે અભાવ, તે અભાવ લેવો.

वृक्षः कपिसंयोगी एतद्वृक्षत्वात् .. મા, કપિસંયોગાભાવ ગુણમાં પ્રતિયોગિઅનધિકરણવૃત્તિત્વવિશિષ્ટ હોવા છતા, હેત્વધિકરણ વૃક્ષમા તો પ્રતિયોગિઅધિકરણવૃત્તિત્વવિશિષ્ટ જ છે. માટે એ લઈ ન શકાવાથી અવ્યાપ્તિ નહી.

घटः सयोगी सत्त्वात् માં, સત્તાના અધિકરણ ગુણ-કર્મમાં પ્રતિયોગિઅનધિકરણવૃત્તિત્વવિશિષ્ટઅભાવ તરીકે સંયોગાભાવ મળી શકે છે. કારણકે ગુણ-કર્મ સંયોગના અનધિકરણ જ છે. તેથી અતિવ્યાપ્તિ નહી આવે

આમ આખુ લક્ષણ હવે આવું થશે

हेत्वधिकरणवृत्ति - हेत्वधिकरणे प्रतियोग्यनधिकरणवृत्तित्वविशिष्टाभावप्रतियोगितानवच्छेदकसाध्यतावच्छेदकावच्छिन्नसाध्यसामानाधिकरण्य व्याप्तिः ।

[શંકા - આમા તો લક્ષણમા બે વાર હેત્વધિકરણવૃત્તિતા આવી ..)

(૪) **સમાધાન** - થોડો પરિષ્કાર કરી નવો નિષ્કર્ષ આપીશું स्वप्रतियोग्यनविकरणीभूतहेत्वधिकरणवृत्त्यभावीयप्रतियोगितानवच्छेदकसाध्यतावच्छेदकावच्छिन्नसाध्यसामानाधिकरण्यं व्याप्तिः સ્વ = લક્ષણમા ઘટકીભૂત અભાવ . એના પ્રતિયોગીના અનધિકરણીભૂત હેત્વધિકરણમાં રહેલો અભાવ લેવો

वृक्षः कपिसयोगी, एतद्वृक्षत्वात्... કપિસયોગાભાવ લઈ શકાશે નહી .. કારણકે એનો પ્રતિયોગી કપિસયોગ .. એના અનધિકરણીભૂત હેત્વધિકરણ एतद्वृक्ष નથી

घटः सयोगी सत्त्वाद्... માં, સંયોગાભાવ લઈ શકાશે... કારણકે એનો પ્રતિયોગી સંયોગ .. એના અનધિકરણીભૂત હેત્વધિકરણ ગુણ-કર્મ છે

આખુ લક્ષણ આવુ થશે स्वप्रतियोग्यनधिकरणीभूतं यद् हेतुतावच्छेदकसम्वन्धाच्छिन्नहेतुतावच्छेदकावच्छिन्नहेत्वधिकरण तद्वृत्त्यभावीयप्रतियोगितानवच्छेदक यत्साध्यतावच्छेदक तदवच्छिन्नसाध्यसामानाधिकरण्यं व्याप्तिः ।

---

(मु.) [1]प्रतियोग्यनधिकरणत्वं च प्रतियोगितावच्छेदकावच्छिन्नानधिकरणत्वं वाच्यम् । तेन 'विशिष्टसत्तावान् जाते'रित्यादौ जात्यधिकरणगुणादौ विशिष्टसत्ताऽभावप्रतियोगिसत्ताधिकरणत्वेऽपि न क्षतिः । [2]अत्र साध्यतावच्छेदकसम्वन्धेन प्रतियोग्यनधिकरणत्वं वोध्यम्, तेन 'ज्ञानवान् सत्त्वा'दित्यादौ सत्ताधिकरणघटादेर्विषयतया ज्ञानाधिकरणत्वेऽपि न क्षतिः । [3]इत्थं च 'वह्निमान् धूमा'दित्यादौ धूमाधिकरणे समवायेन वह्निविरहसत्त्वेऽपि न क्षतिः ।

---

### ★ પ્રતિયોગ્યનધિકરણત્વ કેવું લેવું ? ★

(મુ.) [1]પ્રતિયોગીનું અનધિકરણત્વ જે કહ્યું તે પ્રતિ[illegible]દકાવચ્છિન્નાનધિકરણત્વ લેવું.
'विशिष्टसत्तावान् जातेः ઇત્યાદિમાં જાત્યધિકરણ [illegible] વિશિષ્ટસત્તાનો અભાવ પ્ર

**સમાનાધિકરણ હોવા છતાં ક્ષતિ નથી. [2]અહીં પ્રતિયોગીનું અનધિકરણત્વ પણ સાધ્યતાવચ્છેદક સંબંધે લેવું... તેથી 'ज्ञानवान् सत्त्वाद्' વગેરેમાં સત્તાના અધિકરણભૂત ઘટાદિ વિષયતા સબંધથી જ્ઞાનાધિકરણ હોવા છતા ક્ષતિ નથી... [3]આમ, वह्निमान् धूमाद् ઈત્યાદિમા, ધૂમના અધિકરણમાં સમવાયથી વહ્નિનો અભાવ હોવા છતાં દોષ નહીં રહે**

**(વિ.) (૧) શંકા** - घटो विशिष्टसत्तावान् जाते· ઈત્યાદિમાં અતિવ્યાપ્તિ દોષ છે. વિશિષ્ટસત્ત્વાભાવનો પ્રતિયોગી જે વિશિષ્ટસત્તા, તે શુદ્ધ સત્તાથી ભિન્ન ન હોવાથી, હેતુભૂત જાતિનું અધિકરણ ગુણ-કર્મ એના (પ્રતિયોગીના) પણ અધિકરણ છે, અનધિકરણ નથી તેથી પ્રતિયોગ્યનધિકરણીભૂત હેત્વધિકરણવૃત્ત્યભાવ તરીકે સાધ્યાભાવ લઈ ન શકાવાથી અતિવ્યાપ્તિ

**સમાધાન** - પ્રતિયોગિતાવચ્છેદકાવચ્છિન્નાનધિકરણત્વ જેમા હોય તે પ્રતિયોગ્યનધિકરણ કહેવાય એવી વિવક્ષા હોવાથી ઉક્ત દોષ રહેતો નથી.

વિશિષ્ટસત્ત્વાભાવ લેવો હોય તો પ્રતિયોગિતાવચ્છેદક બને વિશિષ્ટસત્તાત્વ, હેત્વધિકરણ ગુણ-કર્મ સત્તાત્વેન વિશિષ્ટસત્તાના અધિકરણ હોવા છતા, વિશિષ્ટસત્તાત્વેન વિશિષ્ટસત્તાના અધિકરણ તો નથી જ. એટલે પ્રતિયોગિઅનધિકરણીભૂત હેત્વધિકરણ તરીકે ગુણ-કર્મ મળી જતા હોવાથી તેમા રહેલ અભાવ તરીકે સાધ્યાભાવ લઈ શકાવાના કારણે સાધ્યતાવચ્છેદક, પ્રતિયોગિતાનો અવચ્છેદક જ બનશે, અનવચ્છેદક નહીં, તેથી અતિવ્યાપ્તિ નહીં

**(૨) શંકા** - તો પણ અતિવ્યાપ્તિ ઊભી છે. ज्ञानवान् सत्त्वात्... આમા ઘટાદિમા હેતુ સત્તા રહેવા છતા સમવાય સંબધથી જ્ઞાન સાધ્ય રહ્યું ન હોવાથી આ અસત્સ્થળ છે. પણ, લક્ષણઘટક અભાવ તરીકે જ્ઞાનાભાવ લઈ શકાતો નથી, કારણકે એના પ્રતિયોગી જ્ઞાનનું, હેત્વધિકરણીભૂત ઘટાદિમા, વિષયતાસબંધથી અધિકરણત્વ જ છે, અનધિકરણત્વ નહી. તેથી અતિવ્યાપ્તિ.

**સમાધાન** - હેત્વધિકરણ એ પ્રતિયોગ્યનધિકરણ જોઈએ એવુ જે કહ્યું છે તે સાધ્યતાવચ્છેદકસંબધથી અનધિકરણ જોઈએ એવો અર્થ વિવક્ષિત હોવાથી આ દોષ નથી. કારણ કે પ્રસ્તુતમા સાધ્યતાવચ્છેદક સંબંધ છે સમવાય હેત્વધિકરણ ઘટાદિમાં સમવાય સંબધથી જ્ઞાન રહ્યુ ન હોવાથી, પ્રતિયોગ્યનધિકરણીભૂત હેત્વધિકરણ થઈ જશે તેથી જ્ઞાનાભાવ લઈ શકાવાથી અતિવ્યાપ્તિ નહી.

[શંકા - आत्मा ज्ञानवान् सत्त्वात् આ સ્થળમા, પ્રતિયોગિતાવચ્છેદકસમ્બન્ધથી પ્રતિયોગીનુ અનધિકરણ એવુ હેત્વધિકરણ. ઇત્યાદિ કહેવાથી પણ અતિવ્યાપ્તિનું વારણ થઈ જાય છે કારણકે સમવાયસંબધાવચ્છિન્નપ્રતિયોગિતાકજ્ઞાનાભાવના પ્રતિયોગી જ્ઞાનનો, હેત્વધિકરણીભૂત ઘટાદિ સમવાય સબધથી તો અનધિકરણ છે જ તેથી જ્ઞાનાભાવ લઈ શકાવાથી અતિવ્યાપ્તિ નહી. તો પછી, પ્રતિયોગિતાવચ્છેદકસબધથી અનધિકરણત્વ ન કહેતા સાધ્યતાવચ્છેદકસંબધથી શા માટે કહ્યુ ?]

**(૩) સમાધાન** - (इत्थ च=) પ્રતિયોગિતાવચ્છેદક સંબંધથી ન કહેતા સાધ્યતાવચ્છેદક સંબંધથી અનધિકરણત્વ જે કહ્યુ, એટલે, पर्वतो वह्निमान् धूमात् ઇત્યાદિ સ્થળે આવતી અવ્યાપ્તિનું પણ વારણ થઈ જાય છે આશય એ છે કે - હેત્વધિકરણ પર્વતમાં પણ સમવાયસબંધથી વહ્નિનો અભાવ મળે જ છે. વળી એના પ્રતિયોગિતાવચ્છેદકસંબધ સમવાયસંબધથી પર્વત એ પ્રતિયોગી વહ્નિનું અનધિકરણ થાય છે જ. તેથી લક્ષણઘટક અભાવ તરીકે વહ્ન્યભાવ લઈ શકવાથી અવ્યાપ્તિ આવે છે આનુ વારણ કરવા, જો અહી 'સાધ્યતાવચ્છેદકસબધથી પ્રતિયોગીનુ અનધિકરણ લેવુ' એમ ન કહીએ, તો આગળ 'સાધ્યતાવચ્છેદક-સબધાવચ્છિન્નપ્રતિયોગિતાક અભાવ લેવો' એમ પ્રતિયોગિતાના વિશેષણ તરીકે સાધ્યતાવચ્છેદકસબંધનો પ્રવેશ કરવો જ પડે ज्ञानवान् सत्त्वात् માં અતિવ્યાપ્તિના વારણ માટે પ્રતિયોગિતાવચ્છેદકસબધનો ને वह्निमान्

ધૂમાત્ માં અવ્યાપ્તિના વારણ માટે સાધ્યતાવચ્છેદકસંબંધનો એમ બેનો સમાવેશ કરવાના બદલે માત્ર સાધ્યતાવચ્છેદકસબધનો પ્રવેશ કરવાથી જ બન્નેનું વારણ થઈ જાય તો લાઘવ સ્પષ્ટ છે. માટે સાધ્યતાવચ્છેદકસંબંધથી પ્રતિયોગીનુ અનધિકરણ લેવાનુ કહ્યું. હવે વહ્નચભાવ લઈ શકાશે નહી, કારણકે એના પ્રતિયોગી વહ્નિનું સાધ્યતાવચ્છેદક સંયોગ સંબધથી, હેત્વધિકરણ પર્વતાદિ અધિકરણ છે, અનધિકરણ નહી, તેથી અવ્યાપ્તિ નહીં આવે

હવે લક્ષણ – स्वप्रतियोगितावच्छेदकावच्छिन्न-साध्यतावच्छेदकसम्वन्धावच्छिन्नप्रतियोग्यनधिकरणं यद् हेतुतावच्छेदकसम्वन्धावच्छिन्नहेतुतावच्छेदकधर्मावच्छिन्नहेत्वधिकरण, तद्वृत्त्यभावीयप्रतियोगितानवच्छेदकसाध्यतावच्छेदकावच्छिन्नसाध्यसामानधिकरण्य व्याप्तिः ।

---

(मु.) ननु प्रतियोगितावच्छेदकावच्छिन्नस्य यस्य कस्यचित्प्रतियोगिनोऽनधिकरणत्वं[1] तत्सामान्यस्य वा[2] यत्किञ्चित्प्रतियोगितावच्छेदकावच्छिन्नानधिकरणत्वं [3]वा विवक्षितम् ? आद्ये 'कपिसंयोगी, एतद्वृक्षत्वात्' इत्यत्र तथैवाव्याप्तिः, कपिसंयोगाभावप्रतियोगितावच्छेदकावच्छिन्नो वृक्षावृत्तिकपिसंयोगोऽपि भवति, तदनधिकरणं वृक्ष इति ।

---

## ★ પ્રતિયોગીના અનધિકરણ અંગે પૂર્વપક્ષના 3 વિકલ્પો ★

(મુ.) શંકા - પ્રતિયોગીનું અનધિકરણ જે લેવાનું છે તે પ્રતિયોગિતાવચ્છેદકાવચ્છિન્ન [1]કોઈ એક પ્રતિયોગીનું અનધિકરણ લેવાનું છે કે [2]તત્સામાન્યનું લેવાનું છે કે [3]કોઈ એક પ્રતિયોગિતાવચ્છેદકથી અવચ્છિન્નનું અનધિકરણ લેવાનું છે ? આ ત્રણમાંના પ્રથમ વિકલ્પમાં 'कपिसयोगी एतद्वृक्षत्वात्' માં પૂર્વવત્ અવ્યાપ્તિ આવશે, કારણકે કપિસંયોગાભાવપ્રતિયોગિતાવચ્છેદકાવચ્છિન્ન તો વૃક્ષમાં અવૃત્તિ કપિસંયોગ પણ છે જેનું વૃક્ષ એ અનધિકરણ છે.

(वि.) (१) वृक्षः कपिसयोगी, एतद्वृक्षत्वात्... આ સત્સ્થળમા અવ્યાપ્તિ આવતી હોવાથી પ્રથમ વિકલ્પ અયોગ્ય છે. કારણકે લક્ષણઘટક અભાવ તરીકે સાધ્યાભાવ – કપિસયોગાભાવ લઈ શકાય છે. તે પણ એટલા માટે કે એની પ્રતિયોગિતાનો અવચ્છેદક છે કપિસંયોગત્વ .. વૃક્ષમાં જે કપિસંયોગ નથી તે પણ કપિસંયોગત્વાવચ્છિન્ન તો છે જ. ને તેનુ અનધિકરણ વૃક્ષ છે જ એટલે એ અભાવ લઈ શકાવાથી અવ્યાપ્તિ આવશે

---

(मु.) [1]द्वितीये तु प्रतियोगिव्यधिकरणाभावाप्रसिद्धिः, सर्वस्यैवाभावस्य पूर्वक्षणवृत्तित्वविशिष्टस्वाभावात्मकप्रतियोगिसमानाधिकरणत्वात् । [2]न च 'वह्निमान् धूमादि'त्यादौ घटाभावादेः पूर्वक्षणवृत्तित्वविशिष्टस्वाभावात्मकप्रतियोग्यधिकरणत्वं यद्यपि पर्वतादेस्तथापि साध्यतावच्छेदकसम्वन्धेन तत्प्रतियोग्यनधिकरणत्वमस्त्येवेति कथं प्रतियोगिव्यधिकरणाभावाप्रसिद्धिरिति वाच्यम्, [3]घटाभावे यो वह्नचभावस्तस्य घटाभावात्मकतया घटाभावस्य वह्निरपि प्रतियोगी, तदधिकरणं च पर्वतादिरित्येवं क्रमेण प्रतियोगिव्यधिकरणस्याप्रसिद्धत्वात् । [4]यदि च घटाभावादौ वह्नचभावादिर्भिन्न इत्युच्यते, तथापि 'धूमाभाववान् वह्नचभावादि'त्यादावव्याप्तिः, तत्र साध्यतावच्छेदकसम्वन्धः स्वरूपसम्वन्धस्तेन सर्वस्यैवाभावस्य पूर्वक्षणवृत्तित्वविशिष्टस्वाभावात्मकप्रतियोग्यधिकरणत्वं हेत्वधिकरणस्येति ।

---

(મુ.) [1]બીજા વિકલ્પમાં તો પ્રતિયોગિવ્યધિકરણ અભાવ જ અપ્રસિદ્ધ થઈ જાય છે, કારણકે બધા જ

અભાવો પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટ જે સ્વ, તેના અભાવાત્મક પ્રતિયોગીને સમાનાધિકરણ હોય છે.

[2]શંકા - 'वह्निमान् धूमात्' ઇત્યાદિ સ્થળે ઘટાભાવાદિનો જે પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટસ્વના અભાવાત્મક પ્રતિયોગી, તેનું અધિકરણ જો કે હેત્વધિકરણીભૂત પર્વતાદિ બને છે, તો પણ એ સ્વરૂપસંબંધથી અધિકરણ બને છે, સાધ્યતાવચ્છેદક સંયોગસંબંધથી નહીં, તે સંબંધથી તો પર્વતાદિ એના અનધિકરણ જ છે, માટે પ્રતિયોગિવ્યધિકરણ અભાવ અપ્રસિદ્ધ ક્યાં રહ્યો ?

[3]સમાધાન - ઘટાભાવમાં જે વહ્નયભાવ રહેલો છે તે ઘટાભાવાત્મક હોવાથી ઘટાભાવનો વહ્નિ પણ પ્રતિયોગી છે અને એનું તો પર્વતાદિ અધિકરણ છે જ, તેથી આ રીતે પ્રતિયોગિવ્યધિકરણઅભાવ, અપ્રસિદ્ધ થાય છે.

[4]'ઘટાભાવાદિમાં રહેલો વહ્નયભાવ ભિન્ન હોય છે' એવું જો કહેશો તો પણ धूमाभाववान् वह्नयभावाद् ઇત્યાદિમાં અવ્યાપ્તિ તો ઊભી જ છે, કારણ કે ત્યાં સાધ્યતાવચ્છેદક સંબંધ સ્વરૂપસંબંધ છે અને તે (=સ્વરૂપ) સંબંધથી, બધા જ અભાવોના પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટસ્વાભાવાત્મક પ્રતિયોગીનું, હેત્વધિકરણ એ અધિકરણ જ હોય છે.

(વિ.) (૧) બીજા વિકલ્પનો અર્થ આ છે કે પ્રતિયોગિતાના જેટલા અવચ્છેદકો હોય એ બધાથી અવચ્છિન્ન જેટલા પ્રતિયોગીઓ હોય એ બધાનું અનધિકરણ લેવાનુ. (પણ) આવો અર્થ કરવાથી કોઈ અભાવ પ્રતિયોગિવ્યધિકરણ તરીકે મળી શકતો જ નથી [જ્યાં ઘટ રહ્યો છે ત્યાં ઘટાભાવ હોતો નથી. એટલે કે ઘટાભાવનો અભાવ હોય છે તેથી ઘટાભાવાભાવ 'ઘટ' સ્વરૂપ છે. એટલે કે કોઈપણ વસ્તુનો બીજો અભાવ (અભાવનો અભાવ) તે વસ્તુ સ્વરૂપ હોય છે ] ભૂતલ પર વર્તમાનકાળે ઘટાભાવ છે, પણ પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટ ઘટાભાવ નથી, કારણકે એ તો પૂર્વક્ષણે હતો. એટલે કે પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટ-ઘટાભાવનો અભાવ છે. આ પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટઘટાભાવના અભાવનો અભાવ એ પૂર્વક્ષણવૃત્તિત્વ-વિશિષ્ટઘટાભાવ સ્વરૂપ જે વસ્તુ તેના બીજા અભાવ રૂપ હોવાથી તે વસ્તુરૂપ જ છે. તેથી પૂર્વક્ષણવૃત્તિત્વ-વિશિષ્ટઘટાભાવ સ્વરૂપ તે વસ્તુના અભાવના અભાવનો (=બીજા અભાવનો) જે પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટ-ઘટાભાવના અભાવ (=પ્રથમ અભાવ) સ્વરૂપ પ્રતિયોગી છે તે પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટઘટાભાવ સ્વરૂપ તે વસ્તુનો પણ પ્રતિયોગી છે (કારણકે તે વસ્તુ અને એનો બીજો અભાવ બન્ને એક જ છે.) વળી, विशिष्ट शुद्धान्नातिरिच्यते ન્યાયે પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટઘટાભાવ, શુદ્ધ ઘટાભાવથી કાંઈ ભિન્ન નથી. તેથી પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટઘટાભાવનો અભાવ, ઘટાભાવનો પણ પ્રતિયોગી થયો અને એ વર્તમાન ક્ષણે ઘટાભાવની સાથે જ રહ્યો પણ છે. તેથી ઘટાભાવ પ્રતિયોગિવ્યધિકરણ ન રહ્યો. આ જ રીતે બધા અભાવો, પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટ જે સ્વ, તેના અભાવરૂપ પ્રતિયોગીને સમાનાધિકરણ જ થવાથી પ્રતિયોગિવ્યધિકરણ અભાવ અપ્રસિદ્ધ થઈ જાય છે.

(૨) (પૂર્વપક્ષની સામે) **શંકા** - પ્રતિયોગીનું અનધિકરણ એવું જે હેત્વધિકરણ... વગેરે અંશમાં પ્રતિયોગીનું અનધિકરણત્વ સાધ્યતાવચ્છેદક સંબંધથી લેવું એ પ્રમાણે પૂર્વે કહેવાઈ ગયુ છે. તમે ઘટાભાવના પ્રતિયોગી તરીકે જે પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટ સ્વના અભાવાત્મક પ્રતિયોગીની વાત કરો છો તે સાતમા 'અભાવ' પદાર્થરૂપ હોવાથી સ્વરૂપસંબધથી પર્વતાદિમાં રહેલ છે. એટલે સાધ્યતાવચ્છેદક સયોગ સંબંધથી તો પર્વતાદિ એના અનધિકરણ થવાથી લક્ષણ ઘટકીભૂત પ્રતિયોગિવ્યધિકરણ અભાવ તરીકે ઘટાભાવાદિ લઈ જ શકાય છે, અને તેથી પ્રતિયોગિવ્યધિકરણ અભાવ અપ્રસિદ્ધ થઈ જવાનો દોષ આપી શકાતો નથી.

(૩) (પૂર્વપક્ષીએ આપેલ) **સમાધાન** - પ્રસ્તુત બીજા વિકલ્પમાં જે વસ્તુ વિવક્ષિત અભાવનો ગમે તે રીતે પ્રતિયોગી બની શકતી હોય તે બધીનુ અનધિકરણ લેવાનું છે. કારણકે જેટલા પ્રતિયોગિતાવચ્છેદક

ધર્મો હોય તેમાંના કોઈપણ ધર્મને આગળ કરીને જે જે ચીજ પ્રતિયોગી બની શકતી હોય તે બધા પ્રતિયોગીનું અનધિકરણ લેવાની વાત છે વળી અભાવાધિકરણક અભાવ અધિકરણાત્મક હોય છે એવો નિયમ છે. (જેમકે ઘટાભાવમાં વહ્નિ રહ્યો નથી .. એટલે કે વહ્ન્યભાવ રહ્યો છે. આ વહ્ન્યભાવ પોતાના આધાર ઘટાભાવાત્મક જ છે, જુદો નથી ) તેથી વહ્ન્યભાવ પણ ઘટાભાવાત્મક બનવાથી વહ્ન્યભાવનો પ્રતિયોગી વહ્નિ ઘટાભાવનો પણ પ્રતિયોગી બન્યો. અને એનુ તો, પર્વતાદિ સંયોગ સબધથી અધિકરણ જ છે, અનધિકરણ નહીં. માટે આ રીતે પ્રતિયોગિવ્યધિકરણાભાવ અપ્રસિદ્ધ થાય છે.

(૪) **જો કે** (આધાર - આધેયભાવની પ્રતીતિને સગત કરવા માટે ભાવાધિકરણક અભાવને જેમ અધિકરણથી ભિન્ન માનવામાં આવે છે તેમ અભાવાધિકરણક અભાવ પણ પોતાના આધારથી જુદો જ હોય છે એવું જેઓ માને છે તેઓના મતે) ઘટાભાવાદિમા રહેલો વહ્ન્યભાવ ઘટાભાવસ્વરૂપ ન બનતા ભિન્ન જ રહેવાથી વહ્નિ ઘટાભાવનો પ્રતિયોગી બનતો નથી અને તેથી પ્રતિયોગિવ્યધિકરણઅભાવ અપ્રસિદ્ધ થતો નથી **તો પણ**, જ્યા સાધ્યતાવચ્છેદક સબંધ પણ સ્વરૂપસંબંધ જ હોય તેવા સ્થળે તો અવ્યાપ્તિ ઊભી જ રહેશે. .. આશય એ છે કે ઘટાભાવાદિ કોઈપણ અભાવનો પૂર્વક્ષણવૃત્તિત્વવિશિષ્ટસ્વના અભાવ રૂપ જે પ્રતિયોગી, તે સ્વરૂપસબધથી ઘટાભાવના અધિકરણમાં રહ્યો હોવા છતાં, સાધ્યતાવચ્છેદક સંયોગાદિસંબંધથી રહ્યો ન હોવાના કારણે આપત્તિનુ વારણ થઈ જતું હતુ. . પણ હવે જ્યાં, સાધ્યતાવચ્છેદક સંબંધ પણ સ્વરૂપ જ હોય ત્યા તો આપત્તિ આવશે જ, કારણકે આવો પ્રતિયોગી સાધ્યતાવચ્છેદકીભૂત સ્વરૂપસંબંધથી હેત્વધિકરણમાં રહ્યો જ હોય છે. એટલે, धूमाभाववान् वह्नयभावात् (જળહ્રદ ધૂમાભાવવાળુ છે, કારણકે વહ્ન્યભાવવાળુ છે) ઇત્યાદિ અભાવસાધ્યક સત્સ્થળમાં સાધ્યતાવચ્છેદક સંબંધ સ્વરૂપ સંબંધ હોવાથી પ્રતિયોગિવ્યધિકરણ અભાવ અપ્રસિદ્ધ બનવાના કારણે અવ્યાપ્તિ આવશે જ.

---

(मु.) तृतीये तु 'कपिसंयोगाभाववान् आत्मत्वादि'त्यादावव्याप्तिः, तत्रात्मवृत्तिः कपिसंयोगाभावाभावः कपिसंयोगः, तस्य च गुणत्वात्तत्प्रतियोगितावच्छेदकगुणसामान्याभावत्वमपि, तदवच्छिन्नानधिकरणत्वं हेत्वधिकरणस्यात्मन इति ।

---

**(મુ.) ત્રીજા વિકલ્પમાં कपिसंयोगाभाववान् आत्मत्वाद् ઇત્યાદિ સત્સ્થળમાં અવ્યાપ્તિ આવે છે. કારણકે આત્મામાં રહેલ કપિસંયોગાભાવાભાવ કપિસંયોગ રૂપ છે. અને તે (=કપિસંયોગ) ગુણાત્મક હોવાથી એનો પ્રતિયોગિતાવચ્છેદક ગુણસામાન્યાભાવત્વ પણ બને છે. તદવચ્છિન્ન જે ગુણસામાન્યાભાવ રૂપ પ્રતિયોગી, એનું, હેત્વધિકરણ આત્મા અનધિકરણ છે જ.**

(વિ ) બીજા વિકલ્પમા, જેટલા પ્રતિયોગિતાવચ્છેદક ધર્મો હોય તે બધાથી અવચ્છિન્ન બધા જ પ્રતિયોગીઓનું અનધિકરણ હેત્વધિકરણ લેવાનું હતુ. આ ત્રીજા વિકલ્પમાં, કોઈપણ એક પ્રતિયોગિતાવચ્છેદકધર્મથી અવચ્છિન્ન પ્રતિયોગીનુ અનધિકરણ લેવાનુ છે. તેથી અભાવસાધ્યકસ્થળે બીજા વિકલ્પમા, જે પ્રતિયોગિવ્યધિકરણ અભાવ અપ્રસિદ્ધ થવાના કારણે અવ્યાપ્તિ આવતી હતી તે હવે આવશે નહી, કારણકે કોઈપણ એક પ્રતિયોગિતાવચ્છેદક તરીકે 'ઘટત્વ' ધર્મ લઈ શકાશે જેનાથી અવચ્છિન્ન 'ઘટ' નું, હેત્વધિકરણ એ અનધિકરણ છે જ. તેમ છતા, 'આત્મા કપિસયોગાભાવવાળો છે, કારણકે આત્મા છે' આવા અનુમાનસ્થળે અવ્યાપ્તિ ઊભી જ છે તે આ રીતે - અહી હેતુ આત્મત્વ છે, હેત્વધિકરણ આત્મા છે. એમાં અમુકદેશાવચ્છેદેન સાધ્યાભાવ = કપિસંયોગાભાવાભાવ = કપિસયોગ રહેલો છે. આ કપિસયોગ એ એક ગુણ છે એટલે કે સાધ્યાભાવ = કપિસયોગ ગુણાભાવાભાવ સ્વરૂપ પણ છે. (કારણકે ગુણા-

ભાવાભાવ = ગુણ). તેથી ગુણાભાવાભાવનો પ્રતિયોગી ગુણાભાવ હોવાથી ગુણાભાવત્વ પણ સાધ્યાભાવનો પ્રતિયોગિતાવચ્છેદક છે અને તદવચ્છિન્ન જે ગુણાભાવ (=ગુણસામાન્યાભાવ) તેનુ તો આત્મા અનધિકરણ છે જ (કારણકે આત્મામા જ્ઞાનાદિ ગુણો તો રહેલા જ છે) એટલે હેત્વધિકરણ વૃત્તિ અભાવ તરીકે કપિસયોગાભાવાભાવ લઈ શકાવાથી અને તેનો પ્રતિયોગિતાવચ્છેદક જે કપિસયોગાભાવત્વ એ જ સાધ્યતાવચ્છેદક હોવાથી અવ્યાપ્તિ આવશે (અહી ત્રણ વિકલ્પો કરવાનો પૂર્વપક્ષ પૂર્ણ થયો..)

---

(मु.) मैवम्, यादृशप्रतियोगितावच्छेदकावच्छिन्नानधिकरणत्व हेतुमतस्तादृशप्रतियोगितानवच्छेदकत्वस्य विवक्षितत्वात् ।

---

## ★ ત્રીજા વિકલ્પનો સપરિષ્કાર સ્વીકાર ★

**(મુ.) ઉત્તરપક્ષ - આવો પૂર્વપક્ષ યોગ્ય નથી, કારણકે જેવી પ્રતિયોગિતાના અવચ્છેદકથી અવચ્છિન્નનું હેત્વધિકરણ એ અનધિકરણ હોય તાદૃશ પ્રતિયોગિતાનો અનવચ્છેદક અહીં વિવક્ષિત છે.**

**(વિ.) ઉત્તરપક્ષ** - પૂર્વપક્ષીએ કરેલા ત્રણ વિકલ્પોમાંથી પ્રથમ બે વિકલ્પો તો માન્ય નથી જ કોઈપણ એક પ્રતિયોગિતાવચ્છેદકથી અવચ્છિન્ન પ્રતિયોગીનુ, હેત્વધિકરણ એ અનધિકરણ જોઈએ એવો ત્રીજો વિકલ્પ અમને માન્ય છે. તેમ છતા, कपिसयोगाभाववान् आत्मत्वात् માં આપત્તિ ન આવે એ માટે અમે કહીએ છીએ કે હેત્વધિકરણ જેવી પ્રતિયોગિતાના અવચ્છેદકથી અવચ્છિન્નનુ અનધિકરણ હોય તેવી પ્રતિયોગિતાનો, સાધ્યતાવચ્છેદક એ અનવચ્છેદક હોવો જોઈએ 'कपिसयोगाभाववान् आत्मत्वात्' માં આપત્તિ આપવા માટે પૂર્વપક્ષીએ, સાધ્યાભાવ = કપિસંયોગાભાવાભાવ = કપિસંયોગ(ગુણ)ના પ્રતિયોગીનું હેત્વધિકરણ એ અનધિકરણ છે કે નહી એ જોવા માટે એની પ્રતિયોગિતાનો અવચ્છેદક ગુણસામાન્યાભાવત્વ લીધો અને તદવચ્છિન્ન ગુણસામાન્યાભાવનું, હેત્વધિકરણને અનધિકરણ સિદ્ધ કર્યું પણ પછી, સાધ્યતા-વચ્છેદક, એ અભાવની પ્રતિયોગિતાનો અનવચ્છેદક છે કે નહી ? એ જોવા માટે પ્રતિયોગિતાના અવચ્છેદક તરીકે કપિસયોગાભાવત્વ લીધુ અને આપત્તિ આપી (ગુણસામાન્યાભાવત્વ લે તો તો, એ સાધ્યતાનવચ્છેદક હોવાથી અવ્યાપ્તિ ન આવે)

પણ હવે આવું થઈ શકતું નથી, કારણકે હેત્વધિકરણને અનધિકરણ બનાવવા માટે સાધ્યાભાવીય પ્રતિયોગિતા તરીકે જો ગુણસામાન્યાભાવત્વાવચ્છિન્ન પ્રતિયોગિતા લેવી હોય તો સાધ્યતાવચ્છેદક પ્રતિ-યોગિતાનો અનવચ્છેદક છે કે નહી એ જોવા માટે પણ ગુણસામાન્યાભાવત્વાવચ્છિન્ન પ્રતિયોગિતા જ લેવી પડે અને એવી પ્રતિયોગિતાનો તો, સાધ્યતાવચ્છેદકીભૂત કપિસયોગાભાવત્વ એ અનવચ્છેદક છે જ. [અને સાધ્યાભાવીય પ્રતિયોગિતા તરીકે કપિસંયોગાભાવત્વાવચ્છિન્ન પ્રતિયોગિતા તો લઈ શકાતી નથી જ, કારણકે તેના અવચ્છેદક કપિસયોગાભાવત્વથી અવચ્છિન્ન પ્રતિયોગીનુ (કપિસયોગાભાવનું) હેત્વધિકરણ આત્મા એ અનધિકરણ નથી] તેથી અવ્યાપ્તિદોષ આવતો નથી.

એટલે પરિષ્કૃત લક્ષણ આવુ થયુ - હેતુતાવચ્છેદક સબંધથી હેતુતાવચ્છેદકરૂપે હેતુ જ્યા રહ્યો હોય તેવુ હેત્વધિકરણ, જેવી પ્રતિયોગિતાના અવચ્છેદકથી અવચ્છિન્નપ્રતિયોગીનુ અનધિકરણ હોય, હેત્વધિકરણમાં રહેલા અભાવની તેવી પ્રતિયોગિતાનો અનવચ્છેદક જે સાધ્યતાવચ્છેદક, તદવચ્છિન્નસાધ્યસામાનાધિકરણ્ય એ વ્યાપ્તિ છે

---

(मु.) ननु 'कालो घटवान् कालपरिमाणादि'त्यत्र प्रतियोगिव्यधिकरणाभावाप्रसिद्धिः, हेत्वधिकरणस्य महाकालस्य जगदाधारतया सर्वेषामेवाभावानां साध्यतावच्छेदकसम्बन्धेन कालिकविशेषणतया

प्रतियोग्यधिकरणत्वात् । [१]अत्र केचित् - महाकालभेदविशिष्टघटाभावस्तत्र प्रतियोगिव्यधिकरणः, महाकालस्य घटाधारत्वेऽपि महाकालभेदविशिष्टघटानाधारत्वात्, महाकाले महाकालभेदाभावात् ।

### ★ कालो घटवान् સ્થળે આપત્તિ-પરિહાર ★

**(મુ.) શંકા - 'કાળ ઘટવાળો છે, કારણકે એમાં કાળનું પરિમાણ રહ્યું છે' આવા સત્સ્થળમાં (અવ્યાપ્તિ આવશે, કારણકે) પ્રતિયોગિવ્યધિકરણઅભાવ અપ્રસિદ્ધ છે. તે પણ એટલા માટે કે હેત્વધિકરણ મહાકાળ, આખા જગતનો આધાર હોવાથી ઘટાભાવ વગેરે કોઈપણ અભાવના જે ઘટ વગેરે પ્રતિયોગી, એ બધાનું સાધ્યતાવચ્છેદકીભૂત કાલિક વિશેષણતા સંબંધથી અધિકરણ જ છે.**

**[१]કેટલાક વિદ્વાનો આ શંકાનું આવું સમાધાન આપે છે - મહાકાલ ભેદવિશિષ્ટઘટાભાવ ત્યાં = હેત્વધિકરણ મહાકાલમાં પ્રતિયોગિવ્યધિકરણ અભાવ તરીકે મળશે, કારણકે મહાકાલ ઘટનો આધાર હોવા છતાં, મહાકાલ-ભેદવિશિષ્ટઘટનો તો અનાધાર જ છે, તે પણ એટલા માટે કે મહાકાલમાં મહાકાલનો ભેદ નથી.**

**(વિ.)** (૧) કેટલાક વિદ્વાનોએ આપેલા આ સમાધાનમા ઘટનું 'મહાકાલભેદ' એવું જે અન્યોન્યાભાવાત્મક વિશેષણ છે તે અભાવીય વિશેષણતા સંબધથી નથી લેવાનું, કિન્તુ સામાનાધિકરણ્યસંબંધથી લેવાનુ છે, એટલે કે મહાકાલભેદને ઘટમાં નથી રાખવાનો, કિન્તુ ઘટ જે અધિકરણમાં રહ્યો હોય ત્યાં જ મહાકાલભેદને રાખવાનો છે. તેથી ઘટ અને મહાકાલભેદ બન્ને સમાનાધિકરણ થવાથી ઘટ, સામાનાધિકરણ્ય સંબંધેન મહાકાલભેદવિશિષ્ટ થાય આવો ઘટ ભૂતલમા રહી શકે, પણ મહાકાલમા રહી શકતો નથી, કારણકે મહાકાલમા ઘટ રહ્યો હોવા છતાં મહાકાલભેદ રહ્યો ન હોવાથી એ ઘટ મહાકાલભેદવિશિષ્ટ બની શકતો નથી તેથી પ્રતિયોગિવ્યધિકરણ અભાવ તરીકે મહાકાલભેદવિશિષ્ટ ઘટાભાવ મળી શકવાથી આપત્તિ આવતી નથી.

(मु.) [१]वस्तुतस्तु प्रतियोगितावच्छेदकसम्बन्धेन प्रतियोग्यनधिकरणीभूतहेत्वधिकरणवृत्त्यभावप्रतियोगितासामान्ये यत्सम्बन्धावच्छिन्नत्वयद्धर्मावच्छिन्नत्वोभयाभावस्तेन सम्बन्धेन तद्धर्मावच्छिन्नस्य तद्धेतुव्यापकत्वं बोध्यम् ।

### ★ ઉભયાભાવઘટિત લક્ષણ ★

**(મુ.) [१]વસ્તુતઃ પ્રતિયોગિતાવચ્છેદક સંબંધથી પ્રતિયોગીના અનધિકરણ એવા હેત્વધિકરણમા રહેલા અભાવની પ્રતિયોગિતાસામાન્યમાં યત્સંબંધાવચ્છિન્નત્વ અને યદ્ધર્માવચ્છિન્નત્વનો ઉભયાભાવ હોય, તે સંબંધથી તદ્ધર્માવચ્છિન્ન (એવો સાધ્ય) તે હેતુનો વ્યાપક હોય છે. (આવા વ્યાપકસાધ્યનું સામાનાધિકરણ્ય એ વ્યાપ્તિ છે.)**

**(વિ.)** [શંકા - कालो घटवान् कालपरिमाणाद्... આ સ્થળમા મહાકાલભેદવિશિષ્ટઘટાભાવને પ્રતિયોગિવ્યધિકરણ અભાવ તરીકે લઈ તમે આપત્તિ દૂર કરી. પણ, જ્યારે આ જ સ્થળમા સાધ્યતાવચ્છેદક સંબધ તરીકે સામાન્ય કાલિકવિશેષણતા સબધ ન હોય, કિન્તુ મહાકાલાનુયોગિકકાલિકવિશેષણતા સબંધ જ હોય ત્યારે તો દોષ આવશે જ. આમાં 'મહાકાલાનુયોગિક' એમ કહ્યુ એટલે આધાર તરીકે 'મહાકાલ' જ લેવો પડે. એમા જ રહેલી ચીજનો સબધ મહાકાલાનુયોગિક હોય. એટલે આ સંબધથી મહાકાલભેદ-વિશિષ્ટઘટનુ અધિકરણ જ અપ્રસિદ્ધ થઈ જશે. મહાકાલમા મહાકાલભેદ ન હોવાથી મહાકાલભેદવિશિષ્ટઘટનું એ અધિકરણ ન બની શકે, ને અન્યત્ર તો કોઈપણ ચીજમાં કાંઈ પણ મહાકાલાનુયોગિક સંબંધથી રહી શકતુ ન હોવાથી તાદશ ઘટનુ અધિકરણ અન્ય ચીજ પણ નથી મળી શકતી. માટે તાદશ સંબધથી તાદશઘટનું

અધિકરણ અપ્રસિદ્ધ થવાથી અનધિકરણ પણ અપ્રસિદ્ધ થશે. (પ્રતિયોગી અપ્રસિદ્ધ હોય તો તદ્‌ભેદ પણ અપ્રસિદ્ધ થાય ) તેથી અવ્યાપ્તિ.]

[ખરેખર તો જ્યાં, સાધ્યતાઅવચ્છેદક સંબંધ એવો લેવામાં આવે કે જેથી, એ માત્ર સાધ્યાધિકરણમાં જ લાગુ થાય, ત્યાં બધે આવી અવ્યાપ્તિ આવે છે. દા ત. पर्वतानुयोगिकसंयोगसम्बन्धेन वह्निमान् धूमात् આ સ્થળે આ સંબધથી જે જે વસ્તુ પર્વતમા રહે છે એનો અભાવ તો હેત્વધિકરણ પર્વતમાં મળે જ નહી. અને જે વસ્તુ પર્વતમા નથી રહી, અન્યત્ર રહી છે, તે વસ્તુનું પર્વતાનુયોગિક સંયોગસંબધથીઅધિકરણ અપ્રસિદ્ધ છે, એટલે એવી વસ્તુનો અભાવ પણ લઈ શકાય નહી. તેથી અવ્યાપ્તિ આવે છે. (આવી શંકાના સમાધાન માટે વસ્તુત ઈત્યાદિ કહ્યું છે એ સુગમ છે.]

(मु.) यत्सम्बन्धः साध्यतावच्छेदकसम्बन्धः, यद्धर्मः साध्यतावच्छेदको धर्मः । तत्र यदि यद्धर्माव-च्छिन्नत्वाभावमात्रमुच्यते तदा समवायेन यो वह्न्यभावस्तस्य प्रतियोगितावच्छेदकसम्बन्धः समवायः, तेन प्रतियोग्यनधिकरणपर्वतादिवृत्तिः स एव, तत्प्रतियोगितावच्छेदकञ्च वह्नित्वमित्यव्याप्तिः स्यात् । यदि च यत्सम्बन्धावच्छिन्नत्वाभावमात्रमुच्यते तदा तादृशस्य संयोगेन घटाभावस्य प्रतियोगितायां संयोगसम्बन्धावच्छिन्नत्वसत्त्वादव्याप्तिः स्यादत उभयमुपात्तम् ।

(મુ.) આ નવા લક્ષણમાં ઉભયાભાવ જે કહ્યો છે તેમાં યત્સંબંધથી સાધ્યતાવચ્છેદક સંબંધ અને યદ્ધર્મથી સાધ્યતાવચ્છેદક ધર્મ લેવાનો છે. અહીં લક્ષણમાં જો ઉભયાભાવના બદલે માત્ર યદ્ધર્માવચ્છિન્નત્વાભાવ જ કહેવામાં આવે તો સમવાયથી જે વહ્ન્યભાવ, તેનો પ્રતિયોગિતાવચ્છેદક સંબંધ સમવાય બને. આ સમવાયસંબંધથી, પ્રતિયોગી વહ્નિનું, હેત્વધિકરણ પર્વત એ અનધિકરણ છે જ. તેમાં રહેલા અભાવ તરીકે એ જ સમવાયસંબંધથી વહ્ન્યભાવ લઈ શકાશે જેનો વહ્નિત્વ એ પ્રતિયોગિતાવચ્છેદક હોવાથી અવ્યાપ્તિ આવે. પણ યત્સંબંધાવચ્છિન્નત્વ ઉમેરવાથી અવ્યાપ્તિ રહેતી નથી... કારણકે એ અભાવની પ્રતિયોગિતામાં સંયોગસંબંધાવચ્છિન્નત્વ ન હોવાથી ઉભયાભાવ રહી જાય છે.

જો માત્ર યત્સંબંધાવચ્છિન્નત્વાભાવ કહેવામાં આવે તો પ્રતિયોગિવ્યધિકરણ એવા ઘટાભાવની પ્રતિયોગિતામાં સંયોગસંબંધાવચ્છિન્નત્વ હોવાથી અવ્યાપ્તિ આવે. તેથી ઉભયાભાવ કહ્યો છે. એટલે ઉક્ત પ્રતિયોગિતામાં વહ્નિત્વાવચ્છિન્નત્વ ન હોવાથી ઉભયાભાવ રહી જવાના કારણે અવ્યાપ્તિ આવશે નહીં એ જાણવું.

(વિ.) આશય એ છે કે, સત્સ્થળમાં, હેત્વધિકરણમાં, સાધ્યતાવચ્છેદક સંબંધથી સાધ્યતાવચ્છેદ-કાવચ્છિન્નસાધ્યનો અભાવ હોતો નથી સાધ્યતાવચ્છેદકસંબંધથી અન્યચીજનો અભાવ હોઈ શકે અને સાધ્યનો અન્ય સંબંધથી અભાવ હોઈ શકે છે. એટલે હેત્વધિકરણમાં આવા જે કોઈ અભાવો રહ્યા હોય તેની પ્રતિયોગિતામાં સાધ્યતાવચ્છેદક ધર્માવચ્છિન્નત્વ અને સાધ્યતાવચ્છેદકસંબંધાવચ્છિન્નત્વ, આ બન્ને તો મળે જ નહી. એટલે યદ્ધર્મથી સાધ્યતાવચ્છેદકધર્મ અને યત્સંબધથી સાધ્યતાવચ્છેદકસબંધ લેવામાં આવે તો જ લક્ષણ સમન્વય થઈ શકે.

ધૂમાધિકરણ પર્વતમા સયોગસંબધથી વહ્નિનો અભાવ મળી શકતો નથી, પણ ઘટાદિનો મળે છે. સમવાયસંબધથી વહ્નિનો અભાવ પણ મળી શકે છે. ઘટાભાવીય પ્રતિયોગિતામાં સંયોગસંબધાવચ્છિન્નત્વ છે તો વહ્નિત્વાવચ્છિન્નત્વ નથી. સમવાયાદિસંબધથી વહ્નિના અભાવની પ્રતિયોગિતામાં વહ્નિત્વાવચ્છિન્નત્વ છે તો સયોગસબધાવચ્છિન્નત્વ નથી. એટલે ઉભયાભાવ રહી જવાથી લક્ષણ સમન્વય થઈ જાય છે.

અસત્સ્થળમાં, જ્યારે યદ્ધર્મથી સાધ્યતાવચ્છેદકધર્મ ને યત્સંબંધથી સાધ્યતાવચ્છેદકસબંધ લેવામા

આવે ત્યારે, પ્રતિયોગિતામાં ઉભય જ રહી જવાથી લક્ષણ જવાની આપત્તિ ન આવે. જેમકે - धूमवान् वह्नेः માં, હેત્વધિકરણ અયોગોલકમાં રહેલ સંયોગસબંધાવચ્છિન્ન ધૂમાભાવની પ્રતિયોગિતામાં ધૂમત્વાવચ્છિન્નત્વ અને સયોગસબંધાવચ્છિન્નત્વ ઉભય રહી જ ગયા છે.

महाकालानुयोगिककालिकसम्बन्धेन कालो घटवान् कालपरिमाणात् વગેરે સ્થળમા હવે સાધ્યતાવચ્છેદક સમ્બન્ધથી પ્રતિયોગીનું અધિકરણ-અનધિકરણ જોવાની જરૂર નહી રહે. હવે તો ગમે તે પ્રતિયોગિતાવચ્છેદક-સબંધથી પ્રતિયોગીનું અનધિકરણ હેત્વધિકરણ બનાવવાનું. એટલે મહાકાલાનુયોગિકકાલિકસંબધથી અનધિકરણ જોવાની જરૂર નહી. ગમે તે સંબધથી એ લઈ શકાય. દા.ત. મહાકાલભેદવિશિષ્ટઘટનું, હેત્વધિકરણ મહાકાલ એ સંયોગસબંધથી અનધિકરણ છે. એમાં રહેલ અભાવ-સંયોગસંબંધાવચ્છિન્નમહાકાલ-ભેદવિશિષ્ટઘટત્વાવચ્છિન્ન પ્રતિયોગિતાક અભાવ છે. (હેત્વધિકરણને જે પ્રતિયોગીનું અનધિકરણ બનાવીએ તે પ્રતિયોગીનો અભાવ લેવાનો ) આ અભાવની પ્રતિયોગિતામાં સયોગસંબધાવચ્છિન્નત્વ ને તાદશઘટત્વાવ-ચ્છિન્નત્વ છે, પણ સાધ્યતાવચ્છેદકસંબધાવચ્છિન્નત્વ ને સાધ્યતાવચ્છેદકધર્માવચ્છિન્નત્વ આ ઉભય ન હોવાથી ઉભયાભાવ રહી જવાના કારણે લક્ષણ સમન્વય થઈ જશે

---

(मु.) [1]इत्थं च 'कालो घटवान् कालपरिमाणादि'त्यादौ संयोगसम्बन्धेन घटाभावप्रतियोगिनोऽपि घटस्यानधिकरणे हेत्वधिकरणे महाकाले वर्तमानः स एव संयोगेन घटाभावस्तस्य प्रतियोगितायां कालिकसम्बन्धावच्छिन्नत्वघटत्वावच्छिन्नत्वोभयाभावसत्त्वान्नाव्याप्तिः । [2]'धूमवान् वह्ने'रित्यादावतिव्याप्तिवारणाय 'सामान्य'पदमुपात्तम् ।

---

**(મુ.) [1]इत्थ च = આ રીતે ઉભયાભાવઘટિત લક્ષણ બનાવવાથી कालो घटवान् कालपरिमाणाद् ઈત્યાદિમાં અવ્યાપ્તિદોષ રહેતો નથી. કારણકે સંયોગસંબંધથી ઘટાભાવ વગેરેના પ્રતિયોગી ઘટનું, હેત્વધિકરણ મહાકાલ એ સંયોગસંબંધથી અનધિકરણ છે. તેથી મહાકાલમાં રહેલા પ્રતિયોગિવ્યધિકરણ અભાવ તરીકે સંયોગસંબંધથી ઘટાભાવ લઈ શકાશે જેની પ્રતિયોગિતામાં (કાલિકસંબંધાવચ્છિન્નત્વ ન હોવાના કારણે) ઘટત્વાવચ્છિન્નત્વ-કાલિકસંબંધાવચ્છિન્નત્વ ઉભયાભાવ રહી ગયો છે. [2]धूमवान् वह्नेः ઈત્યાદિમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'સામાન્ય' પદ મૂક્યું છે.**

(વિ.) (૧) कालो घटवान्... ઈત્યાદિમા ઘટત્વ એ સાધ્યતાવચ્છેદક ધર્મ છે અને કાલિકસંબધ એ સાધ્યતાવચ્છેદક સબંધ છે. હેત્વધિકરણવૃત્તિ અભાવીય પ્રતિયોગિતામાં ઉભયાભાવ રહી જવાથી यद्धर्म અને यत्सम्बन्ध થી આ બેને પકડી શકાય છે. અને તેથી ઘટત્વાવચ્છિન્ન 'ઘટ' કાલિક સંબંધથી હેતુ 'કાલ-પરિમાણ'નો વ્યાપક બની જાય છે. આવા વ્યાપક ઘટનું સામાનાધિકરણ્ય કાલપરિમાણમાં રહ્યું જ છે, ને એ જ વ્યાપ્તિ છે.

(૨) धूमवान् वह्ने'માં વહ્ન્યધિકરણ અયોગોલકમાં સયોગસંબધથી ઘટ રહ્યો ન હોવાથી પ્રતિયોગિ-વ્યધિકરણઅભાવ તરીકે સંયોગેન ઘટાભાવ લઈ શકાશે. એની પ્રતિયોગિતામાં સંયોગસંબંધાવચ્છિન્નત્વ-ધૂમત્વાવચ્છિન્નત્વ ઉભયાભાવ રહી જવાથી અતિવ્યાપ્તિ આવે છે. એ ન આવે એ માટે 'પ્રતિયોગિતા' સાથે 'સામાન્ય' પદ જોડ્યું છે 'સામાન્ય' પદ ન લખ્યું હોય તો કોઈપણ પ્રતિયોગિતા લઈ શકાવાથી સંયોગેન ઘટાભાવીય પ્રતિયોગિતા લઈ આપત્તિ આવે છે. પણ 'સામાન્ય' પદ જોડવાથી, હવે હેત્વધિકરણમાં જે કોઈ પ્રતિયોગિવ્યધિકરણ અભાવ રહ્યા હોય તે બધાની પ્રતિયોગિતામાં ઉભયાભાવ લેવો પડે. જે પ્રસ્તુતમા રહ્યો નથી. કારણકે હેત્વધિકરણ અયોગોલક ધૂમનું અનધિકરણ હોવાથી, એમાં રહેલ અભાવ તરીકે સંયોગેન

ધૂમાભાવ લઈ શકાશે જેની પ્રતિયોગિતામા સયોગસમ્બન્ધાવચ્છિન્નત્વ અને ધૂમત્વાવચ્છિન્નત્વ ઉભય છે, પણ ઉભયાભાવ નથી માટે અતિવ્યાપ્તિ નહી આવે

(मु.) [1]ननु 'प्रमेयवह्निमान् धूमादि'त्यादौ प्रमेयवह्नित्वावच्छिन्नत्वमप्रसिद्धम्, गुरुधर्मस्याऽनवच्छेदकत्वादिति चेत् ? [2]न, 'कम्बुग्रीवादिमान्नास्ती'तिप्रतीत्या कम्बुग्रीवादिमत्त्वावच्छिन्नप्रतियोगिताविषयीकरणेन गुरुधर्मस्याप्यवच्छेदकत्वस्वीकारादिति सङ्क्षेपः ।

## ★ ગુરુ ધર્મ પણ અવચ્છેદક ★

(મુ.) [1]શકા :- प्रमेयवह्निमान् धूमात् આ સ્થળમાં, પ્રમેયવહ્નિત્વાવચ્છિન્નત્વ અપ્રસિદ્ધ છે- (તેથી અવ્યાપ્તિ આવશે), કારણકે ગુરુભૂતધર્મ અવચ્છેદક હોતો નથી.

[2]સમાધાન :- ના, આવી શકા યોગ્ય નથી, કારણકે कम्बुग्रीवादिमान् नास्ति એવી પ્રતીતિનો કમ્બુગ્રીવાદિમત્ત્વાવચ્છિન્નપ્રતિયોગિતા વિષય બનતી હોવાથી ગુરુધર્મ પણ અવચ્છેદક તરીકે સ્વીકારાયો છે. આ પ્રમાણે સંક્ષેપ જાણવો.

(વિ.) શંકા :- [ઘડો એટલે કમ્બુગ્રીવાદિમાન પદાર્થ . તેથી જ્યાં જ્યાં ઘટાભાવ હોય છે ત્યા ત્યાં કમ્બુગ્રીવાદિમાન્નો અભાવ હોય છે. અને જ્યાં જ્યા કમ્બુગ્રીવાદિમાનનો અભાવ હોય છે ત્યાં ત્યાં ઘટાભાવ હોય છે તેથી આ બન્ને સમનિયત અભાવ થયા. આવા સમનિયત અભાવો એક જ હોય છે. પણ જુદા જુદા હોતા નથી (જુદા જુદા માનવામા નાહકનુ ગૌરવ છે.) બન્ને અભાવ એક હોવાથી બન્નેની પ્રતિયોગિતા પણ એક જ છે અને તેથી બન્નેની પ્રતિયોગિતાનો અવચ્છેદક પણ ઘટત્વ કે કમ્બુગ્રીવાદિમત્ત્વ બેમાથી એક જ માનવાનો રહે છે પણ ઘટત્વને અવચ્છેદક માનવામા લાઘવ છે, કારણકે એ જાતિરૂપ છે, જ્યારે કમ્બુગ્રીવાદિમત્ત્વને અવચ્છેદક માનવામા ગૌરવ છે, કારણ કે એ કમ્બુગ્રીવાદિ અનેક અવયવો રૂપ છે તેથી ઘટત્વને જ પ્રતિયોગિતાવચ્છેદક માનવો ઉચિત હોવાથી ગુરુભૂત કમ્બુગ્રીવાદિમત્ત્વને અવચ્છેદક મનાતો નથી. એટલે કે પ્રતિયોગિતામાં ગુરુભૂતધર્માવચ્છિન્નત્વ હોતુ નથી ]

(૧) તેથી, प्रमेयवह्निमान् धूमात् ઇત્યાદિ સ્થળમાં યદ્ધર્મ = સાધ્યતાવચ્છેદક = જે પ્રમેયવહ્નિત્વ છે તે, વહ્નિત્વની અપેક્ષાએ ગુરુભૂતધર્મ હોવાથી, પ્રતિયોગિતામાં તદવચ્છિન્નત્વ અપ્રસિદ્ધ થવાના કારણે તેનો અભાવ અને ઉભયાભાવ પણ અપ્રસિદ્ધ થાય છે માટે આવા સ્થળે વ્યાપ્તિના લક્ષણની અવ્યાપ્તિ છે.

(૨) **સમાધાન** - પદાર્થોની સિદ્ધિ પ્રતીતિને અનુસારે થાય છે તેથી, ઘટશૂન્યભૂતલને ઉદ્દેશીને જો એવી બુદ્ધિ થાય કે, 'भूतले द्रव्य नास्ति' તો એ અભાવીય પ્રતિયોગિતાનો અવચ્છેદક ઘટત્વને ન માનતા જેમ દ્રવ્યત્વને મનાય છે, કારણકે ઘટમા રહેલ 'દ્રવ્યત્વ' ધર્મને આગળ કરીને એ બુદ્ધિ થઈ છે, તેમ 'भूतले कम्बुग्रीवादिमान्नास्ति' એવી બુદ્ધિ ઘટમા રહેલ 'કમ્બુગ્રીવાદિમત્ત્વ' ધર્મને આગળ કરીને થતી હોવાથી પ્રતિયોગિતાવચ્છેદક 'કમ્બુગ્રીવાદિમત્ત્વ'ને જ માનવો યોગ્ય ઠરે છે. [આશય એ છે કે, 'कम्बुग्रीवादिमान्नास्ति' આવી પ્રતીતિનો વિષય કોણ ? જો कम्बुग्रीवादिमत्प्रतियोगिकाभाव જ માનીએ તો, કોઈ એક ઘટવ્યક્તિ ન હોય ને અન્ય ઘટ હોય તેવી ભૂતલ પર પણ કમ્બુગ્રીવાદિમાન્ = તદ્ઘટવ્યક્તિ, તત્પ્રતિયોગિક અભાવ તો હાજર જ હોવાથી कम्बुग्रीवादिमान्नास्ति એવી પ્રતીતિ થવી માનવી પડે. પણ એ થતી તો નથી, કારણ કે બીજો કમ્બુગ્રીવાદિમાન્ (અન્ય ઘટ) હાજર છે એટલે માનવું પડે છે કે કોઈપણ કમ્બુગ્રીવાદિમાન્ પદાર્થ જ્યાં હાજર ન હોય, અર્થાત् कम्बुग्रीवादिमत्त्वावच्छिन्नप्रतियोगिताकाभाव હોય, ત્યા જ એ પ્રતીતિ થાય

છે. માટે કમ્બુગ્રીવાદિમત્ત્વને પ્રતિયોગિતાનો અવચ્છેદક માનવો જ પડે છે. (જે ઘટને ઘટત્વેન નથી જાણતો, કમ્બુગ્રીવાદિમત્ત્વેન જ જાણે છે એને પણ कम्बुग्रीवादिमान्नास्ति એવી પ્રતીતિ તો થાય જ છે ) તેથી કમ્બુ-ગ્રીવાદિમત્ત્વને અવચ્છેદક માનવો જ પડે.] એટલે ગુરુધર્મ પણ પ્રતિયોગિતાવચ્છેદક બની શકે છે. તેથી, प्रमेयवह्निमान् धूमात् વગેરે સ્થળે અવ્યાપ્તિદોષ રહેતો નથી. કારણકે પ્રતિયોગિતામાં પ્રમેયવહ્નિત્વાવચ્છિન્નત્વ પણ પ્રસિદ્ધ છે, અપ્રસિદ્ધ નથી.

આ પ્રમાણે સંક્ષેપ જાણવો (વ્યાપ્તિનિરૂપણ પૂર્ણ થયું.)

---

*(का) सिषाधयिषया शून्या सिद्धिर्यत्र न विद्यते ।*
*स पक्षस्तत्र वृत्तित्वज्ञानादनुमितिर्भवेत् ॥७०॥*

(मु.) [१]पक्षवृत्तित्वमित्यत्र पक्षत्वं किम् ? तदाह - सिषाधयिषेति । सिषाधयिषाविरहविशिष्टसिद्ध्यभावः पक्षता, तद्वान्पक्षः इत्यर्थः । सिषाधयिषामात्रं न पक्षता, विनापि सिषाधयिषां घनगर्जितेन मेघानुमानात् । अत एव साध्यसन्देहोऽपि न पक्षता, विनापि सन्देहं तदनुमानात् । [२]सिद्धौ सत्यामपि सिषाधयिषासत्त्वेऽनुमितिर्भवत्येव । अतः सिषाधयिषाविरहविशिष्टत्वं सिद्धौ विशेषणम् । तथा च यत्र सिद्धिर्नास्ति तत्र सिषाधयिषायां सत्यामसत्यामपि पक्षता । यत्र च सिषाधयिषाऽस्ति तत्र सिद्धौ सत्यामसत्यामपि पक्षता । यत्र सिद्धिरस्ति, सिषाधयिषा च नास्ति तत्र न पक्षता, सिषाधयिषाविरहविशिष्टसिद्धेः सत्त्वात् ।

---

## ★ પક્ષતા નિરૂપણ ★

**(કા.) સિષાધયિષાશૂન્ય સિદ્ધિ જયાં નથી રહી તે પક્ષ છે. તેમાં (હેતુના) વૃત્તિત્વના જ્ઞાનથી અનુમિતિ થાય છે.**

(મુ.) [૧]પક્ષવૃત્તિત્વમાં પક્ષતા શું છે ? એવી જિજ્ઞાસાને સંતોષવા ૭૦મી કારિકા આવી છે. સિષાધયિષાના અભાવવિશિષ્ટ સિદ્ધિનો અભાવ એ પક્ષતા છે... એટલે કે એવા અભાવવાળો જે હોય તે પક્ષ એમ જાણવું.

[શંકા :- માત્ર સિષાધયિષાને જ પક્ષતા કહો ને ? અર્થાત્ જેમાં સાધ્યને સિદ્ધ કરવાની ઇચ્છા હોય તે પક્ષ કહેવાય, એમ જ કહો ને !]

સમાધાન :- માત્ર સિષાધયિષાને પક્ષતા ન કહેવાય, કારણ કે सिषाधयिषा = साधयितुमिच्छा... (ઘરમાં બેસેલા માણસને આકાશમાં વાદળ છે એવું સિદ્ધ કરવાની ઇચ્છા) સિષાધયિષા ન હોવા છતાં, વાદળાના ગડગડાટથી મેઘનું અનુમાન થઈ જાય છે. એટલે જ સાધ્યસંદેહ પણ પક્ષતા નથી. (અર્થાત્ 'જેમાં સાધ્યનો સંદેહ તે પક્ષ' એમ પણ ન કહેવાય), કારણકે (વાદળ હશે કે નહીં ? એવો કોઈ) સંદેહ ન હોવા છતાં વાદળનું અનુમાન થઈ જાય છે.

(૨) વળી, સિદ્ધિ હોય તો પણ જો સિષાધયિષા હોય તો અનુમિતિ થાય જ છે. તેથી સિષાધયિષાવિરહવિશિષ્ટત્વ એ સિદ્ધિનું વિશેષણ જાણવું. [અર્થાત્ સિષાધયિષાવિરહવિશિષ્ટ સિદ્ધિ એ પ્રતિબંધક છે.] એટલે જ્યાં સિદ્ધિ (= વિશેષ્ય) નથી, ત્યાં સિષાધયિષા હોય કે ન હોય (વિશેષણાભાવ હોય કે વિશેષણ હોય) તો પણ પક્ષતા છે. અને જ્યાં સિષાધયિષા છે (= વિશેષણાભાવ છે) ત્યાં સિદ્ધિ (= વિશેષ્ય) હોય કે ન હોય, પક્ષતા છે. (પણ) જ્યાં સિદ્ધિ (= વિશેષ્ય) છે અને સિષાધયિષા નથી (= વિશેષણ છે) ત્યાં (વિશિષ્ટ = પ્રતિબંધક હોવાથી) પક્ષતા નથી, કારણકે સિષાધયિષાવિરહવિશિષ્ટ સિદ્ધિ હાજર છે.

(વિ.) (૧) વ્યાપ્તિવિશિષ્ટપક્ષધર્મતાજ્ઞાનાત્મક પરામર્શ એ અનુમિતિનું કારણ છે એમા પક્ષધર્મતા = પક્ષવૃત્તિતા જે છે તેનો ઘટક 'પક્ષ' કોને કહેવાય ? અર્થાત્ પક્ષતા શુ છે ? એવા પ્રશ્નના ઉત્તરમાં કહ્યુ કે સિષાધયિષાવિરહવિશિષ્ટસિદ્ધિનો અભાવ એ પક્ષતા છે

(૨) (પર્વત પર વહ્નિ પ્રત્યક્ષથી નિર્ણીત થઈ ગયો હોય તો પછી અગ્નિને સિદ્ધ કરવાનો રહેતો નથી એટલે કે અનુમિતિ થતી નથી તેથી સિદ્ધિ અનુમિતિનો પ્રતિબંધક છે. છતા, 'પર્વત પર વહ્નિની અનુમિતિ કરુ' એવી ઈચ્છા (= અનુમિત્સા) જાગે તો સિદ્ધિ હોવા છતા અનુમિતિ થાય જ છે. કારણકે સર્વત્રેચ્છા બલીયસી- એટલે જણાય છે કે અનુમિત્સા ઉત્તેજક છે ઉત્તેજકાભાવ વિશિષ્ટ પ્રતિબંધકનો અભાવ એ કારણ હોય છે. તેથી, અનુમિત્સા (= સિસાધયિષા) વિરહવિશિષ્ટ સિદ્ધિનો અભાવ એ પક્ષતા છે, એ જ્યા હોય એ પક્ષ બનવાથી ત્યા અનુમિતિ થાય

| સિષાધયિષા | વિશેષણ=સિ.નો અભાવ | વિશેષ્ય=સિદ્ધિ | વિશિષ્ટ | અનુમિતિ | વિશિષ્ટાભાવનો પ્રયોજક |
|---|---|---|---|---|---|
| છે | નથી | છે | નથી | થશે | વિશેષણાભાવ |
| નથી | છે | નથી | નથી | થશે | વિશેષ્યાભાવ |
| છે | નથી | નથી | નથી | થશે | ઉભયાભાવ |
| નથી | છે | છે | છે | નહી થાય | - |

આમ, પર્વતમા રહેલ પર્વતત્વ એ પક્ષતા નથી, પણ સિષાધયિષાવિરહવિશિષ્ટસિદ્ધિનો અભાવ એ પક્ષતા છે

[પ્રશ્ન - સિદ્ધિ અને સિદ્ધિનો અભાવ આ બે તો આત્મામા રહે છે, પર્વતમા શી રીતે રહે ?

ઉત્તર - પર્વતમા સિદ્ધ્યભાવ અર્થાત્ પર્વતોદ્દેશેન સિદ્ધિનો અભાવ છે. આવા સ્થળે, જે ઉદ્દેશ્ય હોય એને સપ્તમી વિભક્તિ લાગે છે.

પર્વતોદ્દેશેન (પર્વતોદ્દેશ્યક) વહ્નિની સિદ્ધિ કરવી છે એટલે એમ બોલાય કે પર્વતમાં વહ્નિની સિદ્ધિ કરવી છે અહી સપ્તમીમા 'મા'નો અર્થ વૃત્તિતા નથી, પણ ઉદ્દેશ્યતા છે.]

(मु.) ननु यत्र परामर्शानन्तरं सिद्धिस्ततः सिषाधयिषा, तत्र सिषाधयिषाकाले परामर्शनाशान्नानुमितिः । यत्र सिद्धिपरामर्शसिषाधयिषाः क्रमेण भवन्ति तत्र सिषाधयिषाकाले सिद्धेर्नाशात्प्रतिबन्धकाभावादेवानुमितिः । यत्र सिषाधयिषासिद्धिपरामर्शाः सन्ति तत्र परामर्शकाले सिषाधयिषैव नास्ति । एवमन्यात्रपि सिद्धिकाले परामर्शकाले च न सिषाधयिषा, योग्यविभुविशेषगुणानां यौगपद्यनिषेधात्, तत्कथं सिषाधयिषाविरहविशिष्टत्वं सिद्धेर्विशेषणमिति चेत् ? न, यत्र 'वह्निव्याप्यधूमवान्पर्वतो वह्निमानि'ति प्रत्यक्षं स्मरणं वा, ततः सिषाधयिषा तत्र पक्षतासंपत्तये तद्विशेषणस्यावश्यकत्वात् ।

## ★ 'સિષાધયિષાવિરહ' વિશેષણની આવશ્યકતા ★

(મુ.) શંકા .- જ્યાં પરામર્શ, પછી સિદ્ધિ ને પછી સિષાધયિષા થઈ છે, ત્યાં સિષાધયિષાકાલે પરામર્શનો નાશ થઈ ગયો હોવાથી અનુમિતિ નહીં થાય. જ્યાં સિદ્ધિ, પરામર્શ અને સિષાધયિષા ક્રમશઃ થાય છે, ત્યાં સિષાધયિષા કાલે સિદ્ધિ નાશ પામી ગઈ હોવાથી પ્રતિબંધકાભાવ હોવાના કારણે જ અનુમિતિ થઈ જશે. જ્યાં સિષાધયિષા, સિદ્ધિ અને પરામર્શ થયા છે ત્યાં પરામર્શકાલે સિષાધયિષા જ નથી. આમ અન્યત્ર પણ સિદ્ધિકાળે અને પરામર્શકાલે સિષાધયિષા હોતી નથી, કારણકે યોગ્યવિભુવિશેષગુણો યુગપદ્ હોતા નથી, એવો

નિષેધ છે. તો પછી સિષાધયિષાવિરહવિશિષ્ટ એવું સિદ્ધિનું વિશેષણ શા માટે મૂકવું જોઈએ ?

**સમાધાન :-** આવી શંકા બરાબર નથી, કારણકે 'वह्निव्याप्यधूमवान् पर्वतो वह्निमान्' એવું પ્રત્યક્ષ કે સ્મરણ થયું હોય ને પછી સિષાધયિષા થાય, ત્યાં (પર્વતમાં) પક્ષતા આવે (ને તેથી અનુમિતિ થાય) એ માટે એ વિશેષણ મૂકવું આવશ્યક છે.

**(વિ.) શંકા** - [કારણ (= પરામર્શ પણ હોય, પ્રતિબંધક (=સિદ્ધિ) પણ હોય અને છતાં કાર્ય થતું હોય તો ઉત્તેજક માનવો આવશ્યક બનતો હોય છે. પણ જો આવું ન બનતુ હોય તો ઉત્તેજક માનવો આવશ્યક હોતો નથી] પ્રસ્તુતમાં અનુમિતિ અંગે, કારણરૂપ પરામર્શ, પ્રતિબંધકરૂપ સિદ્ધિ આ બેયની હાજરી હોય અને સાથે જ સિષાધયિષા ભળવાથી ઉત્તરક્ષણે અનુમિતિ થતી હોય. પણ આવું ક્યારેય શક્ય બનતુ જ નથી, કારણકે જ્ઞાન અને ઇચ્છા આત્માના વિશેષગુણ હોવાથી ક્ષણિક (દ્વિક્ષણસ્થાયી) હોવાના કારણે આ ત્રણેયની યુગપદ્ હાજરી સંભવી શકતી નથી.

| | ક્ષણ | | |
|---|---|---|---|
| જ્યા | ૧લી<br>બીજી<br>ત્રીજી | પરામર્શ<br>સિદ્ધિ<br>સિષાધયિષા | ત્રીજી ક્ષણે પરામર્શાત્મક<br>કારણ જ ન હોવાથી સિષા. હોય તો પણ<br>અનુમિતિ થવાની નથી. |
| | ૧લી<br>બીજી<br>ત્રીજી | સિદ્ધિ<br>પરામર્શ<br>સિષાધયિષા | ત્રીજી ક્ષણે 'સિદ્ધિ'રૂપ પ્રતિબધક જ<br>નાશ પામી ગયો હોવાથી અનુમિતિ<br>થઈ જ જવાની છે. |
| | ૧લી<br>બીજી<br>ત્રીજી | સિષાધયિષા<br>સિદ્ધિ<br>પરામર્શ | ત્રીજી ક્ષણે સિષા. નાશ પામી ગઈ<br>હોવાથી સિદ્ધિ અનુમિતિનો<br>પ્રતિબંધ કરવાની જ છે. |

આમ સિદ્ધિના અસ્તિત્વકાળમાં અને પરામર્શના અસ્તિત્વકાળમાં સિષાધયિષા રહેવાની જ નથી, કારણકે યોગ્યવિભુવિશેષગુણો યુગપત્ રહી શકતા નથી. એટલે, કારણ અને પ્રતિબંધક બન્નેની હાજરીમાં ઉત્તેજક પણ હોવાથી અનુમિતિ (કાર્ય) થાય એવી પરિસ્થિતિ જ નિર્માણ થતી ન હોવાથી સિષાધયિષાને ઉત્તેજક માનવી નિરર્થક છે ને તેથી 'સિદ્ધિ' રૂપ પ્રતિબંધકમાં 'સિષાધયિષા વિરહવિશિષ્ટત્વ' એવું વિશેષણ જોડવુ નિરર્થક છે

**સમાધાન :-** પરામર્શ અને સિદ્ધિ બન્નેને વિષય બનાવતુ वह्निव्याप्यधूमवान् पर्वतो वह्निमान् આવુ સમૂહાલંબન પ્રત્યક્ષ કે સ્મરણાત્મકજ્ઞાન થયા પછી બીજી ક્ષણે જ પર્વત પર વહ્નિની અનુમિતિ કરવાની સિષાધયિષા થાય તો ત્રીજી ક્ષણે અનુમિતિ થાય જ છે એટલે જો માત્ર સિદ્ધિને પ્રતિબંધક માનવાની હોય તો અહી સિદ્ધિ હાજર હોવાથી અનુમિતિ ન થવાની આપત્તિ આવે જ. એને વારવા સિષાધયિષાવિરહ-વિશિષ્ટત્વ એવુ વિશેષણ આવશ્યક બને છે. તેથી પ્રસ્તુતમા સિષાધયિષાવિરહવિશિષ્ટ સિદ્ધિ ન હોવાથી, સિદ્ધિ હોવા છતા, અનુમિતિનો પ્રતિબંધક થશે નહી.

---

(मु.) अत्रेदं बोध्यम् :- [१]'यादृशयादृशसिपाधयिपासत्त्वे सिद्धिसत्त्वे यल्लिङ्गकानुमितिस्तादृश-तादृश-सिपाधयिपाविरहविशिष्टसिद्ध्यभावस्तल्लिङ्गकानुमितौ पक्षता । तेन सिद्धिपरामर्शसत्त्वेऽपि 'यत्कि-ञ्चिज्ज्ञानं मे जायतामि'तीच्छायामपि नानुमितिः । 'वह्निव्याप्यधूमवान्पर्वतो वह्निमान्' इति प्रत्यक्षसत्त्वे

'प्रत्यक्षातिरिक्तं वह्निज्ञानं जायतामि'तीच्छायां तु भवत्येव । एवं धूमपरामर्शसत्त्वे 'आलोकेन वह्नि-मनुमिनुयामि'तीच्छायामपि नानुमितिः ।

**★ કેવી સિદ્ધિનો અભાવ એ પક્ષતા ? ★**

(મુ.) અહીં આ જાણવું - 'જેવી જેવી સિપાધયિષા હોય અને સિદ્ધિ હોય ત્યારે જે લિંગક અનુમિતિ થાય, તેવી તેવી સિપાધયિષાના વિરહવિશિષ્ટ સિદ્ધિનો અભાવ તલ્લિંગક અનુમિતિમાં પક્ષતા બને છે. તેથી સિદ્ધ્યાત્મક પરામર્શ હોવા છતાં 'મને કાંઈ પણ જ્ઞાન થાઓ' એવી ઇચ્છા હોવા છતાં અનુમિતિ થતી નથી. 'वह्निव्याप्यधूमवान्पर्वतो वह्निमान्' એવા પ્રત્યક્ષની હાજરીમાં 'વહ્નિનું પ્રત્યક્ષભિન્ન જ્ઞાન મને થાઓ' એવી ઇચ્છા થાય તો અનુમિતિ થાય જ છે. એમ ધૂમનો પરામર્શ હોય ત્યારે 'આલોકથી વહ્નિની અનુમિતિ કરું' એવી ઇચ્છા હોવા છતા અનુમિતિ થતી નથી.

(વિ.) [શંકા - 'वह्निव्याप्यधूमवान् पर्वतो वह्निमान्' એવી સિદ્ધિ થયા બાદ કોકને આત્માની અનુમિત્સા જાગી. તો અહી સિપાધયિષાવિરહવિશિષ્ટસિદ્ધિ રૂપ પ્રતિબંધકનો અભાવ હોવા છતાં અનુમિતિ કાર્ય થતુ ન હોવાથી અન્વયવ્યભિચાર આવશે]

(૧) **સમાધાન** - તો અમે પરિષ્કાર કરીશુ. જેવી જેવી સિપાધયિષા હોવા પર અને સિદ્ધિ હોવા પર જે લિગથી અનુમિતિ થતી હોય તેવી તેવી સિપાધયિષાના વિરહવિશિષ્ટ સિદ્ધિનો અભાવ એ પક્ષતા છે. वह्निव्याप्यधूमवान्पर्वतो वह्निमान् એવા સિદ્ધિ-પરામર્શ હોવા પર, 'પર્વત પર વહ્નિની અનુમિતિ થાઓ' એવી સિષાધયિષા હોય તો જ ધૂમલિગક વહ્નિની અનુમિતિ થાય છે. માટે ધૂમલિંગક વહ્નિની અનુમિતિ પ્રત્યે 'पर्वते वह्न्यनुमितिर्जायताम्' એવી સિષાધયિષાના વિરહવિશિષ્ટ સિદ્ધિનો અભાવ એ પક્ષતા છે એમ જાણવુ એટલે જો 'મને યત્કિંચિત્ જ્ઞાન થાઓ' 'મને આત્માની અનુમિતિ થાઓ' એવી ઇચ્છા જાગે તો ત્યા વિવક્ષિત સિષાધયિષાનો તો વિરહ જ હોવાથી તાદૃશસિપાધયિષાવિરહવિશિષ્ટ સિદ્ધિ રૂપ પ્રતિબંધક જ હાજર છે. તેથી અનુમિતિ ન થવામા અન્વયવ્યભિચાર નથી

પણ જો એ વખતે, 'મને વહ્નિનુ પ્રત્યક્ષભિન્ન જ્ઞાન થાઓ' એવી ઇચ્છા થાય તો પાછી અનુમિતિ થાય જ છે. તેથી એવી સિષાધયિષા પણ અહી ઉત્તેજકરૂપે જાણવી [યાદશ સિષાધયિષા તરીકે યત્કિઞ્ચિત્ જ્ઞાનેચ્છા ન પકડાય પણ પ્રત્યક્ષાતિરિક્ત જ્ઞાન પકડી શકાય. જો કે અહી પ્રત્યક્ષભિન્ન જ્ઞાન તરીકે ઉપમિતિ વગેરે પણ આવે છે, છતાં અનુમિતિની પરામર્શાત્મક સામગ્રી મોજુદ હોવાથી એ જ થાય છે.]

પરતુ, 'आलोकेन वह्निमनुमियाम्' એમ સિપાધયિષા થાય તો અનુમિતિ થતી નથી, કારણકે આલોકપરામર્શાત્મક સામગ્રી ન હોવાથી આલોકલિગક અનુમિતિ થતી નથી અને ધૂમલિંગક સિદ્ધિ વિદ્યમાન હોવાથી તથા धूमेन वह्निमनुमियाम् એવી સિષાધયિષારૂપ ઉત્તેજક હાજર ન હોવાથી સામગ્રી હાજર નથી.

(मु.) [१]सिपाधयिपाविरहकाले यादृशसिद्धिसत्त्वे नानुमितिस्तादृशी सिद्धिर्विशिष्यैव तत्तदनुमितौ प्रतिबन्धिका वक्तव्या । [२]तेन 'पर्वतस्तेजस्वी, पापाणमयो वह्निमानि'ति ज्ञानसत्त्वेऽप्यनुमितेर्न विरोधः । [३]परन्तु पक्षतावच्छेदकसामानाधिकरण्येन साध्यसिद्धावपि तदवच्छेदेनानुमितिदर्शनात्पक्षतावच्छेदकावच्छेदेनानुमितिं प्रति पक्षतावच्छेदकावच्छेदेन साध्यसिद्धिरेव प्रतिबन्धिका, पक्षतावच्छेदकसामानाधिकरण्येनानुमितिं प्रति तु सिद्धिमात्रं विरोधि ।

**★ સિદ્ધિ અને અનુમિતિ વચ્ચે પ્રતિબધ્ય-પ્રતિબંધકભાવ ★**

(મુ.) [1]સિષાધયિષાના અભાવમાં જેવી સિદ્ધિ હોય અને અનુમિતિ અટકી જાય, તેવી સિદ્ધિ જ અનુમિતિ પ્રત્યે પ્રતિબંધક જાણવી. [2]તેથી, 'પર્વત તેજસ્વી છે,' 'પાષાણમય વહ્નિમાન્ છે' ઈત્યાદિ રૂપે જ્ઞાન = સિદ્ધિ હોય તો પણ અનુમિતિ થવામાં વાંધો નથી. [3]પરંતુ પક્ષતાવચ્છેદકસામાનાધિકરણ્યેન સાધ્યસિદ્ધિ થઈ ગઈ હોય તો પણ તદવચ્છેદેન અનુમિતિ થતી દેખાય છે. (એટલે જણાય છે કે) પક્ષતાવચ્છેદકાવચ્છેદેન અનુમિતિ પ્રત્યે પક્ષતાવચ્છેદકાવચ્છેદેન સાધ્યસિદ્ધિ જ પ્રતિબન્ધિકા છે. પક્ષતાવચ્છેદકસામાનાધિકરણ્યેન અનુમિતિ પ્રત્યે તો સિદ્ધિમાત્ર વિરોધી છે.

(વિ.) (૧) જેવા વિશેષ્ય-પ્રકારવાળા જ્ઞાન રૂપ સિદ્ધિ પ્રતિબંધક બનતી હોય તેવા વિશેષ્ય-પ્રકારવાળી તે તે સિદ્ધિ જ તે તે અનુમિતિનો પ્રતિબંધ કરી શકે છે, અન્ય સ્વરૂપવાળા વિશેષ્ય કે પ્રકારવાળી સિદ્ધિ નહીં. 'पर्वतो वह्निमान्' એવી પર્વતત્વાવચ્છિન્નવિશેષ્યતાક અને વહ્નિત્વાવચ્છિન્નપ્રકારતાક સિદ્ધિ હોય તો જ पर्वतो वह्निमान् એવી અનુમિતિનો પ્રતિબધ થતો હોવાથી એવી સિદ્ધિને જ એ અનુમિતિ પ્રત્યે પ્રતિબંધક માનવી જોઈએ. (૨) તેથી पर्वतस्तेजस्वी એવુ જ્ઞાન વહ્નિત્વાવચ્છિન્નપ્રકારતાક ન હોવાથી અને पाषाणमयो वह्निमान् એવુ જ્ઞાન પર્વતત્વાવચ્છિન્નવિશેષ્યતાક ન હોવાથી અનુમિતિનો પ્રતિબંધ કરી શકતા નથી

(૩) પક્ષતાવચ્છેદકસામાનાધિકરણ્યેન સાધ્યસિદ્ધિ એટલે કોઈ એક પક્ષમાં સાધ્યની સિદ્ધિ જેમકે કોઈ એક પર્વતમાં વહ્નિ સિદ્ધ થઈ ગયો છે. તો પણ પક્ષતાવચ્છેદકાવચ્છેદેન [જ્યા જ્યા પક્ષતાવચ્છેદક (પર્વતત્વાદિ) રહ્યો હોય ત્યાં ત્યા સર્વત્ર] - અર્થાત્ બધા પર્વતોમા - સાધ્ય(વહ્નિ)ની સિદ્ધિ કરવી હોય તો એવું અનુમાન થઈ જ શકે છે આ બિના જણાવે છે કે પક્ષતાવચ્છેદકસામાનાધિકરણ્યેન સાધ્યસિદ્ધિ પક્ષતાવચ્છેદકાવચ્છેદેન સાધ્યસિદ્ધિ કરનાર અનુમિતિનો પ્રતિબધ કરી શકતી નથી, કિન્તુ પક્ષતાવચ્છેદકાવચ્છેદેન સાધ્યસિદ્ધિ જ (બધા પર્વતોમાં વહ્નિ હોવાનો નિર્ણય જ) એનો પ્રતિબધ કરે છે. છતાં, કોઈ એકાદ પર્વતમા પણ જો વહ્નિની સિદ્ધિ થઈ ગઈ હોય તો પણ પક્ષતાવચ્છેદકસામાનાધિકરણ્યેન (એકાદ પર્વતમાં થતી) સાધ્યની અનુમિતિ તો અટકી જ જાય છે- (એકાદ પર્વતમાં તો એ થઈ જ ગઈ છે, પછી કરવાની શું?) એટલે જણાય છે કે પક્ષતાવચ્છેદકસામાનાધિકરણ્યેન અનુમિતિ પ્રત્યે કોઈપણ સિદ્ધિ પ્રતિબંધક છે. (જે દેશમાં સાધ્યનું અનુમાન કરવાનુ હોય તે દેશમાં કે તેથી અધિકદેશમા થયેલો સાધ્યનો નિર્ણય અનુમિતિનો પ્રતિબધક છે.)

---

(मु.) इदं तु बोध्यम् - [1]'यत्रायं पुरुषो नवे'ति संशयानन्तर 'पुरुषत्वव्याप्यकरादिमानयमि'ति ज्ञानं तत्राऽसत्यामनुमित्सायां पुरुषस्य प्रत्यक्षं भवति, न त्वनुमितिरतोऽनुमित्साविरहविशिष्टसमानविषयकप्रत्यक्षसामग्री कामिनीजिज्ञासादिवत्स्वातन्त्र्येण[2] प्रतिवन्धिका । [3]एवं परामर्शानन्तरं विनापि प्रत्यक्षेच्छां पक्षादेः प्रत्यक्षानुत्पत्तेः प्रत्यक्षेच्छाविरहविशिष्टानुमितिसामग्री भिन्नविषयकप्रत्यक्षे प्रतिवन्धिका ॥७०॥

---

## ★ પ્રત્યક્ષ - અનુમિતિની સામગ્રીમાં પ્રતિબન્ધકતા ★

(મુ.) આ બાબત ધ્યાનમાં રાખવી. [1]જ્યાં 'આ પુરુષ છે કે નહીં ?' એવો સંશય પડ્યા પછી पुरुषत्वव्याप्यकरादिमानयं એવું જ્ઞાન થાય, ત્યાં જો અનુમિત્સા ન હોય તો પુરુષનું પ્રત્યક્ષ થાય છે, નહીં કે અનુમિતિ. તેથી જણાય છે કે અનુમિત્સાના વિરહ વિશિષ્ટ એવી સમાનવિષયકપ્રત્યક્ષની સામગ્રી, કામિનીની જિજ્ઞાસા વગેરેની જેમ અનુમિતિ પ્રત્યે [2]સ્વતન્ત્ર પ્રતિબંધક છે. [3]એમ પરામર્શ બાદ, (પક્ષાદિના પ્રત્યક્ષની સામગ્રી હોવા છતાં) જો પ્રત્યક્ષ કરવાની ઈચ્છા ન હોય તો પક્ષાદિનું પ્રત્યક્ષ થતું નથી. તેથી જણાય છે કે પ્રત્યક્ષની ઈચ્છાના અભાવથી વિશિષ્ટ એવી અનુમિતિની સામગ્રી ભિન્નવિષયકપ્રત્યક્ષની પ્રતિબંધિકા છે.

**(વિ.) શંકા** - અંધકારમાં પુરુષનો સંશય પડ્યા બાદ બારીકાઈથી જોતાં થયેલું 'પુરુષત્વને વ્યાપ્ય એવા કરાદિવાળો આ છે' આવું જ્ઞાન એ 'अयं पुरुषः, (करादिमत्त्वात्)' એવી અનુમિતિની પરામર્શાત્મક સામગ્રીરૂપ છે. વળી હજુ પુરુષની સિદ્ધિ થઈ ન હોવાથી સિષાધયિષાવિરહ વિશિષ્ટ સિદ્ધિનો અભાવરૂપ પક્ષતા વગેરે પણ હાજર છે. તો પછી અનુમિતિ કેમ નથી થતી ?

**(૧) સમાધાન** - એ વખતે ચક્ષુસંનિકર્ષાદિરૂપ પ્રત્યક્ષની સામગ્રી પણ હાજર હોય છે. વળી પ્રત્યક્ષ જ થાય છે એ અનુભવ છે. તેથી એવી કલ્પના કરાય છે કે જો અનુમિત્સા ન હોય તો સમાન વિષયક પ્રત્યક્ષની સામગ્રી, અનુમિતિ પ્રત્યે સ્વતંત્ર રીતે પ્રતિબંધક છે. (पर्वतो वह्निमान् અનુમિતિ વખતે પણ પક્ષાદિના પ્રત્યક્ષની સામગ્રી હોવા છતા, અને વહ્નિની અનુમિત્સા ન હોવા છતાં, વહ્નિની અનુમિતિ થઈ જાય છે એટલે, ભિન્નવિષયક પ્રત્યક્ષની સામગ્રી અનુમિતિની પ્રતિબંધિકા ન હોવાથી અહીં સમાનવિષયકત્વ એવુ વિશેષણ મૂક્યું છે એ જાણવું )

(૨) જેમ, સિષાધયિષાવિરહવિશિષ્ટસિદ્ધિ પક્ષતાની કુક્ષિમા પ્રવિષ્ટ થઈને પ્રતિબંધક છે એમ આ પક્ષતાની કુક્ષિમા પ્રવિષ્ટ થઈને પ્રતિબંધક નથી માટે स्वातन्त्र्येण એમ જણાવ્યુ છે. (કામી પુરુષને સુંદર સ્ત્રીની જિજ્ઞાસા બીજા બધા જ્ઞાનોની પ્રતિબન્ધિકા છે એમ પ્રસ્તુતમાં જાણવું.)

(૩) वह्निव्याप्यधूमवान् पर्वतः વગેરે પરામર્શકાલે પક્ષ, હેતુ વગેરેના પ્રત્યક્ષની ચક્ષુસંયોગ વગેરે સામગ્રી હોય તો છે જ. એ વખતે જો 'મને પર્વતનું પ્રત્યક્ષ થાઓ' એવી ઈચ્છા થાય તો પ્રત્યક્ષ જ થાય છે. પણ જો એવી ઈચ્છા હોતી નથી તો, पर्वतो वह्निमान् એવી અનુમિતિ જ થાય છે. તો પ્રત્યક્ષ કેમ નથી થતુ ? આવા પ્રશ્નનો ઉત્તર એ છે કે ભિન્નવિષયક પ્રત્યક્ષ પ્રત્યે પ્રત્યક્ષેચ્છાવિરહવિશિષ્ટાનુમિતિસામગ્રી પ્રતિબંધિકા છે અહી ભિન્ન = ન્યૂન અર્થ જાણવો. पर्वतो वह्निमान् એવી અનુમિતિના વિષય કરતાં પ્રત્યક્ષનો વિષય (માત્ર પર્વત) ન્યૂન છે એ સ્પષ્ટ છે. તેથી પ્રતિબંધક હાજર હોવાથી પર્વતનું પ્રત્યક્ષ થતું નથી. [આવા સ્થળે જો પર્વત અને વહ્નિ બન્ને સાથે ચક્ષુસંનિકર્ષ હોય તો पर्वतो वह्निमान् એવું સમાન વિષયક પ્રત્યક્ષ જ થાય, અનુમિતિ નહી, તેથી અહી 'ભિન્ન વિષયક' એમ જણાવ્યું છે.]

---

*(का) [२]अनैकान्तो विरुद्धश्चाप्यसिद्धः प्रतिपक्षित. ।*
*कालात्ययापदिष्टश्च हेत्वाभासास्तु पञ्चधा ॥७१॥*

(मु.) [१]हेतुप्रसङ्गाद्धेत्वाभासान्विभजते । [३]तल्लक्षणं तु यद्विषयकत्वेन ज्ञानस्यानुमितिविरोधित्वं तत्त्वम् । तथाहि - व्यभिचारादिविषयकत्वेन ज्ञानस्यानुमितिविरोधित्वात्ते दोषाः ।

---

**★ પાંચ હેત્વાભાસ ★**

**(કા.) [૨]અનૈકાન્ત, વિરુદ્ધ, અસિદ્ધ, પ્રતિપક્ષિત અને કાલાત્યયાપદિષ્ટ એમ હેત્વાભાસ પાંચ પ્રકારે છે.**

(મુ.) [૧]હેતુના પ્રસગથી હેત્વાભાસોનો વિભાગ ૭૧મી કારિકામાં દર્શાવે છે. [૩]તેનું (= હેત્વાભાસનું) લક્ષણ આ છે - જે વિષયવાળું હોવાના કારણે જ્ઞાન અનુમિતિનું વિરોધી બને તે હેત્વાભાસ. તે આ રીતે - વ્યભિચારાદિવિષયક હોવાથી જ્ઞાન અનુમિતિનું પ્રતિબંધક બને છે, માટે વ્યભિચારાદિ (હેત્વાભાસ) દોષ છે.

(વિ.) (૧) સદ્ધેતુના નિરૂપણ પછી તેના પ્રતિપક્ષી તરીકે અસદ્ધેતુનું સ્મરણ થાય છે. એટલે स्मृतस्योपेक्षानर्हत्वम् એમ પ્રસગસગતિથી હેત્વાભાસનુ નિરૂપણ જાણવુ. **અથવા**

જેમ, પોતાનો હેતુ સદ્ધેતુ છે એવા પ્રતિપાદનથી વિજય થાય છે એમ પરોક્ત હેતુ અસદ્ધેતુ છે એવા પ્રતિપાદનથી પણ વિજય થઈ શકે છે માટે 'વિજયરૂપ' એકકાર્યકારિત્વ હોવાથી કાર્યૈક્યસંગતિથી હેત્વાભાસનુ નિરૂપણ છે એ જાણવું.

(૨) (1)અનૈકાન્ત (વ્યભિચારી) - એક સાધ્ય છે અન્ત = નિયામક = વ્યાપ્તિસ્વરૂપ નિયમના નિરૂપક રૂપ નિયામક જેનો તે એકાન્ત (= સાધ્યનિરૂપિતવ્યાપ્તિમાન્). न एकान्तः अनेकान्तः (= સાધ્ય-નિરૂપિતવ્યાપ્તિશૂન્ય)

(2) વિરુદ્ધ : साध्याभावव्याप्यो हेतुः

(3) અસિદ્ધ · અસિદ્ધિ દોષવાળો .. જેનો આશ્રય અસિદ્ધ હોય ईश्वरो नास्ति उपलम्भाभावात्; पर्वतो वह्निमान् जलात्

(4) સત્પ્રતિપક્ષિત . सन् = विद्यमानः स्वसाध्यस्याभावसाधकत्वेन प्रतिपक्षः = शत्रुरूपो हेतुः सत्प्रतिपक्षः, स सञ्जातोऽस्येति सत्प्रतिपक्षितः ।

અર્થાત્, પોતે જે સાધ્યને સિદ્ધ કરવા માગે છે એના અભાવને સાધનારો હોવાથી પોતાના પ્રતિપક્ષરૂપ અન્ય હેતુ જેનો વિદ્યમાન છે તે સત્પ્રતિપક્ષિત

(5) કાલાત્યયાપદિષ્ટ (બાધિત) - કાલ = સાધ્યકાળ = પક્ષમાં સાધ્યને રહેવાનો કાળ. તેનો અત્યય = અભાવ .. અર્થાત્ એ કાળ ક્યાં તો વીતી ગયો ક્યાં તો ભવિષ્યમાં આવવાનો હોય, પણ વિવક્ષિત કાળે ન હોય જેમકે. उत्पत्तिकालीनो घटः गन्धवान्, पृथिवीत्वात्

મૂળમા આ જે હેત્વાભાસ શબ્દ છે તે हेतुवदाभासते यः स हेत्वाभासः એમ દુષ્ટહેતુને જણાવનાર છે (દોષને નહી) એ જાણવુ.

વ્યાપ્તિથી વિશિષ્ટ સદ્ધેતુઓ ત્રણ પ્રકારે હોય છે.

(1) કેવલાન્વયી - घटो वाच्यः, प्रमेयत्वात्

(2) કેવલવ્યતિરેકી - पृथिवी स्वेतरभिन्ना, गन्धवत्त्वात्

(3) અન્વયવ્યતિરેકી - पर्वतो वह्निमान्, धूमात्

આમાથી, અન્વયવ્યતિરેકી હેતુ, પક્ષસત્ત્વ, સપક્ષસત્ત્વ, વિપક્ષાસત્ત્વ, અબાધિતત્વ અને અસત્પ્રતિ-પક્ષિતત્વ એમ પાંચ સ્વરૂપથી યુક્ત થઈને સ્વસાધ્યની સિદ્ધિ કરતો હોય છે. કેવલાન્વયી હેતુ તેનો વિપક્ષ અપ્રસિદ્ધ હોવાથી વિપક્ષાસત્ત્વ સિવાયના ચાર સ્વરૂપથી, અને કેવલવ્યતિરેકી હેતુ તેનો સપક્ષ અપ્રસિદ્ધ હોવાથી સપક્ષસત્ત્વ સિવાયના ચાર સ્વરૂપથી યુક્ત થઈને સ્વસાધ્યની સિદ્ધિ કરતાં હોય છે પણ, આ પાચમાના કોઈ એક-બે કે ત્રણ સ્વરૂપથી યુક્ત હોવાના કારણે જે હેતુ જેવા ભાસે છે, વસ્તુત· હેતુ નથી હોતા, તે હેત્વાભાસ છે.

(૩) અનૈકાન્ત વગેરે હેત્વાભાસોના વિભાગ છે. વિભાગનુ જ્ઞાન એ વિશેષજ્ઞાન સ્વરૂપ છે જેની જિજ્ઞાસા સામાન્યજ્ઞાન વિના સંભવતી નથી. એટલે હવે હેત્વાભાસસામાન્યનું લક્ષણ કહે છે -

यद्विषयकत्वेन ઇત્યાદિ જે સામાન્ય લક્ષણ આપ્યું છે તે हेतोः आभासाः (दोषाः) इति हेत्वाभासाः... એમ દોષનું જાણવું, દુષ્ટહેતુનુ નહીં. એમાં, यद्विषयकत्वेन એટલે यद्विषयकत्वावच्छिन्न... તેથી, यद्विषयकत्वावच्छिन्नं ज्ञानमनुमितिविरोधि तत्त्व हेत्वाभासत्वम्

દા ત वह्निः अनुष्णः द्रव्यत्वात् આવી અનુમિતિ કરવી છે. પણ, એ થવા પૂર્વે જ ખબર પડી જાય છે કે, वह्निः न अनुष्णः, તો પછી અનુમિતિ ન થાય. કારણકે તદ્વત્તાની બુદ્ધિ પ્રત્યે તદભાવવત્તાની કે તદભાવવ્યાપ્યવત્તાની બુદ્ધિ પ્રતિબંધક છે. [ह्रदो वह्निमान्... આ વહ્નિમત્તાની (તદ્ = વહ્નિ) બુદ્ધિ પ્રત્યે,

वह्न्यभाववान् ह्रदः આવી વહ્ન્યભાવવત્તાની (તદભાવવત્તાની) બુદ્ધિ કે वह्न्यभावव्याप्यजलवान् ह्रदः એવી વહ્ન્યભાવવ્યાપ્યવત્તાની (તદભાવવ્યાપ્યવત્તાની) બુદ્ધિ એ પ્રતિબંધક છે ]

તેથી, अनुष्णत्वाभाववान् वह्निः આવું જ્ઞાન અનુમિતિનુ પ્રતિબધક બન્યુ. (અહી જ્ઞાન જે પ્રતિબંધક બને છે, તે જ્ઞાનત્વેન નહી- પણ યદ્વિષયકત્વેન એ જાણવું.) આ પ્રતિબધક જ્ઞાન સાધ્યાભાવવત્પક્ષવિષયક છે. તેથી, 'સાધ્યાભાવવત્પક્ષ' એ હેત્વાભાસ દોષ બન્યો [પ્રસ્તુતમા अनुष्णत्वाभाववान् (उष्णतावान्) वह्निः એ (બાધ) દોષ છે.]

એમ, पर्वतो वह्निमान् जलात् અનુમિતિ કરતી વખતે, जल साध्याभाववद्वृत्ति અર્થાત્ जल वह्निव्यभिचारि આવુ જ્ઞાન થઈ જાય તો વ્યાપ્તિજ્ઞાન જ ન થવાથી અનુમિતિ અટકી જાય છે. આ જ્ઞાન જળમા રહેલ વહ્નિવ્યભિચારવિષયક હોવાથી એના વિષયભૂત વ્યભિચાર એ હેત્વાભાસ દોષ બન્યો આ જ પ્રમાણે અસિદ્ધિ વગેરે દોષોમા જાણી લેવુ

---

(मु.) [1]यद्विषयकत्वं च यादृशविशिष्टविषयकत्वं बोध्यम् । तेन बाधभ्रमस्यानुमितिविरोधित्वेऽपि न क्षतिः । तत्र पर्वतो वह्न्यभाववानिति विशिष्टस्याप्रसिद्धत्वान्न हेतुदोषः ।

---

## ★ બાધભ્રમસ્થળે હેતુમાં નિર્દોષતાનો નિર્વાહ ★

**(મુ.) (હેત્વાભાસના લક્ષણમાં કહેલું) [1]યદ્વિષયકત્વ યાદશવિશિષ્ટવિષયકત્વરૂપ જાણવું. તેથી બાધભ્રમ અનુમિતિનો વિરોધી હોવા છતાં કોઈ ક્ષતિ નથી. ત્યાં વહ્ન્યભાવવાન્ પર્વત એવો વિશિષ્ટ (પદાર્થ) અપ્રસિદ્ધ હોવાથી હેતુમાં દોષ નથી.**

**(વિ.)** [શંકા - પર્વત પર વહ્નિ હોવા છતા, અનુમાતાને કોઈ પણ રીતે, वह्न्यभाववान्पर्वतः આવું ભ્રમાત્મકજ્ઞાન થઈ ગયુ છે. તેથી એને वह्निमान् पर्वतः એવી અનુમિતિ થઈ શકતી નથી. એટલે એના પ્રતિબધક એવા वह्न्यभाववान्पर्वतः જ્ઞાનના વિષયભૂત વહ્નિના અભાવવાળો પર્વત એ દોષ બનશે ને તેથી સદ્ધેતુ એવો પણ ધૂમ દુષ્ટ (= બાધિત) બની જવાની આપત્તિ આવી ]

(૧) **સમાધાન** - અમે લક્ષણનો પરિષ્કાર કરીશું.

યદ્વિષયક = યાદશવિશિષ્ટવિષયકજ્ઞાન .. અર્થાત્ યાદશવિશિષ્ટ વિષયક (= યદ્રૂપાવચ્છિન્નવિષયક) જ્ઞાન પ્રતિબન્ધક બને તાદશવિશિષ્ટ વિષય (= તદ્રૂપાવચ્છિન્નવિષય) દોષ બને. પ્રસ્તુતમાં વહ્ન્યભાવ-વત્પર્વતત્વાવચ્છિન્ન વિષય જ અપ્રસિદ્ધ છે, (કારણકે વસ્તુત પર્વત વહ્નિમાન્ છે.) તેથી ધૂમહેતુ દુષ્ટ બનતો નથી. અને તેથી જ્યારે બાધભ્રમ દૂર થશે, ત્યારે અનુમિતિ થશે [કારણકે એ વખતે इद मे ज्ञानमप्रमाणम् એવુ અપ્રામાણ્યજ્ઞાન બાધભ્રમ અગે થઈ જવાથી એ અનુમિતિનો પ્રતિબધક રહેતો નથી अप्रामाण्य-ज्ञानानास्कन्दितबाधज्ञान જ અનુમિતિનો પ્રતિબધક બની શકે.]

---

(मु.) [1]न च 'वह्न्यभावव्याप्यपाषाणमयत्ववान् पर्वतः' इति परामर्शकाले वह्निव्याप्यधूमस्याभासत्वं न स्यात्, तत्र वह्न्यभावव्याप्यवान्पक्ष इति विशिष्टस्याप्रसिद्धत्वादिति वाच्यम्, [2]इष्टापत्तेः । अन्यथा बाधस्यानित्यदोषत्वापत्तेः । तस्मात्तत्र 'वह्न्यभावव्याप्यपाषाणमयत्ववान्पर्वतः' इति परामर्शकाले वह्निव्याप्यधूमस्य नाभासत्वम्, भ्रमादनुमितिप्रतिबन्धमात्रम्, हेतुस्तु न दुष्टः । [3]इत्थञ्च साध्याभाववद्वृत्तिहेत्वादिकं दोषः, [4]तद्वत्त्वं च हेतौ येन केनापि सम्बन्धेनेति नव्याः ।

---

## ★ સત્પ્રતિપક્ષ પણ નિત્યદોષ છે ★

**(મુ.) [1]શંકા :- 'વહ્નિના અભાવને વ્યાપ્ય એવા પાષાણમયત્વવાળો પર્વત છે' એવા પરામર્શકાળે વહ્નિવ્યાપ્યધૂમ હેત્વાભાસરૂપ નહીં બને, કારણકે ત્યાં, વહ્ન્યભાવવ્યાપ્યવાન્પક્ષ રૂપ વિશિષ્ટ અપ્રસિદ્ધ છે.**

**[2]સમાધાન :- આવું ન કહેવું, કારણકે આવા સ્થળે ધૂમ હેત્વાભાસ ન બને એ ઈષ્ટાપત્તિ છે, નહીંતર (પૂર્વે લક્ષણમાં જે પરિષ્કાર દેખાડ્યો તે ન કરીએ તો) બાધ અનિત્યદોષ બની જવાની આપત્તિ આવે. તેથી ત્યાં वह्न्यभावव्याप्यपाषाणमयत्ववान्पर्वतः એવા પરામર્શકાળે વહ્નિવ્યાપ્યધૂમ હેત્વાભાસ નથી, માત્ર ભ્રમના કારણે અનુમિતિનો પ્રતિબન્ધ થાય છે એટલું જ, હેતુ કાંઈ દુષ્ટ નથી. [3]આમ, 'સાધ્યાભાવવદ્વૃત્તિહેતુ' વગેરે દોષ છે. [4]અને હેતુમાં, તદ્વત્ત્વ યેન કેન - (કોઈપણ) સંબંધથી આવે છે. આ પ્રમાણે નવ્યો કહે છે.**

**(વિ.)** [પ્રાચીનનૈયાયિકો બાધને નિત્યદોષ માને છે અને સત્પ્રતિપક્ષને અનિત્ય દોષ માને છે. એટલે કે એકવાર હેતુ બાધિત તરીકે નિશ્ચિત થઈ જાય તો પછી એ બાધિત (દુષ્ટ) જ રહે, અદુષ્ટ ન જ થાય. તેથી, બાધભ્રમ વખતે જો હેતુને દુષ્ટ માની લેવાય, તો એ ભ્રમ દૂર થવા છતાં હેતુ દુષ્ટ જ રહેવાથી અનુમિતિ થઈ જ ન શકે. પણ થાય તો છે. એટલે બાધભ્રમકાળે હેતુને બાધિત (દુષ્ટ) ન માનવો, માત્ર અનુમિતિનો પ્રતિબન્ધ જ માનવો, એમ કહે છે. પણ, તેઓ સત્પ્રતિપક્ષને તો અનિત્યદોષ માને છે. એટલે સત્પ્રતિપક્ષભ્રમકાળે હેતુને પણ દુષ્ટ કહે જ છે, ભ્રમ ટળી જાય ત્યારે એ હેતુ અદુષ્ટ બની શકે છે, કારણકે સત્પ્રતિપક્ષદોષ અનિત્ય છે. નવ્યનૈયાયિક બાધ અને સત્પ્રતિપક્ષ બન્નેને નિત્યદોષ માને છે. એટલે બાધભ્રમની જેમ સત્પ્રતિપક્ષભ્રમકાળે પણ હેતુને દુષ્ટ માનતા જ નથી. તેથી યદ્વિષયકનો અર્થ યાદશવિશિષ્ટવિષયક કરવામા એમને વાંધો નથી આવતો, પણ પ્રાચીનોને આવે છે. એટલે પ્રાચીનો શંકા કરે છે-]

**(૧) શંકા** :- (યદ્વિષયકનો પરિષ્કાર યાદશવિશિષ્ટવિષયક કરશો તો) वह्न्यभावव्याप्यवान्पर्वतः એવા પરામર્શકાળે વહ્નિવ્યાપ્યધૂમ (સત્પ્રતિપક્ષદોષદુષ્ટ) હેત્વાભાસ નહીં બને, કારણકે ત્યાં, વહ્ન્યભાવવ્યાપ્યવાન્પક્ષ રૂપ વિશિષ્ટ અપ્રસિદ્ધ છે, (તે પણ એટલા માટે કે પર્વતાત્મક પક્ષ તો વહ્નિવ્યાપ્ય એવા ધૂમવાળો છે.) તેથી વિશિષ્ટ અપ્રસિદ્ધ થવાથી હેતુ દુષ્ટ નહી બને, (પણ એ સત્પ્રતિપક્ષિત - દુષ્ટ તો છે જ). (તેથી ઉક્તપરિષ્કાર કરવો યોગ્ય નથી.)

**(૨) સમાધાન** :- સત્પ્રતિપક્ષભ્રમસ્થળે હેતુ દુષ્ટ ન બને એ તો અમને ઇષ્ટ જ છે. તેથી, ઉક્ત પરિષ્કાર કરવો અયોગ્ય નથી. અન્યથા - જો એવો પરિષ્કાર ન કરીએ તો, બાધભ્રમકાળે હેતુને દુષ્ટ માનવો પડે, ભ્રમનિવૃત્ત થાય એટલે અનુમિતિ થવાથી પાછો હેતુને નિર્દોષ માનવો પડે. એટલે કે બાધને અનિત્યદોષ માનવાની આપત્તિ આવે. એ ન આવે એ માટે ઉક્ત પરિષ્કાર દર્શિતરીત્યા આવશ્યક છે જ. અને તેથી, 'વહ્ન્યભાવવ્યાપ્યપાષાણમયત્વવાન્ પર્વત.' એવા સત્પ્રતિપક્ષના ભ્રમવાળા પરામર્શ વખતે વહ્નિવ્યાપ્યધૂમ હેત્વાભાસ નથી, ખાલી ભ્રમના કારણે અનુમિતિનો પ્રતિબન્ધ જ થાય છે, હેતુ દુષ્ટ નથી.

(૩) ઈત્થં ચ = આ રીતે યાદશવિશિષ્ટવિષયક જ્ઞાન અનુમિતિનું પ્રતિબંધક હોય તત્ત્વં હેત્વાભાસત્વમ્ એવું લક્ષણ કરવાથી હવે સાધ્યાભાવવદ્વૃત્તિત્વ વગેરે રૂપ વ્યભિચારાદિ દોષરૂપ ન બનતા સાધ્યાભાવવદ્વૃત્તિત્વ વિશિષ્ટ **હેતુ જ** વ્યભિચાર દોષ રૂપ બનશે. એમ સાધ્યાભાવવિશિષ્ટ **પક્ષ જ** બાધ દોષ બનશે વગેરે જાણવું.

[**શંકા** :- તો તો પછી હેતુ પોતે જ વ્યભિચાર દોષ રૂપ બનવાથી દોષવાન્ - દુષ્ટ નહી બને. એમ પક્ષ પોતે જ બાધ દોષ બનવાથી અને પક્ષ કાંઈ હેતુમાં રહ્યો ન હોવાથી હેતુ બાધિત નહીં બને. અથવા જો એમ કહો કે દોષવત્તા તાદાત્મ્ય સંબંધથી લેવાથી વ્યભિચાર દોષરૂપ હેતુ, તાદાત્મ્યસંબંધથી સ્વમાં રહી ગયો હોવાથી દુષ્ટ બની જશે. પણ તો પછી, તાદશપક્ષાત્મક બાધ તો તાદાત્મ્યસંબધથી હેતુમા ન

રહ્યો હોવાથી હેતુ બાધિત નહી બને આનુ શુ કરશો ?]

**સમાધાન** - તાદશ હેતુ-પક્ષ વગેરે વ્યભિચાર-બાધ વગેરે દોષરૂપ બની ગયા પછી એને હેતુમાં ગમે તે સબધથી રાખી દેવાથી હેતુ દુષ્ટ તરીકે સિદ્ધ થઈ જશે દા.ત સાધ્યાભાવવદ્‌વૃત્તિ હેતુ એ વ્યભિચાર છે. ને તાદાત્મ્ય સબંધથી તદ્વાન્ હેતુ દુષ્ટ (વ્યભિચારી) છે

સાધ્યાભાવવાન્પક્ષ એ બાધ દોષ છે. એને હેતુમા લઈ જવાનો છે. જેમકે વહ્ન્યભાવવાન્ હ્રદઃ આ બાધ દોષ છે, એને ધૂમમા લઈ જવાનો છે. તો 'વહ્ન્યભાવવાન્ હ્રદો ધૂમશ્ચ' આવુ એક સમૂહાલંબન જ્ઞાન કે જે સ્વવિષયક (સ્વ = વહ્ન્યભાવવાન્ હ્રદ = બાધદોષ) છે, ને એનો જ ધૂમ પણ વિષય છે એટલે કે બાધદોષ માટે ધૂમ, સ્વવિષયકજ્ઞાનનો વિષય બન્યો તેથી સ્વવિષયકજ્ઞાનવિષયત્વ સંબધથી બાધ દોષ હેતુ ધૂમમા રહી જશે આ જ રીતે અન્યત્ર પણ સ્વવિષયકજ્ઞાનવિષયત્વાદિ સંબંધથી દોષને હેતુમાં લઈ જવો

[શંકા - દ્રવ્યત્વ, વહ્નિવ્યભિચારી છે, ને એ, હેતુ ધૂમમાં રહેલ છે. તેથી ધૂમ હેતુ પણ વ્યભિચારદોષથી દુષ્ટ થઈ જશે..

**સમાધાન** :- યાદશવિશિષ્ટવિષયકજ્ઞાનત્વેન જ્ઞાન, યદ્ધેતુકાનુમિતિપ્રત્યે પ્રતિબન્ધક હોય તાદશ-વિશિષ્ટાશ્રય તદ્ધેતુ જ દુષ્ટ બને છે એવો અર્થ હોવાથી આ અતિવ્યાપ્તિ નથી. द्रव्यत्वं वह्निव्यभिचारि આવું જ્ઞાન દ્રવ્યત્વહેતુક અનુમિતિનુ પ્રતિબધક હોવાથી તાદશવિશિષ્ટાશ્રય એવો દ્રવ્યત્વ હેતુ જ દુષ્ટ બની શકશે પણ આ જ્ઞાન, ધૂમહેતુકઅનુમિતિનુ પ્રતિબન્ધક ન હોવાથી ધૂમ હેતુ દુષ્ટ નહી બને.]

---

(मु.) परे तु [1]यद्विषयकत्वेन ज्ञानस्यानुमितिविरोधित्वं तद्वत्त्वं हेत्वाभासत्वं, सत्प्रतिपक्षे विरोधि-व्याप्त्यादिकमेव तथा, [2]तद्वत्त्वं च हेतोर्ज्ञानरूपसम्बन्धेन । [3]न चैवं 'वह्निमान् धूमादि'त्यादौ पक्षे बाधभ्रमस्य साध्याभावविषयकत्वेनानुमितिविरोधित्वात् ज्ञानरूपसम्बन्धेन तद्वत्त्वस्यापि सत्त्वात् सद्धेतोरपि बाधितत्वापत्तिरिति वाच्यम् [4]तत्र ज्ञानस्य सम्बन्धत्वाकल्पनात् । [5]अत्र सत्प्रतिपक्षित इति व्यवहारेण तत्कल्पनात्, तत्र बाधित इति व्यवहाराभावादित्याहुः ।

---

## ★ સત્પ્રતિપક્ષ અનિત્યદોષ છે - પ્રાચીનમત ★

**(મુ.) બીજા વિદ્વાનો આ પ્રમાણે કહે છે - [1]યદ્વિષયક હોવાના કારણે જ્ઞાન અનુમિતિનું વિરોધી હોય તદ્વત્ત્વ હેત્વાભાસત્વ છે. સત્પ્રતિપક્ષમાં વિરોધીવ્યાપ્તિ (= સાધ્યાભાવની વ્યાપ્તિ) વગેરે જ તથા = દોષરૂપ છે. [2]અને હેતુમાં તદ્વત્ત્વ જ્ઞાનરૂપ સમ્બન્ધથી જાણવુ.**

**[3]શંકા - વહ્નિમાન્ ધૂમાત્ ઈત્યાદિમાં, પક્ષમા બાધનો ભ્રમ સાધ્યાભાવવિષયક હોવાથી અનુમિતિનો વિરોધી છે. અને ધૂમાદિ હેતુમાં જ્ઞાનરૂપ સમ્બન્ધથી આ બાધિતત્વ પણ હોવાથી સદ્ધેતુ પણ 'બાધિત' હોવાની આપત્તિ આવશે**

**[4]સમાધાન :- આવી કલ્પના ન કરવી, કારણકે આવા સ્થળોમાં જ્ઞાનની સમ્બન્ધ રૂપે કલ્પના કરવામાં આવતી નથી. [5]અહીં (સત્પ્રતિપક્ષના ભ્રમસ્થળે) 'સત્પ્રતિપક્ષિત' એવો વ્યવહાર હોવાથી તેની = સમ્બન્ધની કલ્પના કરાય છે, ત્યાં (= બાધભ્રમસ્થળે) 'બાધિત' એવો વ્યવહાર ન હોવાથી (સમ્બન્ધની કલ્પના કરાતી નથી.) (આ પ્રમાણે અન્ય વિદ્વાનો કહે છે.)**

(વિ.) [સત્પ્રતિપક્ષને જેઓ અનિત્ય માને છે તે વાદીઓનો મત જણાવે છે. આ વાદીઓએ સત્પ્રતિ-પક્ષભ્રમસ્થળે પણ હેતુને દુષ્ટ માન્યો છે. એટલે, એમા પણ લક્ષણ જવું જોઈએ તેથી યદ્વિષયકત્વનો અર્થ જો યાદશવિશિષ્ટવિષયકત્વ કરવામા આવે તો ત્યા લક્ષણ જતુ ન હોવાથી અવ્યાપ્તિ દોષ આવે તેથી તેઓ

આવો અર્થ કરતા નથી. પણ તેથી બાધભ્રમસ્થળે પણ હેતુ દુષ્ટ થઈ જવાની જે આપત્તિ આવે છે તેનું તેઓ બીજી રીતે વારણ કરે છે. આ બધી વાતો હવેના આ અધિકારમા આવે છે.]

(૧) **પ્રાચીન** - [તમે આ જે લક્ષણ કર્યું તે તો દોષનું થયું .. જ્યારે મૂળમાં વિભાગ તો દુષ્ટના છે. માટે દુષ્ટનું લક્ષણ કરવું જોઈએ, જે આવું છે-] યદ્વિષયકજ્ઞાન અનુમિતિનું પ્રતિબન્ધક હોય તદ્વાન્ એ (દુષ્ટ) હેત્વાભાસ.

[**નવ્ય** - તો પછી સત્પ્રતિપક્ષના ભ્રમસ્થળે આપત્તિ આવશે. કારણકે वह्न्यभावव्याप्यपाषाणमयत्ववान् अय આવુ જ્ઞાન वह्निमान् पर्वतः એવી અનુમિતિનો પ્રતિબન્ધ કરે છે, ને આ જ્ઞાનનો વિષય, વહ્નયભાવની વ્યાપ્તિ (વિરોધિવ્યાપ્તિ) પણ છે જે જળાદિમાં પ્રસિદ્ધ છે. એટલે યાદશવિશિષ્ટ તરીકે (વિરોધિ) વ્યાપ્તિ-વિશિષ્ટહેતુ કે હેતુ વિશિષ્ટપક્ષ ભલે ને અપ્રસિદ્ધ હોય, તમે એવો પરિષ્કાર કર્યો ન હોવાથી, વિરોધિવ્યાપ્તિને જ દોષ તરીકે લઈ શકવાથી દોષ માનવાની આપત્તિ આવશે]

[**પ્રાચીન** - એ અમને ઈષ્ટાપત્તિ જ છે. અમે સત્પ્રતિપક્ષભ્રમસ્થળે, વિરોધિવ્યાપ્તિને દોષરૂપ માનીએ જ છીએ.]

[**શંકા** :- પણ એ વિરોધી વ્યાપ્તિ, હેતુ ધૂમમાં ન રહી હોવાથી હેતુ તો દુષ્ટ નહી થાય ને ?]

(૨) **સમાધાન** :- એ વિરોધિવ્યાપ્તિ સ્વવિષયકજ્ઞાનવિષયત્વ રૂપ જ્ઞાનઘટિત સંબંધથી હેતુ ધૂમમાં રહી જવાથી હેતુ દુષ્ટ બને જ છે. આશય એ છે કે 'वह्न्यभाववदन्यावृत्तित्वं (विरोधिव्याप्ति) धूमश्च' આવું સમૂહાલંબનજ્ઞાન કે જે વિરોધિવ્યાપ્તિવિષયક છે તેનો જ વિષય ધૂમ છે. એટલે તાદશજ્ઞાનવિષયત્વ રૂપ સંબધથી વિરોધિવ્યાપ્તિ ધૂમમાં રહી જવાથી ધૂમ સત્પ્રતિપક્ષિત છે જ.

(૩) **નવ્ય** :- (આ રીતે બાધભ્રમસ્થળે પણ હેતુને બાધિત માનવો પડશે. કારણકે) કોઈકને वह्न्यभाववान् पर्वतः એવો ભ્રમ થવાથી वह्निमान् पर्वतः એવી અનુમિતિ અટકી ગઈ. અહીં, વહ્નયભાવવાન્ પર્વત અપ્રસિદ્ધ હોવા છતાં, એ (ભ્રમાત્મક) પ્રતિબન્ધકજ્ઞાનના વિષયભૂત વહ્નયભાવ (સાધ્યાભાવ) તો પ્રસિદ્ધ છે જ. એટલે એ દોષરૂપ બની જશે અને, 'वह्न्यभाववान् पर्वतः धूमश्च' એવા સમૂહાલંબન એકજ્ઞાન કરીને, સ્વવિષયકજ્ઞાનવિષયત્વ સંબધથી આ દોષ ધૂમમા રહી જવાથી સદ્ધેતુ એવો ધૂમ દુષ્ટ (બાધિત) થઈ જવાની આપત્તિ આવશે [ને જો એ વખતે એને બાધિત માની લેશો તો, જ્યારે ભ્રમ ટળી જાય ત્યારે તો અનુમિતિ થઈ જતી હોવાથી એને અબાધિત માનવો પડતો હોવાના કારણે બાધ દોષ અનિત્ય બની જવાની આપત્તિ આવશે.]

(૪) **પ્રાચીન** - અમને આવી કોઈ આપત્તિ નથી. કારણકે એ વખતે વહ્નયભાવને ધૂમમાં રહેવાનો જે જ્ઞાનસમ્બન્ધ તમે જણાવો છો એવો સ્વવિષયકજ્ઞાનવિષયત્વ રૂપ સમ્બન્ધ કલ્પવામાં આવતો નથી. તેથી હેતુ દુષ્ટ (= બાધિત) બનતો નથી (તેથી બાધદોષ અનિત્ય રહેતો નથી )

[**નવ્ય** :- આવો અર્ધજરતીય ન્યાય શા માટે ? અર્થાત્ સત્પ્રતિપક્ષભ્રમસ્થળે સંબંધની કલ્પના કરી હેતુને સત્પ્રતિપક્ષિત માનવાનો અને બાધભ્રમસ્થળે એવો સબંધ કલ્પવાનો નહી ને તેથી હેતુને બાધિત માનવાનો નહી આવું શા માટે ?]

**પ્રાચીન** :- अत्र = સત્પ્રતિપક્ષભ્રમસ્થળે, हेतुः सत्प्रतिपक्षितः એવો વ્યવહાર થાય છે. માટે ત્યા જ્ઞાનરૂપ સમ્બન્ધની કલ્પના કરીએ છીએ. અને तत्र = બાધભ્રમસ્થળે 'हेतुः बाधितः' એવો વ્યવહાર નથી, માટે જ્ઞાનરૂપ સમ્બન્ધની કલ્પના કરાતી નથી. (આ પ્રમાણે પ્રાચીનો કહે છે.)

[માત્ર यद्विषयकत्वेन કહેવામા સાધ્યવદન્યવૃત્તિત્વ, સાધ્યાભાવ વગેરે પણ દોષ રૂપ બની શકે, જ્યારે यादृशविशिष्टविषयकत्वेन એવો અર્થ કરાવામા આવે ત્યારે, 'સાધ્યવદન્યવૃત્તિત્વવિશિષ્ટહેતુ' 'સાધ્યાભાવવાન્પક્ષ'

આવા વિશિષ્ટ જ દોષ રૂપ બને જે ભ્રમસ્થળે અપ્રસિદ્ધ હોવાથી હેતુ દુષ્ટ બનવાનો પ્રશ્ન જ આવતો નથી એ જાણવુ ]

[इत्याहुः કહીને અસ્વરસ પ્રકટ કર્યો છે. તે આ કારણે - સત્પ્રતિપક્ષ બાધને વ્યાપ્ય દોષ છે. એટલે જો સદ્ધેતુ (ભ્રમના કારણે) સત્પ્રતિપક્ષિત બનતો હોય તો બાધિત પણ બને જ, કારણકે વ્યાપ્ય હોય તો વ્યાપક પણ હોય જ. (અને તેથી બન્નેને અનિત્ય માનવા જોઈએ.) અને જો ભ્રમના કારણે અનુમિતિનો પ્રતિબન્ધ હોવા છતા સદ્ધેતુને બાધિત નથી માનવો, તો સત્પ્રતિપક્ષિત પણ ન જ મનાય. કારણકે વ્યાપક ન હોય તો વ્યાપ્ય પણ ન જ મનાય (એટલે કે બન્નેને નિત્ય માનવા જોઈએ.) પણ એકને નિત્ય ને બીજાને અનિત્ય દોષ માનવો એ ઉચિત નથી વ્યવહાર તો ખાલી સ્વાનુભવમાત્રસાક્ષિક હોવાથી જ્ઞાનરૂપ સમ્બન્ધની કલ્પનામા વિનિગમક બની શકે નહી.]

---

(मु.) [1]अनुमितिविरोधित्वं च अनुमितितत्करणान्यतरविरोधित्वम् । तेन व्यभिचारिणि नाव्याप्तिः । [2]दोषज्ञानं च यद्धेतुविषयकं तद्धेतुकानुमितौ प्रतिबन्धकं, तेनैकहेतौ व्यभिचारज्ञाने हेत्वन्तरेणानुमित्युत्पत्तेः, [3]तदभावाद्यनवगाहित्वाच्च व्यभिचारज्ञानस्यानुमितिविरोधित्वाभावेऽपि न क्षतिरिति सङ्क्षेपः ।

---

### ★ 'અનુમિતિ' પદની લક્ષણા ★

**(મુ.) [1]'અનુમિતિવિરોધિત્વ'નો અર્થ 'અનુમિતિ કે તેનુ કરણ - અન્યતરનું વિરોધિત્વ' એવો કરવો. તેથી વ્યભિચારી હેતુમાં અવ્યાપ્તિ નહીં આવે. [2]વળી દોષજ્ઞાન જે હેતુ અંગે થયું હોય તે હેતુવાળી અનુમિતિ પ્રત્યે જ પ્રતિબન્ધક બને છે. તેથી એક હેતુમાં વ્યભિચારનું જ્ઞાન હોવા છતાં અન્ય હેતુથી અનુમિતિ થઈ શકે છે. [3]તદ્ (= સાધ્ય) ના અભાવનુ અનવગાહી હોવાથી વ્યભિચારજ્ઞાન અનુમિતિનું વિરોધી ન હોવા છતાં ક્ષતિ નથી, એ પ્રમાણે સંક્ષેપ જાણવો.**

**(વિ.)** [શંકા - यादृशविशिष्टविषयकज्ञानमनुमितिविरोधि, तत्त्वं हेत्वाभासत्वम् આવા લક્ષણની વ્યભિચારમાં અવ્યાપ્તિ છે, કારણકે વ્યભિચારનુ જ્ઞાન અનુમિતિનુ પ્રતિબન્ધક હોતુ નથી. તદ્વત્તાજ્ઞાન પ્રત્યે તદભાવવત્તાજ્ઞાન કે તદભાવવ્યાપ્યવત્તાજ્ઞાન પ્રતિબન્ધક હોય છે એટલે સાધ્યવત્તાજ્ઞાન સ્વરૂપ અનુમિતિ પ્રત્યે સાધ્યાભાવવત્તાજ્ઞાન (= બાધજ્ઞાન) કે સાધ્યાભાવવ્યાપ્યવત્તા જ્ઞાન (= સત્પ્રતિપક્ષજ્ઞાન) પ્રતિબન્ધક બને છે, પણ સાધ્યવદન્યવૃત્તિત્વરૂપ વ્યભિચારજ્ઞાન પ્રતિબન્ધક બની શકતુ નથી साध्यवदन्यवृत्तित्वविशिष्टो हेतुः એવા જ્ઞાનને साध्यवान्पक्षः એવા જ્ઞાન સાથે શુ લાગેવળગે ? કે જેથી એ એનો પ્રતિબન્ધ કરી શકે. ]

**(૧) સમાધાન** - એટલે જ અમે હેત્વાભાસના લક્ષણમાં જે 'અનુમિતિ' પદ છે એની અજહત્સ્વાર્થ-લક્ષણા કરીને 'અનુમિતિતત્કરણાન્યતર' એવો અર્થ કરીએ છીએ એટલે કે यद्विषयकत्वेन ज्ञानमनुमिति-तत्करणान्यतरविरोधि तत्त्वं हेत्वाभासत्वम् આવુ લક્ષણ બનાવવાથી હવે દોષ નહી રહે કારણકે વ્યભિચારનુ જ્ઞાન અનુમિતિનું વિરોધી ન હોવા છતા, અનુમિતિના કરણભૂત વ્યાપ્તિજ્ઞાનનું વિરોધી તો છે જ. તેથી વ્યભિચારમા અવ્યાપ્તિ નહી રહે

[શંકા - पर्वतो वह्निमान् द्रव्यत्वात् આવી અનુમિતિ અંગે, द्रव्यत्व वह्निव्यभिचारि એવું જ્ઞાન હોવા છતા, ધૂમલિંગથી, पर्वतो वह्निमान्, એવી અનુમિતિ થાય જ છે. એટલે કે અનુમિતિ કે તેના કરણભૂત धूमो वह्निव्याप्यः એવુ વ્યાપ્તિજ્ઞાન એ બેમાથી એકેયનો પ્રતિબન્ધ થતો નથી. તેથી દ્રવ્યત્વ હેતુમા રહેલ વ્યભિચાર દોષમા અવ્યાપ્તિ થશે ]

(૨) **સમાધાન** :- દોષજ્ઞાન જે હેતુવિષયક હોય એ હેતુવાળી અનુમિતિમા જ પ્રતિબન્ધક છે. તેથી, એક હેતુ (દ્રવ્યત્વાદિ)મા વ્યભિચારનું જ્ઞાન થવા છતાં, અન્યહેતુ(ધૂમ)થી અનુમિતિ થાય તો કશો વાંધો નથી... વિવક્ષિત દ્રવ્યત્વાદિ હેતુક અનુમિતિ (કે તેના કરણનો) પ્રતિબન્ધ થઈ ગયો એટલે તે હેતુસંબંધી દોષમાં લક્ષણ ચાલ્યું જ ગયું કહેવાય. માટે, દ્રવ્યત્વાદિમાં લક્ષણ જવાથી અવ્યાપ્તિ નથી.

(૩) વ્યભિચારનું જ્ઞાન, હેતુમાં વ્યાપ્તિના અભાવનુ અવગાહી હોય છે, પક્ષમાં સાધ્યના (કે સાધ્યવ્યાપ્યના) અભાવનું નહી તેથી વ્યભિચારમા અવ્યાપ્તિ આવતી હોવાથી લક્ષણગત 'અનુમિતિ'પદની અજહત્સ્વાર્થલક્ષણા કરી છે એ જાણવું.

---

(मु.) [1]यादृशसाध्यपक्षहेतौ यावन्तो दोषास्तावदन्यान्यत्वं तत्र हेत्वाभासत्वम् । [2]पञ्चत्वकथनन्तु तत्सम्भवस्थलाभिप्रायेण । [3]एवञ्च साधारणाद्यन्यतमत्वमनैकान्तिकत्वम् ।

---

## ★ હેત્વાભાસનું અન્તિમ લક્ષણ ★

**(મુ.) [1]યાદશ સાધ્ય-પક્ષ-હેતુમાં જેટલા દોષો હોય એ બધાનું અન્યાન્યત્વ એ ત્યાં હેત્વાભાસત્વ છે એમ જાણવું. [2]પાંચ સંખ્યા જે કહી છે તે તત્ = પાંચ હેત્વાભાસના સંભવવાળા સ્થળના અભિપ્રાયે જાણવી, [3]એમ સાધારણાદિઅન્યતમત્વ એ અનૈકાન્તિકનું સામાન્યલક્ષણ જાણવું.**

(વિ.) [**શંકા** :- અનુમિતિ પદની લક્ષણા કરવા છતા, સ્વરૂપાસિદ્ધિ દોષમાં અવ્યાપ્તિ છે કારણકે हेत्वभाववान् पक्षः આવુ જે સ્વરૂપાસિદ્ધિનુ જ્ઞાન છે તે અનુમિતિ કે તત્કરણ વ્યાપ્તિજ્ઞાન એ બે માંથી એકેયનું પ્રતિબન્ધક નથી

**સમાધાન** :- 'તત્કરણ' જે કહ્યું છે તે, કરણ-કારણસાધારણ એવા 'તત્કારણ' અર્થમા જાણવાથી આ દોષ પણ નહીં રહે. 'हेत्वभाववान् पक्षः' આવુ સ્વરૂપાસિદ્ધિનુ જ્ઞાન, साध्यव्याप्यहेतुमान् पक्षः એવા પરામર્શનું (= અનુમિતિના કારણનુ) તો પ્રતિબન્ધક છે જ.

**શંકા** :- છતાં અવ્યાપ્તિ દોષ ઊભો છે. 'निर्वह्निपर्वतो वह्निमान्, धूमात्' અનુમાનમાં વિવક્ષિતપર્વત વહ્નિમાન્ હોવાથી નિર્વહ્નિપર્વત એવો પક્ષ અપ્રસિદ્ધ હોવાના કારણે પક્ષાસિદ્ધિ દોષ છે, ને છતાં એમા લક્ષણ જતું નથી . કારણકે, આ જ્ઞાન આહાર્યજ્ઞાનરૂપ હોવાથી અનુમિતિરૂપ નથી स्वविरोधिधर्मधर्मिता-वच्छेदककस्वप्रकारकज्ञानत्वमाहार्यत्वम्... સ્વવિરોધી ધર્મ છે ધર્મિતાઅવચ્છેદક જેનો એવુ સ્વપ્રકારકજ્ઞાન એ આહાર્યજ્ઞાન છે. પ્રસ્તુતમાં, વહ્નિપ્રકારકઅનુમિતિ હોવાથી, સ્વ = વહ્નિ. . પર્વત એ ધર્મી છે. ને, નિર્વહ્નિત્વ = વહ્ન્યભાવ એનું વિશેષણ હોવાથી ધર્મિતાવચ્છેદક છે જે સ્વ(= વહ્નિ)નો વિરોધી છે વસ્તુત જ્યા એક વાર વહ્ન્યભાવ કહ્યો ત્યા જ વહ્નિનું જ્ઞાન કરવું એ શક્ય હોતું નથી. છતાં, એવો આરોપ કરવાની ઇચ્છા હોય તો કોઈ અટકાવી પણ શકતું નથી. આવા ઇચ્છાધીનઆરોપિતજ્ઞાનને આહાર્યજ્ઞાન કહે છે. એ અનુમિતિ રૂપ ન હોવાથી એનો કે એના કરણનો પ્રતિબન્ધ કોણ કરી શકે ? માટે પ્રસ્તુત સ્થળે પક્ષાસિદ્ધિમાં લક્ષણ ન જવાથી અવ્યાપ્તિ.]

(૧) **સમાધાન** :- જે પક્ષ, જે સાધ્ય, જે હેતુમાં જેટલા દોષ હોય તે બધાથી અન્ય આખું જગત. અને એ જગત્થી જે અન્ય હોય તે, તે પક્ષાદિવાળા સ્થળમા હેત્વાભાસ... આવી વ્યાખ્યા કરવાથી આ અવ્યાપ્તિ નહી રહે કારણકે 'निर्वह्निपर्वतो वह्निमान्...' સ્થળે લોકોમા આશ્રયાસિદ્ધિ દોષનો વ્યવહાર થાય છે. માટે એ આશ્રયાસિદ્ધિ દોષથી અન્ય આખું જગત્, એ જગત્થી (= આશ્રયાસિદ્ધિ સિવાયના જગત્થી) અન્ય આશ્રયાસિદ્ધિ દોષ. આમ આ દોષમા તાદશાન્યાન્યત્વ આવી જતાં લક્ષણસમન્વય થઈ ગયો.

[શંકા - જો આમ તાવદન્યાન્યત્વ હેત્વાભાસત્વ કહેશો તો જે પક્ષાદિવાળા અનુમાનસ્થળે બે ત્રણ વગેરે દોષો છે તે દોષથી અન્ય બાકીનુ જગત્, ને એનાથી અન્યત્વ, જેટલા દોષો હોય એ બધામા એક સમાન રીતે આવી ગયું એટલે કે તાવદન્યાન્યત્વ ક્યારેક એક દોષમાં રહે છે, ક્યારેક બે દોષમા, ક્યારેક ત્રણ દોષમા. . તો હેત્વાભાસ પાંચ છે એમ શા માટે કહ્યું ?]

(૨) **સમાધાન** - પાચ હેત્વાભાસની સભાવનાવાળા સ્થળની અપેક્ષાએ એ કહ્યું છે. वायुः गन्धवान् स्नेहात्... આ સ્થળે પાચે હેત્વાભાસ રહેલા છે ગન્ધાભાવવાન્ જળમાં સ્નેહ રહ્યો હોવાથી વ્યભિચાર જ્યા જ્યા સ્નેહ છે ત્યાં ત્યા ગન્ધાભાવ છે એટલે કે સ્નેહ ગન્ધાભાવ(= સાધ્યાભાવ)ને વ્યાપ્ય હોવાથી વિરોધ 'वायुः गन्धाभाववान्, अपृथिवीत्वात्' આવુ અનુમાન થઈ શકતુ હોવાથી સત્પ્રતિપક્ષ. સ્નેહ હેતુ, પક્ષ વાયુમા ન રહ્યો હોવાથી અસિદ્ધિ (સ્વરૂપાસિદ્ધિ) અને ગન્ધાભાવવાન્ (સાધ્યાભાવવાન્) વાયુઃ (પક્ષ ) એવુ ખબર હોવાથી બાધ.

(૩) હેત્વાભાસના સામાન્યલક્ષણમાં જેમ કાઈ ને કાઈ દોષની સંભાવના રહેતી હોવાથી તાવદન્યાન્યત્વઘટિત લક્ષણ કર્યું એમ અનૈકાન્તિક વગેરેના કહેવાનારા લક્ષણોમાં પણ કંઈક દોષ રહેશે એવી કલ્પનાથી સ્વય અનૈકાન્તિક વગેરેનું લક્ષણ કહ્યુ છે. સાધારણાદિઅન્યતમત્વં અનૈકાન્તિકત્વં... ('આદિ' શબ્દથી અસાધારણ અને અનુપસહારી જાણવા )

*(का ) आद्य. साधारणस्तु स्यादसाधारणकोऽपर. ।*
*तथैवानुपसंहारी त्रिधाऽनैकान्तिको भवेत् ॥७२॥*

(मु.) [१]साधारणः साध्यवदन्यवृत्तिर्हेतुः । तेन च व्याप्तिग्रहप्रतिबन्धः क्रियते । [२]असाधारणः साध्यासमानाधिकरणो हेतुः, तेन साध्यसामानाधिकरण्यग्रहः प्रतिबध्यते । [३]तथा, 'शब्दो नित्यः, शब्दत्वादि'त्यादावसाधारण्यं, 'शब्दोऽनित्यः शब्दत्वादि'त्यादौ त्वसाधारण्यभ्रमः । [४]अन्ये तु सपक्षावृत्तिरसाधारणः । सपक्षश्च निश्चितसाध्यवान् । इत्थं च 'शब्दोऽनित्यः, शब्दत्वादि'त्यादौ यदा पक्षे साध्यनिश्चयस्तदा नासाधारण्यं, तत्र हेतुनिश्चयादिति वदन्ति । अनुपसंहारी चात्यन्ताभावाप्रतियोगिसाध्यकादिः । अनेन च व्यतिरेकव्याप्तिज्ञानप्रतिबन्धः क्रियते ।

## ★ અનૈકાન્તિકના ત્રણ પ્રકાર ★

**(કા.) અનૈકાન્તિક હેત્વાભાસ ત્રણ પ્રકારે છે - એમાં પ્રથમ સાધારણ છે, બીજો અસાધારણ અને એ પ્રમાણે (ત્રીજો) અનુપસંહારી (જાણવો).**

(મુ.) [૧]સાધ્યવદન્યમાં રહેલો હેતુ સાધારણ જાણવો. તેનાથી વ્યાપ્તિના નિશ્ચયનો પ્રતિબન્ધ થાય છે. [૨]સાધ્યને અસમાનાધિકરણ હેતુ અસાધારણ છે. તેનાથી સાધ્યના સામાનાધિકરણ્યના નિશ્ચયનો પ્રતિબન્ધ થાય છે. તથા 'શબ્દ નિત્ય છે, કારણકે શબ્દ છે' આવા અનુમાનમાં અસાધારણ્યદોષ છે, [૩]પણ 'શબ્દ અનિત્ય છે, કારણકે શબ્દ છે' એવા અનુમાનમાં અસાધારણ દોષનો ભ્રમ જાણવો. [૪]બીજા વિદ્વાનો એમ કહે છે કે - સપક્ષમાં અવૃત્તિ હેતુ એ અસાધારણ છે. સપક્ષ એટલે નિશ્ચિતસાધ્યવાન્ (જેમાં સાધ્યનો નિશ્ચય હોય તે.) એટલે, 'શબ્દ અનિત્ય છે, કારણકે શબ્દ છે.' ઈત્યાદિમાં જો પક્ષમાં સાધ્યનિશ્ચય હોય તો અસાધારણ્ય દોષ નથી, કારણકે ત્યાં હેતુનો નિશ્ચય છે, (આમ બીજા વિદ્વાનો કહે છે.) [૫]અત્યન્તાભાવનો અપ્રતિયોગી છે સાધ્યાદિ જેના એવો હેતુ અનુપસંહારી કહેવાય છે. એનાથી વ્યતિરેકવ્યાપ્તિના નિશ્ચયનો પ્રતિબન્ધ થાય છે.

(વિ.) (૧) સાધ્યવદન્યાવૃત્તિત્વ એ વ્યાપ્તિ છે. તેથી સાધ્યવદન્યવૃત્તિત્વ જ્ઞાન એના જ્ઞાનનો

પ્રતિબન્ધ કરે એ સ્પષ્ટ છે જેમકે 'पर्वतो धूमवान् वह्नेः' મા... ધૂમવદન્ય અયોગોલક... એમાં હેતુ વહ્નિ રહ્યો છે. માટે એ **સાધારણ** છે.

(૨) સાધ્યને અસમાનાધિકરણ હોય એવો હેતુ એ **અસાધારણ** છે. જેમકે शब्दो नित्यः, शब्दत्वात्... અહી શબ્દત્વ હેતુ 'નિત્યત્વ' સાધ્યને સમાનાધિકરણ નથી, કારણકે શબ્દત્વના અધિકરણ શબ્દમાં નિત્યત્વ રહ્યું નથી એટલે સાધ્યસામાનાધિકરણ્ય રૂપ વ્યાપ્તિના જ્ઞાનનો પ્રતિબન્ધ થઈ જાય છે. (શબ્દમા અનિત્યત્વ હજુ સિદ્ધ નથી, માટે આ વિરુદ્ધ હેતુ નથી એ જાણવુ.)

[**શંકા** :- 'शब्दोऽनित्यः, शब्दत्वात्' માં પણ અસાધારણ હેત્વાભાસ માનવો પડશે. કારણકે શબ્દત્વ જ્યાં રહ્યું છે તે શબ્દ 'અનિત્ય' હોવો સિદ્ધ ન હોવાથી શબ્દત્વ સાધ્યને અસમાનાધિકરણ બની ગયું.]'

(૩) **સમાધાન** :- ના, એ સ્થળે હેત્વાભાસ નથી, માત્ર હેત્વાભાસનો ભ્રમ છે. કારણકે 'शब्दः अनित्यः, कृतकत्वात्' અનુમાન દ્વારા શબ્દમાં (= શબ્દત્વના અધિકરણમા) અનિત્યત્વ સિદ્ધ થવાથી શબ્દત્વ હેતુમાં સાધ્ય(અનિત્યત્વ)સામાનાધિકરણ્ય નિશ્ચિત થઈ જાય છે એટલે ઈશ્વરને ન માનનારા મીમાસકો વેદની અનાદિતા અખંડિત રાખવા શબ્દને નિત્ય માની, અનિત્યત્વસાધક અનુમાનમાં જે અસાધારણ્યદોષ માને છે તે તેમનો ભ્રમ છે એમ નૈયાયિક કહે છે. વળી નવ્ય નૈયાયિક અસાધારણ્યને પણ બાધ વગેરેની જેમ નિત્યદોષ માને છે. તેથી ભ્રમકાળે માત્ર વ્યાપ્તિજ્ઞાનનો પ્રતિબન્ધ માને છે, પણ હેતુને દુષ્ટ માનતો નથી. [પણ પ્રાચીન નૈયાયિક તો અસાધારણ્યને પણ અનિત્યદોષમાને છે તેથી તેઓનો અભિપ્રાય હવે દર્શાવે છે.]

(૪) જેમાં સાધ્યનો નિશ્ચય થઈ ગયો હોય તે **સપક્ષ**. આવા સપક્ષમાં જે ન રહ્યો હોય તે અસાધારણ. એટલે 'शब्दोऽनित्यः, शब्दत्वात्' મા જો શબ્દમા અનિત્યત્વાત્મક સાધ્યનો નિશ્ચય હોય તો (અને તેથી એ સપક્ષ હોય તો) એમા તો શબ્દત્વ હેતુ રહ્યો હોવાનો પણ નિશ્ચય હોવાથી અસાધારણ્યદોષ નથી. [પણ જો શબ્દમાં અનિત્યત્વનો નિર્ણય ન હોય તો એ સપક્ષ ન બનતા, અનિત્યત્વેન નિર્ણીત ઘટાદિ જ સપક્ષ બને, જેમાં શબ્દત્વ અવૃત્તિ બનવાના કારણે અસાધારણ્યદોષ આવે જ અને હેતુ દુષ્ટ થાય જ. આમ પ્રાચીનો કહે છે. (સપક્ષાવૃત્તિત્વજ્ઞાન, સાધ્યસામાનાધિકરણ્ય જ્ઞાનનુ સાક્ષાત્ પ્રતિબન્ધક ન હોવાથી ગ્રન્થકારે, वदन्ति એમ કહીને અસ્વરસ સૂચવ્યો છે.]

(૫) **અનુપસંહારી** :- જે હેતુના સાધ્ય, પક્ષ અને હેતુ (પોતે) અત્યન્તાભાવના અપ્રતિયોગી હોય તે અનુપસંહારી કહેવાય જેમકે सर्वं अभिधेयं, प्रमेयत्वात् આ સ્થળમાં અનુપસંહાર દોષ છે. ઉપસંહાર એટલે દષ્ટાન્ત... જ્યાં સપક્ષ કે વિપક્ષ છે જ નહી, બધું જ 'પક્ષ' રૂપ છે, ત્યાં દષ્ટાન્ત શું અપાય ? (અર્થાત્ વ્યાપ્તિનો ઉપસંહાર શામાં કરવાનો ?) માટે એ અનુપસંહારી કહેવાય છે. અભિધેયત્વાભાવ, પ્રમેયત્વાભાવ કે (તાદાત્મ્યસંબંધથી) સર્વાભાવ ક્યાંય મળતો ન હોવાથી અપ્રસિદ્ધ છે.(તેથી સાધ્યાદિ અત્યન્તાભાવના અપ્રતિયોગી છે.) એટલે જ્યાં જ્યા સાધ્યાભાવ ત્યાં ત્યાં હેત્વભાવ આવી વ્યતિરેક વ્યાપ્તિનું જ્ઞાન અટકી જતું હોવાથી હેત્વાભાસ છે.

સાધારણ, અસાધારણ અને અનુપસહારી આ ત્રણેય હેત્વાભાસોનું જ્ઞાન અનુમિતિના કરણ-વ્યાપ્તિજ્ઞાનનું પ્રતિબન્ધક બને છે માટે એક જ અનૈકાન્તિક હેત્વાભાસ તરીકે ગણાય છે. આ ત્રણેયમાં, હેતુમાં દોષવત્તા તાદાત્મ્યસબંધથી કે એક જ્ઞાનવિષયત્વ સંબંધથી જાણવી

[વસ્તુત अभिधेय प्रमेयत्वात् વગેરે કેવલાન્વયી સ્થળમાં અન્વયવ્યાપ્તિજ્ઞાનથી અનુમિતિ થઈ જ જતી હોવાથી હેત્વાભાસ હોતો નથી, એ જાણવું.]

(मु.) [1]विरुद्धस्तु साध्यव्यापकीभूताभावप्रतियोगी । [2]अयं साध्याभावग्रहसामग्रीत्वेन प्रतिबन्धकः । [3]सत्प्रतिपक्षे तु प्रतिहेतुः साध्याभावसाधकः, अत्र तु हेतुरेक एवेति विशेषः । साध्याभावसाधक एव हेतुः साध्यसाधकत्वेनोपन्यस्त इत्यशक्तिविशेषोपस्थापकत्वाच्च विशेषः ।

## ★ વિરુદ્ધ હેત્વાભાસ ★

(મુ.) [1]સાધ્યવ્યાપક અભાવનો પ્રતિયોગી હેતુ વિરુદ્ધ છે. [2]એ સાધ્યાભાવગ્રહની સામગ્રી રૂપ હોવાથી પ્રતિબન્ધક છે. [3]સત્પ્રતિપક્ષમાં તો બીજો હેતુ સાધ્યાભાવસાધક હોય છે, જ્યારે અહીં તો એક જ હેતુ (સાધ્યાભાવસાધક છે.) એ વિશેષતા જાણવી. સાધ્યાભાવનો સાધક હેતુ જ સાધ્યના સાધક તરીકે પ્રયોજાયો છે એમ જણાવીને વિશેષ પ્રકારની અશક્તિ(વધારે અજ્ઞાનદશા)નો સૂચક હોવાથી (સત્પ્રતિપક્ષ કરતાં) વિશેષ = ભેદ જાણવો.

(વિ.) સાધ્યનો વ્યાપક જે અભાવ, તેનો પ્રતિયોગી જ્યાં હેતુ તરીકે કહેવાયો હોય ત્યાં વિરોધ જાણવો એટલે કે જ્યાં જ્યાં સાધ્ય ત્યાં ત્યાં હેતુનો અભાવ છે. અર્થાત્ જ્યાં જ્યાં હેતુના અભાવનો અભાવ (= હેતુ) ત્યાં ત્યાં સાધ્યનો અભાવ છે. તેથી હેતુ સાધ્યને નહીં, પણ સાધ્યાભાવને વ્યાપ્ય છે. અને તેથી સાધ્યાભાવનો સાધક છે, માટે વિરુદ્ધ.

[શંકા :- 'साध्यव्यापकीभूताभावप्रतियोगी हेतुः' એવું જ્ઞાન साध्यवान् पक्ष કે साध्यव्याप्यो हेतुः એવી અનુમિતિ કે તત્કરણ વ્યાપ્તિજ્ઞાન એ બેમાથી એકેનું પ્રતિબન્ધક નથી, તો હેત્વાભાસ કેમ કહેવાય ?]

(૨) સમાધાન :- 'साध्यवान् पक्ष' આવી અનુમિતિનો પ્રતિબન્ધ કરનાર साध्याभाववान् पक्षः આવી જે અનુમિતિ તેની સામગ્રીરૂપ આ જ્ઞાન હોવાથી એ રીતે અનુમિતિનું પ્રતિબન્ધક છે જ. (ઉક્તજ્ઞાન साध्याभावव्याप्यो हेतुः જ્ઞાનમાં ફલિત થતું હોવાથી એ સાધ્યાભાવની અનુમિતિની સામગ્રી રૂપ છે.)

[શંકા - સાધ્યાભાવનો સાધક તો સત્પ્રતિપક્ષિત હેતુ પણ છે, તો વિરુદ્ધમાં ને એમાં શું ફેર રહ્યો ?]

(૩) સમાધાન :- સત્પ્રતિપક્ષમાં પ્રતિહેતુ (= બીજો હેતુ) સાધ્યાભાવનો સાધક હોય છે જ્યારે અહીં એ જ હેતુ સાધ્યાભાવનો સાધક હોય છે. એ ફેર જાણવો. ह्रदो वह्निमान् धूमात् આવો પ્રયોગ કરાયો હોય તો સત્પ્રતિપક્ષદોષ આવે, કારણકે ह्रदो वह्न्यभाववान् जलात् એમ અન્ય હેતુ જળથી વહ્ન્યભાવની સિદ્ધિ થઈ શકે છે. પણ મૂળ અનુમાનમા જ જો धूमात् ના બદલે जलात् હેતુ હોત તો, એ પોતે જ સાધ્યાભાવસાધક હોવાથી વિરુદ્ધ હેત્વાભાસ થાત. અન્ય હેતુ સાધ્યાભાવસાધક છે એ બાબત પર નજર ન જવી એ જેવી ક્ષતિ છે એના કરતા, પોતે જે હેતુનો પ્રયોગ કરે છે એ જ સાધ્યાભાવનો સાધક છે (પોતાની વાતને તોડી નાખનાર છે) એ બાબત પર નજર ન જવી એ ઘણી જ મોટી ક્ષતિ છે, ને વાદીની ઘણી નિર્બળતાને સૂચિત કરે છે, આ પણ આ બે વચ્ચેનો તફાવત છે.

(मु.) [1]सत्प्रतिपक्षः साध्याभावव्याप्यवान्पक्षः । [2]अगृहीताप्रामाण्यकसाध्यव्याप्यवत्त्वोपस्थितिकालीनागृहीताप्रामाण्यकसाध्याभावव्याप्यवत्तोपस्थितिविषयस्तथेत्यन्ये । [3]अत्र च परस्पराभावव्याप्यवत्ताज्ञानात्परस्परानुमितिप्रतिबन्धः फलम् ।

## ★ સત્પ્રતિપક્ષ ★

(મુ.) [1]સાધ્યાભાવવ્યાપ્યવાન્ પક્ષ એ સત્પ્રતિપક્ષ દોષ છે. [2]બીજાઓના મતે - અગૃહીત (= અનિર્ણીત) છે અપ્રામાણ્ય જેનું એવી જે સાધ્યવ્યાપ્યવત્તાની ઉપસ્થિતિ (= साध्यव्याप्यवान् पक्षः એવું જ્ઞાન) તત્કાલીન

જે અગૃહીત છે અપ્રામાણ્ય જેનું એવી સાધ્યાભાવવ્યાપ્યવત્તાની ઉપસ્થિતિ (साध्याभावव्याप्यवान् पक्षः એવું જ્ઞાન) એનો વિષય એ સત્પ્રતિપક્ષ દોષ છે. [3]અહીં પરસ્પરના અભાવની વ્યાપ્યવત્તાના જ્ઞાનથી પરસ્પર અનુમિતિનો પ્રતિબન્ધ થાય છે.

(વિ.) ह्रदो वह्निमान् धूमात् ની સામે ह्रदो वह्न्यभाववान् जलात् આવું અનુમાન ઊભું થાય છે. એટલે કે वह्न्यभावव्याप्यजलवान् ह्रदः આવો પરામર્શ પણ, ધૂમહેતુક અનુમિતિના કારણભૂત 'वह्निव्याप्यधूमवान् ह्रदः' એવા પરામર્શની સામે ઊભો થાય છે તેથી બન્ને પરસ્પરનો પ્રતિબન્ધ કરે છે. તેથી ધૂમ હેતુ માટે वह्न्यभावव्याप्यजलवान् ह्रदः એ સત્પ્રતિપક્ષ દોષ બને છે, ને હેતુ એકજ્ઞાનવિષયત્વસમ્બન્ધથી તદ્વાન્ - દુષ્ટ બને છે. [હ્રદમાં ધૂમ ન હોવાથી, वह्निव्याप्यधूमवान् ह्रदः એવું જ્ઞાન એ ભ્રમ છે. એટલે જ્યારે ભ્રમ ટળી જશે ત્યારે જળહેતુથી વહ્નિના અભાવની સિદ્ધિ થઈ જ શકે છે. માટે જળ હેતુ દુષ્ટ નથી, માત્ર ભ્રમકાળે અનુમિતિનો પ્રતિબન્ધ છે એ જાણવુ. પણ, પ્રાચીનો સત્પ્રતિપક્ષને અનિત્ય માનતા હોવાથી ભ્રમકાળે હેતુને દુષ્ટ માને છે. તેથી હવે તેઓનો મત દર્શાવે છે -]

(૨) પ્રાચીનોનુ કહેવું એવુ છે કે - वह्निव्याप्यधूमवान् ह्रदः એવા જ્ઞાનકાળે જ જો 'वह्न्यभावव्याप्यजलवान् ह्रदः' એવુ જ્ઞાન થાય, અને એ બેમાંથી એકપણ જ્ઞાન અંગે 'આ જ્ઞાન અપ્રમાણ છે' એવો નિર્ણય ન હોય તો એ બન્નેથી થનાર અનુમિતિઓ અટકી જતી હોવાથી બન્નેના વિષયભૂત હેતુઓ દુષ્ટ બને જ છે. પણ જો બેમાથી કોઈપણ એક જ્ઞાન અંગે અપ્રામાણ્યનો નિર્ણય થઈ જાય તો એ જ્ઞાન દુર્બળ બની જતા બીજા પરામર્શથી અનુમિતિ થઈ જાય છે ને તેથી સત્પ્રતિપક્ષ દોષ રહેતો નથી અર્થાત્ બન્ને વિરોધી પરામર્શ ઊભા થાય અને બેમાંથી એકેયના અંગે અપ્રામાણ્યનો નિશ્ચય ન થાય તો જ સત્પ્રતિપક્ષ દોષ બન્ને અનુમાનમાં આવે છે, અને બન્ને અનુમિતિનો પ્રતિબન્ધ થઈ જવો એ એનું ફળ છે.

(૩) ધૂમ હેતુ માટે વહ્નિ સાધ્ય છે, એનો અભાવ વહ્ન્યભાવ, એનું વ્યાપ્યવત્તાજ્ઞાન છે (वह्न्यभावव्याप्यवान् ह्रदः). અને જળહેતુ માટે વહ્ન્યભાવ એ સાધ્ય છે, એનો અભાવ = વહ્નિ, એનું વ્યાપ્યવત્તાજ્ઞાન = (वह्निव्याप्यधूमवान् ह्रदः) છે. એટલે પરસ્પરના અભાવના વ્યાપ્યવત્તાજ્ઞાનથી પરસ્પર અનુમિતિનો પ્રતિબન્ધ થાય છે આ સત્પ્રતિપક્ષદોષનુ ફળ છે.

---

(मु.) अत्र केचित् - [1]यथा घटाभावव्याप्यवत्ताज्ञाने विद्यमानेऽपि घटचक्षुःसंयोगे सति घटवत्ताज्ञानं जायते। [2]यथा च शङ्खे, सत्यपि पीतत्वाभावव्याप्यशङ्खत्ववत्ताज्ञाने सति पित्तादिदोषे 'पीतः शङ्खः' इति धीर्जायते । [3]एवं कोटिद्वयव्याप्यदर्शनेऽपि कोटिद्वयस्य प्रत्यक्षरूपः संशयो भवति । तथा सत्प्रतिपक्षस्थले संशयरूपानुमितिर्भवत्येव । यत्र चैककोटिव्याप्यदर्शनं तत्राधिकबलतया द्वितीयकोटिभानप्रतिबन्धान्न संशयः । [4]फलबलेन चाधिकसमबलभावः कल्प्यत इति वदन्ति ।

---

### ★ રત્નકોશકાર મત ★

(મુ.) કેટલાક વિદ્વાનો આ પ્રમાણે કહે છે - [1]જેમ ઘટાભાવવ્યાપ્યવત્તાજ્ઞાન હોવા છતાં ઘટ-ચક્ષુનો સંયોગ થવા પર ઘટવત્તાજ્ઞાન થાય છે. [2]જેમ શંખ અંગે પીતત્વાભાવવ્યાપ્યશંખત્વવત્તાનું જ્ઞાન હોવા છતાં પિત્તાદિદોષ હોય તો पीतः शङ्खः એવી બુદ્ધિ થાય છે. [3]એમ (જેમ) બે કોટિના વ્યાપ્યનું દર્શન થવા છતાં બન્ને કોટિના પ્રત્યક્ષરૂપ સંશય થાય છે. એ જ રીતે સત્પ્રતિપક્ષસ્થળમાં સંશયરૂપ અનુમિતિ થાય જ છે. જ્યાં એક કોટિના વ્યાપ્યનું દર્શન થાય ત્યાં એ અધિકબળવાન્ થવાના કારણે, બીજીકોટિના જ્ઞાનનો પ્રતિબન્ધ થઈ જવાથી સંશય રહેતો નથી. [4]ફળબળે અધિક કે સમબળભાવની કલ્પના કરાય છે.

(વિ.) (સત્પ્રતિપક્ષસ્થળે પરસ્પરની અનુમિતિનો પ્રતિબન્ધ નથી થતો, પણ સંશયાત્મક ઉભય અનુમિતિ થાય છે એવું કહેનાર કેટલાક વિદ્વાનોનો મત દર્શાવે છે. તદભાવવ્યાપ્યવત્તાનું જ્ઞાન તદ્વત્તાના જ્ઞાનનુ પ્રતિબન્ધક છે એ નિયમે પરસ્પરપ્રતિબન્ધ મનાયો છે, પણ મૂળમાં એ નિયમ જ યોગ્ય નથી, કારણકે એમાં નીચેના સ્થળોએ વ્યભિચાર આવે છે એવું તેઓનુ કહેવું છે )

(૧) ભૂતલ પર અંધકારમા ઘટ પડેલો છે, પણ દેખાતો નથી તેથી 'घटाभावव्याप्य(तद्)भूतलत्ववत् भूतलम्' એવું તદભાવવ્યાપ્યવત્તાનુ જ્ઞાન છે ને છતા ઉત્તરક્ષણે જ આલોકસંયોગાદિના કારણે घटवद् भूतलम् એવુ જ્ઞાન થઈ જાય છે એટલે કે પ્રતિબન્ધક હોવા છતા, પ્રતિબધ્યનો પ્રતિબન્ધ ન થયો, માટે અન્વય-વ્યભિચાર

(૨) શંખમાં पीतत्वाभावव्याप्यशङ्खत्ववान् अयं આવું જ્ઞાન હોય છે (જે કોઈ શંખ હોય તે શ્વેત જ હોય છે, પીત હોતા નથી ) ને છતાં પિત્તાદિ દોષ થાય ત્યારે पीतः शङ्खः (पीतत्ववान् शङ्खः) એવું જ્ઞાન થવાથી ત્યા પણ અન્વયવ્યભિચાર

(૩) 'अयं स्थाणुर्वा पुरुषो वा' આવો મન્દપ્રકાશસ્થળે સંશય પડે ત્યારે स्थाणुत्वव्याप्यवक्रकोटरादिमानयं અને स्थाणुत्वाभाव(पुरुषत्व) व्याप्यकरचरणादिमानयं આવા બન્ને જ્ઞાન હોવા છતા કોટિદ્વયનું સંશયાત્મક પ્રત્યક્ષ થાય છે [કોટિ = પ્રકાર, એકમાં સ્થાણુત્વ એ પ્રકાર છે, અન્યમા પુરુષત્વ (સ્થાણુત્વાભાવ) એ પ્રકાર છે એટલે કે બન્ને પરસ્પર વિરોધી કોટિઓ છે ] તેથી પરસ્પરાભાવવ્યાપ્યવત્તાનુ જ્ઞાન હોવા છતાં બન્ને કોટિનું સંશયાત્મક પ્રત્યક્ષ થાય છે એમ સત્પ્રતિપક્ષસ્થળે પણ આવો જ પરામર્શ હોવાથી બન્નેની (સાધ્યની ને સાધ્યાભાવની) સંશયાત્મક અનુમિતિ થવી જ જોઈએ.

જ્યા બેમાથી એક કોટિના વ્યાપ્યનુ (સહકારીવશાત) નિર્ણયાત્મક જ્ઞાન થઈ જાય તો એ કોટિ બળવાન બની જાય, અને અન્ય કોટિ નિર્બળ બની જાય. તેથી એ અન્ય નિર્બળ કોટિના જ્ઞાનનો પ્રતિબન્ધ થઈ જવાથી બળવાન કોટિનો નિર્ણય થઈ જાય છે, સંશય રહેતો નથી.

[શંકા - બેમાંથી કઈ કોટિ સબળ છે ને કઈ નિર્બળ ? એ કે બન્ને સમાન બળવાળી છે એ શી રીતે ખબર પડે ?]

(૪) **સમાધાન** '- ફળબળે એની કલ્પના = અનુમિતિ કરવામાં આવે છે. જે કોટિનો નિર્ણય થાય એ બળવાન, તદ્વિપરીત નિર્બળ અને નિર્ણય ન થતા સંશય જ જો રહે તો બન્ને સમાન બળવાળી

(मु.) तत्र, [1]तदभावव्याप्यवत्ताज्ञाने सति तदुपनीतभानविशेषशाब्दबोधादेरनुदयाल्लौकिकसन्निकर्षाजन्यदोषविशेषाजन्यज्ञानमात्रे तस्य प्रतिबन्धकता, लाघवात्, [2]न तूपनीतभानविशेषे शाब्दबोधे च पृथक्प्रतिबन्धकता, गौरवात् । [3]तथा च प्रतिबन्धकसत्त्वात्कथमनुमितिः ? [4]न हि लौकिकसन्निकर्षस्थले प्रत्यक्षमिव सत्प्रतिपक्षस्थले संशयाकारानुमितिः प्रामाणिकी येनानुमितिभिन्नत्वेनापि विशेषणीयम् । [5]यत्र च कोटिद्वयव्याप्यवत्ताज्ञानं तत्रोभयत्राप्रामाण्यज्ञानात्संशयो, नान्यथा, अगृहीताप्रामाण्यकस्यैव विरोधिज्ञानस्य प्रतिबन्धकत्वादिति ।

## ★ એ મતની અયોગ્યતા ★

(મુ.) [1]રત્નકોશકારનો આ મત બરાબર નથી, કારણકે તદભાવવ્યાપ્યવત્તા જ્ઞાન હોય તો તદુપનીતભાનવિશેષ - શાબ્દબોધાદિ થતા ન હોવાથી, લૌકિકસન્નિકર્ષથી અજન્ય, દોષવિશેષથી અજન્ય એવા કોઈપણ જ્ઞાન પ્રત્યે તદભાવવ્યાપ્યવત્તાજ્ઞાનને પ્રતિબન્ધક માનવામાં આવે છે, કારણકે એમાં લાઘવ છે. [2]પણ ઉપનીતભાનવિશેષ પ્રત્યે અને શાબ્દબોધ પ્રત્યે અલગ-અલગ પ્રતિબન્ધક માનવામાં આવતો નથી, કારણકે એમાં (અનેક પ્રતિબધ્ય-

**પ્રતિબન્ધકભાવ માનવાનું) ગૌરવ છે. [3]એટલે પ્રતિબન્ધક હાજર હોવાથી (સંશયાત્મક) અનુમિતિ (પણ) શી રીતે થાય ? [4]લૌકિકસન્નિકર્ષસ્થળે જેમ પ્રત્યક્ષ થાય છે એમ સત્પ્રતિપક્ષસ્થળે સંશયાકાર અનુમિતિ થતી હોય એ કાંઈ પ્રામાણિક નથી કે જેથી 'અનુમિતિભિન્નત્વ' એવું પણ (પ્રતિબધ્યનું) વિશેષણ લગાડવું પડે. [5]જ્યાં કોટિદ્વયવ્યાપ્યવત્તાજ્ઞાન હોય ત્યાં બન્ને વિશે અપ્રામાણ્યજ્ઞાન થાય તો સંશય પડે છે, એ સિવાય નહીં, કારણકે જેનું અપ્રામાણ્ય ગૃહીત ન હોય એવું જ વિરોધી જ્ઞાન પ્રતિબન્ધક હોય છે.**

(વિ.) (૧) ગ્રન્થકાર રત્નકોશકારના સંશયાત્મક અનુમિતિ માનવાના આ મતનો તન્ત્ર કહીને નિષેધ કરે છે. તદભાવવ્યાપ્યવત્તાજ્ઞાન, તદ્વત્તાજ્ઞાનનું પ્રતિબન્ધક છે જ. અન્ધકારસ્થઘટાદિ સ્થળે તમે જે અન્વય વ્યભિચારાદિ આપ્યા તેનો, પ્રતિબન્ધક-પ્રતિબધ્ય ભાવમા યોગ્ય પરિષ્કાર કરીને પરિહાર કરી શકાય છે. ગ્રન્થકારનો આશય આવો છે- તદભાવવ્યાપ્યવત્તાજ્ઞાન તદ્વત્તાજ્ઞાન પ્રત્યે પ્રતિબન્ધક છે આવો સામાન્ય પ્રતિબધ્ય-પ્રતિબન્ધકભાવ માનવામાં ન આવે તો નીચે મુજબ અનેક પ્રતિબધ્ય-પ્રતિબન્ધકભાવ માનવાનુ ગૌરવ થશે.

(1) અન્ધકારમાં રહેલા ઘટને આલોકસયોગ ન મળે તો घटवद् भूतलम् એવું જ્ઞાન થતું નથી જ. એટલે ત્યાં તમારે અન્ધકારાદિસહકૃત ઘટાભાવવ્યાપ્યવત્તાજ્ઞાનને ઘટવત્તાબુદ્ધિ પ્રત્યે સ્વતન્ત્ર પ્રતિબન્ધક માનવુ જ પડશે. [જો કે અહી આલોકસંયોગ રૂપ કારણ ન હોવાથી જ પ્રત્યક્ષાત્મક કાર્ય થતુ નથી માટે પ્રતિબન્ધક માનવાની જરૂર રહેતી નથી]

(2) એમ પિત્તાદિદોષ ન હોય તો, પીતત્વાભાવવ્યાપ્યવત્તાની બુદ્ધિ થયા પછી पीतत्ववानयम् એવી બુદ્ધિ પ્રતિબન્ધિત થઈ જ જાય છે. એટલે पित्तादिदोषासहकृत એવા પીતત્વાભાવવ્યાપ્યવત્તાજ્ઞાનને પીતત્વવત્તાબુદ્ધિ પ્રત્યે પૃથક્ પ્રતિબન્ધક માનવુ જ પડશે

(3) લૌકિકસન્નિકર્ષથી એક પર્વત પર વહ્નિના અભાવનુ જ્ઞાન થવા દ્વારા वह्न्यभावव्याप्यवत्ता નું જ્ઞાન થયુ ત્યાર પછી સામાન્યલક્ષણા સન્નિકર્ષથી सर्वे पर्वताः वह्न्यभाववन्तः એવું ઉપનીતભાન ([6]અલૌકિક પ્રત્યક્ષ) થયું પણ એ માનવીને सर्वे पर्वता वह्निमन्तः એવું ઉપનીતભાન થતુ નથી. તેથી, તદ્વત્તાના ઉપનીતભાન પ્રત્યે તદભાવવ્યાપ્યવત્તાની બુદ્ધિને પૃથક્ પ્રતિબન્ધક માનવી જ પડશે.

(4) એમ, तदभावव्याप्यवानयम् એવા શબ્દો દ્વારા એવો શાબ્દ પરામર્શ થાય તો તદ્વત્તાનો શાબ્દબોધ થતો નથી. એટલે તદ્વત્તાના શાબ્દબોધ પ્રત્યે તદભાવવ્યાપ્યવત્તાના શાબ્દબોધને જુદો પ્રતિબન્ધક માનવો પડશે

આમ અલગ અલગ પ્રતિબન્ધક-પ્રતિબધ્ય ભાવ માનવાના ગૌરવને વહોરી લેવું એના કરતાં એક સામાન્ય પ્રતિબન્ધક-પ્રતિબધ્ય ભાવ માની લેવો ઉચિત છે. એમાં જે વ્યભિચાર આવે છે તેનું વારણ પ્રતિબધ્યકોટિમા લૌકિકસન્નિકર્ષાજન્યત્વ અને દોષવિશેષાજન્યત્વ એવા બે વિશેષણો મૂકી દેવાથી થઈ શકે છે એટલેકે, લૌકિકસન્નિકર્ષથી અજન્ય અને દોષવિશેષથી અજન્ય તદ્વત્તાના કોઈપણ જ્ઞાનપ્રત્યે તદભાવવ્યાપ્ય-વત્તાબુદ્ધિ પ્રતિબન્ધક છે એમ માનવામાં લાઘવ છે. (૨) એટલે રત્નકોશકારે જે ઉપનીતભાનવિશેષ અને શાબ્દબોધ પ્રત્યે પૃથક્ પૃથક્ પ્રતિબન્ધકતા કહી છે તે માની શકાતી નથી, કારણકે એમાં ગૌરવ છે.

(1) ઘટ-ચક્ષુ સંયોગથી જે ઘટવત્તાબુદ્ધિ થાય છે એ લૌકિકસન્નિકર્ષ જન્ય છે, લૌકિકસન્નિકર્ષાજન્ય નથી તેથી પ્રતિબધ્ય ન હોવાથી ઘટાભાવવ્યાપ્યવત્તાબુદ્ધિથી એનો પ્રતિબન્ધ ન થવા છતાં અન્વય વ્યભિચાર રહેતો નથી.

(2) પિત્તદોષને લીધે पीतः शङ्खः એવુ જ્ઞાન થતુ હોવાથી એ દોષવિશેષાજન્ય ન હોવાના કારણે પ્રતિબધ્ય છે જ નહી, માટે વ્યભિચાર નહી

(3) તદભાવવ્યાપ્યવત્તાની બુદ્ધિ ધરાવનારને સર્વે પર્વતા વહ્નિમન્તઃ એવું જ્ઞાન થતું નથી એ પણ યોગ્ય છે, કારણકે એ અલૌકિકસન્નિકર્ષજન્ય હોઈ લૌકિકસન્નિકર્ષાજન્ય તેમજ દોષવિશેષાજન્ય હોવાથી પ્રતિબધ્ય છે

(4) એ જ રીતે તદભાવવ્યાપ્યવત્તાનો શાબ્દબોધ થયો હોય તો તદ્વત્તાનો શાબ્દબોધ ન થાય એ પણ ઉચિત છે, કારણકે એ શાબ્દબોધ પણ લૌકિકસન્નિકર્ષાજન્ય – દોષવિશેષાજન્ય હોવાથી પ્રતિબધ્ય છે જ.

(૬) આમ સામાન્ય પ્રતિબધ્ય-પ્રતિબન્ધક ભાવને અનુસરીને સત્પ્રતિપક્ષસ્થળે પરસ્પરાભાવ-વ્યાપ્યવત્તાજ્ઞાનરૂપ પ્રતિબન્ધક હાજર જ હોવાથી સંશયાત્મક અનુમિતિ પણ શી રીતે થાય ?

[શંકા ·- તદભાવવ્યાપ્યવત્તાજ્ઞાન હોવા છતાં લૌકિકસન્નિકર્ષથી ઘટવત્તાનું જ્ઞાન થતું હોવાથી પ્રતિબધ્યકોટિમા જેમ તમે લૌકિકસન્નિકર્ષાજન્યત્વ વિશેષણ મૂક્યુ છે તેમ એમાં સંશયાત્મક અનુમિતિભિન્નત્વ એવુ વિશેષણ પણ મૂકવુ જોઈએ જેથી સત્પ્રતિપક્ષસ્થળે સંશયાત્મક અનુમિતિનો પ્રતિબન્ધ ન થાય.]

(૪) **સમાધાન** – લૌકિકસન્નિકર્ષસ્થળે ઘટવદ્ ભૂતલમ્ ઇત્યાદિ પ્રત્યક્ષ થાય છે એ તો પ્રામાણિક = સર્વમતસમત છે (એટલે પ્રતિબધ્યકોટિમા લૌકિકસન્નિકર્ષાજન્યત્વ વિશેષણ ઉમેરવું પડે.) પણ એ રીતે સત્પ્રતિપક્ષસ્થળે તમે કહો છો એવી અનુમિતિ થાય છે એ વાત કાંઈ સર્વસંમત નથી કે જેથી તદ્ભિન્નત્વ એવુ વિશેષણ ઉમેરવુ પણ આવશ્યક બને તેથી અનુમિતિ તો પ્રતિબધ્ય જ રહેતી હોવાથી સત્પ્રતિપક્ષસ્થળે એનો પ્રતિબન્ધ થઈ જ જાય.

[શંકા – સ્થાણુર્વા પુરુષો વા એવો સંશય જેમ પડે છે એમ સત્પ્રતિપક્ષસ્થળે હ્રદો વહ્નિમાન્ન વા એવી સંશયાત્મક અનુમિતિ શા માટે ન થાય ?]

(૫) **સમાધાન** ·- નહી, આ બન્ને બાબતો જુદી છે સ્થાણુત્વવ્યાપ્યવાનયમ્ અને સ્થાણુત્વાભાવવ્યાપ્યવાનયમ્ આવા કોટિદ્વયવ્યાપ્યવત્તાજ્ઞાનમા સ્થાણુત્વવ્યાપ્યવત્તાજ્ઞાનમિદમપ્રમા અને સ્થાણુત્વાભાવવ્યાપ્યવત્તાજ્ઞાનમપ્રમા એવા અપ્રામાણ્યજ્ઞાનના કારણે બેમાંથી એકેય બીજાનો પ્રતિબન્ધ કરી શકતા ન હોવાથી બન્નેકોટિનું સંશયાત્મક જ્ઞાન થાય છે કારણકે જે વિરોધીજ્ઞાનમા અપ્રામાણ્યજ્ઞાનનો નિશ્ચય ન થયો હોય એ જ પ્રતિબન્ધક બની શકે છે પણ સત્પ્રતિપક્ષસ્થળે આવું હોતું નથી. 'પરસ્પરવિરુદ્ધ તદભાવવ્યાપ્યવત્તાજ્ઞાનદ્વય' માત્ર જ ત્યાં હોય છે, પણ પ્રત્યક્ષવિષયભૂત હેત્વાદિવિષયક પરામર્શ અંગે અપ્રામાણ્યજ્ઞાન કરાવવાનું અસાધારણકારણ જે પિત્તાદિદોષ કે દૂરત્વાદિ દોષ, તે હાજર ન હોવાથી 'एतज्ज्ञानद्वयमप्रमा' એવું અપ્રામાણ્યજ્ઞાન થતુ નથી. તેથી એ બન્ને જ્ઞાનો પરસ્પર પ્રતિબન્ધ કરતા જ હોવાથી સંશયાકાર અનુમિતિ થતી નથી.

---

(मु.) असिद्धिस्त्वाश्रयासिद्ध्याद्यन्यतमत्वम् । आश्रयासिद्धिः पक्षे पक्षतावच्छेदकस्याभावः । यत्र च 'काञ्चनमयः पर्वतो वह्निमान्' इति साध्यते तत्र 'पर्वतो न काञ्चनमय' इति ज्ञाने विद्यमाने काञ्चन-मये पर्वते परामर्शप्रतिवन्धः फलम् । स्वरूपासिद्धिस्तु पक्षे व्याप्यत्वाभिमतस्य हेतोरभावः । तत्र च 'ह्रदो द्रव्यं धूमादि'त्यादौ पक्षे व्याप्तत्वाभिमतस्य हेतोरभावे ज्ञाते पक्षे साध्यव्याप्यहेतुमत्ताज्ञानरूपस्य परामर्शस्य प्रतिवन्धः फलम् ।

---

## ★ અસિદ્ધિ દોષ ★

**(મુ.) આશ્રયાસિદ્ધયાદિનું અન્યતમત્વ એ અસિદ્ધિદોષ છે. એમાં આશ્રયાસિદ્ધિ એટલે પક્ષમાં પક્ષતા-વચ્છેદકનો અભાવ, જ્યાં 'કાંચનમય પર્વત વહ્નિમાન્ છે' એવું સિદ્ધ કરવાનું હોય ત્યાં 'પર્વત કાંચનમય નથી'**

એવું જ્ઞાન થાય તો કાંચનમય પર્વત અંગે પરામર્શનો પ્રતિબન્ધ થઈ જાય છે એ ફળ જાણવું. સ્વરૂપાસિદ્ધિ એટલે પક્ષમાં, વ્યાપ્ય તરીકે અભિમત(હેતુ)નો અભાવ. એમાં ह्रदो द्रव्यं धूमात् ઇત્યાદિમાં પક્ષમાં વ્યાપ્યત્વેન અભિમત હેતુનો અભાવ જણાયે, પક્ષમાં સાધ્યવ્યાપ્યહેતુમત્તાના જ્ઞાન રૂપ પરામર્શનો પ્રતિબન્ધ થઈ જવો એ ફળ જાણવું.

(વિ.) અસિદ્ધિ દોષ ૩ પ્રકારે છે – આશ્રયાસિદ્ધિ, સ્વરૂપાસિદ્ધિ અને વ્યાપ્યત્વાસિદ્ધિ. આશ્રયાસિદ્ધ્યાદિઅન્યતમત્વ એ અસિદ્ધિનું લક્ષણ છે.

**આશ્રયાસિદ્ધિ** – पक्षतावच्छेदकाभाववान् पक्षः आश्रयासिद्धिः 'काञ्चनमयपर्वतो वह्निमान् धूमात्' આવા સ્થળે, वह्निव्याप्यधूमवान् काञ्चनमयपर्वतः એ પરામર્શ છે. પણ પર્વત તો પાષાણમય છે, કાંચનમય નથી. એટલે કે પર્વતમાં(પક્ષમાં) કાંચનમયત્વનો (પક્ષતાવચ્છેદકનો) અભાવ છે એવુ જ્ઞાન થાય છે તેથી ઉક્ત પરામર્શ અટકી જાય છે (ને પરિણામે અનુમિતિ પણ થતી નથી.) આમ પરામર્શનો પ્રતિબન્ધ થવો એ ફળ છે

**સ્વરૂપાસિદ્ધિ** – हेत्वभाववान् पक्षः स्वरूपासिद्धिः

ह्रदो द्रव्य धूमात् આ સ્થળે ધૂમ હેતુ સાધ્યવ્યાપ્ય તરીકે અભિમત છે. અને धूमाभाववान् ह्रदः એવું જ્ઞાન થાય છે તો द्रव्यत्वव्याप्यधूमवान् ह्रदः એવા પરામર્શનો પ્રતિબન્ધ થવા દ્વારા અનુમિતિ અટકી જાય છે. માટે આ પણ હેત્વાભાસ છે.

---

(मु.) साध्याप्रसिद्ध्यादयस्तु व्याप्यत्वासिद्धिमध्येऽन्तर्भूताः । साध्याप्रसिद्धिरपि व्याप्यत्वासिद्धिः । सा च साध्ये साध्यतावच्छेदकस्याभावः । तथा च 'काञ्चनमयवह्निमानि'त्यादौ साध्ये साध्यतावच्छेदकाभावे ज्ञाते साध्यतावच्छेदकविशिष्टसाध्यव्याप्यवत्ताज्ञानरूपपरामर्शप्रतिबन्धः फलम् । एवं हेतौ हेतुतावच्छेदकाभावः साधनाप्रसिद्धिः । यथा च 'काञ्चनमयधूमादि'त्यादौ । अत्र हेतुतावच्छेदकविशिष्टहेतोर्ज्ञानाभावात्तद्धेतुकव्याप्तिज्ञानादेरभावः फलम् । [1]एवं 'वह्निमान् नीलधूमादि'त्यादौ गुरुतया नीलधूमत्वं हेतुतानवच्छेदकमपि व्याप्यत्वासिद्धिरित्यपि वदन्ति ।

---

## ★ વ્યાપ્યત્વાસિદ્ધિ ★

(મુ.) સાધ્યાપ્રસિદ્ધિ વગેરે વ્યાપ્યત્વાસિદ્ધિની અંદર જ અન્તર્ભૂત જાણવી. સાધ્યાપ્રસિદ્ધિ પણ વ્યાપ્યત્વાસિદ્ધિ છે. તે સાધ્યમાં સાધ્યતાવચ્છેદકના અભાવ રૂપ છે. જેમ કે (पर्वतो) काञ्चनमयवह्निमान् (धूमात्) વગેરેમાં સાધ્યમાં (વહ્નિમાં) સાધ્યતાવચ્છેદકનો (કાંચનમયત્વનો) અભાવ છે. (અર્થાત્ 'વહ્નિ કાંચનમય હોતો નથી') એવું જણાયે છતે साध्यतावच्छेदकविशिष्टसाध्यव्याप्यवत्ताज्ञान(=काञ्चनमयत्वविशिष्टवह्निव्याप्यवानयम् એવા જ્ઞાન) રૂપ પરામર્શનો પ્રતિબન્ધ થઈ જવા રૂપ ફળ મળે છે.

એમ, હેતુમાં હેતુતાવચ્છેદકનો અભાવ એ સાધનાપ્રસિદ્ધિ દોષ છે. જેમકે, (पर्वतो वह्निमान्) काञ्चनमयधूमात् વગેરે સ્થળે. અહીં હેતુતાવચ્છેદકવિશિષ્ટહેતુનું (કાંચનમયત્વ વિશિષ્ટ ધૂમનું) જ્ઞાન થઈ શકતું ન હોવાથી તદ્ધેતુકવ્યાપ્તિજ્ઞાનનો व्यापकसाध्यसमानाधिकरणो हेतुतावच्छेदकविशिष्टो हेतुः એવા જ્ઞાનનો અભાવ રહેવો એ ફળ છે.

[1]એમ (पर्वतो) वह्निमान् नीलधूमात् ઇત્યાદિમાં નીલધૂમત્વ ગુરુભૂત હોવાના કારણે અનવચ્છેદક છે, માટે વ્યાપ્યત્વાસિદ્ધિ દોષ છે (એમ પ્રાચીનો) કહે છે.

(વિ.) (૧) **વ્યાપ્યત્વાસિદ્ધિ** – પ્રાચીનોનો મત –

हेतुतानवच्छेदको धर्मः व्याप्यत्वासिद्धिः આવો ધર્મ જેમાં રહ્યો હોય તેવો હેતુ એ વ્યાપ્યત્વાસિદ્ધ.

पर्वतो वह्निमान् नीलधूमात् આ સ્થળે ધૂમત્વાપેક્ષયા નીલધૂમત્વ એ ગુરુભૂત ધર્મ છે. માટે એ હેતુતાવચ્છેદક બની શકતો નથી કેમકે અવચ્છેદક લઘુભૂતધર્મ હોવો જોઈએ. તેથી नीलधूमत्वं न हेतुतावच्छेदकम् એવું જ્ઞાન થવાથી वह्निव्याप्यनीलधूमत्वावच्छिन्ननीलधूमवान् पर्वतः એવા પરામર્શનો પ્રતિબન્ધ થઈ જવાથી અનુમિતિ અટકી જાય છે.

**નવ્ય** - ગુરુભૂત ધર્મ પણ અવચ્છેદક બની શકે છે કેમકે અવચ્છેદકના લક્ષણમાં માત્ર अन्यूनातिरिक्तवृत्तित्व જ છે, લઘુભૂતત્વનો એમા પ્રવેશ નથી નીલધૂમત્વમા अन्यूनातिरिक्तवृत्तित्व ઘટી શકે છે. માટે એ અવચ્છેદક છે જ,

**પ્રાચીન** - અમે અવચ્છેદકત્વ સ્વરૂપસબધવિશેષ રૂપ લઈએ છીએ એમાં તે વસ્તુનું સ્વરૂપ જ લેવાનુ હોવાથી લઘુભૂત ધર્મ જ અવચ્છેદક તરીકે પકડી શકાય છે.

**નવ્ય** - अय पशुमान्, सास्नादिमतः આવા સ્થળે સાસ્નાદિની અપેક્ષાએ ગોત્વ લઘુભૂત ધર્મ હોવાથી એ જ અવચ્છેદક બનવાના કારણે સાસ્નાદિમત્ત્વ એ અનવચ્છેદક રહેવાથી તમારા મતે હેતુ વ્યાપ્ય-ત્વાસિદ્ધ બની જવાના કારણે અનુમિતિ નહી થાય. પણ અનુમિતિ થતી અનુભવાય તો છે. તેથી ગુરુભૂતધર્મ અવચ્છેદક ન બની શકે એ વાત અમને માન્ય નથી માટે, આવા સ્થળે હેત્વાભાસ નથી

આમ નવ્યોને અસ્વરસ રહેવાથી છેલ્લે इति वदन्ति એમ જણાવીને અસ્વરસ સૂચવ્યો છે.

---

(मु.) [1]बाधस्तु पक्षे साध्याभावादिः । एतस्यानुमितिप्रतिबन्धः फलम् । [2]तद्धर्मिकतदभावनिश्चयो लौकिकसन्निकर्षाजन्यदोषविशेषाजन्यतद्धर्मिकतज्ज्ञानमात्रे विरोधीति । [3]न तु संशयसाधारणं पक्षे साध्यसंसृष्टत्वज्ञानमनुमितिकारणं, तद्विरोधितया च बाधसत्प्रतिपक्षयोर्हेत्वाभासत्वमिति युक्तम्, [4]अप्रसिद्धसाध्यकानुमित्यनापत्तेः, [5]साध्यसंशयादिकं विनाप्यनुमित्युत्पत्तेश्च ।

---

### ★ બાધદોષ ★

**(મુ.) [1]પક્ષમાં સાધ્યાભાવ હોવો એ બાધ દોષ છે. એનું અનુમિતિનો પ્રતિબન્ધ એ ફળ છે. [2]તદ્ધર્મિક (તદ્વિશેષ્યક) તદભાવનિશ્ચય (તદભાવપ્રકારકનિશ્ચય) એ લૌકિક સન્નિકર્ષાજન્ય દોષવિશેષાજન્ય એવા તદ્ધર્મિક તત્પ્રકારકજ્ઞાનમાત્ર પ્રત્યે વિરોધી છે. [3]"સશય સાધારણ એવું પક્ષમાં સાધ્યસંસૃષ્ટત્વ (=સાધ્યસમ્બન્ધિત્વ)નું જ્ઞાન એ અનુમિતિમા કારણ છે. તેના વિરોધી હોવા રૂપે બાધ અને સત્પ્રતિપક્ષ હેત્વાભાસ છે" આવું માનવું યુક્ત નથી, [4]કારણકે (એવું માનવામાં) અપ્રસિદ્ધસાધ્યક અનુમિતિ અટકી જવાની આપત્તિ આવે છે. [5]તેમજ સાધ્યસંશયાદિ વિના પણ અનુમિતિ ઉત્પન્ન થાય છે.**

**(વિ.)** (૧) साध्याभाववान् पक्षः એ બાધ દોષ છે વહ્નિમા અનુષ્ણત્વાભાવ (= ઉષ્ણત્વ) હોય છે એ પ્રમાણાન્તરથી = પ્રત્યક્ષથી નિશ્ચિત છે, માટે वह्निः अनुष्णः द्रव्यत्वात् આવા અનુમાનનો દ્રવ્યત્વહેતુ બાધિત છે આ બાધનું જ્ઞાન અનુમિતિનો પ્રતિબન્ધ કરે છે.

[શંકા - પક્ષમા સાધ્યાભાવનો નિશ્ચય (પક્ષધર્મિક સાધ્યાભાવનુ જ્ઞાન) અનુમિતિનો જ પ્રતિબન્ધ કરે છે એવું શા માટે ? એ વ્યાપ્તિજ્ઞાન કે પરામર્શનો પ્રતિબન્ધક કેમ નહી ?]

(૨) **સમાધાન** .- તદ્ધર્મિક (તદ્ = વહ્નિ વગેરે અમુક પદાર્થ છે ધર્મી = વિશેષ્ય જેનો એવું) તદભાવનું જ્ઞાન (તદ્ = અનુષ્ણત્વ, તેના અભાવનું જ્ઞાન = તદભાવપ્રકારક જ્ઞાન, એટલે કે वह्निः अनुष्णत्वाभाववान् એવુ જ્ઞાન) લૌકિકસન્નિકર્ષાજન્યદોષવિશેષાજન્ય એવા તદ્ધર્મિક તદ્ના જ્ઞાનમાત્રમાં વિરોધી છે. પ્રસ્તુતમા બાધજ્ઞાન એ પક્ષધર્મિક સાધ્યાભાવના જ્ઞાનરૂપ છે, માટે એ લૌકિકસન્નિકર્ષાજન્ય દોષવિશેષાજન્ય એવા પક્ષધર્મિક સાધ્યજ્ઞાનનું (पक्षः साध्यवान् એવા અનુમિત્યાત્મક જ્ઞાનનુ) પ્રતિબન્ધક બને છે. આમ

આ નિયમથી બાધ અનુમિતિમાત્રનો જ વિરોધી છે એ જાણવું.

(૩) **શંકા** :- બાધ અને સત્પ્રતિપક્ષદોષ અનુમિતિના વિરોધી નથી, કિન્તુ અનુમિતિના કારણભૂત જે પક્ષતા છે તેના વિરોધી છે. આશય એ છે કે વ્યાપ્તિજ્ઞાન, પરામર્શ વગેરે જેમ અનુમિતિના કારણ છે એમ પક્ષમાં સાધ્યનો સમ્બન્ધ છે એવું સંશયસાધારણ (= સંશયાત્મક કે નિશ્ચયાત્મક) જ્ઞાન પણ કારણ છે. કેમકે વ્યાપ્તિ ઘણી બેઠી હોય છતાં સાધ્યનો સન્દેહ જ ન હોય તો અનુમિતિ કરવા કોણ બેસે ? [સાધ્યનો નિશ્ચય હોય ત્યારે ભેગી સિષાધયિષા જોઈએ એ જાણવું. એટલે કે पर्वतो वह्निमान्न वा એવું સશયાત્મક કે સિષાધયિષાકાલીન पर्वतो वह्निमान् એવું નિશ્ચયાત્મક આવું સાધ્યસંસૃષ્ટત્વજ્ઞાન એ પક્ષતા છે, ને એ અનુમિતિનું કારણ છે.] બાધ અને સત્પ્રતિપક્ષનું જ્ઞાન આ જ્ઞાનાત્મક પક્ષતા રૂપ અનુમિતિના કારણનુ વિરોધી છે અને તેથી હેત્વાભાસરૂપ છે.

(૪) **સમાધાન** .- પ્રાચીનૈકદેશીની આવી માન્યતા યોગ્ય નથી (એમ નવ્યો કહે છે), કારણકે અપ્રસિદ્ધ છે (= વિવક્ષિત અનુમિતિ પૂર્વે અગૃહીત છે) સાધ્ય જેનો એવી અનુમિતિ અટકી જવાની આપત્તિ આવે છે. पृथिवी स्वेतरभेदवती, गन्धवत्त्वात् આવા સ્થળમાં સ્વેતરભેદરૂપ સાધ્ય પક્ષભિન્નમાં તો ક્યાંય છે જ નહી, ને પક્ષમાં તો આ અનુમિતિ દ્વારા જ એનો નિર્ણય કરવાનો છે, એટલે અનુમિતિ પૂર્વે તો પક્ષમાં સ્વેતરભેદાત્મક સાધ્યનો સમ્બન્ધ અજ્ઞાત જ છે. તેથી તેમા સાધ્યસંસૃષ્ટત્વજ્ઞાનાત્મક પક્ષતા રૂપ અનુમિતિના કારણનો જ અભાવ રહેવાથી અનુમિતિ થાય જ નહીં. પણ એ અનુમિતિ થાય તો છે જ. માટે બાધ અને સત્પ્રતિપક્ષને પક્ષતાના વિરોધી રૂપે હેત્વાભાસ માનવા એ યોગ્ય નથી.

(૫) વળી, પક્ષમાં (= ગગનમાં) સાધ્યનો (મેઘનો) સંશય કે નિશ્ચય બેમાથી એકે ન હોવા છતાં ઘનગર્જન થાય તો અનુમિતિ થઈ જ જાય છે. એટલે કે ત્યાં પણ સંશય-નિશ્ચયસાધારણ સાધ્ય-સસૃષ્ટત્વના જ્ઞાનરૂપ પક્ષતા વિના જ અનુમિતિ થઈ જવાથી વ્યતિરેકવ્યભિચાર સ્પષ્ટ છે. તેથી આવી પક્ષતા એ કારણરૂપ ન હોવાથી એના વિરોધી રૂપે બાધાદિને હેત્વાભાસ માની શકાતા નથી. તેથી અનુમિતિના વિરોધી રૂપે જ બાધાદિને હેત્વાભાસ માનવા યોગ્ય છે.

---

(मु.) [1]एवं साध्याभावज्ञाने प्रमात्वज्ञानमपि न प्रतिबन्धकं, प्रमाणाभावात्, [2]गौरवाच्च । [3]अन्यथा सत्प्रतिपक्षादावपि तदभावव्याप्यवत्ताज्ञाने प्रमात्वविषयकत्वेन प्रतिबन्धकतापत्तेः । [4]किन्तु भ्रमत्वज्ञानानास्कन्दितबाधादिबुद्धेः प्रतिबन्धकता, [5]तत्र भ्रमत्वशङ्काविघटनेन प्रामाण्यज्ञानं क्वचिदुपयुज्यते ।

---

## ★ પ્રમાત્વજ્ઞાન પ્રતિબન્ધક નથી ★

**(મુ.) [1]એમ સાધ્યાભાવના જ્ઞાન અંગે થતું (इदं ज्ञानं प्रमा એવું) પ્રમાત્વજ્ઞાન પણ પ્રતિબન્ધક નથી, કારણકે (એને પ્રતિબન્ધક માનવામાં) કોઈ પ્રમાણ નથી. [2]તથા ગૌરવ થાય છે. [3]અન્યથા (= બાધ અંગે પ્રમાત્વજ્ઞાનને પણ પ્રતિબન્ધક માનવામાં આવે તો) સત્પ્રતિપક્ષાદિ અંગે પણ તદભાવવ્યાપ્યવત્તાજ્ઞાનમાં પ્રમાત્વવિષયકત્વેન પ્રતિબન્ધકતા માનવાની આપત્તિ આવે. [4]કિન્તુ ભ્રમત્વજ્ઞાનથી અનાસ્કન્દિત એવી બાધાદિની બુદ્ધિ પ્રતિબન્ધક છે. [5]તેમાં ભ્રમત્વની (શંકા પડે તો તે) શંકાનું વિઘટન કરવા દ્વારા પ્રામાણ્યજ્ઞાન ક્યાંક ઉપયોગી બને છે.**

(વિ.) [શંકા .- वह्न्यभाववान् पर्वतः એવું બાધનુ ભ્રમાત્મક જ્ઞાન થયા પછી, આ જ્ઞાન અપ્રમા છે, આવુ જ્ઞાન થાય તો કાંઈ અનુમિતિ અટકતી નથી. એથી જણાય છે કે બાધનું જ્ઞાન થવા પર એ જ્ઞાન પ્રમા છે એવુ જ્ઞાન થાય તો જ અનુમિતિનો પ્રતિબન્ધ થાય છે. માટે साध्याभाववान् पक्षः એવું બાધનું જ્ઞાન કાંઈ પ્રતિબન્ધક નથી, પણ એ જ્ઞાન અંગે પ્રમાત્વનું જ્ઞાન થાય એ જ (અર્થાત્ साध्याभाववत्पक्ष-

ज्ञानधर्मिकप्रमात्वज्ञान જ) અનુમિતિનું પ્રતિબન્ધક છે. માટે અહીં બાધજ્ઞાનધર્મિકપ્રમાત્વ જ્ઞાન જ અનુમિતિનો પ્રતિબન્ધ કરતુ હોવાથી એને જ બાધ કહેવો જોઈએ]

(૧) **સમાધાન** :- સાધ્યવત્તાબુદ્ધિ પ્રત્યે સાધ્યાભાવવત્તાબુદ્ધિ પ્રતિબન્ધક હોય છે એ સાક્ષાત પ્રતીત છે પણ સાધ્યવત્તાબુદ્ધિ પ્રત્યે પ્રમાત્વવત્તાબુદ્ધિ પ્રતિબન્ધક છે એવુ માનવામાં કોઈ પ્રમાણ નથી.

[શંકા - સાધ્યાભાવવત્તાબુદ્ધિ હોવા છતા એમાં અપ્રામાણ્યગ્રહ હોય તો એ અનુમિતિનો પ્રતિબન્ધ કરી શકતી નથી જ માટે સાધ્યાભાવ એ બાધ દોષ નથી. પણ સાધ્યાભાવના જ્ઞાનમાં અપ્રામાણ્યગ્રહનો અભાવ (= પ્રામાણ્યગ્રહ) થાય તો અનુમિતિ અટકી જતી હોવાથી, સાધ્યાભાવજ્ઞાનમાં અપ્રામાણ્યગ્રહકાલીન અનુમિતિની અન્યથા અનુપપત્તિ જ સાધ્યાભાવજ્ઞાનધર્મિકપ્રમાત્વ એ બાધદોષ રૂપ હોવામાં પ્રમાણ છે.]

(૨) **સમાધાન** :- સાધ્યાભાવવત્તાજ્ઞાનમા પ્રામાણ્યજ્ઞાન થાય તો જ અનુમિતિનો પ્રતિબન્ધ થાય છે એવુ નથી, પ્રામાણ્યજ્ઞાન કે અપ્રામાણ્યજ્ઞાન બેમાથી એકેય ન થયું હોય તો પણ અનુમિતિનો પ્રતિબન્ધ થઈ જ જાય છે માટે તાદશપ્રામાણ્યજ્ઞાન તો પ્રતિબન્ધક નથી જ માત્ર અપ્રામાણ્યનો નિશ્ચય થઈ જાય તો પ્રતિબન્ધ ન થતો હોવાથી, એની સંગતિ માટે, પ્રતિબન્ધકતાવચ્છેદકની કોટિમાં અપ્રામાણ્યજ્ઞાનાભાવનો પ્રવેશ કરવો યોગ્ય છે, પણ સાધ્યાભાવવત્તાજ્ઞાનવિશેષ્યક પ્રમાત્વનિશ્ચયત્વનો પ્રવેશ કરવો ઉચિત નથી, કારણકે એમા ગૌરવ છે.

[શંકા - તમે અગૃહીતાપ્રામાણ્યક એવા સાધ્યાભાવવત્તાજ્ઞાનને પ્રતિબન્ધક કહો છો અમે સાધ્યાભાવવત્તાજ્ઞાનમા પ્રમાત્વના નિશ્ચયને પ્રતિબન્ધક કહીએ છીએ એટલે કે તમારો પ્રતિબન્ધકતાવચ્છેદક ધર્મ પ્રમાત્વાભાવઘટિત છે પ્રમાત્વાભાવનો પ્રતિયોગી છે પ્રમાત્વ તેથી પ્રતિબન્ધકતાવચ્છેદકના જ્ઞાન માટે તમારે પ્રતિયોગિવિધયા પ્રમાત્મકજ્ઞાનની અપેક્ષા રાખવી જ પડશે એટલે પ્રમાત્વજ્ઞાન પ્રથમોપસ્થિત થતું હોવાથી એને જ પ્રતિબન્ધકતાવચ્છેદકની કોટિમા પ્રવેશ આપવામાં લાઘવ છે]

(૩) **સમાધાન** - અન્યથા = આ રીતે પ્રમાત્વનિશ્ચયનો જ જો પ્રતિબન્ધકમાં પ્રવેશ કરશો તો સત્પ્રતિપક્ષાદિમા ('આદિ' શબ્દથી વિરોધાદિ સમજવા) પણ તદભાવવ્યાપ્યવત્તાજ્ઞાનધર્મિક પ્રમાત્વજ્ઞાનત્વેન જ પ્રતિબન્ધકતા માનવાની આપત્તિ આવશે એટલેકે 'वह्न्यभावव्याप्यजलवान् ह्रदः इति ज्ञान प्रमा' આવા જ્ઞાનને જ પ્રતિબન્ધક માનવાની આપત્તિ આવે છે. (એટલે કે આવું જ્ઞાન જ્યાં નહી થાય ત્યા માત્ર વહ્ન્યભાવવ્યાપ્યવત્તાના જ્ઞાનથી પણ જે અનુમિતિનો પ્રતિબન્ધ થઈ જાય છે તે હવે નહી થવાની આપત્તિ આવશે)

[શંકા - પણ જ્યા બાધજ્ઞાનમા ભ્રમત્વ હોવાનો નિર્ણય થાય છે ત્યાં અનુમિતિનો પ્રતિબન્ધ નથી થતો તેનુ શુ?]

(૪) **સમાધાન** - એટલે, ભ્રમત્વજ્ઞાનાનાસ્કન્દિતત્વ વિશેષણ જોડવું અર્થાત્ ભ્રમત્વજ્ઞાનથી અનાસ્કન્દિત એવુ બાધજ્ઞાન પ્રતિબન્ધક છે એમ માનવાથી કોઈ દોષ રહેતો નથી

[શંકા :- તો પછી બાધજ્ઞાન અંગે થતા પ્રામાણ્યજ્ઞાનનો કશો ઉપયોગ નથી ?]

(૫) **સમાધાન** - ના, ક્યાક બાધજ્ઞાન અંગે શકા પડે તો એને દૂર કરવામા પ્રમાત્વજ્ઞાન ઉપયોગી બને છે. એ દૂર થવાથી પછી બાધજ્ઞાન ભ્રમત્વજ્ઞાનાનાસ્કન્દિત બની જવાથી અનુમિતિનો પ્રતિબન્ધ કરે છે આમ પ્રમાત્વ જ્ઞાન અનુમિતિ કે એના કરણનું પ્રતિબન્ધક ન હોવાથી તાદશપ્રમાત્વ એ હેત્વાભાસ નથી

---

(मु.) न च [1]बाधस्थले पक्षे हेतुसत्त्वे व्यभिचारः, [2]पक्षे हेत्वभावे स्वरूपासिद्धिरेव दोष इति

वाच्यम्, [3]बाधज्ञानस्य व्यभिचारज्ञानादेर्भेदात् । [4]किञ्च यत्र परामर्शानन्तरं बाधबुद्धिस्तत्र व्यभिचारज्ञानादेरकिञ्चित्करत्वाद्बाधस्यानुमितिप्रतिबन्धकत्वं वाच्यम् । एवं यत्रोत्पत्तिक्षणावच्छिन्ने घटादौ गन्धव्याप्यपृथिवीत्ववत्ताज्ञानं तत्र बाधस्यैव प्रतिबन्धकत्वं वाच्यम् । न च पक्षे घटे गन्धसत्त्वात् कथं बाध इति वाच्यम्, पक्षतावच्छेदकदेशकालावच्छेदेनानुमितेरनुभवसिद्धत्वादिति । [5]बाधसत्प्रतिपक्षभिन्ना ये हेत्वाभासास्तद्व्याप्या अपि तन्मध्य एवान्तर्भवन्ति । अन्यथा हेत्वाभासाधिक्यप्रसङ्गात् । [6]बाधव्याप्यसत्प्रतिपक्षस्तु भिन्न एव, स्वतन्त्रेच्छेन मुनिना पृथगुपदेशात् । [7]सत्प्रतिपक्षव्याप्यस्तु न प्रतिबन्धक इति प्रघट्टकार्थः ।।७१।।७२।।

(મુ.) શંકા :- [1]બાધસ્થળે, પક્ષમાં જો હેતુ રહ્યો હોય તો વ્યભિચાર દોષ અને [2]પક્ષમાં જો હેતુ ન રહ્યો હોય તો સ્વરૂપાસિદ્ધિ જ દોષ આવે છે. (એટલે બાધને સ્વતન્ત્ર દોષ માનવાની શી જરૂર છે ?)

[3]સમાધાન :- આવી શંકા બરાબર નથી, કારણકે બાધનું જ્ઞાન વ્યભિચારાદિના જ્ઞાન કરતાં જુદું હોય છે. [4]વળી, જ્યાં પરામર્શ થયા બાદ બાધજ્ઞાન થાય છે, ત્યાં વ્યભિચારજ્ઞાન વગેરે અકિંચિત્કર હોવાથી બાધને જ અનુમિતિનો પ્રતિબન્ધક માનવો પડે છે. એમ જ્યાં ઉત્પત્તિક્ષણાવચ્છિન્ન ઘટાદિમાં ગન્ધવ્યાપ્યપૃથ્વીત્વવત્તાજ્ઞાન થયું (ને તેથી એ પરામર્શ દ્વારા ગન્ધની અનુમિતિ થવાની શક્યતા ઊભી થઈ) ત્યાં બાધને જ પ્રતિબન્ધક માનવો પડે છે.

શંકા .- પણ ત્યાં તો, પક્ષ ઘટમાં ગન્ધ વિદ્યમાન હોવાથી બાધ શી રીતે કહેવાય ?

સમાધાન :- પક્ષતાવચ્છેદક દેશ-કાલાવચ્છેદેન અનુમિતિ થતી હોય છે એ વાત અનુભવસિદ્ધ છે. [પ્રસ્તુતમાં આદ્યક્ષણ પક્ષતાવચ્છેદક કાળ છે. જે કાળે ઘટમાં ગન્ધાભાવ છે જ. ને તેથી બાધ છે જ.]

[5]બાધ અને સત્પ્રતિપક્ષથી ભિન્ન જે હેત્વાભાસો છે, તદ્વ્યાપ્ય હેત્વાભાસો પણ તેમાં જ અન્તર્ભૂત જાણવા. નહીંતર હેત્વાભાસની સંખ્યા વધી જવાની આપત્તિ આવે, [6]બાધવ્યાપ્ય એવો સત્પ્રતિપક્ષ તો ભિન્ન (= સ્વતન્ત્ર) હેત્વાભાસ જ છે (અર્થાત્ બાધમાં એનો અન્તર્ભાવ નથી), કારણકે સ્વતન્ત્ર ઈચ્છાવાળા મુનિએ એને જુદો કહ્યો છે.) [7]સત્પ્રતિપક્ષને વ્યાપ્ય હેત્વાભાસ પ્રતિબન્ધક હોતો નથી. (માટે હેત્વાભાસ નથી). એમ આખા પ્રઘટ્ટકનો અર્થ જાણવો.

(વિ.) શંકા - હેત્વાભાસ ચાર જ માનો ને ! બાધને સ્વતન્ત્ર હેત્વાભાસ માનવાની જરૂર નથી. કેમકે જ્યાં બાધ દોષ હોય છે ત્યા વ્યભિચાર કે સ્વરૂપાસિદ્ધિ આ બેમાથી એક દોષ હોવાથી એના દ્વારા જ અનુમિતિ અટકી જવાની છે

(૧) वह्निः अनुष्णः द्रव्यत्वात् અહી અનુષ્ણત્વાભાવવાન્ વહ્નિ હોવાથી બાધ છે. પણ એને દોષ ન માનીએ તો પણ, સાધ્યવદન્ય (= અનુષ્ણત્વવાન્ જે જળ, તદન્ય) વહ્નિમા હેતુ દ્રવ્યત્વ રહ્યો હોવાથી વ્યભિચારના કારણે અનુમિતિ તો થવાની જ નથી.

(૨) ह्रदो वह्निमान् धूमात् આ સ્થળે, વહ્નયભાવવાન્ હ્રદ એ બાધ દોષ છે. પણ એને દોષ રૂપે ન લઈએ તો પણ, ધૂમાભાવવાન્ હ્રદ હોવાથી સ્વરૂપાસિદ્ધિ દોષ હોવાના કારણે પરામર્શ જ ન થવાથી અનુમિતિ તો થવાની છે જ નહી

આમ બાધનું કામ વ્યભિચાર કે સ્વરૂપાસિદ્ધિથી થઈ જ જાય છે તો બાધને દોષ તરીકે માનવાની શી જરૂર છે ?

(૩) સમાધાન - આવી શકા કરવી યોગ્ય નથી, કારણકે [બાધજ્ઞાનનુ ફળ વ્યભિચારજ્ઞાનાદિના

ફળ કરતા ભિન્ન હોવાથી] બાધજ્ઞાન વ્યભિચારજ્ઞાનાદિ કરતાં ભિન્ન છે બાધજ્ઞાન અનુમિતિનો પ્રતિબન્ધ કરે છે જ્યારે વ્યભિચારજ્ઞાન વ્યાપ્તિજ્ઞાનનો પ્રતિબન્ધ કરે છે અને સ્વરૂપાસિદ્ધિનુ જ્ઞાન પરામર્શનો પ્રતિબન્ધ કરે છે આમ બાધનુ પોતાનુ સ્વતન્ત્ર ફળ હોવાથી એ સ્વતન્ત્ર દોષ છે

[**શંકા** - અસત્સ્થળે અનુમિતિ ન થઈ જવા દેવી એ જ છેવટે કોઈપણ હેત્વાભાસનું અન્તિમ ફળ છે. ને એ તો વ્યભિચારથી કે સ્વરૂપાસિદ્ધિથી પણ થઈ જાય છે તો બાધને માનવાનું ગૌરવ શા માટે કરવું ?]

(૪) **સમાધાન** - ह्रदो वह्निमान् धूमात् આ સ્થળે, धूमाभाववान् ह्रदः આવું સ્વરૂપાસિદ્ધિનું જ્ઞાન ન થવાથી वह्निव्याप्यधूमवान् ह्रदः એવો પરામર્શ થઈ ગયો એટલે હવે વ્યભિચારજ્ઞાન કે સ્વરૂપાસિદ્ધિનુ જ્ઞાન તો અકિંચિત્કર બની ગયા (કારણકે તેઓનુ જે કાર્ય કે વ્યાપ્તિજ્ઞાન કે પરામર્શને અટકાવવો, તે તો હવે રહ્યુ જ નથી ) છતાં, જો હવે બાધબુદ્ધિ થાય તો અનુમિતિ તો અટકી જ જાય છે. એટલે આ જે પ્રતિબન્ધ થયો ને હેતુ જે દુષ્ટ બન્યો એ માટે બાધને દોષ રૂપે માનવો જ પડશે

વળી, વસ્તુત સર્વત્ર બાધસ્થળે વ્યભિચાર કે સ્વરૂપાસિદ્ધિ આ બેમાંથી એક હોય જ એવો નિયમ પણ નથી જેમકે,

उत्पत्तिक्षणावच्छिन्नो घटः गन्धवान् पृथिवीत्वात् આ સ્થળમાં, જ્યાં જ્યા પૃથ્વીત્વ ત્યાં ત્યાં ગન્ધ એવી વ્યાપ્તિ હોવાથી વ્યભિચાર નથી, ને ઘટમાં પૃથ્વીત્વ હોવાથી સ્વરૂપાસિદ્ધિ પણ નથી એટલે 'गन्धव्याप्य-पृथिवीत्ववान् (विवक्षितो) घटः એવો પરામર્શ પણ થઈ જશે.'

[**શંકા** - પણ પક્ષ ઘટમા ગન્ધ છે જ, તેથી બાધ પણ ક્યાં છે ?

**સમાધાન** - ઘટમા દ્વિતીયાદિ ક્ષણે ભલે ગન્ધ છે, પણ પ્રથમ ક્ષણે તો નથી જ. અને આ રીતે પ્રથમક્ષણાવચ્છેદેન વગેરે રીતે વિવક્ષિતકાલાવચ્છેદેન કે વિવક્ષિત દેશાવચ્છેદેન પણ અનુમિતિ થઈ શકે એ અનુભવસિદ્ધ છે એટલે उत्पत्तिक्षणावच्छेदेन गन्धाभाववान् घटः એવુ જ્ઞાન પ્રસ્તુત અનુમિતિનો પ્રતિબન્ધ કરતુ હોવાથી અહી હેત્વાભાસ માનવો જ પડશે વળી, વ્યભિચાર કે સ્વરૂપાસિદ્ધિ તો છે નહીં. એટલે બાધને દોષરૂપ માનવો જ પડશે

[**શંકા** - બાધાદિની જેમ અસાધારણત્વ-અનુપસંહારિત્વ વગેરે રૂપે પણ અનુમિતિની પ્રતિબન્ધકતા અનુભવસિદ્ધ છે એટલે એ બધાને પણ સ્વતન્ત્ર દોષ માનો ને !]

(૫) **સમાધાન** - બાધ અને સત્પ્રતિપક્ષ સિવાયના જે અનૈકાન્તિક વગેરે હેત્વાભાસ છે તે બધાને વ્યાપ્ય એવા દોષો પણ તેમાં જ સમાવિષ્ટ છે. અર્થાત્ સાધારણ, અસાધારણ અને અનુપસહારી એ અનૈકાન્તિકને વ્યાપ્ય છે (એટલે કે અનૈકાન્તિકના અવાતરભેદરૂપ છે), માટે એ ત્રણેનો અનૈકાન્તિકમાં સમાવેશ જાણવો, એમ સ્વરૂપાસિદ્ધિ, વ્યાપ્યત્વાસિદ્ધિ, આશ્રયાસિદ્ધિ વગેરે અસિદ્ધિને વ્યાપ્ય (અવાન્તર) હોવાથી અસિદ્ધિમા જ અન્તર્ભૂત જાણવા નહીતર હેત્વાભાસ પાચ છે એ વાત ઊડી જાય

[**શંકા** - એમ તો, જ્યા બાધ છે તેવા ह्रदो वह्निमान् धूमात् વગેરે સ્થળે, ह्रदो वह्न्यभाववान् जलात् એમ સત્પ્રતિપક્ષ પણ હોય જ છે એટલે સત્પ્રતિપક્ષ બાધને વ્યાપ્ય છે. તેથી એનો બાધમાં સમાવેશ થઈ જવાથી હેત્વાભાસ ચાર જ રહેશે ]

(૬) **સમાધાન** - તમારી વાત સાચી છે. છતા, જે રીતે શિષ્યબુદ્ધિવૈશદ્ય થાય એ રીતે નિરૂપણ કરવામા સ્વતન્ત્ર ઇચ્છાવાળા ગૌતમ મુનિએ ન્યાયસૂત્રમા સત્પ્રતિપક્ષને સ્વતન્ત્ર દોષ રૂપે જણાવ્યો છે માટે એનો બાધમા સમાવેશ ન કરવો

[શંકા :- સત્પ્રતિપક્ષસ્થળે જો પક્ષમાં હેતુ જ ન હોય તો સ્વરૂપાસિદ્ધિ દોષ આવે, અને જો પક્ષમા હેતુ હોય, પણ સાધ્યનો અભાવ હોય તો વ્યભિચાર દોષ આવે. એટલે આ બેથી જ કામ સરી જતું હોવાથી સત્પ્રતિપક્ષને દોષ માનવાની જરૂર નથી ]

(૭) **સમાધાન** - સત્પ્રતિપક્ષસ્થળે સત્પ્રતિપક્ષનું જ્ઞાન થયા પછી જ સ્વરૂપાસિદ્ધિ કે વ્યભિચારનું જ્ઞાન થાય છે. એટલે સત્પ્રતિપક્ષ પ્રથમ ઉપસ્થિત થતો હોવાથી એને જ પ્રતિબન્ધક માનવો ઉચિત છે. એટલે કે એ પ્રથમ ઉપસ્થિત થઈને અનુમિતિનો પ્રતિબન્ધ કરી જ દેશે. તેથી પાછળથી ઉપસ્થિત થતા સ્વરૂપાસિદ્ધિ - વ્યભિચારને અનુમિતિનો પ્રતિબન્ધ કરવાનો રહેતો જ નથી, તો એને પ્રતિબન્ધક શી રીતે માની શકાય ?

---

*(का.) य. सपक्षे विपक्षे च भवेत्साधारणस्तु स. ।*
*यस्तूभयस्माद्व्यावृत्त. स चासाधारणो मत· ॥७३॥*

(मु.) यः सपक्ष इति । सपक्षविपक्षवृत्तिः साधारण इत्यर्थः । सपक्षो निश्चितसाध्यवान् । विपक्षः साध्याभाववान् (साध्यवद्भिन्न इति पाठान्तरम्) । विरुद्धवारणाय सपक्षवृत्तित्वमुक्तम् । वस्तुतो विपक्षवृत्तित्वमेव वाच्यम् । विरुद्धस्य साधारणत्वेऽपि दूषकतावीजस्य भिन्नतया तस्य पार्थक्यात् ।

---

## ★ સાધારણ-અનૈકાન્તિક ★

**(કા.) જે સપક્ષ અને વિપક્ષ બન્નેમાં હોય તે સાધારણ. જે સપક્ષ - વિપક્ષ બન્નેમાંથી વ્યાવૃત્ત હોય તે અસાધારણ કહેવાયો છે.**

(મુ.) સપક્ષ - વિપક્ષ બન્નેમાં રહ્યો હોય તે સાધારણ એમ અર્થ થયો. નિશ્ચિતસાધ્યવાન્ હોય (= જેમાં સાધ્યનો નિશ્ચય થઈ ગયો હોય) તે સપક્ષ કહેવાય. જેમાં સાધ્યાભાવનો નિશ્ચય થઈ ગયો હોય (અર્થાત્ નિશ્ચિતસાધ્યાભાવવાન્ હોય) તે વિપક્ષ કહેવાય. વિરુદ્ધમાં લક્ષણનુ વારણ કરવા માટે સપક્ષવૃત્તિત્વ કહ્યું છે. વસ્તુતઃ માત્ર વિપક્ષવૃત્તિત્વ જ આવશ્યક છે, વિરુદ્ધ દોષ 'સાધારણ' બની જતો હોવા છતાં દૂષકતાનું બીજ જુદું હોવાથી એ અલગદોષ જ છે !

(વિ.) અનૈકાન્તિકના વ્યાપ્ય (અવાન્તર) હેત્વાભાસોનુ પ્રાચીનોના મતે નિરૂપણ કરે છે. જે સપક્ષ-વિપક્ષ બન્નેમાં રહે તે સાધારણ કહેવાય.

ધૂમવાન્ વહ્નેઃ.... સપક્ષ છે મહાનસ . વિપક્ષ છે અયોગોલક .. વહ્નિ હેતુ આ બન્નેમાં રહ્યો હોવાથી સાધારણ નામનો વ્યભિચારી બન્યો.

જો વિપક્ષવૃત્તિઃ સાધારણઃ આટલું જ કહેવામા આવે તો વિરુદ્ધ હેતુ પણ વિપક્ષવૃત્તિ હોવાથી એમાં લક્ષણની અતિવ્યાપ્તિ થાય. 'સપક્ષવૃત્તિ' લખવાથી એનુ વારણ થાય છે. તેથી શબ્દો નિત્યઃ કૃતકત્વાત્.... અહીં કૃતકત્વ હેતુ વિરુદ્ધ છે એ અનિત્યત્વેન નિશ્ચિત - વિપક્ષ એવા ઘટાદિમાં રહ્યો હોવાથી વિપક્ષવૃત્તિ તો છે જ પણ નિત્યત્વેન નિશ્ચિત-સપક્ષ-આકાશાદિમા વૃત્તિ ન હોવાથી સાધારણનું લક્ષણ જશે નહીં

વસ્તુત વિપક્ષવૃત્તિત્વ સાધારણત્વમ્ એટલુ જ કહેવુ યોગ્ય છે. વિરુદ્ધ હેતુ પણ વિપક્ષમા (સાધ્યાભાવવાન્માં) વૃત્તિ છે, છતા, વિરુદ્ધનુ જ્ઞાન સાધ્યસામાનાધિકરણ્યના નિશ્ચયનું પ્રતિબન્ધક છે જ્યારે સાધારણનુ જ્ઞાન અવ્યભિચારજ્ઞાન(વ્યાપ્તિજ્ઞાન)નું પ્રતિબન્ધક છે. એટલે બન્નેનું દૂષકતાબીજ જુદું જુદુ હોવાથી બન્ને સ્વતન્ત્ર હેત્વાભાસ છે.

[સાધ્યાભાવવદવૃત્તિત્વ આવું વ્યાપ્તિનું લક્ષણ હોય તો વિપક્ષઃ સાધ્યાભાવવાન્ એવો પાઠ સમજવો,

અને સાધ્યવદન્યાવૃત્તિત્વં એવું લક્ષણ લઈએ તો વિપક્ષઃ સાધ્યવદ્ભિન્નઃ એવો પાઠ જાણવો.]

(मु.) यस्तूभयस्मादिति । सपक्षविपक्षव्यावृत्त इत्यर्थः । सपक्षः साध्यवत्तया निश्चितः । विपक्षः साध्यशून्यतया निश्चितः । 'शब्दोऽनित्यः शब्दत्वादि'त्यादौ यदा शब्देऽनित्यत्वसन्देहस्तदा सपक्षत्वं घटादीनामेव, तद्व्यावृत्तं च शब्दत्वमिति तदा तदसाधारणम् । [1]यदा तु शब्देऽनित्यत्वनिश्चयस्तदा नासाधारणम् । इदं च प्राचां मतम् । नवीनमतं तु पूर्वमुक्तम् ॥७३॥

### ★ અસાધારણ અનૈકાન્તિક ★

(મુ.) સપક્ષ-વિપક્ષ બન્નેથી જે વ્યાવૃત્ત હોય તે અસાધારણ એમ અર્થ જાણવો. સાધ્યવાન્ રૂપે નિશ્ચિત હોય તે સપક્ષ. સાધ્યશૂન્ય તરીકે નિશ્ચિત હોય તે વિપક્ષ. 'शब्दोऽनित्यः, शब्दत्वात्' વગેરેમાં જ્યારે શબ્દમાં અનિત્યત્વનો સંદેહ હોય ત્યારે ઘટાદિ જ સપક્ષ બનશે, ને શબ્દત્વ તેમાંથી વ્યાવૃત્ત (= બાદ) છે જ. (વળી, વિપક્ષ એવા આકાશમાં તો શબ્દત્વ રહ્યું નથી જ.) એટલે ત્યારે અસાધારણ હેત્વાભાસ જાણવો. [1]જ્યારે શબ્દમાં અનિત્યત્વનો નિશ્ચય હોય ત્યારે અસાધારણ દોષ નથી આ પ્રાચીનોનો મત કહ્યો. નવ્યોનો મત પહેલાં કહી ગયા છીએ.

(વિ.) સપક્ષ અને વિપક્ષ બન્નેમાં ન રહ્યો હોય તે અસાધારણ, જેમકે પૃથિવી, નિત્યા, ગન્ધવત્ત્વાત્.... નિત્યત્વવાન્ આકાશ એ સપક્ષ અને નિત્યત્વાભાવવાન્ જલાદિ એ વિપક્ષ... આ બન્નેમાં ગન્ધ છે નહીં

(૧) शब्दः अनित्यः कृतकत्वात् વગેરે અનુમાનાન્તરથી અનિત્યત્વનો નિશ્ચય હોય ત્યારે સપક્ષવૃત્તિત્વ નિશ્ચિત હોવાથી અસાધારણ્ય દોષ નથી (પણ માત્ર મીમાંસકોનો એ અસાધારણ્યભ્રમ છે એમ જાણવું. એ ભ્રમ દૂર થયે અસાધારણ્યદોષ રહેતો નથી. એટલે કે આ અનિત્યદોષ છે.) માટે, આ પ્રાચીનોનો મત છે એમ ગ્રન્થકારે કહ્યું. નવ્યોનો મત साध्यासमानाधिकरणो हेतुरसाधारणः એવો પૂર્વે કહ્યો જ છે.

*(का.) तथैवानुपसंहारी केवलान्वयिपक्षकः ।*

(मु.) तथैवेति । केवलान्वयिपक्षक इति । केवलान्वयिधर्मावच्छिन्नपक्षक इत्यर्थः । 'सर्वमभिधेयं, प्रमेयत्वादि'त्यादौ सर्वस्यैव पक्षत्वात् सामानाधिकरण्यग्रहस्थलान्तराभावान्नानुमितिः । [1]इदं तु न सम्यक्, पक्षैकदेशे सहचारग्रहेऽपि क्षतेरभावात् । [2]अस्तु वा सहचाराग्रहस्तावताप्यज्ञानरूपासिद्धिरेव, न तु हेत्वाभासत्वं तस्य, तथापि केवलान्वयिसाध्यकत्वं तत्त्वमित्युक्तम् ।

### ★ અનુપસંહારી ★

**(કા.) તથા, કેવલાન્વયી છે પક્ષ જેનો એવો હેતુ અનુપસંહારી છે.**

(મુ.) 'કેવલાન્વયિપક્ષક' એટલે કેવલાન્વયિધર્માવચ્છિન્ન છે પક્ષ જેનો (એવો હેતુ) એ અનુપસંહારી એમ અર્થ જાણવો. 'બધું જ અભિધેય છે, કારણકે પ્રમેય છે' આવા સ્થળમાં બધા પદાર્થો પક્ષરૂપ હોવાથી સાધ્યનું સામાનાધિકરણ્ય હેતુમાં રહેલું છે એવો નિશ્ચય કરવા માટે બીજું કોઈ સ્થળ રહેતું નથી, તેથી (સહચારગ્રહ ન થવાથી વ્યાપ્તિજ્ઞાન ન થવાના કારણે) અનુમિતિ થતી નથી. (એટલે અનુમિતિનો પ્રતિબન્ધ થવાથી હેત્વાભાસ જાણવો.) [1]પણ આ બરાબર નથી, કારણકે પક્ષના એક દેશમાં સહચારનો નિશ્ચય કરી લેવામાં કોઈ વાંધો નથી. [2]અથવા ભલે સહચારનો નિશ્ચય ન હોય, તો પણ અજ્ઞાનરૂપ અસિદ્ધિ જ છે, નહીં કે હેતુ હેત્વાભાસ છે. તો પણ 'કેવલાન્વયી છે સાધ્ય જેનો એવો હેતુ એ અનુપસંહારી' એમ લક્ષણ કહેવાયેલું છે.

(વિ.) (૧) નવ્યો - ભલે સર્વ પદાર્થોમાં સાધ્યસન્દેહ છે. પણ સાધ્યના જ એકદેશભૂત ઘટમાં

તો અભિધેયત્વ - પ્રમેયત્વનું સાહચર્ય નિશ્ચિત કરી શકાતું હોવાથી વ્યાપ્તિજ્ઞાનનો પણ નિશ્ચય થઈ જ શકે છે. ને તેથી વ્યાપ્તિજ્ઞાનનો પ્રતિબન્ધ ન થવાથી અનુમિતિ પણ થઈ જ શકે છે. માટે અનુમિતિ કે વ્યાપ્તિજ્ઞાન એકેનો પ્રતિબન્ધ ન થવાથી અનુપસંહારી હેત્વાભાસ બની શકે નહી.

[**પ્રાચીન** :- નહીં, જ્યારે સર્વમાં સાધ્યસન્દેહ હોય ત્યારે સર્વના એકદેશભૂત ઘટમાં પણ સાધ્યનો સન્દેહ રહેવાથી સહચારાગ્રહના કારણે અનુમિતિ થઈ શકે જ નહી.]

(૨) **નવ્ય** :- સહચારગ્રહ ન થાય તો પણ હેતુ હેત્વાભાસ તો નહીં જ બને. કારણકે ત્યાં અનુમાતાને સહચારનું અજ્ઞાન છે તેથી જ અનુમિતિનો પ્રતિબન્ધ થઈ જશે. અર્થાત્ ત્યાં વ્યાપ્તિજ્ઞાનરૂપ કારણનો અભાવ એ પુરુષનું દૂષણ છે, હેતુનું દૂષણ નહીં. એટલે કે કારણાભાવ જ અનુમિતિના અનુત્પાદમાં પ્રયોજક હોવાથી કોઈ અન્ય જ્ઞાનને પ્રતિબન્ધક માનવું આવશ્યક ન રહેવાથી હેત્વાભાસનું લક્ષણ જતું નથી.

માટે અનુપસહારીનું લક્ષણ પૂર્વે કહી ગયા છીએ એ મુજબ अत्यन्ताभावाप्रतियोगिपक्षसाध्यहेतुको हेतुः अनुपसहारी એવું જ લક્ષણ બનાવવું જોઈએ.

---

*(का.) यः साध्यवति नैवास्ति स विरुद्ध उदाहृतः ॥७४॥*

(मु.) साध्यवतीति । एवकारेण साध्यवत्त्वावच्छेदेन हेत्वभावो बोधितः । तथा च साध्यव्यापकीभूताभावप्रतियोगित्वं तदर्थः ॥७४॥

---

**(કા.) જે સાધ્યવાન્‌માં ન જ હોય તે વિરુદ્ધ કહેવાયો છે.**

**(મુ.) 'જ'કારથી સાધ્યવત્ત્વાવચ્છેદેન હેતુનો અભાવ જણાવ્યો છે. એટલે, સાધ્યવ્યાપકીભૂત અભાવનો પ્રતિયોગી એ વિરુદ્ધ એવો એનો અર્થ જાણવો.**

(वि.) अय पिण्डः गोत्ववान्, अश्वत्वात् અશ્વત્વમાં ગોત્વની નહી, પણ ગોત્વાભાવની વ્યાપ્તિ છે માટે એ સાધ્યાભાવનો સાધક હોવાથી **વિરુદ્ધ** છે. 'સાધ્યવાન્‌માં ન હોય તે વિરુદ્ધ' આટલું જ લક્ષણ કરવામાં આવે તો અસાધારણમાં અતિવ્યાપ્તિ થાય. કારણકે એ પણ સપક્ષમાં અવૃત્તિ તો હોય જ છે. પણ હવે સાધ્યવત્ત્વાવચ્છેદેન જે કોઈ સાધ્યવાન્ તે બધામાં હેતુનો અભાવ કહ્યો એટલે કે સાધ્યવત્ત્વવ્યાપકીભૂત અભાવનો પ્રતિયોગી હેતુ એ વિરુદ્ધ એમ કહેવાથી આ દોષ નહી આવે. (સાધ્યવત્ત્વાવચ્છેદેન જ હેત્વભાવ હોય, સાધ્યાભાવવત્ત્વાવચ્છેદેન પણ તે હોય જ એમ નહી. જ્યારે અસાધારણનો તો સાધ્યાભાવવત્ત્વાવાચ્છેદેન પણ અભાવ જ હોય )

[સાધ્યવત્ત્વ = સાધ્યાધિકરણત્વ .. એને વ્યાપક અભાવ કહેવો એના કરતા સાધ્યને વ્યાપક (હેતુનો) અભાવ કહેવો એમાં લાઘવ છે. માટે तथा च કહીને પરિષ્કાર સૂચવ્યો છે.] ॥૭૪॥

---

*(का.) आश्रयासिद्धिराद्या स्यात्स्वरूपासिद्धिरप्यथ ।*
*व्याप्यत्वासिद्धिरपरा स्यादसिद्धिरतस्त्रिधा ॥७५॥*
*पक्षासिद्धिर्यत्र पक्षो भवेन्मणिमयो गिरि ।*
*ह्रदो द्रव्यं धूमवत्त्वादत्रासिद्धिरथापरा ॥७६॥*
*व्याप्यत्वासिद्धिरपरा नीलधूमादिके भवेत् ।*

(मु.) असिद्धिं विभजते - आश्रयासिद्धिरित्यादि । पक्षासिद्धिरिति । आश्रयासिद्धिरित्यर्थः । अपरेति । स्वरूपासिद्धिरित्यर्थः । नीलधूमादिक इति । नीलधूमत्वं गुरुतया न हेतुतावच्छेदकं, स्वसमा-

नाधिकरणव्याप्यतावच्छेदकधर्मान्तराघटितस्यैव व्याप्यतावच्छेदकत्वात् । धूमप्रागभावत्वसङ्ग्रहाय स्वसमानाधिकरणेति ।

## ★ અસિદ્ધિ દોષ ★

**(કા.) આશ્રયાસિદ્ધિ પ્રથમ દોષ છે, સ્વરૂપાસિદ્ધિ બીજો દોષ છે. વ્યાપ્યત્વાસિદ્ધિ એ ત્રીજો દોષ છે. આમ અસિદ્ધિ ત્રણ પ્રકારે છે. જ્યાં મણિમય પર્વત એ પક્ષ હોય ત્યાં પક્ષાસિદ્ધિ દોષ જાણવો. ह्रदो द्रव्यं, धूमवत्त्वात् અહી બીજી અસિદ્ધિ (= સ્વરૂપાસિદ્ધિ) છે. નીલધૂમ વગેરે હેતુમાં ત્રીજી વ્યાપ્યત્વાસિદ્ધિ જાણવી.**

(મુ.) અસિદ્ધિનું વિભાજન કરે છે. પક્ષાસિદ્ધિ એટલે આશ્રયાસિદ્ધિ. અપરા = સ્વરૂપાસિદ્ધિ. નીલધૂમત્વ ગુરુ હોવાના કારણે હેતુતાવચ્છેદક નથી, કારણકે સ્વસમાનાધિકરણ એવો જે વ્યાપ્યતાવચ્છેદક ધર્માન્તર, તેનાથી અઘટિત હોય એ જ વ્યાપ્યતાવચ્છેદક બને છે. ધૂમપ્રાગભાવત્વનો સમાવેશ કરવા માટે 'સ્વસમાનાધિકરણ' એમ લખ્યું છે.

(વિ ) પક્ષમા પક્ષતાવચ્છેદકનો અભાવ એ આશ્રયાસિદ્ધિ છે. જેમકે मणिमयः पर्वतो वह्निमान्... પક્ષમા હેતુનો અભાવ એ સ્વરૂપાસિદ્ધિ છે જેમકે ह्रदो द्रव्य धूमात्. वह्निमान् नीलधूमात् વગેરેમા વ્યાપ્યત્વાસિદ્ધિ છે. પ્રાચીનોના મતે ગુરુભૂતધર્મ વ્યાપ્યતાવચ્છેદક બની શકતો નથી. વ્યાપ્યતાવચ્છેદક તે જ ધર્મ બની શકે છે જે , સ્વસમાનાધિકરણ એવો જે અન્ય વ્યાપ્યતાવચ્છેદકધર્મ, તેનાથી અઘટિત હોય વહ્નિ માટે ધૂમત્વ એ નીલધૂમત્વથી ભિન્ન એવો વ્યાપ્યતાવચ્છેદકધર્મ છે, ને નીલધૂમત્વ આ ધૂમત્વ રૂપ ધર્માન્તરથી ઘટિત છે, અઘટિત નહી તેથી નીલધૂમત્વ વ્યાપ્યતાવચ્છેદક નથી

અહી જો 'સ્વસમાનાધિકરણત્વ' એવુ ધર્માન્તરનું વિશેષણ ન મૂકવામા આવે, તો अय वह्निमान् (भविष्यति), धूमप्रागभावात् આવા સ્થળમા ધૂમપ્રાગભાવત્વ પણ વ્યાપ્યતાવચ્છેદક ન બનવાની આપત્તિ આવે કારણકે વહ્નિને વ્યાપ્ય ધર્માન્તર જે ધૂમત્વ, એનાથી ધૂમપ્રાગભાવત્વ ધર્મ ઘટિત છે. છતાં ધૂમત્વ ધૂમપ્રાગ-ભાવત્વને સમાનાધિકરણ ન હોવાથી એ આપત્તિનુ વારણ થાય છે

*(का ) विरुद्धयो परामर्शे हेत्वो सत्प्रतिपक्षता ।।७७।।*

(मु.) विरुद्धयोरिति । कपिसंयोगतदभावव्याप्यवत्तापरामर्शेऽपि न सत्प्रतिपक्षत्वमत उक्तं - विरुद्धयोरिति । तथा च स्वसाध्यविरुद्धसाध्याभावव्याप्यवत्तापरामर्शकालीनसाध्यव्याप्यवत्तापरामर्शविषय इत्यर्थः ।।७५।।७६।।७७।।

## ★ સત્પ્રતિપક્ષ દોષ ★

**(કા.) બે વિરુદ્ધ હેતુઓનો પરામર્શ થાય તો સત્પ્રતિપક્ષતા જાણવી.**

(મુ.) કપિસંયોગ અને તેના અભાવની વ્યાપ્યવત્તાનો પરામર્શ હોવા છતાં સત્પ્રતિપક્ષદોષ હોતો નથી. તેથી 'વિરુદ્ધ' કહ્યું છે. એટલે, સ્વસાધ્યને વિરુદ્ધ જે સાધ્યાભાવ, તેની વ્યાપ્યવત્તાના પરામર્શકાલે સાધ્યવ્યાપ્યવત્તાના પરામર્શનો વિષય બનતો હેતુ સત્પ્રતિપક્ષ જાણવો.

(વિ.) कपिसयोगी, एतद्वृक्षत्वात् આવા સ્થળે, कपिसयोगव्याप्यएतद्वृक्षत्ववानयम् એવા પરામર્શની જેમ कपिसयोगाभावव्याप्यएतद्वृक्षत्ववानयम् એવો પરામર્શ પણ થાય જ છે, કારણકે કપિસંયોગ અવ્યાપ્યવૃત્તિ હોવાથી એનો અભાવ પણ (મૂલાવચ્છેદેન) એતદ્વૃક્ષમા રહ્યો જ છે, તેથી આ સદ્ધેતુ પણ સપ્રતિપક્ષિત

ન થઈ જાય એ માટે 'વિરુદ્ધ' પદનો નિવેશ કર્યો છે.

અહીં વિરુદ્ધત્વ બે હેતુમાં લેવાનો ભ્રમ ન થઈ જાય એ માટે तथा च કરીને નિષ્કૃષ્ટલક્ષણ આપ્યું છે. સ્વ = જેમાં સત્પ્રતિપક્ષદોષ કહેવાનો છે તે હેતુ. જેમકે ह्रदो वह्निमान् धूमात् માં ધૂમ. એનું સાધ્ય છે વહ્નિ, એને વિરુદ્ધ સાધ્યાભાવ = વહ્ન્યભાવ. તેથી वह्न्यभावव्याप्यजलवान् अय એવા પરામર્શ વખતે, वह्निव्याप्यधूमवानयम् એવો પરામર્શ પણ છે જ. એનો વિષય ધૂમ સત્પ્રતિપક્ષિત થયો. (એમ જલ પણ સત્પ્રતિપક્ષિત થશે )

---

*(का ) साध्यशून्यो यत्र पक्षस्त्वसौ बाध उदाहृतः ।*
*उत्पत्तिकालीनघटे गन्धादिर्यत्र साध्यते ॥७८॥*

(मु.) साध्यशून्य इति । पक्षः पक्षतावच्छेदकविशिष्ट इत्यर्थः । तेन घटे गन्धसत्त्वेऽपि न क्षतिः। एवं 'मूलावच्छिन्नो वृक्षः कपिसंयोगी'त्यत्रापि बोध्यम् ॥७८॥

॥ इति श्री विश्वनाथपञ्चाननभट्टाचार्यविरचितायां सिद्धान्तमुक्तावल्यामनुमानखण्डम् ॥

---

## ★ બાધદોષ ★

**(કા.) જે અનુમાનમાં પક્ષ સાધ્યશૂન્ય (સાધ્યાભાવવાન્) હોય તે (અનુમાનના હેતુમાં) બાધદોષ કહેવાયો છે. જેમકે ઉત્પત્તિકાલીનઘટમાં ગન્ધાદિ જેમાં સિધ્ધ કરાય છે (તે અનુમાનમાં).**

(મુ.) જે પક્ષતાવચ્છેદકવિશિષ્ટ હોય તેને પક્ષ તરીકે લેવાનો છે. તેથી ઘટમાં ગન્ધ હોવા છતાં ક્ષતિ નથી. એમ 'મૂલાવચ્છિન્નો વૃક્ષ: કપિસંયોગી' આ સ્થળમાં પણ જાણવું.

(वि.) उत्पत्तिकालीनो घट· गन्धवान् पृथिवीत्वात् આ બાધસ્થળ છે. આમા ઉત્પત્તિકાલીનત્વ એ પક્ષતાવચ્છેદક છે. તદ્વિશિષ્ટ પક્ષ એટલે ઉત્પત્તિકાલીન ઘટ, તે નિર્ગુણ હોવાથી ગન્ધશૂન્ય હોય છે. માટે બાધ દોષ છે. પણ જો 'પક્ષતાવચ્છેદકવિશિષ્ટ હોય તે પક્ષ' એમ ન કહે તો, (તાદૃશ વિશેષણશૂન્ય માત્ર) ઘટ પણ પક્ષ બને જે દ્વિતીયાદિક્ષણે ગન્ધવાન્ હોવાથી બાધદોષ ન આવે. [અહી કાલને પક્ષતાવચ્છેદક બનાવ્યો. એમ હવે દેશને પક્ષતાવચ્છેદક બનાવતું સ્થળ દર્શાવે છે.]

मूलावच्छिन्नो वृक्षः कपिसंयोगी, एतद्वृक्षत्वात्

મૂલાવચ્છેદેન વૃક્ષમાં કપિસયોગાભાવ હોવાથી બાધ છે જ. પણ માત્ર વૃક્ષમાં તો કપિસંયોગ વિદ્યમાન હોવાથી બાધ આવી ન શકે. છતાં પક્ષતાવચ્છેદકવિશિષ્ટવૃક્ષમા એનો અભાવ જ હોવાથી લક્ષણ સમન્વય થઈ જાય છે. ॥૭૮॥

## નવીનોના મતે

| દોષ | લક્ષણ | દૃષ્ટાન્ત | પ્રતિબન્ધ |
|---|---|---|---|
| અનેકાન્ત | साधारणाद्यन्यतमत्वम् | | |
| ૧ સાધારણ્ય | साध्यवदन्यवृत्तिहेतु. | पर्वतो धूमवान् वह्नेः | साध्यवदन्यावृत्तित्व रूप व्याप्तिज्ञान |
| ૨ અસાધારણ્ય | साध्यासमानाधिकरणो हेतुः | शब्दः नित्यः शब्दत्वात् | સાધ્યસામાનાધિકરણ્યરૂપ વ્યાપ્તિજ્ઞાન |
| ૩ અનુપસહાર | अत्यन्ताभावाप्रतियोगिपक्ष-साध्यहेतुको हेतुः | सर्वं अभिधेयं प्रमेयत्वात् | વ્યતિરેકવ્યાપ્તિ |
| વિરોધ | १. साध्यव्यापकीभूता-भावप्रतियोगी हेतुः | ह्रदो वह्निमान् जलात् | અનુમિતિ |
| | २ साध्याभावसाधको हेतु· | शब्द· नित्यः, कृतकत्वात् | અનુમિતિ |
| અસિદ્ધિ | आश्रयासिद्ध्यादिअन्यतमत्वम् | | |
| ૧ આશ્રયાસિદ્ધિ | पक्षतावच्छेदकाभाववान् पक्षः | काञ्चनमयपर्वतो वह्निमान् धूमात् | પરામર્શ |
| ૨ સ્વરૂપાસિદ્ધિ | हेत्वभाववान् पक्ष. | ह्रदो वह्निमान् धूमात् | પરામર્શ |
| ૩ વ્યાપ્યત્વા-સિદ્ધિ | सोपाधिको हेतुः | पर्वतो धूमवान् वह्ने. | પરામર્શ |
| ૪ સાધ્યાસિદ્ધિ | साध्यतावच्छेदकाभाववत् साध्यम् | पर्वतः काञ्चनमयवह्निमान् धूमात् | પરામર્શ |
| ૫ સાધનાસિદ્ધિ | हेतुतावच्छेदकाभाववान् हेतुः | पर्वतो वह्निमान् काञ्चनमयधूमात् | પરામર્શ |
| સત્પ્રતિપક્ષ | साध्याभावव्याप्यवान् पक्षः | ह्रदो वह्निमान् धूमात् ह्रदो वह्न्यभाववान् जलात् | અનુમિતિ |
| બાધ | साध्याभाववान् पक्षः | ह्रदो वह्निमान् धूमात् | અનુમિતિ |

## પ્રાચીનોના મતે

| દોષ | લક્ષણ | દષ્ટાન્ત | પ્રતિબન્ધ |
|---|---|---|---|
| **અનેકાન્ત** | | | |
| ૧. સાધારણ્ય | सपक्षविपक्षवृत्तित्वम् | धूमवान् वह्नेः | વ્યાપ્તિજ્ઞાન |
| ૨. અસાધારણ્ય | सपक्षावृत्तित्वम् | शब्दः अनित्यः शब्दत्वात् (અનિત્ય સાધારણ) | વ્યાપ્તિજ્ઞાન |
| | सपक्षविपक्षव्यावृत्तत्वम् | पृथिवी नित्या गन्धवत्त्वात् (નિત્ય સાધારણ) | વ્યાપ્તિજ્ઞાન |
| ૩ અનુપસંહાર | केवलान्वयिपक्षकत्वम् | सर्व अभिधेय प्रमेयत्वात् | વ્યાપ્તિજ્ઞાન |
| **વિરોધ** | साध्यव्यापकीभूता-भावप्रतियोगित्वम् | अयं गोत्ववान् अश्वत्वात् | અનુમિતિ |
| **અસિદ્ધિ** | | | |
| ૧. આશ્રયાસિદ્ધિ | पक्षतावच्छेदकाभाववत्पक्षकत्वम् | नव्यवत् | પરામર્શ |
| ૨. સ્વરૂપાસિદ્ધિ | हेत्वभाववत्पक्षकत्वम् | नव्यवत् | પરામર્શ |
| ૩. વ્યાપ્યત્વા-સિદ્ધિ | व्याप्यतानवच्छेदको धर्म॰ | पर्वतो वह्निमान् नीलधूमात् | વ્યાપ્તિજ્ઞાન |
| ૪. સાધ્યાસિદ્ધિ | साध्यतावच्छेदकाभाववत्साध्य-कत्वम् | पर्वतः काञ्चनमयवह्निमान् धूमात् | પરામર્શ |
| ૫. સાધનાસિદ્ધિ | हेतुतावच्छेदकाभाववद्हेतुकत्वम् | पर्वतो वह्निमान् काञ्चनमय-धूमात् | પરામર્શ |
| **સત્પ્રતિપક્ષ** | अगृहीताप्रामाण्यकसाध्य व्याप्यवत्त्वोपस्थितिकालीना-गृहीताप्रामाण्यकतदभावव्याप्य-वत्त्वोपस्थितिविषयत्वम् | ह्रदो वह्निमान् धूमात् ह्रदो वह्न्यभाववान् जलात् | અનુમિતિ |
| **બાધ** | साध्याभाववत्पक्षकत्वम् | उत्पत्तिकालीनो घटः गन्धवान् पृथिवीत्वात् | અનુમિતિ |

આમ શ્રી ન્યાય સિદ્ધાન્તમુક્તાવલીગ્રન્થના અનુમાનખડનું તપાગચ્છીય જૈનાચાર્યશ્રી પ્રેમભુવનભાનુ-ધર્મજિત-જયશેખરસૂરીશ્વર શિષ્યાણુ મુનિ અભયશેખર વિજય ગણીએ કરેલું ગુજરાતી વિવેચન પૂર્ણ થયું.

श्री अर्ह नम·

# अथोपमानखण्ड:

(का) ग्रामीणस्य प्रथमत पश्यतो गवयादिकम् ।
साद्दश्यधीर्गवादीना या स्यात्सा करण मतम् ।।७९।।
वाक्यार्थस्यातिदेशस्य स्मृतिर्व्यापार उच्यते ।
गवयादिपदाना तु शक्तिधीरुपमा फलम् ।।८०।।

(मु.) उपमिति व्युत्पादयति - ग्रामीणस्येति । यत्रारण्यकेन केनचिद् ग्रामीणायोक्तं 'गोसदृशो गवयपदवाच्यः' इति । पश्चाच्च ग्रामीणेन क्वचिदरण्यादौ गवयो दृष्टस्तत्र गोसादृश्यदर्शनं यज्जातं तदुपमितिकरणम् । तदनन्तर 'गोसदृशो गवयपदवाच्यः' इत्यतिदेशवाक्यार्थस्मरणं यज्जायते तदेव व्यापारः । [1]तदनन्तर 'गवयो गवयपदवाच्यः' इति ज्ञानं यज्जायते तदुपमितिः । न तु 'अयं गवयपदवाच्यः' इत्युपमितिः, गवयान्तरे शक्तिग्रहाभावप्रसङ्गात् ।।७९-८०।।

**(કા.) (અરણ્યમાં) પ્રથમવાર ગવયાદિને જોતાં ગ્રામીણ માનવીને (ગવયાદિમાં) ગાયના સાદશ્યની જે બુદ્ધિ થાય છે તે ઉપમિતિનું કરણ મનાયું છે. પછી અતિદેશવાક્યાર્થનું જે સ્મરણ થાય છે તે વ્યાપાર કહેવાય છે. એનાથી 'ગવય' વગેરે પદની શક્તિનું જે જ્ઞાન થાય છે તે ઉપમિતિ-ફળ છે**

(મુ ) ઉપમિતિનું નિરૂપણ ૭૯ મી અને ૮૦ મી કારિકામાં કરે છે. કો'ક જંગલવાસીએ ગ્રામીણ આદમીને કહ્યું કે "(જગલમા) ગોસદશ (જે પશુ હોય છે તે) ગવયપદવાચ્ય હોય છે (અર્થાત્ એ ગવય હોય છે.)" પછી એ ગ્રામીણ આદમીએ જંગલમાં ક્યાંક ગવય જોયો. ને એ પશુમાં એને ગાયનું જે સાદશ્યદર્શન થયું તે ઉપમિતિનું કરણ છે (ઉપમાનપ્રમાણ છે). એ પછી એને પેલા જંગલવાસીએ જે અતિદેશવાક્ય કહેલું તેના અર્થનું સ્મરણ થાય છે કે 'જે ગાયસદશ પ્રાણી હોય છે તે ગવયપદવાચ્ય હોય છે.' આ સ્મરણ એ જ ઉપમિતિ પ્રત્યે વ્યાપાર છે. [1]એ પછી "જે કોઈ ગવય (સામા પિંડ જેવો પિંડ) હોય છે તે 'ગવયપદવાચ્ય હોય છે" આવો એને જે બોધ થાય છે તે ઉપમિતિ છે. નહીં કે "આ સામો પિંડ ગવયપદવાચ્ય છે." એવો બોધ ઉપમિતિ છે, કારણ કે અન્યગવયમા શક્તિગ્રહનો અભાવ થવાની આપત્તિ આવે.

(વિ ) [ઉપમિતિનુ નિરૂપણ અવસરસંગતિથી કરવામા આવ્યુ છે प्रतिवन्धकीभूतशिष्यजिज्ञासानिवृत्त्युपलक्षितानन्तरवक्तव्यत्वमवसर' . . આશય એ છે કે પ્રત્યક્ષ સાથે ઉપજીવ્ય-ઉપજીવક ભાવ તો જેમ અનુમિતિ ધરાવે છે એમ ઉપમિતિ પણ ધરાવે જ છે છતા, અનુમિતિ ઘણા વાદીઓને સમ્મત હોવાથી શિષ્યને પ્રથમ એની જિજ્ઞાસા જાગે છે. હવે જ્યા સુધી એ જિજ્ઞાસા નિવૃત્ત ન થાય ત્યાં સુધી તો (એનુ જ નિરૂપણ કરવુ આવશ્યક હોવાથી) ઉપમિતિનુ નિરૂપણ કરી શકાય નહીં. માટે એ જિજ્ઞાસા ઉપમિતિનિરૂપણની પ્રતિબન્ધક છે અનુમિતિનુ નિરૂપણ થઈ જવા પર એ જિજ્ઞાસા નિવૃત્ત થઈ જાય છે. તેથી હવે અવશ્ય-વક્તવ્ય એવી ઉપમિતિનુ નિરૂપણ કરવાનો અવસર છે.]

[प्रसिद्धसाधर्म्यात्साध्यसाधनमुपमानम् (न्या. १।१।६) આ સૂત્રમૂલક પ્રસ્તુત અધિકાર છે.]

(૧) અર્થાત અતિદિષ્ટવાક્યાર્થસ્મરણ પછી, गवयपदवाच्यत्वप्रकारक-गवयविशेष्यक એવા 'गवयो

गवयपदवाच्यः' આવા સામાન્યજ્ઞાનાત્મક જે, ગવયમાં રહેલ 'ગવય'પદની શક્તિનો નિશ્ચય થાય છે એ ઉપમિતિ છે

[શંકા - ત્યાં તો સામે એક જ પિંડ ઉપસ્થિત છે જેમાં ગાયનું સાદૃશ્ય જોયું છે. તો પછી 'अयं गवयपदवाच्यः' ('આને ગવય કહેવાય') એવી જ ઉપમિતિ કેમ થતી નથી ?]

**સમાધાન** - 'अयं गवयपदवाच्यः' આ ઇદન્ત્વાવચ્છિન્નવિશેષ્યતાક નિશ્ચય છે. ગવયત્વાવચ્છિન્નવિશેષ્ય-તાક નિશ્ચય નહી. એટલે ઉપમિતિ તરીકે જો આવો ઇદન્ત્વાવચ્છિન્નવિશેષ્યતાક નિશ્ચય જ માનવામાં આવે તો જેમા ઇદન્ત્વ નથી એવા અન્ય ગવયમાં ગવયપદની વાચ્યતાનો નિર્ણય ન થવાની આપત્તિ આવે. પણ એવો નિર્ણય થાય તો છે. માટે જે કોઈમાં ગવયત્વ હોય તે બધાને વિશેષ્ય તરીકે રાખીને - અર્થાત્ ગવયત્વાવચ્છિન્નવિશેષ્યતાક એવો - 'गवयो गवयपदवाच्यः' નિશ્ચય ઉપમિતિ રૂપે થાય છે એમ માનવું આવશ્યક છે.

આમ સાદૃશ્ય પ્રત્યક્ષરૂપ ઉપમાન (કરણ), અતિદેશવાક્યાર્થસ્મરણ રૂપ વ્યાપાર દ્વારા ઉપમિતિ કરાવે છે.

[ઉપમાન ત્રિવિધ છે. (1) સાદૃશ્યવિશિષ્ટપિંડના દર્શનરૂપ પ્રથમ પ્રકાર ગ્રન્થકારે કહ્યો છે. એના ઉપલક્ષણથી શેષ બે પ્રકારો જાણી લેવા, (2) અસાધારણધર્મ વિશિષ્ટપિંડદર્શન .. જેમકે ''નાસિકાભાગે જેને એક શિગડુ હોય તેને ખડ્ગી મૃગ કહેવાય'' આવુ સાંભળનાર વ્યક્તિને જ્યારે આવા नासिकालसदेक-શ્રૃગત્વ રૂપ અસાધારણધર્મનુ સામા પિડમા દર્શન (= ઉપમાનપ્રમાણ) થાય છે ત્યારે એ દર્શન બાદ એ અતિદિષ્ટવાક્યાર્થના સ્મરણરૂપ વ્યાપાર દ્વારા 'खड्गी मृगः खड्गिपदवाच्यः' આવી ઉપમિતિ થાય છે.

(3) વૈધર્મ્યવિશિષ્ટપિંડદર્શન - ''કર-શ્રૃંગ-પક્ષ-ખુરા વગેરેથી રહિત પિંડ હોય તે સિહ જાણવો'' આવા અતિદિષ્ટવાક્યાર્થનુ, કર-શ્રૃંગ વગેરે ધર્મવિરુદ્ધધર્મવિશિષ્ટપિંડ દર્શન (= ઉપમાનપ્રમાણ) થવા પર સ્મરણ થાય છે (એ વ્યાપાર છે). એનાથી सिहो सिहपदवाच्यः એવી ઉપમિતિ થાય છે. (અહી સામા પિડમાં કરાદિ છે નહી, માટે એ એનુ વૈધર્મ્ય છે.]

આમ ઉપમાનખંડ પૂર્ણ થયો

એના પરથી થઈ નથી, છતાં જો) પ્રત્યક્ષાદિથી પદાર્થની ઉપસ્થિતિ થઈ જાય તો શાબ્દબોધ થવાની આપત્તિ આવે માટે પદાર્થોપસ્થિતિ પણ એ જ લેવાની છે જે પદજન્ય = પદજ્ઞાનજન્ય હોય.

(૪) પદજ્ઞાન 'એક સમ્બન્ધીનું જ્ઞાન અપરસમ્બન્ધીનું સ્મરણ કરાવે છે' એ ન્યાયે પદાર્થનું સ્મરણ કરાવે છે એ વાત આગળ આવશે 'ઘટ' શબ્દનો જેમ ઘટપદાર્થમાં શક્તિસમ્બન્ધ છે એમ આકાશમા સમવાયસમ્બન્ધ પણ છે. એટલે 'ઘટ' પદનુ જ્ઞાન થવા પર એનો સમવાયસમ્બન્ધથી અન્ય સમ્બન્ધી આકાશ પણ ઉપસ્થિત થઈ શકે છે ને તો પછી આકાશવિષયક શાબ્દબોધ થવાની આપત્તિ આવે. એ ન આવે એ માટે જણાવ્યું કે 'પદ'નો જે અપરસમ્બન્ધી લેવાનો તે વૃત્તિસમ્બન્ધે જે અપરસમ્બન્ધી હોય તે લેવાનો. શાબ્દબોધાનુકૂલસમ્બન્ધ એ વૃત્તિ છે, અને તે શક્તિ કે લક્ષણા..... એ બેમાંથી એક સ્વરૂપ હોય છે.

[શંકા - જો શક્તિજ્ઞાન દ્વારા પદાર્થસ્મરણ અને તેનાથી શાબ્દબોધ થાય છે, તો શક્તિજ્ઞાન પણ શાબ્દબોધનું કારણ બનશે ને ?]

(૫) **સમાધાન** - શક્તિજ્ઞાન નો ઉપયોગ ( = શક્તિજ્ઞાનની કારણતા) પદજ્ઞાન પરથી એકસમ્બન્ધિ... ન્યાયે પદાર્થની ઉપસ્થિતિ કરાવી આપવા અંગે જ છે, પણ શાબ્દબોધ અંગે નથી, કારણ કે શાબ્દબોધ પ્રત્યે એ અન્યથાસિદ્ધ છે.

[શંકા - શક્તિજ્ઞાનને પદાર્થસ્મરણ પ્રત્યે કારણ માનવાની શી જરૂર છે ?]

(૬) **સમાધાન** :- જો સમ્બન્ધનું ( = શક્તિનું) જ્ઞાન જ ન હોય તો અપરસમ્બન્ધીનું (પદાર્થનું) સ્મરણ ન જ થાય એ સ્પષ્ટ છે.

[શંકા .- જો શક્તિજ્ઞાન વિના પદાર્થસ્મરણ નથી થઈ શકતું તો શક્તિજ્ઞાનને જ પદાર્થોપસ્થાપક માની લ્યો ને, પદજ્ઞાનને પદાર્થોપસ્થિતિ પ્રત્યે અન્યથાસિદ્ધ માની લ્યો...]

(૭) **સમાધાન** - પદજ્ઞાન પણ પદાર્થોપસ્થિતિ પ્રત્યે કારણ છે જ. 'ઘટ' પદ અને 'ઘટપદાર્થ વચ્ચેનુ શક્તિજ્ઞાન હોવા માત્રથી ઘટપદાર્થનું સ્મરણ થતુ નથી, જેમ બે સમ્બન્ધીઓ વચ્ચેના સમ્બન્ધનુ જ્ઞાન જોઈએ એમ એ બેમાથી એક સમ્બન્ધીનું જ્ઞાન પણ જોઈએ જ છે, તો જ એ અપરસમ્બન્ધીનું સ્મારક બને છે. માટે પદજ્ઞાન પણ પદાર્થોપસ્થિતિ પ્રત્યે અન્યથાસિદ્ધ નથી.

---

(मु.) शक्तिश्च पदेन सह पदार्थस्य सम्बन्धः । [1]सा च 'अस्माच्छब्दादयमर्थो बोद्धव्यः' इतीश्वरेच्छारूपः । [2]आधुनिके नाम्नि शक्तिरस्त्येव, 'एकादशेऽहनि पिता नाम कुर्यादि'तीश्वरेच्छायाः सत्त्वात् । [3]आधुनिके तु सङ्केते न शक्तिरिति सम्प्रदायः । [4]नव्यास्तु ईश्वरेच्छा न शक्तिः, किन्त्विच्छैव, तेनाधुनिकसङ्केतेऽपि शक्तिरस्त्येवेत्याहुः ।

---

## ★ શક્તિનિરૂપણ ★

**(મુ.) 'શક્તિ' પદની સાથે પદાર્થના સમ્બન્ધરૂપ છે. [1]અને તે (= શક્તિ) 'આ શબ્દથી આ પદાર્થ જાણવો' એવી ઈશ્વરેચ્છારૂપ છે. [2]આધુનિક નામમાં પણ શક્તિ છે જ. કારણ કે "અગ્યારમા દિવસે પિતાએ (પુત્રનું) નામ પાડવું" એવી ઈશ્વરેચ્છા એમાં રહેલી જ છે. [3]આધુનિક સંકેતમાં તો શક્તિ હોતી નથી એમ સાંપ્રદાયિક મત છે. [4]નવ્યો તો કહે છે કે ઈશ્વરેચ્છા એ શક્તિ નથી, પણ માત્ર ઇચ્છા જ 'શક્તિ'રૂપ છે. તેથી આધુનિક-સંકેતમાં પણ શક્તિ હોય જ છે.**

(વિ ) (૧) 'अस्मात्पदादयमर्थो बोद्धव्यः' આવી ઈશ્વરેચ્છા એ પદપ્રકારક અર્થવિશેષ્યક ઇચ્છા છે.

એમા, પદનો 'સ્વજન્યબોધવિષયત્વ'રૂપ સમ્બન્ધ અર્થમાં રહ્યો છે. [પદ માટે સ્વજન્યબોધનો વિષય અર્થ છે માટે સ્વજન્યબોધવિષયત્વ સમ્બન્ધથી પદવાન્ અર્થ છે ]

[અહી ઉપલક્ષણથી, 'इद पदममुमर्थं बोधयतु' આવી અર્થપ્રકારકપદવિશેષ્યક ઈશ્વરેચ્છા પણ શક્તિરૂપે જાણવી. એ વખતે સ્વવિષયકબોધજનકત્વ એ અર્થનો પદમા રહેલો સમ્બન્ધ જાણવો.]

[પદને 'શક્ત' કહેવાય છે અને પદાર્થને શક્ય (= શક્યાર્થ) કહેવાય છે.]

[શંકા - પિતા પુત્રનુ જે 'રમેશ' વગેરે નામ પાડે છે એ તો સ્વઈચ્છાનુસારે પાડે છે. માટે એમા ઈશ્વરેચ્છા ન રહી હોવાથી શક્તિ શી રીતે રહેશે ?]

(૨) **સમાધાન** - ''અગ્યારમા દિવસે પિતાએ પુત્રનું નામ પાડવુ'' આવી ઈશ્વરેચ્છા એમા પણ રહી જ હોવાથી એ આધુનિક નામમા પણ શક્તિ હોય જ છે

[શંકા - પાણિની વગેરે વૈયાકરણોએ વ્યાકરણમા જે વૃદ્ધિ વગેરે સંજ્ઞાઓ આપેલી છે એમાં તો ઈશ્વરેચ્છા હોતી નથી . તો શક્તિ પણ નહી માની શકાય ]

(૩) **સમાધાન** - આ અમને ઈષ્ટાપત્તિ છે. એ આધુનિક સંકેતોમા અમે ઈશ્વરેચ્છા-શક્તિ માનતા જ નથી

[શંકા - પણ જો એમા શક્તિ નથી, તો એનાથી પદાર્થોપસ્થિતિ શી રીતે થાય ?

**સમાધાન** - શક્તિના ભ્રમના કારણે એનાથી પદાર્થોપસ્થિતિ થાય છે એમ જાણવું.] આ પ્રમાણે સામ્પ્રદાયિકો કહે છે.

(૪) **નવ્યો** - ઈશ્વરેચ્છાને જ શક્તિરૂપ માનવાથી આધુનિકસંકેતિત પદોમાં શક્તિ ન રહેવાના કારણે બોધ ન થવાની આપત્તિ આવે છે એ ન આવે એ માટે ઈશ્વરેચ્છા જ શક્તિ છે એવું ન માનતા, 'ઈચ્છા'ને જ શક્તિ માનવી ઉચિત છે એ વેદમા ઈશ્વરેચ્છારૂપ છે ને આધુનિક સંકેતિત નામમા સંકેતકર્તાની ઈચ્છારૂપ છે એમ જાણવુ.

---

(मु.) शक्तिग्रहस्तु व्याकरणादितः । तथाहि -

शक्तिग्रहं व्याकरणोपमानकोशाप्तवाक्याद्व्यवहारतश्च ।

वाक्यस्य शेषाद्विवृतेर्वदन्ति सान्निध्यतः सिद्धपदस्य वृद्धाः ॥

धातुप्रकृतिप्रत्ययादीनां शक्तिग्रहो व्याकरणाद्भवति । क्वचित्सति बाधके त्यज्यतेऽपि । यथा वैयाकरणैराख्यातस्य कर्तरि शक्तिरुच्यते । 'चैत्रः पचती'त्यादौ कर्त्रा सह चैत्रस्याभेदान्वयः । तच्च गौरवात्त्यज्यते, किन्तु कृतौ शक्तिः, लाघवात् । कृतिश्चैत्रादौ प्रकारीभूय भासते ।

---

### ★ શક્તિગ્રહના ઉપાયો ★

(મુ.) [શક્તિજ્ઞાન વિના પદાર્થોપસ્થિતિ નથી થઈ શકતી. પણ શક્તિજ્ઞાન શી રીતે કરવું ?] શક્તિનું જ્ઞાન વ્યાકરણ વગેરેથી થાય છે. તે આ રીતે - 1. વ્યાકરણ; 2. ઉપમાન; 3. કોશ; 4. આપ્તવાક્ય; 5. વ્યવહાર; 6. વાક્યશેષ; 7. વિવરણ અને 8. સિદ્ધપદનું સાન્નિધ્ય. આ આઠથી શક્તિગ્રહ થાય છે એમ વૃદ્ધો કહે છે.

ધાતુપ્રકૃતિ તથા પ્રત્યયાદિનો શક્તિગ્રહ વ્યાકરણથી થાય છે. [भू सत्तायाम्, वर्तमाने लट् વગેરે વ્યાકરણસૂત્રથી ભૂ ધાતુની સત્તામાં, 'લટ્' પ્રત્યયની વર્તમાન અર્થમાં શક્તિ છે વગેરે જણાય છે.] [નામપ્રકૃતિની શક્તિનું જ્ઞાન અમરકોશ વગેરેથી થાય છે.] પણ, વ્યાકરણથી જે શક્તિજ્ઞાન થાય છે તે ક્યારેક એમાં જો બાધક હોય તો છોડી પણ દેવાય છે. જેમકે - વૈયાકરણો આખ્યાતની શક્તિ કર્તામાં કહે છે. चैत्रः पचति ઈત્યાદિમાં

આખ્યાતથી ઉપસ્થિત થયેલા કર્તામાં ચૈત્રનો અભેદાન્વય થાય છે. પણ એમાં ગૌરવ હોવાથી એનો ત્યાગ કરાય છે. કિન્તુ આખ્યાતની શક્તિ કૃતિમાં છે, કારણકે એમાં લાઘવ છે. એ કૃતિ ચૈત્ર વગેરેમાં પ્રકાર બનીને ભાસે છે.

(વિ.) (૧) આખ્યાત એટલે તિ વગેરે પ્રત્યયો. આ પ્રત્યયનો અર્થ 'કર્તા' છે એમ વૈયાકરણો માને છે. પણ એમાં ગૌરવ છે. કારણકે કર્તા એટલે કૃતિમાન્... એને જો આખ્યાતનો શક્યાર્થ માનીએ તો શક્યતાવચ્છેદક કૃતિ બને. કૃતિઓ અનંત હોવાથી અનન્ત અવચ્છેદકો માનવાનું ગૌરવ થાય છે. એના બદલે કૃતિમાં જો શક્તિ માનવામાં આવે તો કૃતિત્વ શક્યતાવચ્છેદક થાય જે જાતિરૂપ હોવાથી એક હોવાના કારણે ઘણું લાઘવ છે.

[અહી એ ધ્યાન રાખવુ કે शक्तं पदं છે. અર્થાત્ પદાર્થની શક્તિવાળું પદ છે. એટલે કે પદાર્થનો શક્તિસમ્બન્ધ પદમાં છે. અર્થાત્ પદાર્થપ્રતિયોગિકશક્તિ પદમાં છે, ને પદ શક્તિનો અનુયોગી છે. બીજી રીતે કહીએ તો પદાર્થની શક્તિ એટલે પદાર્થનિરૂપિત શક્તિ. અર્થાત્ પદાર્થ શક્તિનો નિરૂપક છે. તેથી શક્તિ પદાર્થમાં નિરૂપકતાસંબંધથી રહે છે. એટલે આખ્યાતની શક્તિ કર્તામાં છે એવું જે કહ્યુ એનો અર્થ નિરૂપકતા સમ્બન્ધથી એ શક્તિ કર્તામાં રહી છે.]

चैत्रः पचति માં વૈયાકરણોના હિસાબે નીચે મુજબ અન્વયબોધ જણાવ્યો છે.

पच् નો અર્થ પાકક્રિયા... ति નો અર્થ કર્તા, સંખ્યા અને કાળ. એટલે આવો અર્થ થશે. - 'पाककर्त्रभिन्न-एकत्ववाँश्चैत्रः'

વૈયાકરણો ધાત્વર્થવિશેષ્યક બોધ માનતા હોવાથી આખો બોધ આવો થશે કે -

एकत्वसङ्ख्याश्रयचैत्राभिन्नकर्तृवृत्तिवर्तमानकालिकः पाकानुकूलो व्यापारः

નૈયાયિકના મતે ति નો અર્થ 'કૃતિ'... એટલે આવો શાબ્દબોધ થશે કે - पाकानुकूलकृतिमाँश्चैत्रः... અર્થાત્ કૃતિ ચૈત્રના પ્રકાર તરીકે ભાસે છે (એટલે કે આખ્યાતાર્થ કૃતિનો ચૈત્રાદિમાં આશ્રયતાસમ્બન્ધથી અન્વય થયો. વૈયાકરણની માન્યતા મુજબ આખ્યાતાર્થ કર્તાની સાથે ચૈત્રાદિનો અભેદસમ્બન્ધથી અન્વય છે એ જોઈ ગયા છીએ.)

---

(मु.) [१]न च कर्तुरनभिधानाच्चैत्रादिपदानन्तरं तृतीया स्यादिति वाच्यम्, [२]कर्तृसङ्ख्यानभिधानस्य तत्र तन्त्रत्वात् । [३]सङ्ख्याभिधानयोग्यश्च कर्मत्वाद्यनवरुद्धः प्रथमान्तपदोपस्थाप्यः । [४]कर्मत्वादीत्यस्येतरविशेषणत्वतात्पर्याविषयत्वमर्थः । तेन 'चैत्र इव मैत्रो गच्छती'त्यादौ न चैत्रे सङ्ख्यान्वयः । [५]यत्र कर्मादौ न विशेषणत्वे तात्पर्यं तद्वारणाय प्रथमान्तेति । [६]यद्वा धात्वर्थातिरिक्ताविशेषणत्वं प्रथमदलार्थः । तेन 'चैत्र इव मैत्रो गच्छती'त्यत्र चैत्रादेर्वारणम् । [७]'स्तोकं पचती'त्यादौ स्तोकादेर्वारणाय च द्वितीयदलम् । तस्य द्वितीयान्तपदोपस्थाप्यत्वाद्वारणमिति ।

---

## ★ તૃતીયાવિભક્તિનો નિયામક ★

(મુ.) [૧]વૈયાકરણ - કર્તાનું અભિધાન ન થવાથી ચૈત્ર પદને તૃતીયા વિભક્તિ લાગવાની આપત્તિ આવશે.

[૨]નૈયાયિક - તત્ર = તૃતીયા લાગવામાં કર્તાની સંખ્યાનું અનભિધાન એ તન્ત્ર = નિયામક છે. [૩]જે કર્મત્વાદિથી અનવરુદ્ધ હોય ને પ્રથમાન્તપદોપસ્થાપ્ય હોય તેને સંખ્યાભિધાનયોગ્ય જાણવો. [૪]આમાં પણ જે કર્મત્વાદિ કહ્યું છે એનો અર્થ 'ઇતરના વિશેષણ તરીકે તાત્પર્યનો અવિષય' એવો જાણવો. તેથી चैत्र इव मैत्रो गच्छति ઇત્યાદિમાં ચૈત્રમાં સંખ્યાનો અન્વય થશે નહીં. [૫]જ્યાં કર્માદિના વિશેષણ તરીકે તાત્પર્ય ન હોય ત્યાં

**તેમાં = કર્માદિમાં સંખ્યાના અન્વયના વારણ માટે 'પ્રથમાન્ત...' એમ જણાવ્યું છે. 'અથવા, ધાત્વર્થથી ભિન્ન કોઈનું વિશેષણ ન હોવુ એ પ્રથમદલનો અર્થ જાણવો. તેથી 'ચૈત્રની જેમ મૈત્ર જાય છે' વગેરેમાં ચૈત્રાદિમાં સંખ્યાન્વયનુ વારણ થઈ જશે. स्तोकं पचति વગેરેમાં સ્તોકાદિમા સખ્યાન્વયનું વારણ કરવા માટે દ્વિતીયદળ છે. તે = સ્તોકાદિ દ્વિતીયાન્તપદથી ઉપસ્થાપ્ય હોવાથી એમાં સંખ્યાન્વયનુ વારણ થાય છે.**

(વિ) (૧) **વૈયાકરણ** :- જ્યારે આખ્યાતથી કર્તાનુ અભિધાન થતુ ન હોય ત્યારે કર્તાને તૃતીયા વિભક્તિ લાગે એમ વ્યાકરણમા જણાવ્યું છે. [કર્મણિ પ્રયોગમા આખ્યાત કર્મનુ અભિધાન કરે છે, (કર્મને જણાવે છે) કર્તાનુ નહી, તેથી કર્તાને તૃતીયા વિભક્તિ લાગે છે.] હવે તમે આખ્યાતનો અર્થ કર્તા ન કરતાં કૃતિ કરશો, તો આખ્યાતથી કર્તા અનભિહિત જ રહેવાથી કર્તાને તૃતીયાવિભક્તિ લાગવાની આપત્તિ આવશે.

(૨) **નૈયાયિક** - તમારે આવું ન કહેવું, કારણકે ત્યાં, આખ્યાત કર્તાને ન જણાવતો હોય તો તૃતીયા વિભક્તિ લાગે એવો નિયમ નથી, પણ આખ્યાત કર્તાની સખ્યાને ન જણાવતો હોય તો કર્તાને તૃતીયા લાગે એવો નિયમ છે चैत्रः पचति વગેરેમાં ति કર્તાને ન જણાવતાં કૃતિને જણાવે છે, છતા કર્તાની સખ્યાને તો જણાવે જ છે, પછી શા માટે चैत्र ને તૃતીયાવિભક્તિ લાગે ? કર્મણિ પ્રયોગમાં આખ્યાત કર્મની સખ્યાને જણાવે છે (તેથી કર્મ એક વચનમા હોય તો ક્રિયાપદ એક વચનમા ..) પણ કર્તાની સખ્યાને જણાવતુ નથી, માટે કર્તાને તૃતીયા વિભક્તિ લાગે છે અને એના વચનને ક્રિયાપદનું વચન અનુસરતું નથી જેમકે ओदनः सूदैः पच्यते...

## ★ સંખ્યાભિધાન નિયમ ★

[**શંકા** - આખ્યાતથી કર્તાનું અભિધાન જો થતું નથી, તો અનભિહિત રહેવા રૂપે કર્તા, કર્મ વગેરે બધા સમાન થયા તો पचति વગેરેમા આખ્યાતથી કર્તાની સંખ્યાનું અભિધાન થાય છે, ને કર્મ વગેરેની સખ્યાનુ નહી, આવું નિયમન કરનાર કોણ ? અર્થાત્ કોની સંખ્યાનુ અભિધાન થાય ને કોની સખ્યાનું નહી ?]

(૩) **સમાધાન** :- જે કર્મત્વાદિથી અનવરુદ્ધ હોય અને પ્રથમાન્તપદોપસ્થાપ્ય હોય એની સંખ્યાનુ આખ્યાતથી અભિધાન થાય છે. અર્થાત્ આખ્યાતથી ઉપસ્થિત થયેલી સંખ્યાનો અન્વય આવા પદાર્થમા કરવો એટલે કે આખ્યાતાર્થસખ્યાપ્રકારક શાબ્દબોધનો વિશેષ્ય એ બને કે જે કર્મત્વાદિથી અનવરુદ્ધ હોય અને પ્રથમાવિભક્તિવાળા પદથી ઉપસ્થિત થયેલો હોય. चैत्रः पचति મા, ચૈત્ર કર્મત્વાદિથી અનવરુદ્ધ છે અને પ્રથમાન્તપદથી ઉપસ્થિત થયેલ છે, માટે ति ના અર્થભૂત એકત્વનો ચૈત્રમા અન્વય થાય છે.

[**શંકા** - चैत्र इव मैत्रो गच्छति... આમા, ચૈત્ર પ્રથમાન્તપદોપસ્થાપ્ય છે, વળી એમા કર્મત્વાદિ કશુ ન હોવાથી એ કર્મત્વાદિથી અનવરુદ્ધ પણ છે જ. તેથી, ति ના અર્થભૂત એકત્વ સખ્યાનો ચૈત્રમાં પણ અન્વય થવાની આપત્તિ આવશે ]

(૪) **સમાધાન** - આ આપત્તિ ન આવે એ માટે જ, 'કર્મત્વાદિઅનવરુદ્ધ' એમ જે કહ્યું છે એનો અર્થ 'જેમા કર્મત્વાદિ કારક ન હોય તે' એવો ન કરતા, 'જે ઇતરના વિશેષણ તરીકે તાત્પર્યનો વિષય ન હોય તે - ' અર્થાત્ 'જેને ઇતરના વિશેષણ તરીકે જણાવવાનો અભિપ્રાય ન હોય તે' એવો અર્થ અમે કરીએ છીએ चैत्र इव मैत्रो गच्छति માં, ચૈત્રમા કર્મત્વ-કરણત્વાદિ કશું ન હોવા છતા, इव નો અર્થ જે સાદશ્ય છે, એના વિશેષણ તરીકે ચૈત્રને જણાવવાનો અભિપ્રાય છે. ચૈત્રપ્રતિયોગિકસાદશ્ય છે. એટલે કે પ્રતિયોગિકત્વસમ્બન્ધથી ચૈત્રવિશિષ્ટસાદશ્ય છે માટે ચૈત્રને તો ઇતરપદાર્થ તરીકે ઉપસ્થિત થયેલ સાદશ્યના વિશેષણ તરીકે જણાવવાનો અભિપ્રાય હોવાથી એ 'કર્મત્વાદ્યનવરુદ્ધ' નથી તેથી એમાં સંખ્યાનો

અન્વય થવાની આપત્તિ રહેશે નહી. આવા સ્થળે અન્વયબોધ આવો થશે કે - चैत्रप्रतियोगिकसादृश्यवद् गमनानुकूलवर्तमानकालीनकृतिमान् एकत्वाश्रयो मैत्रः ।

[શંકા.- 'કર્મત્વાદિથી અનવરુદ્ધ' નો અર્થ इतरविशेषणत्वेन अनभिप्रेत એવો ન કરતાં ઇતરનુ અવિશેષણ એવો જ કરો ને.

**સમાધાન :-** શાબ્દબોધ બે રીતે થાય છે. (૧) ખલે કપોતન્યાયથી અને (૨) एकपदार्थान्वितापरपदार्थ-क्रमेण - અર્થાત્ જેમ જેમ સાકાંક્ષ - યોગ્ય પદ સભળાતા જાય તેમ તેમ તે પદના અર્થથી અન્વિત અર્થ જ પદોથી ઉપસ્થિત થતો જાય છે. અર્થાત્ તે તે રીતે અવાન્તરવાક્યાર્થ બોધ થતો જાય છે. ને છેવટે મહાવાક્યાર્થબોધ થાય છે. જેમકે चैत्र इव मैत्रो गच्छति માં ચૈત્રીય સાદશ્ય, સાદશ્યવદ્ગમનાનુકૂલકૃતિમાન્... વગેરે ખંડવાક્યાર્થબોધ થતો જાય છે. ને છેવટે આખો એક શાબ્દબોધ થાય છે.

(૧) ખલેકપોતન્યાય :- ખળામા અનાજ નાખવામા આવ્યું હોય ને વૃદ્ધ-યુવાન-શિશુ બધા કબૂતરો એકી સાથે ખળામાં આવી જાય છે એમ, જેમ જેમ પદ બોલાતા જાય તેમ તેમ તે તે પદના પદાર્થોની ઉપસ્થિતિ થતી જાય ને એના સંસ્કાર પડતા જાય પણ અન્વય ન થાય. પછી જ્યારે વાક્ય પૂરું થાય ત્યારે सर्वे सस्काराः युगपदुदबुध्यन्ते બધા સંસ્કારો એક સાથે જાગૃત થઈ જાય તેથી બધા પદાર્થો ઉપસ્થિત થઈ જાય ને જેનો જેની સાથે યોગ્ય હોય એવો એકી સાથે અન્વય થઈ જાય. આ ન્યાયમાં, શાબ્દબોધ થાય ત્યારે જ કોણ કોનું વિશેપણ બન્યુ (કોનો કોનામાં અન્વય થયો) એ ખબર પડે છે, એ પૂર્વે નહીં. (એકપદાર્થાન્વિતાપરપદાર્થક્રમ... માં તો શાબ્દબોધ પૂર્વે અવાન્તર વાક્યાર્થબોધમાં ચૈત્રીય સાદશ્યં વગેરેમાં - ચૈત્ર વિશેષણ બની ચૂક્યું હોય છે.) એટલે ખલેકપોતન્યાયાનુસારે તો શાબ્દબોધ થાય પછી જ તે તે વિશેષણ બનતું હોવાથી પહેલેથી એ વિશેષણ હોતું નથી, અર્થાત્ અવિશેપણ જ હોય છે. તેથી चैत्र इव मैत्रो गच्छति મા જ્યાં સુધી વાક્યાર્થબોધપૂર્ણ ન થાય ત્યાં સુધી ચૈત્રીય સાદશ્યં વગેરે રૂપ અવાન્તરવાક્યાર્થબોધ ન હોવાના કારણે ચૈત્ર ઇતરપદાર્થ સાદશ્યનુ વિશેષણ ન હોવાથી - અવિશેષણ હોવાથી - એમાં પણ એકત્વનો અન્વય થઈ જવાની આપત્તિ આવે છતા શ્રોતાને શાબ્દબોધ થવા પૂર્વે પણ વક્તાને તો એને સાદશ્યના વિશેષણ તરીકે જણાવવાનો અભિપ્રાય હોય જ છે. તેથી અનભિપ્રેત લખવાથી એ આપત્તિ રહેતી નથી.]

અન્વયબોધ આવો થશે કે - चैत्रप्रतियोगिकसादृश्यवद्गमनानुकूलवर्तमानकालीनकृतिमान् एकत्वाश्रयो मैत्रः

## ★ એવકારના અર્થો ★

[શંકા :- છતા પણ, चैत्र एव पचति વગેરેમાં ચૈત્રમાં આખ્યાતાર્થ એકત્વનો અન્વય ન થવાની આપત્તિ આવશે આશય એ છે કે, चैत्रः पचति માં पाकानुकूलकृतिमाँश्चैत्र' આવો શાબ્દબોધ હોય છે કે જેમાં ચૈત્ર વિશેષ્ય છે. તેથી चैत्र एव पचति માં 'જ'કાર વિશેષ્ય જોડે જોડાયેલો છે જેનો અર્થ છે અન્યયોગવ્યવચ્છેદ

એવકારનો અર્થ ત્રણ પ્રકારે હોય છે. અન્યયોગવ્યવચ્છેદ, અયોગવ્યવચ્છેદ અને અત્યન્તાયોગવ્યવચ્છેદ

(૧) જ્યારે 'જ'કાર વિશેષ્યસંગત હોય ત્યારે એ અન્યયોગવ્યવચ્છેદ કરતો હોય છે. જેમકે पार्थ एव धनुर्धरः... આ જકાર અર્જુન સિવાય અન્યમાં ધનુર્ધરત્વના યોગનો (સમ્બન્ધનો - વિદ્યમાનતાનો) નિષેધ કરે છે.

(૨) જ્યારે 'જ'કાર વિશેષણસંગત હોય ત્યારે એ અયોગનો વ્યવચ્છેદ કરે છે. જેમકે पार्थ धनुर्धर एव.. અર્થાત્ આ 'જ'કાર પાર્થમાં ધનુર્ધરત્વનો ક્યારેય અયોગ ન હોય એમ અયોગનો વ્યવચ્છેદ કરે છે.

(૩) જ્યારે 'જ'કાર ક્રિયાસગત હોય ત્યારે અત્યન્તાયોગવ્યવચ્છેદક હોય છે. દા ત. नील कमलं भवत्येव... આ 'જ'કાર એમ સૂચવે છે કે કમલમા નીલત્વનો અત્યન્ત અયોગ નથી હોતો અર્થાત્ કમલમાં

રક્તત્વ વગેરેનો યોગ ભલે હોય, પણ નીલત્વ ન જ હોય એવું નથી- એટલે કે નીલત્વ અસંભવિત જ છે એવું નથી કો'ક કમલમાં નીલત્વ પણ સંભવિત છે.

પ્રસ્તુતમાં, चैत्र एव पचति માં વિશેષ્યસંગત જકાર હોવાથી એ ચૈત્રભિન્ન વ્યક્તિમાં પાકકર્તૃત્વયોગનો વ્યવચ્છેદ (અન્યયોગવ્યવચ્છેદ) કરે છે એટલે શાબ્દબોધ આવો થશે કે - पाकानुकूलकृतिमांश्चैत्रः पाकानुकूलकृतिसम्बन्धाभाववान् चैत्रेतरः... આમાં ચૈત્રેતર એટલે ચૈત્રપ્રતિયોગિકભેદવાન્... એટલે કે ચૈત્ર પ્રતિયોગિકત્વ સમ્બન્ધથી ભેદનુ વિશેષણ હોવા રૂપે અભિપ્રેત છે. એવકારના અર્થના એકદેશ ભેદના વિશેષણ તરીકે એ તાત્પર્યનો વિષય છે, માટે એમાં આખ્યાતાર્થ સંખ્યાના અનન્વયની આપત્તિ (વિશેષ્યસંગતએવકારના ત્રણ સ્વતત્ર અર્થ છે.

1 'અન્ય.' આ અર્થ ચૈત્રના વિશેષ્ય તરીકે ભાસે છે.

2. યોગ. સમ્બન્ધરૂપ યોગમા આખ્યાતાર્થ કૃતિનો પ્રતિયોગિકત્વેન અન્વય થાય છે. કૃતિપ્રતિયોગિકસમ્બન્ધ (= કૃતિનો સમ્બન્ધ) એમ અન્વય જાણવો

3 **અભાવરૂપવ્યવચ્છેદ.** ઉક્તસમ્બન્ધનો પ્રતિયોગિકત્વેન અભાવમાં અન્વય થાય છે અર્થાત્ કૃતિપ્રતિયોગિકસમ્બન્ધાભાવ. અને 'જ'કારના અર્થરૂપ આ અભાવ, 'જ'કારના જ અર્થભૂત 'અન્ય'માં પ્રકાર તરીકે ભાસે છે એટલે પાકાનુકૂલકૃતિસમ્બન્ધાભાવવાન્ ચૈત્રેતર. એમ બોધ થયો.)

**સમાધાન** - "એવકારાર્થથી ભિન્ન પદાર્થના વિશેષણ તરીકે જેનુ તાત્પર્ય ન હોય તે કર્મત્વાદ્યનવરુદ્ધ કહેવાય" એવો અર્થ કરવાથી આ આપત્તિ રહેશે નહીં પ્રસ્તુતમાં ચૈત્ર જે ભેદનું વિશેષણ બને છે તે તો એવકારનો અર્થ છે. તેથી એનું એ વિશેષણ બનતો હોવા છતાં તદ્ભિન્નના વિશેષણ તરીકે તો અનભિપ્રેત હોવાથી આખ્યાતાર્થ એકત્વનો, એમાં અન્વય થઈ શકશે

**શંકા** - चैत्रश्चैत्र पश्यति... આમા चैत्रकर्मकचाक्षुषप्रत्यक्षाश्रय एकत्वाश्रयश्चैत्रः આવો શાબ્દબોધ હોવાથી ચૈત્ર દ્વિતીયાવિભક્તિના અર્થરૂપ (વિષયત્વાત્મક) કર્મત્વ, કે જે એવકારાર્થભિન્ન છે, તેના વિશેષણ તરીકે અભિપ્રેત છે, અનભિપ્રેત નહી માટે ચૈત્રમા આખ્યાતાર્થ એકત્વના અનન્વયની આપત્તિ.

**સમાધાન** - કર્મત્વાદ્યનવરુદ્ધનો અર્થ विशेषणत्वमात्रेण तात्पर्याविषयत्वम् એવો કરવાથી આ આપત્તિ પણ નહી રહે. અર્થાત્ જે મુખ્યવિશેષ્યત્વેન તાત્પર્યનો અવિષય હોવા સાથે વિશેષણત્વેન તાત્પર્યનો વિષય હોય તે विशेषणत्वमात्रेण તાત્પર્યનો વિષય કહેવાય જે આવો ન હોય તે विशेषणत्वमात्रेण તાત્પર્યનો અવિષય કહેવાય એમા આખ્યાતાર્થ એકત્વનો અન્વય થઈ શકે. चैत्र एव पचति માં ને चैत्रश्चैत्र पश्यति માં, આ બન્નેમા ચૈત્ર, ક્રમશઃ ભેદના અને કર્મત્વના વિશેષણત્વેન તાત્પર્યનો વિષય હોવા છતા, એ મુખ્યવિશેષ્યત્વેન પણ તાત્પર્યનો વિષય હોવાથી, વિશેષણત્વમાત્રેણ તાત્પર્યનો અવિષય તો છે જ, માટે એમાં એકત્વનો અન્વય થઈ શકે છે.]

### ★ પ્રથમાન્તપદોપસ્થાપ્યત્વનું પદકૃત્ય ★

[**શંકા** :- આખ્યાતાર્થ એકત્વના અન્વય માટે કર્મત્વાદ્યનવરુદ્ધત્વ શા માટે જોઈએ એ તો સમજાયું .. પણ 'પ્રથમાન્તપદોપસ્થાપ્યત્વ' ની શી જરૂર છે ?]

(૫) **સમાધાન** - तण्डुल पचति... ઈત્યાદિમાં જ્યારે પ્રકૃત્યર્થ તણ્ડુલનું કર્મત્વાદિના વિશેષણ તરીકે તાત્પર્ય ન હોય ત્યારે એમાં એકત્વનો અન્વય ન થઈ જાય એ માટે પ્રથમાન્તપદોપસ્થાપ્યત્વ જણાવ્યુ છે.

[**શંકા** - तण्डुलनिष्ठकर्मत्वम् આ રીતે પ્રકૃત્યર્થની કર્મત્વના વિશેષણ તરીકે વિવક્ષા હોય ત્યારે જ कर्मणि द्वितीया એ સૂત્રાનુસારે દ્વિતીયા આવતી હોવાથી, तण्डुल पचति માં તંડુલની કર્મત્વના વિશેષણ તરીકે

વિવક્ષા માનવી જ પડે.

**સમાધાન :-** न विशेषणत्वे तात्पर्य નો અર્થ न विशेषणत्वमात्रे तात्पर्यम् એવો કરવાનો છે. એટલે કે જ્યાં તણ્ડુલનો વિશેષણ તરીકે અભિપ્રાય હોવા છતા ભેગો મુખ્યવિશેષ્ય તરીકે પણ અભિપ્રાય હોય તો, વિશેષણત્વમાત્રેણ એ તાત્પર્યનો અવિષય બનવાથી એમાં એકત્વના અન્વયની આપત્તિ આવે. એના વારણ માટે પ્રથમાન્તપદોપસ્થાપ્યત્વ આવશ્યક છે

**શંકા :-** ચૈત્ર શું તણ્ડુલને પકાવે ? તંડુલ જ તંડુલને પકાવે છે એવો અભિપ્રાય હોય- અર્થાત્ तण्डुलकर्मकपाकानुकूलव्यापारवाँस्तण्डुलः આવા શાબ્દબોધનો અભિપ્રાય હોય ત્યારે તંડુલનો મુખ્યવિશેષ્ય તરીકે પણ અભિપ્રાય હોવાથી વિશેષણત્વમાત્રેણ એ તાત્પર્યનો અવિષય બને છે. પણ આવા વખતે એમાં એકત્વનો અન્વય થાય તો એ તો ઇષ્ટાપત્તિ જ છે. તેથી એનું વારણ જ કરવાનું નથી, તો પ્રથમાન્ત-પદોપસ્થાપ્યત્વની શી આવશ્યકતા છે ?

**સમાધાન :-** તો પછી चैत्रेण सुप्यते ઇત્યાદિમાં ધાત્વર્થ સ્વાપમાં એકત્વના અન્વયનુ વારણ કરવા માટે પ્રથમાન્તપદોપસ્થાપ્યત્વ આવશ્યક છે એમ જાણવું. આમાં चैत्रकर्तृकः स्वापः એવો અન્વયબોધ હોવાથી સ્વાપ વિશેષણ જ નથી, તો વિશેષણત્વમાત્રેણ તાત્પર્યનો અવિષય છે જ. તેથી એમા એકત્વના અન્વયની આપત્તિ ન આવે માટે પ્રથમાન્તપદોપસ્થાપ્યત્વ આવશ્યક છે.]

[**શંકા :-** વૈયાકરણો ધાત્વર્થવિશેષ્યક શાબ્દબોધ માને છે. એટલે चैत्रः पचति વગેરેમાં સર્વત્ર કર્તા ધાત્વર્થના વિશેષણ તરીકે જ તાત્પર્યનો વિષય બની જવાથી એકત્વનો એમા અનન્વય થવાની આપત્તિ આવશે જ ]

(૬) **સમાધાન** - તો પછી 'કર્મત્વાદ્યનવરુદ્ધ' આવું જે પ્રથમદલ છે એનો અર્થ 'ધાત્વર્થાતિરિક્તનું અવિશેષણ' એવો કરવો. चैत्रः पचति મા વૈયાકરણના મતે एकत्वाश्रयचैत्राभिन्नकर्तृकः वर्तमानपाकः આવો શાબ્દબોધ છે એમાં ચૈત્ર ધાત્વર્થ પાકનું વિશેષણ છે, પણ અન્ય કોઈનુ નહી અને નૈયાયિકના મતે તો ચૈત્ર પોતે વિશેષ્ય જ હોવાથી ધાત્વર્થાતિરિક્તાવિશેષણત્વ એમા અવ્યાહત છે જ માટે બન્ને મતે હવે એમાં એકત્વનો અન્વય થઈ શકશે. चैत्र इव मैत्रो गच्छति મા ચૈત્ર તો ધાત્વર્થાતિરિક્ત એવા સાદૃશ્યના વિશેષણ તરીકે અભિપ્રેત છે જ માટે એમાં એકત્વના અન્વયનુ વારણ થઈ જાય છે.

[**શંકા :-** પણ स्तोक पचति માં સ્તોક તો ક્રિયાવિશેષણ હોવાથી ધાત્વર્થાતિરિક્તનુ તો અવિશેષણ છે જ માટે એમાં સંખ્યાનો અન્વય થવાની આપત્તિ આવશે.]

(૭) **સમાધાન** - એના વારણ માટે જ પ્રથમાન્તપદોપસ્થાપ્યત્વ જણાવ્યુ છે. [અહી પણ चैत्र एव पचति વગેરેમા એકત્વના અન્વયની ઉપપત્તિ માટે કર્મત્વાદ્યનવરુદ્ધત્વનો અર્થ - धात्वर्थातिरिक्त-विशेषणत्वमात्रेण तात्पर्याविषयत्वम् એમ જાણવો. એટલે ચૈત્ર ધાત્વર્થભિન્ન એવા એવકારાર્થરૂપ ભેદનું વિશેષણ હોવા છતા, એ મુખ્યવિશેષ્ય તરીકે પણ તાત્પર્યવિષય હોવાથી એકત્વાન્વય થઈ શકશે.] क्रियाविशेषणाना कर्मत्व नपुसकलिङ्गता च આવા વાર્તિક દ્વારા કર્મત્વનુ વિધાન હોવાથી ક્રિયાવિશેષણો દ્વિતીયાન્ત હોય છે. તેથી સ્તોકાદિ પ્રથમાન્તપદોપસ્થાપ્ય ન હોવાથી એમા એકત્વાન્વયની આપત્તિ રહેતી નથી.

---

(मु.) [1]एवं व्यापारेऽपि न शक्तिः, गौरवात् । [2]'रथो गच्छती'त्यादौ तु स्वव्यापारे [3]आश्रयत्वे वा लक्षणा । जानातीत्यादौ त्वाश्रयत्वे, [4]नश्यतीत्यादौ तु प्रतियोगित्वे निरूढलक्षणा ।

---

### ★ વ્યાપારમાં શક્તિ નથી ★

(મુ.) [1]એમ, વ્યાપારમાં પણ શક્તિ નથી, કારણકે એમાં ગૌરવ છે, [2]रथो गच्छति વગેરેમાં તો સ્વવ્યાપાર

કે [૩]આશ્રયત્વમાં લક્ષણા જાણવી. जानाति વગેરેમાં તો આશ્રયત્વમાં, અને [૪]नश्यति વગેરેમાં પ્રતિયોગિત્વમાં નિરૂઢ લક્ષણા છે.

**(વિ.)** [**મીમાંસક** - આખ્યાતની શક્તિ કૃતિમા માની શકાતી નથી, કારણકે रथो गच्छति ઇત્યાદિમા રથ નિર્જીવ હોવાથી એમાં કૃતિ હોતી જ નથી તેથી આખ્યાતની શક્તિ વ્યાપારમાં માનવી જોઈએ. એટલે गमनानुकूलव्यापारवान् रथः એવો બોધ થઈ શકશે ]

**(૧) નૈયાયિક** .- एवं = જેમ ગૌરવ હોવાથી આખ્યાતની શક્તિ કર્તામાં નથી, તેમ ગૌરવ હોવાથી જ એની શક્તિ વ્યાપારમા પણ નથી. તજ્જન્યત્વે સતિ તજ્જન્યજનકત્વં વ્યાપારત્વમ્ . એટલે એ જન્યત્વાદિ ઘટિત હોવાથી કૃતિત્વજાતિની અપેક્ષાએ ગુરુભૂત છે જ એટલે શક્યતાવચ્છેદકમાં ગૌરવ હોવાથી એમાં શક્તિ મનાતી નથી

[**મીમાંસક** - પણ તો પછી रथो गच्छति માં શી રીતે અન્વયબોધ કરશો ?]

**(૨) નૈયાયિક** - ત્યા, આખ્યાતની લક્ષણા કરી વ્યાપાર અર્થ લેવાનો છે. એટલે गमनानुकूलव्यापार-वान् रथः એમ અન્વયબોધ થઈ જશે

[શંકા - રથમા રહેલ ગમનાનુકૂલવ્યાપાર તરીકે તો તલકાદિકર્તૃકવિલક્ષણસયોગ છે. આ સંયોગ તો ગમન ન હોય ત્યારે પણ રથમા સભવે છે. એટલે એ વખતે પણ રથ ગમનાનુકૂલવ્યાપારવાન્ હોવાથી रथो गच्छति એવો પ્રયોગ થવાની આપત્તિ આવશે ]

**(૩) સમાધાન** .- તો પછી ચિન્તામણિકારમતાનુસારે આખ્યાતની આશ્રયત્વમા જ લક્ષણા કરવી એટલે કે गमनाश्रय. रथः એવો બોધ થશે. ગમનશૂન્યકાળે એવુ આશ્રયત્વ રથમા ન હોવાથી ઉક્ત પ્રયોગ થવાની આપત્તિ નથી

जानाति વગેરેમા આખ્યાતની આશ્રયત્વમા નિરૂઢ લક્ષણા જાણવી તેથી चैत्रो जानाति નો ज्ञानाश्रयश्चैत्रः એવો શાબ્દબોધ થાય છે.

[શંકા - चक्षुर्जानाति મા તો ज्ञानाश्रयः चक्षुः એવો બોધ બાધિત હોવાથી આખ્યાતની વ્યાપાર કે જનકત્વમા જ લક્ષણા કરવી પડે છે. જેથી ज्ञानानुकूलव्यापारवच्चक्षुः કે ज्ञानजनकं चक्षु. એવો શાબ્દબોધ થઈ શકે. તો પછી આશ્રયત્વમા લક્ષણા ક્યાં રહી ?]

**સમાધાન** - માટે જ जानातीत्यादौ એમ 'આદિ' શબ્દ મૂકેલ છે. 'આદિ'થી इच्छति, यतते વગેરે સમજવા. चैत्र इच्छति, चैत्रो यतते વગેરેમા इच्छाश्रयः चैत्र., यत्नाश्रयः चैत्रः એવો શાબ્દબોધ અબાધિત છે.

(૪) घटो नश्यति વગેરેમા આખ્યાતની પ્રતિયોગિત્વમા નિરૂઢલક્ષણા છે. नाशप्रतियोगित्ववान् घटः આવો શાબ્દબોધ જાણવો. અનાદિતાત્પર્યવિષયલક્ષણા એ નિરૂઢલક્ષણા કહેવાય છે

---

(मु.) उपमानाद्यथा शक्तिग्रहस्तथोक्तम् । एवं [१]कोशादपि शक्तिग्रहः, सति बाधके क्वचित्त्यज्यते । यथा नीलादिपदानां नीलरूपादौ नीलादिविशिष्टे च शक्तिः कोशेन व्युत्पादिता, तथापि लाघवान्नीलादावेव शक्तिः । नीलादिरूपविशिष्टे तु लक्षणेति । [२]एवमाप्तवाक्यादपि, यथा 'कोकिलः पिकपदवाच्यः' इत्यादिशब्दात्पिकादिपदशक्तिग्रहः ।

---

### ★ ઉપમાન-કોશ-આપ્તવાક્યથી શક્તિગ્રહ ★

(મુ.) ઉપમાનથી જે રીતે (ગવયાદિ પદનો) શક્તિગ્રહ થાય છે તે (ઉપમાનખંડમાં) કહેલું છે. એમ [૧]કોશથી પણ શક્તિગ્રહ થાય છે. પણ જો એમા બાધક હોય તો ક્યાંક એ છોડી પણ દેવાય છે. જેમકે 'નીલ' વગેરે શબ્દોની નીલરૂપમાં અને નીલરૂપવિશિષ્ટ (દ્રવ્ય)માં શક્તિ હોવી કોશમાં જણાવી છે. તો પણ લાઘવથી

**નીલરૂપમાં જ તેની શક્તિ મનાય છે. નીલરૂપવિશિષ્ટ (દ્રવ્ય) માં તો લક્ષણા જ કરાય છે. [૨]એમ આપ્તવાક્યથી પણ શક્તિગ્રહ થાય છે. જેમકે 'કોયલ પિકપદવાચ્ય છે' એવા આપ્તવાક્યથી 'પિક' પદની શક્તિ (કોયલમાં રહી છે એમ) નિર્ણીત થાય છે.**

(વિ.) (૧) સ્વસમાનાર્થબોધકશબ્દસમૂહ એ કોશ છે. 'શુક્લ' વગેરે શબ્દો ગુણને જણાવતા હોય ત્યારે પુંલ્લિંગમાં આવે છે ને ગુણવાન્‌ને જણાવતા હોય ત્યારે ગુણીના લિંગને અનુસરીને લિંગવાળા બને છે એમ જણાવવા દ્વારા કોશથી 'નીલ' વગેરેની શક્તિ ગુણ અને ગુણવાન્ બન્નેમાં હોવી જણાય છે. છતા, નીલગુણમાં, શક્તિ માનીએ તો શક્યતાવચ્છેદક નીલત્વજાતિ બને જેમાં લાઘવ છે, નીલગુણવાન્‌માં શક્તિ માનવામાં આવે તો નીલગુણ શક્યતાવચ્છેદક બને જે ભિન્ન ભિન્ન હોવાથી ગૌરવ છે માટે માત્ર નીલગુણમા જ શક્તિ મનાય છે. घटस्य नीलो वर्णः આમાં 'નીલ' શબ્દ નીલગુણને જણાવે છે જે એનો શક્યાર્થ છે. नीलो घटः આમા 'નીલ' શબ્દ નીલગુણવાન્‌ને જણાવે છે. એને એ લક્ષણાથી જણાવે છે.

[શંકા :- गुणवचनान्मतुवो लुगिष्टः- એ સૂત્રાનુસારે ગુણવાચકશબ્દપરના મત્વર્થીયપ્રત્યયનો લોપ વૈયાકરણોને ઇષ્ટ છે. એટલે नीलो घटः વગેરેમાં नील શબ્દ પર મત્વર્થીયપ્રત્યય લાગીને એનો લોપ થયો છે એમ વિચારી એનો નીલવાન્ અર્થ સીધો જ નીકળે છે, તો પછી લક્ષણા કરવાની શી જરૂર છે ?

**સમાધાન** :- नीलो घटोऽस्ति વગેરે વાક્યથી શાબ્દબોધ થવા પૂર્વે સર્વત્ર લુપ્ત મત્વર્થીયપ્રત્યયનુ સ્મરણ થાય જ એવું માનવા કરતા લક્ષણા માનવી એ ઉચિત છે. વળી જેને આ ખબર નથી કે અહી લુપ્તમત્વર્થીય પ્રત્યય છે એને (જો લક્ષણા ન માનીએ તો) શાબ્દબોધ થવો અસગત ઠરી જાય.]

(૨) તે તે શબ્દના પ્રયોગમા હેતુભૂત યથાર્થજ્ઞાન ધરાવનાર પુરુષ એ 'આપ્ત'પુરુષ જાણવો. એનાથી પિક વગેરે તે તે શબ્દના અર્થના અજાણ બાળાદિને શક્તિગ્રહ થાય છે

(मु.) एवं व्यवहारादपि । यथा प्रयोजकवृद्धेन 'घटमानये'त्युक्तम् । तच्छ्रुत्वा प्रयोज्यवृद्धेन घट आनीतः, तदवधार्य पार्श्वस्थो बालो घटानयनरूपं कार्यं 'घटमानये'तिशब्दप्रयोज्यमित्यवधारयति । [१]ततश्च 'घटं नय, गामानये'त्यादिवाक्यादावापोद्वापाभ्यां घटादिपदानां कार्यान्वितघटादौ शक्तिं गृह्णाति । इत्थञ्च 'भूतले नीलो घटः' इत्यादिशब्दान्न शाब्दबोधः । घटादिपदानां कार्यान्वितघटादिबोधे सामर्थ्यावधारणात्, कार्यताबोधं प्रति च लिङ्गादीनां सामर्थ्यात्तदभावान्न शाब्दबोध इत्यपि केचित् ।

## ★ વ્યવહારથી શક્તિગ્રહ ★

**(મુ.) એમ વ્યવહારથી પણ શક્તિગ્રહ થાય છે. જેમ કે - પ્રયોજકવૃદ્ધ (ઉપદેશક ગુરુ વગેરે) વડે ઘટમાનય એમ કહેવાયું. એ સાંભળીને પ્રયોજ્યવૃદ્ધ (શિષ્યાદિ) વડે ઘડો લવાયો તદ્ (= આ ઘટાનયનક્રિયા જોઈને ઘટાદિપદની શક્તિનો અજાણ પાર્શ્વસ્થબાળક ઘડો લાવવારૂપ કાર્ય ઘટમાનય શબ્દથી પ્રયોજ્ય છે એમ અવધારણ (= અનુમાન) કરે છે. [૧]પછી 'ઘટ નય, ગામાનય' ઇત્યાદિ વાક્યથી આવાપ ઉદ્વાપ દ્વારા ઘટાદિપદોની કાર્યાન્વિતઘટાદિમાં શક્તિ હોવાનો નિર્ણય કરે છે. એટલે, भूतले नीलो घटः ઇત્યાદિ શબ્દથી શાબ્દબોધ થશે નહીં, કારણ કે ઘટાદિપદો કાર્યાન્વિતઘટાદિનો બોધ કરાવવામાં સમર્થ છે એમ નિશ્ચય કર્યો હોવાથી અને કાર્યતાના બોધ પ્રત્યે લિઙ્આદિનું સામર્થ્ય છે જે અહીં ન હોવાથી શાબ્દબોધ ન થાય, એમ પણ કેટલાક કહે છે.**

(વિ.) (૧) આવાપ = કેટલાક પદોનુ ગ્રહણ.. ઉદ્વાપ = કેટલાક પદોનો ત્યાગ घट नय માં आनय પદનો ઉદ્વાપ ને नय પદનો આવાપ છે. गामानय મા घट પદનો ઉદ્વાપ ને गाम् પદનો આવાપ છે. આ આવાપાદિ દ્વારા, ઘટ પદની કાર્યાન્વિત ઘટાદિમા શક્તિ રહી હોવાનો નિર્ણય થાય છે (એમ મીમાસકમત છે.) એમની માન્યતાનો केचित् કહીને ગ્રન્થકારે ઉલ્લેખ કર્યો છે.

કાર્યતાનો બોધ લિઙ્-લોટ્ વગેરે પ્રત્યયો કરાવે છે મૃતલે નીલો ઘટઃ આ વાક્યમા લિઙ્-આદિ પ્રત્યયાન્ત કોઈ શબ્દ ન હોવાથી કાર્યતાનો જ બોધ થતો નથી, તો કાર્યાન્વિતઘટાદિનો પણ બોધ ન થઈ શકવાથી શાબ્દબોધ થઈ શકે નહી એમ કેટલાક (= મીમાસકો) કહે છે.

(मु.) तन्न, प्रथमतः कार्यान्वितघटादौ शक्त्यवधारणेऽपि लाघवेन पश्चात्तस्य परित्यागौचित्यात्। [1]अत एव - चैत्र ! पुत्रस्ते जातः कन्या ते गर्भिणी जाता- इत्यादौ मुखप्रसादमुखमालिन्याभ्यां सुखदुःखे अनुमाय तत्कारणत्वेन पारिशेपाच्छाब्दबोधं निर्णीय तद्धेतुतया तं शब्दमवधारयति । तथा च व्यभिचारात्कार्यान्विते न शक्तिः । न च तत्र 'तं पश्ये'त्यादि शब्दान्तरमध्याहार्यं, मानाभावात्, 'चैत्र ! पुत्रस्ते जातो मृतश्चे'त्यादौ तदभावाच । इत्थञ्च लाघवादन्वितघटेऽपि शक्तिं त्यक्त्वा घटपदस्य घटमात्रे शक्तिमवधारयति ।

## ★ કાર્યાન્વિતઘટાદિમાં શક્તિગ્રહનો નિરાસ ★

(મુ.) મીમાંસકનો આવો મત યોગ્ય નથી, કારણકે પ્રથમતઃ (= પ્રથમવ્યવહારથી) કાર્યાન્વિનઘટાદિમાં શક્તિની અનુમિતિ થવા છતા, (ક્રિયાન્વિતઘટત્વની અપેક્ષાએ ઘટત્વમાં શરીરકૃત) લાઘવ હોવાના કારણે પછીથી તેનો (= ક્રિયાન્વિતઘટત્વાદિનો શક્યતાવચ્છેદક તરીકે) પરિત્યાગ કરવો એ ઉચિત છે. (અને તેથી ક્રિયાથી અનન્વિત એવા ઘટમાત્રમાં શક્તિ માનવી યોગ્ય છે. આ જ વાતનું લૌકિક ઉદાહરણ આપે છે.) [1]એટલે જ - ચૈત્ર! તારો પુત્ર જન્મ્યો, તારી કન્યા ગર્ભિણી થઈ- આવા વાક્યશ્રવણ પર મુખની પ્રસન્નતા - મુખની મલિનતા જોઈને સુખ-દુઃખનું અનુમાન કરીને તેના કારણ તરીકે પારિશેપન્યાયે શાબ્દબોધનો નિર્ણય કરીને તેના હેતુ તરીકે તે શબ્દનો નિર્ણય કરે છે. એટલે વ્યભિચાર હોવાથી કાર્યાન્વિત પદાર્થમાં શક્તિ નથી. એવા વાક્યોમાં त पश्य વગેરે શબ્દાન્તરનો અધ્યાહાર પણ માની શકાતો નથી, કારણ કે એવું માનવામાં કોઈ પ્રમાણ નથી. વળી 'ચૈત્ર ! તારો પુત્ર જનમ્યો, અને મૃત થયો' ઈત્યાદિ સ્થળે એવો અધ્યાહાર શક્ય પણ નથી. આમ, લાઘવથી અન્વિતઘટમાં પણ શક્તિનો ત્યાગ કરી ઘટપદની ઘટમાત્રમાં શક્તિ હોવાનો નિર્ણય કરે છે.

(વિ ) (૧) પુત્રજન્મ એ હર્ષજનકબિના છે. કન્યા ગર્ભિણી થવાના સમાચાર દુઃખજનક છે, કારણકે પાછળ કઈક ખર્ચો કરવાની ચિન્તા ઊભી થાય છે. આ બે સમાચાર સાભળવાથી ક્રમશ મુખ પર પ્રસન્નતા કે મલિનતા છવાયેલી જે જોવા મળે છે એના પરથી શ્રોતા ચૈત્રને સુખ કે દુઃખ થયુ છે એનુ અનુમાન થાય છે. આ સુખ કે દુ ખના કારણ તરીકે ત્યા ચન્દન-વનિતાદિ કે કંટકાદિ તો જણાતા નથી, તેથી પારિશેપન્યાયથી એના કારણ તરીકે તેવો તેવો શાબ્દબોધ કલ્પવામા આવે છે વળી ત્યાં चैत्र ! पुत्रस्ते जात. વગેરે વાક્ય સિવાય તો કોઈ શબ્દો ઉચ્ચારાયા નથી. એટલે આ શબ્દો પરથી જ એ શાબ્દબોધ થયો છે એમ માનવું પડે છે વળી આ વાક્યમા તો કાર્યતાના બોધક લિઙ્-આદિનો પ્રયોગ છે નહી તેથી કાર્યતાના બોધ વિના પણ શાબ્દબોધ થઈ શકે છે એમ માનવુ પડે છે માટે લિઙાદિપદાભાવ હોવા છતા શાબ્દબોધ થતો હોવાથી વ્યતિરેકવ્યભિચાર સ્પષ્ટ છે. માટે કાર્યાન્વિતઘટમા શક્તિ માની શકાતી નથી.

**મીમાંસક** :- આવા વાક્યમા 'त पश्य' એમ લિઙાદિપદનો અધ્યાહાર કરીને શાબ્દબોધ થાય છે એમ માનવુ જોઈએ, તેથી વ્યતિરેક વ્યભિચાર રહેતો નથી.

**નૈયાયિક** - આવો અધ્યાહાર માનવામાં કોઈ પ્રમાણ નથી વળી, જ્યા પુત્ર મૃત છે ત્યાં તો त पश्य નો અધ્યાહાર સભવિત જ નથી, ને છતા શાબ્દબોધ તો થાય જ છે. આમ અન્વિતઘટમા શક્તિ માનવા કરતા ઘટમાત્રમાં શક્તિ માનવામા લાઘવ હોવાથી ઘટમાત્રમા જ શક્તિ હોવાનો નિર્ણય તે બાળક પછીથી કરે છે

(मु.) एवं वाक्यशेषादपि शक्तिग्रहः । यथा 'यवमयश्चरुर्भवती'त्यत्र यवपदस्य दीर्घशूकविशेषे आर्याणां प्रयोगः कङ्गौ तु म्लेच्छानाम् । [१]तत्र हि "अथान्या औषधयो म्लायन्ते । अथैते मोदमानास्तिष्ठन्ति । [२]वसन्ते सर्वसस्यानां जायते पत्रशातनम् । मोदमानाश्च तिष्ठन्ति यवाः कणिशशालिनः ॥" इति वाक्यशेषाद्दीर्घशूके शक्तिर्निर्णीयते, कङ्गौ तु शक्तिभ्रमात् प्रयोगः, [३]नानाशक्तिकल्पने गौरवात् । [४]हर्यादिपदे तु विनिगमकाभावान्नानाशक्तिकल्पनम् ।

## ★ વાક્યશેષથી શક્તિગ્રહ ★

(મુ.) એમ વાક્યશેષથી પણ શક્તિગ્રહ થાય છે. જેમકે 'યવમય ચરુ હોય છે' આ વાકયમાં 'યવ'પદની શક્તિનો નિર્ણય. આર્યો 'યવ'પદનો પ્રયોગ દીર્ઘશૂકવિશેષમાં કરે છે અને મ્લેચ્છો કંગુમાં કરે છે. [१]તેમાં, "જ્યારે બીજી ઔષધિઓ મ્લાન થાય છે ત્યારે આ યવ ખીલેલા હોય છે. [२]વસન્તઋતુમાં બધા ધાન્યોના પાંદડા ખરી પડે છે, જ્યારે કણિશશાલી યવ વિલસતા રહે છે." આવા વાક્યશેષથી દીર્ઘશૂકમાં શક્તિ હોવી નિર્ણીત થાય છે. કંગુમાં શક્તિના ભ્રમથી પ્રયોગ થાય છે. [३]કારણકે અનેક શક્તિ માનવામાં ગૌરવ છે. [४]'હરિ' વગેરે પદમાં તો વિનિગમક ન હોવાથી નાના શક્તિ માનવી પડે છે.

(વિ.) પ્રસ્તુતવાક્યસ્થપદની શક્તિનો નિર્ણય, એ જ પદ ધરાવનાર અન્ય વાક્ય પરથી થતા શાબ્દબોધ દ્વારા થાય એ વાક્યશેષથી શક્તિગ્રહ થયો કહેવાય. જેમકે 'यवमयश्चरुर्भवति' આવા વાક્યમાં રહેલા 'યવ' શબ્દનો અર્થ શુ કરવો ? [ચરુ નામના પાત્રમાં રહેલું દેવને આપવા યોગ્ય હવિ એ 'ચરુ' કહેવાય છે આ ચરુ 'યવમય' હોય છે, અર્થાત્ યવનો વિકાર હોય છે. એટલે યવમાથી બનેલ ચીજ હોય છે.] પણ 'યવ'નો અર્થ આર્યપુરુષો દીર્ઘશૂકવિશેષ = જવ કરે છે અને મ્લેચ્છો કગુ = પ્રિયકુતડુલ કરે છે એટલે જે ચરુ છે તે જવમય લેવાનો કે પ્રિયગુતંડુલમય લેવાનો એ સંદેહ પડે છે. (૧) ત્યારે એ નિર્ણય શ્રુતિરૂપ વાક્યશેષથી થાય છે. - જ્યારે (= વસતઋતુમા) યવ ભિન્ન ધાન્ય વગેરે મ્લાન થાય છે = વૃદ્ધિશૂન્ય, પર્ણશૂન્ય અને શુષ્ક થાય છે ત્યારે આ યવ મોદમાન = વૃદ્ધિમાન્, સપર્ણ અને લીલાછમ હોય છે. (૨) સ્મૃતિરૂપ વાક્યશેષથી પણ એ નિર્ણય થઈ શકે છે સ્મૃતિવાક્યમાં કહ્યુ છે કે - વસન્તઋતુમાં યવભિન્ન સર્વ ધાન્યોનું પત્રશાતન = મ્લાનતા કે પતન થાય છે, પણ યવ બીજવાળા થઈને વૃદ્ધિવાળા રહે છે આ બન્નેમાં વપરાયેલા યવનો વિચાર કરીએ તો, દીર્ઘશૂક (જવ) વસંતમા વૃદ્ધિમાન્ હોય છે, પ્રિયંગુતંડુલ નહીં માટે यवमयश्चरुर्भवति મા 'યવ'નો અર્થ જવ કરવો યોગ્ય છે, પણ પ્રિયગુતંડુલ નહી એમ નિર્ણીત થાય છે. એટલે યવની શક્તિ જવમા નિર્ણીત થાય છે કગુમા એની શક્તિ નથી, પણ શક્તિનો ભ્રમ હોવાથી 'યવ' પદનો પ્રયોગ થાય છે.

[શંકા - જવમા ભલે યવપદની શક્તિ માનો, પણ ભેગી પ્રિયગુતડુલમાં પણ એની જુદી શક્તિ માનો ને !]

(૩) **સમાધાન** .- બે જુદી જુદી શક્તિ માનવામાં ગૌરવ હોવાથી એ મનાતી નથી

[શંકા :- તો પછી 'હરિ' વગેરે શબ્દોની અનેક શક્તિ શા માટે માનો છો ?]

(૪) **સમાધાન** .- 'હરિ' પદની શક્તિ શેમાં માનવી અને શેમા નહી એમા કોઈ વાક્યશેષ વગેરે રૂપ વિનિગમક ન હોવાથી એની શક્તિ બધામા જુદી જુદી માનવી પડે છે.

(मु.) एवं विवरणादपि शक्तिग्रहः । विवरणं तु तत्समानार्थकपदान्तरेण तदर्थकथनम् । यथा 'घटोऽस्ती'त्यस्य 'कलशोऽस्तीत्यनेन विवरणाद्घटपदस्य कलशे शक्तिग्रहः । एवं 'पचती'त्यस्य 'पाकं

करोती'त्यनेन विवरणादाख्यातस्य यत्नार्थकत्वं कल्प्यते । एवं प्रसिद्धपदसान्निध्यादपि शक्तिग्रहः । यथा - 'इह सहकारतरौ मधुरं पिको रौती'त्यादौ पिकपदस्य कोकिले शक्तिग्रह इति ।

### ★ વિવરણ - પ્રસિદ્ધપદસાન્નિધ્યથી શક્તિગ્રહ ★

(મુ.) એમ વિવરણથી પણ શક્તિનિર્ણય થાય છે. તેના સમાનાર્થક અન્ય પદથી તે (= વિવક્ષિત) પદનું અર્થકથન કરવું એ વિવરણ કહેવાય છે. જેમકે ઘટોऽસ્તિ નુ કલશોऽસ્તિ આનાથી વિવરણ કરવામા આવતું હોવાથી ઘટપદની કલશમાં શક્તિ રહી છે એમ નિર્ણય થાય છે. (આમ આમાં નામનુ વિવરણ દર્શાવ્યું.)(આખ્યાતની શક્તિ પૂર્વે લાઘવથી કૃતિમાં છે એ જણાવ્યું હતુ, હવે વિવરણથી પણ એ જણાવે છે-) એમ पचति નું 'पाकं करोति' થી વિવરણ થતુ હોવાથી આખ્યાત યત્નાર્થક હોય છે એ જણાય છે. એમ પ્રસિદ્ધપદના સાન્નિધ્યથી પણ શક્તિગ્રહ થાય છે. (જેમાં શક્તિનો નિર્ણય કરવો છે તે પદાર્થના અસાધારણધર્માત્મક પ્રસિદ્ધઅર્થનું વાચક પદ એ પ્રસિદ્ધ પદ. સાન્નિધ્ય = સહ ઉચ્ચારિતત્વ. મધુરસ્વર = પંચમસ્વર) સહકારવૃક્ષ પર પંચમસ્વર રેલાવવો એ કોકિલનો અસાધારણ ધર્મ છે. એના વાચકપદના સાન્નિધ્યથી પિક એટલે કોકિલ એમ નિર્ણય થાય છે.

(मु.) [1]तत्र जातावेव शक्तिर्न तु व्यक्तौ, [2]व्यभिचाराद्, [3]आनन्त्याच्च । [4]व्यक्तिं विना च जातिभानस्यासम्भवाद्व्यक्तेरपि भानमिति केचित्, [5]तन्न, शक्तिं विना व्यक्तिभानानुपपत्तेः ।

### ★ શક્તિ શામાં ? વ્યક્તિમા ? જાતિમા ? ★

(મુ.) [1]તત્ર = શક્તિગ્રહ થયે છતે, જાતિમાં જ શક્તિ માનવી, વ્યક્તિમાં નહીં, કારણકે [2]વ્યભિચાર અને [3]આનન્ત્યદોષ આવે છે. [4]વ્યક્તિ વિના તો જાતિનું ભાન જ અસમ્ભવિત હોવાથી વ્યક્તિનું પણ ભાન થઈ જાય એમ કેટલાક કહે છે, [5]તે બરાબર નથી, કારણકે શક્તિ વિના વ્યક્તિનું ભાન ન થઈ શકે.

(વિ.) [નૈયાયિકો જાતિવિશિષ્ટ વ્યક્તિમા શક્તિ માને છે, જ્યારે મીમાંસકો માત્ર જાતિમાં જ શક્તિ માને છે ]

(૧) **મીમાંસક** :- ઘટ-પટ વગેરે શબ્દોની શક્તિ ઘટત્વ-પટત્વ વગેરે જાતિમા જ છે, પણ ઘટ-પટ વગેરે વ્યક્તિમા નહી જાતિવિશિષ્ટમા (= વ્યક્તિમાં) શક્તિ માનીને પદથી જો એની ઉપસ્થિતિ માનવાની હોય તો પણ नागृहीतविशेषणा बुद्धिर्विशिष्टेमुपजायते એ ન્યાયાનુસાર જાતિના બોધ માટે જાતિમાં શક્તિ તો માનવી જ પડે છે તો ઘટત્વવિશિષ્ટ અનેક ઘડામા શક્તિ માનવા કરતા માત્ર એક ઘટત્વજાતિમાં જ શક્તિ માનવામા લાઘવ છે. વળી વ્યક્તિમાં જો શક્તિ માનશો તો કોઈ એક વ્યક્તિમા માનશો કે સર્વવ્યક્તિઓમા ? (૨) જો એક વ્યક્તિમાં શક્તિ હોય તો જે ઘટવ્યક્તિમા શક્તિગ્રહ થયો છે તે ઘટથી ભિન્ન ઘટવ્યક્તિ અંગે તો શક્તિગ્રહ છે નહી, ને છતા એ ભિન્નઘટ વિષયક પણ શાબ્દબોધ તો થાય જ છે એટલે કે વગર શક્તિજ્ઞાને શાબ્દબોધ થવાથી વ્યતિરેક વ્યભિચાર દોષ આવે છે.

(૩) જો સર્વવ્યક્તિઓમાં શક્તિ માનશો તો વ્યક્તિભેદે શક્તિ ભિન્ન ભિન્ન હોવાથી અનન્તવ્યક્તિઓમા અનતશક્તિ માનવાનું ગૌરવ થશે

[શંકા - જો વ્યક્તિમા શક્તિ નથી તો ઘટ-પટ વગેરે વ્યક્તિનું ભાન જ નહીં થાય .]

(૪) **સમાધાન** - વ્યક્તિ વિના જાતિનું ભાન થવુ અસભવિત હોય છે [ગાય ન હોય તો ગોત્વનુ પણ જ્ઞાન ન થાય] તેથી જાતિનુ ભાન અન્યથાઅનુપપન્ન રહેતું હોવાથી વ્યક્તિનું ભાન પણ થઈ જાય છે, એટલે કે વ્યક્તિવિશેષ્યક જાતિપ્રકારક શાબ્દબોધ થાય છે અને એના પ્રત્યે જાતિવિષયકશક્તિજ્ઞાન હેતુ છે. [બાકી જેઓ માત્ર વ્યક્તિમા શક્તિ માને છે એના મતે આ પણ અનુપપત્તિ છે કે વ્યક્તિનું સ્વરૂપત ભાન માનવુ પડે, કારણકે જાતિ તો ઉપસ્થિત થઈ નથી પણ શાબ્દબોધમા જાતિરૂપેણ વ્યક્તિનુ ભાન

થાય છે એ અનુભવ છે.]

[શંકા :- 'ઘટ'પદની શક્તિ તો ઘટવ્યક્તિમા જ છે, પણ તેના ફળ તરીકે ઘટત્વજાતિપ્રકારકવ્યક્તિવિશેષ્યક ભાન થાય છે. એટલે કે વ્યક્તિવિશેષ્યકજાતિપ્રકારકશાબ્દબોધ પ્રત્યે વ્યક્તિવિષયકશક્તિજ્ઞાન હેતુ બની શકે છે. તેથી વ્યક્તિમાં શક્તિ માની શકાય છે.

**સમાધાન** :- અનંતશક્તિ માનવી વગેરે દોષો હોવાથી વ્યક્તિમાં શક્તિ મનાતી નથી.]

(૫) **નૈયાયિક** :- માત્ર જાતિમાં શક્તિ માનવાનો મીમાંસકનો આ મત બરાબર નથી, કારણકે વ્યક્તિમાં જો શક્તિ ન હોય તો અન્યથાનુપપત્તિથી = અર્થાપત્તિથી પણ વ્યક્તિનું ભાન થઈ જ ન શકે. પદજન્યપદાર્થોપસ્થિતિ एकसम्बन्धिज्ञान - ન્યાયે થાય છે. એટલે, શક્તિસમ્બન્ધના બે સમ્બન્ધી તરીકે પદ અને જાતિનો જ નિર્ણય હોય (પણ વ્યક્તિનો ન હોય તો) પદનું જ્ઞાન થવા પર અન્ય સમ્બન્ધી તરીકે જાતિનુ સ્મરણ જ થઈ શકે, વ્યક્તિનુ નહી પણ અનુભવ તો એવો થાય છે કે 'ઘટ' વગેરે શબ્દ સાંભળતાની સાથે ઘટત્વવિશિષ્ટઘટ ઉપસ્થિત થઈ જાય છે. માટે 'ઘટ' વગેરે પદની શક્તિ જાતિ-આકૃતિવિશિષ્ટવ્યક્તિમાં માનવી જોઈએ. બાકી વ્યક્તિમા જો શક્તિ માનવામા ન આવે તો એની પદજન્યપદાર્થોપસ્થિતિ થઈ જ ન શકવાથી શાબ્દબોધ પણ શી રીતે થાય ? કારણકે તદ્વિષયકશાબ્દબોધ પ્રત્યે તદ્વિષયક-પદજન્યોપસ્થિતિ હેતુ છે.

(मु.) [1]न च व्यक्तौ लक्षणा, अनुपपत्तिप्रतिसन्धानं विनापि व्यक्तिबोधात् । [2]न च व्यक्तिशक्तावानन्त्यं, सकलव्यक्तावेकस्या एव शक्तेः स्वीकारात् । न चाननुगमः, गोत्वादेरेवानुगमकत्वात् । [3]किञ्च 'गौः शक्ये'ति शक्तिग्रहो यदि तदा व्यक्तौ शक्तिः, यदि तु 'गोत्वं शक्यमि'ति शक्तिग्रहस्तदा गोत्वप्रकारकपदार्थस्मरणं शाब्दबोधश्च न स्यात्, समानप्रकारकत्वेन शक्तिज्ञानस्य पदार्थस्मरणं शाब्दबोधं प्रति च हेतुत्वात् ।

## ★ વ્યક્તિમાં લક્ષણા નથી ★

**(मु.) [1]વ્યક્તિમાં લક્ષણા માની શકાતી નથી, કારણકે અનુપપત્તિના પ્રતિસન્ધાન વિના પણ વ્યક્તિનું ભાન થાય છે. [2]વ્યક્તિમાં શક્તિ માનવામાં આનન્ત્ય થાય છે એવું પણ નથી, કારણકે સકલવ્યક્તિઓમાં એક જ શક્તિ માનીએ છીએ. અનનુગમ દોષ પણ આવતો નથી, કારણકે ગોત્વાદિ જ અનુગમક છે. [3]વળી, गौः शक्या એમ જો શક્તિગ્રહ હોય તો વ્યક્તિમાં શક્તિ થઈ. પણ गोत्वं शक्यम् એમ જો શક્તિગ્રહ હોય તો ગોત્વપ્રકારક પદાર્થસ્મરણ અને શાબ્દબોધ થઈ શકે નહીં, કારણકે સમાનપ્રકારક હોવા રૂપે જ શક્તિજ્ઞાન પદાર્થસ્મરણ અને શાબ્દબોધ પ્રત્યે હેતુ છે.**

(वि.) [**મીમાંસક** .- તદ્વિષયક શાબ્દબોધ પ્રત્યે તદ્વિષયકપદજન્ય પદાર્થોપસ્થિતિ હેતુ છે એ અમને પણ માન્ય જ છે. પણ એ ઉપસ્થિતિ શક્તિથી જ થવી જોઈએ એવો નિયમ નથી, લક્ષણાથી એ ઉપસ્થિતિ થાય તો પણ ચાલે છે એટલે અમે કહીએ છીએ કે જાતિની ઉપસ્થિતિ શક્તિથી અને વ્યક્તિની ઉપસ્થિતિ લક્ષણાથી થાય છે. આમ શક્તિ-લક્ષણાન્યતરવૃત્તિસમ્બન્ધથી જાતિ-વ્યક્તિ બન્નેની ઉપસ્થિતિ ને શાબ્દબોધ બધું થઈ શકે છે.]

(૧) **નૈયાયિક** :- અન્વય કે તાત્પર્યની અનુપપત્તિનું અનુસન્ધાન થાય તો જ લક્ષણા કરવામાં આવતી હોય છે. ઘટ વગેરે શબ્દ સાંભળવા પર કોઈ અનુપપત્તિનુ અનુસન્ધાન ન હોવા છતાં વ્યક્તિનો બોધ તો થતો જ હોય છે, માટે વ્યક્તિની લક્ષણાથી ઉપસ્થિતિ થાય છે એમ કહી શકાય નહી.

[**મીમાંસક** - ગામાનય વગેરે વાક્યશ્રવણ કાલે, ગોત્વજાતિનુ આનયન અસમ્ભવિત હોવાથી

અન્વયાનુપપત્તિનુ પ્રતિસન્ધાન થાય છે જ, ને તેથી પછી એની ઉપપત્તિ માટે લક્ષણા કરી ગાયનું આનયન સમજાય છે

**નૈયાયિક** - છતા, गौरस्ति વગેરેમા તો, ગોત્વનુ અસ્તિત્વ અનુપપન્ન ન હોવાથી લક્ષણા નહી જ કરી શકાય, ને તેથી ગોવ્યક્તિની ઉપસ્થિતિ અશક્ય જ રહેશે એટલે એની અનુભવસિદ્ધ ઉપસ્થિતિ માટે 'ગો'પદની શક્તિ ગોવ્યક્તિમા પણ માનવી જ પડવાથી ગામાનય વગેરેમાં ગોવ્યક્તિ શક્તિથી જ ઉપસ્થિત થઈ જવાના કારણે અનુપપત્તિ રહેશે નહી, ને તેથી લક્ષણા માની શકાતી નથી

વળી सकृदुच्चरितः शब्दः सकृदेवार्थं गमयति ન્યાયે એક જ શબ્દ દ્વારા શક્તિ અને લક્ષણા એમ બન્ને સમ્બન્ધો દ્વારા બે પદાર્થોની ઉપસ્થિતિ માની શકાય નહી. એટલે શબ્દ, ક્યાં તો શક્તિથી માત્ર જાતિને જણાવશે ને ક્યા તો લક્ષણાથી માત્ર વ્યક્તિને જણાવશે, પણ બન્નેને તો નહી જ

**મીમાંસક** - गङ्गाया मत्स्यघोषौ पश्य આવા વાક્યપ્રયોગ વખતે ગગાપદ દ્વારા શક્તિ અને લક્ષણા ઉભય દ્વારા ગગાપ્રવાહ અને ગગાતીર એ બન્નેની ઉપસ્થિતિ માનવી જ પડે છે ને ! એમ પ્રસ્તુતમાં પણ એક જ પદની યુગપદ્ બન્ને વૃત્તિ માની શકાય છે.

**નૈયાયિક** - આવા સ્થળમા ઉચ્ચરિત ગંગાપદથી શક્તિ દ્વારા ગંગાપ્રવાહની અને સ્મૃતગંગાપદથી લક્ષણા દ્વારા ગગાતીરની ઉપસ્થિતિ માનવામાં આવે છે એટલે એક જ પદની કાંઈ બન્ને વૃત્તિ મનાતી નથી

**મીમાંસક** - પણ લક્ષણાથી વ્યક્તિનો બોધ નહી માનો તો શક્તિથી જ માનવો પડશે. અને તો પછી તો વ્યક્તિ અનત હોવાથી શક્તિ પણ અનંત માનવાનો દોષ પૂર્વે કહ્યો જ છે.]

### ☆ અનંતવ્યક્તિમા એક શક્તિ ★

(ར) **નૈયાયિક** - અનતવ્યક્તિઓમા નિત્ય એક ઈશ્વરેચ્છારૂપ શક્તિ એક જ માની હોવાથી શક્તિનું આનન્ત્ય થવાનો દોષ નથી.

**મીમાંસક** - તો પણ અનનુગમ દોષ તો આવશે જ આશય એ છે કે ગોવિષયકશાબ્દબોધપ્રત્યે તમારે ગોવ્યક્તિવિષયકશક્તિજ્ઞાનને કારણ માનવાનુ છે એટલે કે કારણભૂત આ શક્તિજ્ઞાનનું ગોવ્યક્તિ એ વિશેષણ છે તેથી શક્તિજ્ઞાનમા રહેલી કારણતાના અવચ્છેદક તરીકે ગોવ્યક્તિને માનવી પડે જે અનંત હોવાથી ગૌરવગ્રસ્ત હોવાના કારણે કારણતાવચ્છેદક બની શકતી નથી એટલે, જેમ સકલ દંડમાં રહેલી ઘટકારણતાનો, એના અવચ્છેદક દડત્વરૂપે અનુગમ થાય છે એવો અનુગમ, પ્રસ્તુતમા, તે તે ઘટવ્યક્તિવિષયક તે તે શક્તિજ્ઞાનમાં રહેલી કારણતાનો થઈ શકશે નહી, [કારણકે કોઈ કારણતાવચ્છેદક છે જ નહી.]

**નૈયાયિક** - અમે એમાં ગોત્વાદિને જ અનુગમક માનતા હોવાથી તમે કહેલો દોષ આવતો નથી. એટલે કે ગોવિષયકશાબ્દબોધ પ્રત્યે અમે ગોત્વવિશિષ્ટવિષયકશક્તિજ્ઞાનને હેતુ માનીએ છીએ દરેક ગોવ્યક્તિ ગોત્વવિશિષ્ટ હોવાથી ગોત્વરૂપે અનુગમ થઈ જાય છે.

[**મીમાંસક** - તમે વ્યક્તિને શક્ય માનવા છતાં અનુગમ કરવા માટે જાતિવિશિષ્ટવિષયકશક્તિજ્ઞાનને કારણ કહો છો. એમ અમે જાતિને શક્ય માનવા છતા, વ્યક્તિનુ ભાન અનુપપન્ન ન રહે એ માટે વ્યક્તિનિષ્ઠજાતિવિષયકશક્તિજ્ઞાનને કારણ કહીશુ તો પછી હવે ક્યા વાધો રહે છે ?

(૩) **નૈયાયિક** - તમે ચોક્કસ શક્ય કોને માનો છો ? गौः शक्या કે गोत्व शक्यम् ?] જો गौः शक्या કહેશો તો વ્યક્તિમાં શક્તિ હોવી સિદ્ધ થઈ જ ગઈ. પણ જો 'गोत्व शक्यम्' એ પ્રમાણે શક્તિગ્રહ કહેશો તો એ શક્તિજ્ઞાન દ્વારા ગોત્વપ્રકારક એવુ પદાર્થસ્મરણ અને શાબ્દબોધ થઈ શકશે નહી, કારણકે

શક્તિજ્ઞાન યત્પ્રકારક હોય તત્પ્રકારક પદાર્થસ્મરણ અને શાબ્દબોધ પ્રત્યે જ હેતુ બને એવો નિયમ છે. એટલે કે गोत्वं शक्यम् (= गोपदवाच्यम्) એવો શક્તિગ્રહ ગોત્વવિશેષ્યક (અને ગોત્વત્વપ્રકારક) છે તો એ ગોત્વવિશેષ્યક પદાર્થસ્મરણાદિનું જ કારણ બની શકે છે પણ ગોત્વપ્રકારક પદાર્થસ્મરણાદિનું નહીં

[**મીમાંસક** :- અનુભવબલાત્ જણાય છે કે ગોત્વપ્રકારકગોવિશેષ્યક પદાર્થસ્મરણાદિ પ્રત્યે ગોત્વવિષયકશક્તિજ્ઞાન કારણ છે. માટે તમે કહેલો નિયમ અમને માન્ય નથી.]

---

(मु.) किञ्च गोत्वे यदि शक्तिस्तदा गोत्वत्वं शक्यतावच्छेदकं वाच्यम् । गोत्वत्वं तु गवेतरासमवेतत्वे सति सकलगोसमवेतत्वम् । तथा च गोव्यक्तीनां शक्यतावच्छेदकेऽनुप्रवेशात्तवैव गौरवम् । तस्मात्तत्तज्जात्याकृतिविशिष्टतत्तद्व्यक्तिबोधानुपपत्त्या कल्प्यमाना शक्तिर्जात्याकृतिविशिष्टव्यक्तौ विश्राम्यतीति ॥

---

(મુ.) નૈયાયિક :- વળી, ગોત્વમાં શક્તિ માનશો તો ગોત્વત્વને શક્યતાવચ્છેદક માનવું પડશે જે गवेतरासमवेतत्वे सति सकलगोसमवेतत्व રૂપ છે. એટલે શક્યતાવચ્છેદકમાં ગોવ્યક્તિઓનો પ્રવેશ હોવાથી તારે જ ગૌરવ થઈ જશે. (ઉલ્લિખ્યમાન જાતિનું સ્વરૂપતઃ ભાન ન હોવાથી ગોત્વત્વાદિરૂપે જ માનવું પડે છે જેથી ગૌરવ સ્પષ્ટ છે.)

તેથી તે તે જાતિ-આકૃતિ વિશિષ્ટ તે તે ઘટાદિ વ્યક્તિના અનુભવાતા શાબ્દબોધની અન્યથા અનુપપત્તિ થતી હોવાથી એની સંગતિ માટે જાતિ-આકૃતિવિશિષ્ટ તે તે ઘટાદિવ્યક્તિમાં શક્તિ માનવી ઉચિત છે.

---

(मु.) [1]शक्तं पदं, तच्चतुर्विधम् । क्वचिद्यौगिकं, क्वचिद्रूढं, क्वचिद्योगरूढं, क्वचिद्यौगिकरूढम् । तथाहि - [2]यत्रावयवार्थ एव बुध्यते तद्यौगिकम्, यथा पाचकादिपदम् । [3]यत्रावयवशक्तिनैरपेक्ष्येण समुदायशक्तिमात्रेण बुध्यते तद्रूढम्, यथा गोमण्डलादिपदम् । [4]यत्र तु अवयवशक्तिविषये समुदायशक्तिरप्यस्ति तद्योगरूढम्, यथा पङ्कजादिपदम् । तथाहि - पङ्कजपदमवयवशक्त्या पङ्कजनिकर्तृत्वरूपमर्थं बोधयति । समुदायशक्त्या च पद्मत्वेन रूपेण पद्मं बोधयति । न च केवलयाऽवयवशक्त्या कुमुदे प्रयोगः स्यादिति वाच्यम्, रूढिज्ञानस्य केवलयौगिकार्थज्ञाने प्रतिबन्धकत्वादिति प्राञ्चः ।

---

## ★ પદના ચાર પ્રકાર ★

(મુ.) [1]પદ શક્ત છે. એ ચાર પ્રકારનું છે. કો'ક પદ યૌગિક હોય છે, કો'ક રૂઢ હોય છે, કો'ક યોગરૂઢ હોય છે અને કો'ક યૌગિકરૂઢ હોય છે. તે આ રીતે - [2]જે પદમાં એના અવયવોનો અર્થ જ જણાતો હોય તે યૌગિક જાણવું. જેમકે 'પાચક' વગેરે પદો. [3]જે પદમાં અવયવભૂત શબ્દોની શક્તિથી નિરપેક્ષપણે (તે પદસ્વરૂપ શબ્દોના) સમુદાયની જ એક સ્વતન્ત્રશક્તિ દ્વારા પદાર્થ જણાતો હોય તે રૂઢ પદ જાણવું. જેમકે ગો-મંડલ વગેરે પદ. [4]જે પદમાં અવયવોની શક્તિના વિષયમાં સમુદાયની શક્તિ પણ હોય તે યોગરૂઢ જાણવું. જેમકે પંકજ વગેરે પદ. તે આ રીતે - પંકજ પદ અવયવની શક્તિથી કાદવમાં ઉત્પત્તિના કર્તૃત્વ રૂપ અર્થને જણાવે છે. અને સમુદાયશક્તિથી પદ્મત્વરૂપે પદ્મને જણાવે છે. "તો પછી માત્ર અવયવની શક્તિથી પંકજ શબ્દનો કુમુદને જણાવવામાં પણ પ્રયોગ થશે" એમ ન કહેવું, કારણકે રૂઢિજ્ઞાન કેવલ યૌગિકાર્થના જ્ઞાનમાં પ્રતિબન્ધક છે એમ પ્રાચીનો કહે છે.

(વિ.) (૧) पदज्ञानं तु करणम् જે કહ્યુ છે એમાં પદ શુ છે અને કેટલા પ્રકારનું છે એ જિજ્ઞાસા જાગે છે. એમા વૈયાકરણો વાક્યની પણ પદની જેમ જે શક્તિ માને છે, તેનુ નિરાકરણ પણ કરે છે કે પદ જ શક્ત (= શક્તિમાન્) હોય છે વાક્ય નહીં

(૨) **યૌગિકપદ** - જેનો વ્યુત્પત્તિ અર્થ મળે એ યૌગિકપદ જાણવું. જેમકે પાચક. આમાં બે અવયવ છે. पच् - પ્રકૃતિ અને णक् પ્રત્યય બન્ને અવયવોનો અર્થ થાય છે પાકકર્તા .. ને એ જ પાચક શબ્દનો અર્થ છે.

(૩) **રૂઢપદ** - જે પદ અવયવશક્તિથી નિરપેક્ષપણે સમુદાયશક્તિથી જ અર્થનો બોધ કરાવતું હોય તે રૂઢપદ કહેવાય છે. દા ત गो પદ. 'गमेर्डोः' સૂત્રાનુસારે 'गच्छतीति गौः' એવી અવયવશક્તિની અપેક્ષા વિના જ गो પદ રૂઢિથી જાત્યાકૃતિવિશિષ્ટગોવ્યક્તિને જણાવે છે. (જો અવયવશક્તિની અપેક્ષા હોય તો ગમનવિશિષ્ટ અશ્વાદિ પણ गौ કહેવાત.) એમ मण्डल પદની અવયવાર્થ શક્તિ (વ્યુત્પત્તિ) मण्डं लाति છે, જેનો અર્થ થાય છે ઓદનમણ્ડનું આદાનકર્તૃત્વ. પણ આ અર્થને નિરપેક્ષપણે જ मण्डल પદ (એક સ્વતન્ત્ર પદરૂપે જ) સૂર્યાદિરોધક કુંડલાકાર પરિધિને જણાવે છે.

(૪) **યોગરૂઢ** - જે પદના અવયવોની શક્તિથી જે પદાર્થ જણાતા હોય એ પદાર્થ એના સમુદાયની (સ્વતન્ત્રપદરૂપે) શક્તિથી પણ જણાતો હોય તે પદ યોગરૂઢ કહેવાય છે. જેમકે પંકજ વગેરે પદો.

पङ्काज्जायते इति पङ्कजम् આવી વ્યુત્પત્તિ હોવાથી કાદવમાં જન્મ લેવાની ક્રિયાનું કર્તૃત્વ એવો અર્થ અવયવોની શક્તિથી જણાય છે. આવો અર્થ પંકજમાં (= કમલમા) રહેલો છે. વળી આખો એક 'પંકજ' શબ્દ પણ પદ્મત્વેન પદ્મ(કમલ)ને જણાવે જ છે માટે પંકજ શબ્દ યોગરૂઢ જાણવો. અવયવશક્તિના કારણે યોગ છે ને સમુદાયશક્તિના કારણે રૂઢ છે, માટે યોગરૂઢ કહેવાય છે.

**શંકા** - રાત્રીવિકાસી કુમુદ પણ પંકમા ઊગે છે એટલે પંકજનિકર્તૃત્વ રૂપ અવયવાર્થ એમા રહ્યો હોવાથી અવયવશક્તિથી કુમુદનો પણ 'પંકજ' તરીકે ઉલ્લેખ કરવો પડશે.

**સમાધાન** - આમ ન કહેવુ, કારણકે રૂઢિનું (સમુદાયશક્તિનું) જ્ઞાન કેવલ યૌગિકાર્થના જ્ઞાનનું પ્રતિબન્ધક બને છે. એ પ્રતીત છે કે પંકજ પદ માત્ર સૂર્યવિકાસીકમળમાં જ રૂઢ થયેલું છે એટલે કેવલ અવયવશક્તિથી કુમુદ વગેરેની ઉપસ્થિતિનો પ્રતિબન્ધ થઈ જાય છે.

આ સમાધાન પ્રાચીનોએ આપ્યું છે. ને इति प्राञ्चः એમ કહીને નવ્યો એમાં અસ્વરસ દર્શાવે છે. એમનું કહેવુ એમ છે કે રૂઢિજ્ઞાન કેવલયૌગિકાર્થજ્ઞાનનું પ્રતિબન્ધક જ બની શકતું નથી. તે પણ એટલા માટે કે તદ્વત્તાબુદ્ધિ પ્રત્યે તદભાવવત્તાબુદ્ધિ કે તદભાવવ્યાપ્યવત્તા બુદ્ધિ જ પ્રતિબન્ધક બની શકે છે.

---

(मु.) [1]वस्तुतस्तु समुदायशक्त्युपस्थितपद्मेऽवयवार्थपङ्कजनिकर्तुरन्वयो भवति, सान्निध्यात् । [2]यत्र रूढ्यर्थस्य बाधः प्रतिसन्धीयते तत्र लक्षणया कुमुदादेर्बोधः । [3]यत्र तु कुमुदत्वेन रूपेण बोधे न तात्पर्यज्ञानं पद्मत्वस्य च बाधस्तत्रावयवशक्तिमात्रेण निर्वाह इत्याहुः । [4]यत्र तु स्थलपद्मादाववयवार्थबाधस्तत्र समुदायशक्त्या पद्मत्वेन रूपेण बोधः । [5]यदि तु स्थलपद्मं विजातीयमेव तदा लक्षणयैवेति । [6]यत्रावयवार्थरूढ्यर्थयोः स्वातन्त्र्येण बोधस्तद्यौगिकरूढम्, यथोद्भिदादिपदम् । तत्र हि उद्भेदनकर्ता तरुगुल्मादि बुध्यते यागविशेषोऽपीति ॥८१॥

---

### ★ યોગરૂઢપદ અંગે વિમર્શ ★

**(મુ.) [1]વસ્તુતઃ તો સમુદાયની શક્તિથી ઉપસ્થિત પદ્મમાં અવયવાર્થ પંકજનિકર્તાનો અન્વય થાય છે, કારણકે સાન્નિધ્ય છે. [2]જ્યાં રૂઢિઅર્થનો બાધ જણાતો હોય ત્યાં લક્ષણાથી કુમુદાદિનો બોધ થાય છે. [3]જ્યાં કુમુદત્વેન બોધ કરાવવાનું તાત્પર્યજ્ઞાન ન હોય અને પદ્મત્વનો બાધ હોય ત્યાં અવયવશક્તિમાત્રથી નિર્વાહ કરવો એમ કહે છે. [4]જે સ્થળપદ્માદિમાં અવયવાર્થબાધ હોય ત્યા સમુદાયશક્તિથી પદ્મત્વેન બોધ થાય છે. [5]જો સ્થળપદ્મ વિજાતીય જ હોય તો લક્ષણાથી જ બોધ થાય છે. [6]જે પદમાં અવયવાર્થ અને રૂઢિઅર્થ એ બન્નેનો સ્વતન્ત્રરીતે**

**બોધ થતો હોય તે પદ યૌગિકરૂઢ જાણવું, જેમ કે ઉદ્‌ભિદ્ વગેરે પદ. આ પદથી ઉદ્‌ભેદનકર્તા તરુગુલ્માદિ જણાય છે અને યાગવિશેષ પણ જણાય છે.**

**(વિ.)** (૧) વસ્તુતસ્તુ :- 'પંકજ'પદ દ્વારા માત્ર સમુદાયશક્તિથી પદ્મત્વેન પદ્મ જ ઉપસ્થિત થાય છે અને તેમાં અવયવાર્થ પંકજનિકર્તૃનો અન્વય થાય છે. કારણકે રૂઢિઅર્થ સંનિહિત = પ્રથમોપસ્થિતિક હોય છે કુમુદમાં પદ્મત્વ ન હોવાથી 'પંકજ' પદથી એ ઉપસ્થિત જ થઈ શકતું નથી, તો પછી અવયવાર્થનો અન્વય કરવાનો પ્રશ્ન રહેતો નથી.

[**શંકા** :- છતાં કોઈએ પંકજ પદનો કુમુદને જણાવવા જ પ્રયોગ કર્યો હોય તો શુ કરવું ?]

(૨) **સમાધાન** :- જ્યાં રૂઢિઅર્થ (પદ્મત્વેન પદ્મનો) બાધ જણાતો હોવા છતાં કુમુદાદિનો બોધ કરવાનો હોય તો એ લક્ષણાથી જ જાણવો. [પણ, માત્ર અવયવશક્તિથી કુમુદનો બોધ થઈ જાય છે એમ ન માનવું.]

[**શંકા** - જ્યા કુમુદ તરીકે જણાવવાનો પણ અભિપ્રાય નથી (ને તેથી લક્ષણાથી 'કુમુદ' અર્થ લઈ શકાતો નથી) વળી જે પુષ્પને (= કુમુદને) જણાવવુ છે એમાં પદ્મત્વ પણ નથી. (તેથી રૂઢિઅર્થ પણ લઈ શકાતો નથી ) અને છતા પકજ શબ્દનો પ્રયોગ થયો છે, ત્યા શું કરશો ?]

(૩) **સમાધાન** - આવા સ્થળે पङ्काज्जातमिति पङ्कजम् આમ માત્ર અવયવશક્તિથી જ શાબ્દબોધ થઈ જાય છે એમ માનવુ એટલે કે પંકજનિકર્તૃત્વેન કુમુદનો બોધ જાણવો (પણ લક્ષણા કરીને કુમુદત્વેન કુમુદનો બોધ નહી)

[**શંકા** :- સ્થળપદ્મમા પંકજનિકર્તૃત્વ ન હોવાથી અવયવાર્થનો બાધ છે, ને છતાં 'પંકજ' શબ્દપ્રયોગ થયો, તો શું કરશો ?]

(૪) **સમાધાન** :- ત્યાં માત્ર સમુદાયશક્તિથી પદ્મત્વેન રૂપેણ જ સ્થળપદ્મનો બોધ માનવો (અર્થાત્ એમા અવયવાર્થનો અન્વય થતો નથી.)

[**શંકા** - સ્થળપદ્મ એટલે ગુલાબ એ તો કમલ કરતાં વિજાતીય જ હોય છે, અર્થાત્ એમાં પદ્મત્વજાતિ છે જ નહી. તો પછી એમા પંકજ પદની રૂઢ્યર્થતાવચ્છેદક પદ્મત્વજાતિ જ ન હોવાથી 'પંકજ' પદથી એ શી રીતે જણાશે ?]

(૫) **સમાધાન** :- તો પછી એ લક્ષણાથી જ જણાય છે એમ જાણવુ.

(૬) **યૌગિકરૂઢ** :- અવયવશક્તિથી ઉપસ્થિત થતો પદાર્થ અને સમુદાયશક્તિથી ઉપસ્થિત થતો પદાર્થ આ બન્ને સ્વતન્ત્ર હોય એવું પદ યૌગિકરૂઢ કહેવાય છે. જેમકે 'ઉદ્‌ભિદ્' પદ. ऊर्ध्वं भिनत्ति એમ વ્યુત્પત્તિથી ઉદ્‌ભેદનકર્તા તરુ-ગુલ્માદિ જણાય છે. જ્યારે 'उद्भिदा यजेत पशुकाम.' વગેરેમાં ઉદ્‌ભિદ્ શબ્દથી સમુદાયશક્તિથી યજ્ઞવિશેષ જણાય છે. ॥૮૧॥

---

*(का) लक्षणा शक्यसम्बन्धस्तात्पर्यानुपपत्तित· ।*

(मु.) 'गङ्गायां घोषः' इत्यादौ गङ्गापदस्य शक्यार्थे प्रवाहरूपे घोषस्यान्वयानुपपत्तिस्तात्पर्यानुपपत्तिर्वा यत्र प्रतिसन्धीयते तत्र लक्षणया तीरस्य वोध इति । सा च शक्यसम्वन्धरूपा । तथाहि - प्रवाहरूपशक्यार्थसम्वन्धस्य तीरे गृहीतत्वात्तीरस्य स्मरणम्, ततः शाब्दवोधः । [1]परन्तु यद्यन्वयानुपपत्तिर्लक्षणावीजं स्यात्तदा 'यष्टीः प्रवेशये'त्यत्र लक्षणा न स्यात्, यष्टिपु प्रवेशान्वयस्यानुपपत्तेरभावात् । तत्र च यष्टिप्रवेशे भोजनतात्पर्यानुपपत्त्या यष्टिधरेपु लक्षणा । एवं 'काकेभ्यो दधि रक्ष्यतामि'त्यादौ काकपदस्य दध्युपघातके लक्षणा, सर्वतो दधिरक्षायास्तात्पर्यविपयत्वात् । एवं 'छत्रिणो

यान्ती'त्यादौ छत्रिपदस्यैकसार्थवाहित्वे लक्षणा । इयमेवाजहत्स्वार्था लक्षणेत्युच्यते, एकसार्थवाहित्वेन रूपेण छत्रितदन्ययोर्बोधात् ।

## ★ લક્ષણા નિરૂપણ ★

**(કા.) વક્તાની ઈચ્છારૂપ તાત્પર્યની અનુપપત્તિના કારણે કરાતી લક્ષણા શક્યાર્થસમ્બન્ધરૂપ છે.**

(મુ.) गङ्गाया घोषः ઈત્યાદિમાં ગંગાપદના શક્યાર્થ પ્રવાહમાં ઘોષના અન્વયની અનુપપત્તિ કે તાત્પર્યની અનુપપત્તિ જ્યાં જણાય છે ત્યાં લક્ષણાથી તીરનો બોધ થાય છે. અને ને લક્ષણા શક્યસમ્બન્ધરૂપ છે. તે આ રીતે-પ્રવાહ રૂપ શક્યાર્થના સમ્બન્ધનો તીરમાં નિશ્ચય હોવાથી તીરનું સ્મરણ થાય છે. અને તે પછી શાબ્દબોધ થાય છે. [1]પરન્તુ જો અન્વયાનુપપત્તિ જ લક્ષણાનુ બીજ હોય તો यष्टीः प्रवेशय આવા પ્રયોગમાં લક્ષણા થઈ શકશે નહીં, કારણ કે લાકડીઓમાં પ્રવેશના અન્વયની અસંગતિ નથી. ત્યાં લાકડીનો જ જો પ્રવેશ કરાવવાનો હોય તો એમાં ભોજનના તાત્પર્યની અનુપપત્તિ રહેતી હોવાથી યષ્ટિપદની યષ્ટિધરમાં લક્ષણા કરાય છે. એમ काकेभ्यो दधि रक्ष्यताम् ઈત્યાદિમાં કાકપદની દધ્યુપઘાતકમાં લક્ષણા છે, કારણ કે બધાથી દહીંની રક્ષા કરવી એ તાત્પર્યનો વિષય છે. એમ, छत्रिणो यान्ति ઈત્યાદિમાં છત્રિ પદની એકસાર્થવાહિત્વરૂપે લક્ષણા છે. આ જ અજહત્સ્વાર્થા લક્ષણા કહેવાય છે. કારણ કે એકસાર્થવાહિત્વરૂપે છત્રી અને તદ્‌ભિન્નનો બોધ થાય છે.

(વિ.) [પ્રાચીનો અન્વયાનુપપત્તિ અને તાત્પર્યાનુપપત્તિ એ બન્નેને લક્ષણાનુ બીજ માને છે. પણ નવ્યો કહે છે કે જ્યા અન્વયાનુપપત્તિ હોય છે ત્યા પણ તાત્પર્યાનુપપત્તિ તો હોય જ છે માટે એકલી તાત્પર્યાનુપપત્તિ જ લક્ષણાનુ બીજ છે આ અભિપ્રાયથી જ કારિકાવલીમા तात्पर्यानुपपत्तितः કહ્યું છે]

(૧) લાકડીઓનો પ્રવેશ કરાવવો પણ શક્ય છે જ. માટે અન્વયાનુપપત્તિ નથી પણ અહીં જે પ્રવેશ કરાવવાનુ કહેવાઈ રહ્યુ છે તે, પ્રવેશ કરાવીને ભોજન કરાવવાના તાત્પર્યથી કહેવાઈ રહ્યું છે. લાકડીઓને ભોજન કરાવવુ તો સંભવતુ નથી. તેથી તાત્પર્યાનુપપત્તિ હોવાથી યષ્ટિપદની યષ્ટિધર(પુરુષો)માં લક્ષણા કરી તાત્પર્યની સંગતિ થાય છે (તેથી અન્વયાનુપપત્તિ એ લક્ષણાનુ બીજ નથી.

એમ કાગડાથી દહીનુ રક્ષણ કરવાની વાત યોગ્ય જ હોવાથી અન્વયાનુપપત્તિ નથી છતા काक પદની दध्युपघातक માં લક્ષણા તો થાય જ છે, કારણ કે દધ્યુપઘાતક જે કોઈ હોય તે બધાથી રક્ષા કરવાનુ તાત્પર્ય છે.

छत्रिणो यान्ति - જેમા કેટલાક છત્રધર ને કેટલાક છત્રશૂન્ય છ એવો સમુદાય જઈ રહ્યો છે. એ જોઈને વક્તાએ આ પ્રયોગ કર્યો છે. એટલે માત્ર છત્રધરો જ જાય છે એવુ કહેવાનુ એનુ તાત્પર્ય નથી. તેથી 'છત્રી' પદની લક્ષણા કરવામા આવે છે. અને એનો અર્થ છત્રધરઘટિતસમુદાય એવો કરાય છે.

મુક્તાવલીકારના મતે લક્ષણા બે પ્રકારની છે જહત્સ્વાર્થા અને અજહત્સ્વાર્થા લક્ષ્યાર્થમા શક્યાર્થ સામેલ ન હોય તો જહત્સ્વાર્થા અર્થાત્ શક્યાર્થાવિષયકલક્ષ્યાર્થવિષયકશાબ્દબોધ કરાવે તે જહત્સ્વાર્થા જેમકે गङ्गाया घोषः મા ગગાપદની ગગાતીરમા લક્ષણા છે. એમા પ્રવાહ અને તીર એમ બન્ને જણાતા નથી, પણ માત્ર તીર જ જણાય છે.

લક્ષ્યાર્થમા શક્યાર્થ પણ સામેલ હોય તો અજહત્સ્વાર્થા અર્થાત્ એ શક્યાર્થવિષયકબોધની જનિકા પણ હોય તો છે જ. काकेभ्यो दधि रक्ष्यताम् અને छत्रिणो यान्ति મા આ લક્ષણા છે. કારણ કે દધ્યુપઘાતક અને છત્રિઘટિતસમુદાયમા કાક અને છત્રી પણ સમાવિષ્ટ છે જ. દધ્યુપઘાતકત્વેન કાગડા અને તદન્યની કાકપદથી તથા એકસાર્થવાહિત્વેન (છત્રિઘટિતસમુદાયવત્ત્વેન) છત્રી અને તદન્યની છત્રીપદથી ઉપસ્થિતિ થાય છે.

(मु.) यदि चान्वयानुपपत्तिर्लक्षणावीजं स्यात्तदा क्वचिद्गङ्गापदस्य तीरे क्वचिद्घोषपदस्य मत्स्यादौ लक्षणेति नियमो न स्यात् । [1]इदन्तु वोध्यम् - शक्यार्थसम्वन्धो यदि तीरत्वेन रूपेण गृहीतस्तदा तीरत्वेन तीरवोधः, यदि तु गङ्गातीरत्वेन रूपेण गृहीतस्तदा तेनैव रूपेण स्मरणम् । [2]अत एव लक्ष्यतावच्छेदके न लक्षणा, तत्प्रकारकवोधस्य तत्र लक्षणां विनाप्युपपत्तेः । [3]परन्तु एवं क्रमेण शक्यतावच्छेदकेऽपि शक्तिर्न स्यात्, तत्प्रकारकशक्यार्थस्मरणं प्रति तत्पदस्य सामर्थ्यमित्यस्य सुवचत्वादिति विभावनीयम् ।

### ★ લક્ષણાનું બીજ ★

(મુ.) જે અન્વયાનુપપત્તિ જ લક્ષણાનું બીજ હોય તો ક્યારેક ગંગાપદની તીરમાં લક્ષણા (કરીને અન્વયસંગતિ કરાય) ને કયારેક ઘોષપદની મત્સ્યાદિમાં લક્ષણા (કરીને અન્વયસંગતિ કરાય. એટલે કે લક્ષણા કરવાનો) કોઈ નિયમ જ નહીં રહેવાની આપત્તિ આવે. [1]આ વાત ખ્યાલમાં રાખવી કે શક્યાર્થસમ્બન્ધ જે તીરત્વેન રૂપેણ ગૃહીત હોય તો તીરત્વેન તીરનો બોધ (સ્મરણ તથા શાબ્દબોધ) થાય છે અને જો એ ગંગાતીરત્વેન રૂપેણ ગૃહીત હોય તો તે ગંગાતીરત્વેન રૂપેણ જ સ્મરણ થાય છે. [2]એટલે જ લક્ષ્યતાવચ્છેદકમાં લક્ષણા માનવાની હોતી નથી, કારણ કે તત્પ્રકારકબોધ ત્યાં લક્ષણા વિના પણ થઈ શકે છે. [3]પરન્તુ એ પ્રમાણે શક્યતાવચ્છેદકમાં પણ શક્તિ માનવાની રહેશે નહીં, કારણ કે તત્પ્રકારકશક્યાર્થસ્મરણ પ્રત્યે તે પદનું સામર્થ્ય છે જ એમ કહી શકાય છે - આ વાત બરાબર વિચારવી.

(વિ.) [શંકા - गङ्गाया घोषः વાક્યસ્થળે ગંગાપદનો શક્યાર્થ છે ગંગાપ્રવાહ. એનો સમ્બન્ધ એ લક્ષણા છે. આ સમ્બન્ધ એના કિનારામાં છે. એટલે કે કિનારો એ લક્ષ્યાર્થ છે. આ સમ્બન્ધનું જ્ઞાન તીરત્વેન પણ થઈ શકે છે ને ગંગાતીરત્વેન પણ થઈ શકે છે. પણ લક્ષ્યાર્થ તો કિનારો જ છે. એટલે જેને ગંગાતીરત્વેન સમ્બન્ધનો નિશ્ચય કર્યો છે એને પણ પદજન્યપદાર્થોપસ્થિતિ રૂપે તીરત્વેન કિનારાનુ સ્મરણ થવાની ને એ રૂપે શાબ્દબોધ થવાની આપત્તિ આવશે.]

### ★ લક્ષ્યતાવચ્છેદકમાં લક્ષણા નથી ★

(૧) **સમાધાન** - જે રૂપે શક્યાર્થસમ્બન્ધરૂપ લક્ષણાનું જ્ઞાન કર્યું હોય તે રૂપે જ, તે (લાક્ષણિક) પદથી તે પદાર્થ (લક્ષ્યાર્થ)ની ઉપસ્થિતિ અને શાબ્દબોધ થાય છે. અર્થાત્ गङ्गापदलक्ष्यतावच्छेदक-तीरत्वावच्छिन्नविशेष्यकगङ्गापदनिरूपितलक्षणाज्ञानस्य गङ्गापदलक्ष्यतावच्छेदकतीरत्वप्रकारकस्मरण प्रत्येव कारणत्वम् એવો કા. કા ભાવ હોવાથી ગંગાતીરત્વાવચ્છિન્નવિશેષ્યકલક્ષણાજ્ઞાનથી શુદ્ધતીરત્વપ્રકારકસ્મરણ થવાની આપત્તિ આવતી નથી. અને એવુ સ્મરણ થતું ન હોવાથી શુદ્ધતીરત્વપ્રકારક શાબ્દબોધ થવાની આપત્તિ પણ આવતી નથી

એમ, જ્યારે ગગાતીરત્વેન શક્યાર્થસમ્બન્ધ ગૃહીત હોય (અર્થાત્ ગગાતીરત્વ લક્ષ્યતાવચ્છેદક તરીકે હોય) ત્યારે ગંગાતીરત્વેન રૂપેણ જ સ્મરણ અને શાબ્દબોધ થાય છે એ જાણવું, કારણ કે એવા સ્મરણ અને શાબ્દબોધ સાથે જ એનો કા. કા. ભાવ છે.

[આમાં, જ્યારે તીરત્વેન બોધ હોય ત્યારે જહત્સ્વાર્થા લક્ષણા જાણવી અને ગંગાતીરત્વેન બોધ હોય ત્યારે અજહત્સ્વાર્થા લક્ષણા જાણવી એમ પ્રાચીનો કહે છે. જ્યારે નવ્યોના મતે ઉભયપક્ષે જહત્સ્વાર્થા જ છે.]

(૨) अत एव = તદ્ધર્મપ્રકારકલક્ષણાગ્રહ તદ્ધર્મપ્રકારકસ્મરણ અને તદ્ધર્મપ્રકારક શાબ્દબોધ પ્રત્યે કારણ છે- આવો કા. કા ભાવ હોવાથી જ, તદ્ધર્મમા (= લક્ષ્યતાવચ્છેદકમાં) લક્ષણા કરાતી નથી, કારણ

કે તદ્ધર્મપ્રકારકબોધ તો લક્ષણા વિના પણ થઈ જ શકે છે.

[શંકા - પણ જો આ રીતે પદાનુપસ્થાપ્ય એવા પણ લક્ષ્યતાવચ્છેદકનું શાબ્દબોધમાં ભાન થઈ શકે છે તો તો પદાનુપસ્થાપ્ય એવા પણ પટાદિનો ઘટાદિપદ દ્વારા બોધ થવાની આપત્તિ આવશે.

**સમાધાન** - યદ્ધર્મવિશિષ્ટવિશેષ્યકવૃત્તિગ્રહ હોય તદ્ધર્માવચ્છિન્નવિશેષ્યક જ સ્મરણ અને શાબ્દબોધ થાય છે એવા માનેલા કા. કા ભાવથી જ આ આપત્તિનું વારણ થઈ જાય છે. (તેથી 'ઘટ' પદથી ઘટત્વવિશિષ્ટપદાર્થવિશેષ્યક જ સ્મરણ અને શાબ્દબોધ થાય, પટત્વવિશિષ્ટપદાર્થવિશેષ્યક નહીં.) આમ કોઈ આપત્તિ રહેતી નથી. વળી, ગંગાપદનો શક્યાર્થ જે પ્રવાહ છે એનો તીરમા સમ્બન્ધ છે, પણ તીરત્વમાં તો એ સમ્બન્ધ બાધિત છે. માટે પણ તીરત્વમાં (લક્ષ્યતાવચ્છેદકમાં) લક્ષણા મનાતી નથી.]

("ગંગાપદના લક્ષ્યતાવચ્છેદક તીરત્વ અને ગંગાતીરત્વ .. એમ અનેક હોવા છતા, અને એમાં લક્ષણા માની ન હોવા છતાં જેમ કોઈ આપત્તિ આવતી નથી એમ 'હરિ' વગેરે પદના શક્યતાવચ્છેદક કૃષ્ણત્વ-વાનરત્વ વગેરે અનેક હોવા છતા અને એ શક્યતાવચ્છેદકમાં શક્તિ ન માનવા છતાં, વાનરત્વાવચ્છિન્ન-વિશેષ્યકશક્તિજ્ઞાનથી કૃષ્ણત્વાવચ્છિન્નવિશેષ્યકસ્મૃતિ વગેરે થવાની આપત્તિ આવવાની નથી જ, તો શક્યતાવચ્છેદકીભૂત વાનરત્વાદિ જાતિમાં શક્તિ માનવાની શી જરૂર છે ?" આવી શંકાને ઇષ્ટાપત્તિરૂપે સ્વીકાર કરીને પરિહરે છે-]

(૨) એવ ક્રમેણ = જેમ લક્ષ્યતાવચ્છેદકમાં લક્ષણાની કલ્પના નિરર્થક છે એમ શક્યતાવચ્છેદક (જાતિ)માં શક્તિની કલ્પના પણ નિરર્થક હોવાથી એ શક્તિ મનાશે નહીં, કારણ કે ગોત્વાદિપ્રકારક-શક્યાર્થસ્મરણ પ્રત્યે ગોત્વાદિપ્રકારકશક્તિજ્ઞાન કારણ મનાયુ હોવાથી એનાથી જ ગોત્વાદિપ્રકારકસ્મરણ થઈ જવાના કારણે ગોત્વાદિમાં સ્વતન્ત્રશક્તિ માનવી આવશ્યક રહેતી નથી - આમ પણ કહી જ શકાય છે એ બરાબર વિચારવું.

---

(मु.) यत्र तु शक्यार्थस्य परम्परासम्बन्धरूपा लक्षणा सा लक्षितलक्षणेत्युच्यते । यथा द्विरेफादिपदे रेफद्वयसम्बन्धो भ्रमरपदे ज्ञायते । भ्रमरपदस्य च सम्बन्धो भ्रमरे ज्ञायते, तत्र लक्षित-लक्षणा ।

---

## ★ લક્ષિતલક્ષણા ★

**(મુ.) જ્યાં શક્યાર્થના પરમ્પરાસમ્બન્ધરૂપ લક્ષણા હોય તે લક્ષિતલક્ષણા કહેવાય છે. જેમ કે દ્વિરેફ વગેરે પદમાં બે રેફનો સમ્બન્ધ ભ્રમર પદમાં જણાય છે અને ભ્રમર પદનો સમ્બન્ધ ભ્રમરમાં જણાય છે. ત્યાં લક્ષિતલક્ષણા જાણવી.**

**(વિ.)** દ્વિરેફ શબ્દથી ભ્રમરની ઉપસ્થિતિ થાય છે એટલે કે ભ્રમર એનો લક્ષ્યાર્થ છે. પણ એની સાથે 'દ્વિરેફ' શબ્દનો બે 'ર'કાર એવો જે શક્યાર્થ છે એનો સાક્ષાત્ સમ્બન્ધ નથી. કિન્તુ સ્વઘટિતપદ-વાચ્યત્વાત્મક પરમ્પરા સમ્બન્ધ છે. આશય એ છે કે द्वौ रेफौ यस्य इति भ्रमरपदम् આમ બહુવ્રીહિસમાસ હોવાથી 'દ્વિરેફ' પદમા રહેલા 'રેફ' પદની લક્ષણા કરી 'ભ્રમર પદ' અર્થ કરાય છે. કારણ કે બહુવ્રીહિસમાસમા પ્રાય ઉત્તરપદની પૂર્ણલક્ષ્યાર્થમા લક્ષણા થાય છે દા.ત. पीताम्बर. આમા અમ્બરપદની પીતઅમ્બરવાન્માં લક્ષણા કરાય છે

[શંકા - આમા 'અમ્બર' પદની અમ્બરવાન્મા લક્ષણા કરીને એમાં પીત પદના અર્થનો અન્વય કરવો એમ કેમ નથી કહેતા ?

**સમાધાન** - જો એ રીતે અન્વય કરીએ તો પીત એવો અમ્બરવાન્ (પુરુષ) એમ અર્થ થાય. અર્થાત્

પુરુષ પીત હોવો કહેવાઈ જાય, વસ્ત્ર નહી તે પણ એટલા માટે કે 'અમ્બર' શબ્દનો પૂર્ણ અર્થ હવે અમ્બરવાન્ છે. એટલે 'પીત' પદના અર્થને જોડાવુ હોય તો અમ્બરવાન્માં જ જોડાઈ શકે, અમ્બરપદનો જે અર્થ છે કે 'અમ્બરવાન્' તેના એક દેશભૂત અમ્બરમાં નહી. કારણ કે पदार्थः पदार्थेनान्वेति, न तु पदार्थैकदेशेन એવો નિયમ છે. એટલે પીળાવસ્ત્રવાળો પુરુષ એવો અભિપ્રેત અર્થ નીકળી ન શકે માટે અમ્બરપદની અમ્બરવાન્માં લક્ષણા કરાતી નથી, પણ પીતઅમ્બરવાન્મા જ લક્ષણા કરાય છે ને 'પીળાવસ્ત્રવાળો' એવો અભિપ્રેત અર્થ પ્રાપ્ત થાય છે

**શંકા** - પણ જો અમ્બરપદનો જ પીળાવસ્ત્રવાળો એવો આખો અર્થ છે તો 'પીત' પદ નિરર્થક બની જશે ને ?

**સમાધાન** - ના, એ તાત્પર્યગ્રાહક છે. અર્થાત્ पीताम्वर બોલનાર વક્તાનું તાત્પર્ય પીળાવસ્ત્રવાળો પુરુષ જણાવવાનું જ છે, (લાલ વગેરે વસ્ત્રવાળો પુરુષ જણાવવાનું નહી...) એવો તાત્પર્યનો નિશ્ચય પીત પદ કરાવે છે. ને તેથી એ નિરર્થક નથી.]

એમ પ્રસ્તુતમા રેફ પદની લક્ષણા દ્વિરેફવાન્ (બે રકારવાળો)માં કરવાથી એના લક્ષ્યાર્થ તરીકે 'ભ્રમર'પદ પ્રાપ્ત થાય છે. એટલે કે દ્વિરેફપદના શક્યાર્થ બે 'ર'કારનો સમ્બન્ધ તો ભ્રમરપદમા છે. ને આ ભ્રમરપદનો (સ્વવાચ્યત્વ)સમ્બન્ધ ભમરામા છે. એટલે ભમરો તો દ્વિરેફ પદના શક્યાર્થના સમ્બદ્ધનો સમ્બદ્ધ છે. માટે પરમ્પરાસમ્બદ્ધ છે

આવા સ્થળે 'દ્વિરેફ' પદથી લક્ષિત બને છે 'ભ્રમર' પદ... ને પછી તે લક્ષિતપદ વડે 'દ્વિરેફ'પદની ભ્રમરમાં લક્ષણા થાય છે. માટે આ લક્ષિત લક્ષણા કહેવાય છે.

[એટલે કે એ પણ એક પ્રકારની લક્ષણા જ છે, પણ શક્તિ-લક્ષણાથી ભિન્ન વૃત્ત્યન્તર નથી એ જાણવુ ]

---

(मु.) [१]किन्तु लाक्षणिकं पदं नानुभावकं, [२]लाक्षणिकार्थस्य शाव्दवोधे तु पदान्तरं कारणम् । शक्तिलक्षणान्यतरसम्वन्धेनेतरपदार्थान्वितस्वशक्यार्थशाव्दवोधं प्रति पदानां सामर्थ्यावधारणात् ।

---

## ★ લાક્ષણિકપદ અનુભાવક નથી ★

**(મુ.) [૧]પણ લાક્ષણિક પદ અનુભાવક = શાબ્દબોધજનક હોતું નથી. [૨]લાક્ષણિક અર્થના શાબ્દબોધમાં તો અન્યપદ કારણ હોય છે, કારણ કે શક્તિ કે લક્ષણા અન્યતર સમ્બન્ધથી ઉપસ્થિત થયેલા ઇતરપદાર્થાન્વિત સ્વશક્યાર્થના શાબ્દબોધ પ્રત્યે પદોનું સામર્થ્ય હોવું નિશ્ચિત થયું છે.**

**(વિ.)** (૧) શાબ્દબોધના કરણ તરીકે જે પદજ્ઞાન કહેવાયુ છે તે શક્તપદજ્ઞાન કહેવાયું છે, નહી કે લક્ષકપદજ્ઞાન. એટલે તીર વગેરેના શાબ્દબોધ પ્રત્યે તીરાદ્યર્થવિષયક એવુ લાક્ષણિકગંગાપદજ્ઞાન કરણ નથી. એટલે કે લાક્ષણિક પદમાં સ્મરણ કરાવવાનું સામર્થ્ય હોય છે પણ શાબ્દબોધાત્મક અનુભવ કરાવવાનુ નહીં.

[**શંકા** - પણ તો પછી, લાક્ષણિક એવા ગગાપદથી તીરવિષયક શાબ્દબોધ શી રીતે થશે ?]

(૨) **સમાધાન** - પદાન્તર = સમભિવ્યાહૃત એવુ જે ઘોષ વગેરે અન્ય શક્ત પદનુ જ્ઞાન, એ લક્ષ્યાર્થના શાબ્દબોધમા કારણ છે. અર્થાત્ એનું જ્ઞાન ગંગાપદથી સ્મારિત 'તીર'નો શાબ્દબોધ કરાવે છે. તે પણ એટલા માટે કે શક્તિ કે લક્ષણા .. કોઈપણ વૃત્તિથી ઉપસ્થિત થયેલ ઇતરપદાર્થ જે તીર વગેરે, તેનાથી અન્વિત એવા જ સ્વ(=શક્ત એવું 'ઘોષ' વગેરે અન્યપદ)ના શક્યાર્થ (=આભીરપલ્લી વગેરે)નો શાબ્દબોધ કરાવવાનું સામર્થ્ય ઘોષ વગેરે શક્તપદોમાં (શક્તપદના જ્ઞાનમાં) હોય છે એમ નિશ્ચિત થયેલુ છે.

[આ પ્રાચીનોનો મત છે. નવ્યોના મતે લાક્ષણિક પદ પણ અનુભાવક છે. નહીંતર જેમાં બન્ને પદો લાક્ષણિક છે, શક્તપદ છે નહીં, એવા कुमतिः पशुः વાક્યથી શાબ્દબોધ જ ન થવાની આપત્તિ આવે. (कुमति માં मति પદની કુત્સિતમતિમાન્‌મા, અને पशु પદની પશુસદશમાં લક્ષણા છે.)]

---

(मु.) वाक्ये तु शक्तेरभावाच्छक्यसम्बन्धरूपा लक्षणाऽपि नास्ति । [1]यत्र "गम्भीरायां नद्यां घोष" इत्युक्तं तत्र नदीपदस्य नदीतीरे लक्षणा । गम्भीरापदार्थस्य नद्या सहाभेदेनान्वयः, [2]क्वचिदेकदेशान्वयस्यापि स्वीकृतत्वात् । [3]यदि तत्रैकदेशान्वयोऽपि न स्वीक्रियते, तदा नदीपदस्य गम्भीरनदीतीरे लक्षणा, [4]गम्भीरापदं तात्पर्यग्राहकम् ।

---

## ★ વાક્યમાં શક્તિ-લક્ષણા નથી ★

**(મુ.) વાક્યમાં શક્તિ ન હોવાથી શક્યસમ્બન્ધરૂપ લક્ષણા પણ હોતી નથી. [1]જ્યાં गम्भीरायां नद्यां घोषः એમ કહ્યું હોય ત્યાં 'નદી'પદની નદીતીરમાં લક્ષણા જાણવી અને ગમ્ભીરાપદાર્થનો નદીની સાથે અભેદ અન્વય કરવો, [2]કારણકે ક્યારેક એકદેશાન્વય પણ સ્વીકારાયો છે. [3]જો ત્યાં એકદેશાન્વય પણ સ્વીકારાય નહીં તો નદીપદની ગંભીરનદીતીરમાં લક્ષણા જાણવી [4]અને 'ગમ્ભીરા'પદને તાત્પર્યગ્રાહક માનવું.**

**(વિ.)** [નૈયાયિકો પદની લક્ષણા માને છે, પણ વાક્યની માનતા નથી મીમાંસકો, વાક્યની પણ લક્ષણા માને છે તેમનુ કહેવુ એ છે કે જો વાક્યની લક્ષણા ન માનીએ તો चित्रगु વાક્યની चित्रगोमान् માં લક્ષણા શી રીતે થાય ? (પદનો સમૂહ વાક્ય કહેવાય चित्रगु પણ ચિત્ર અને ગો પદના સમૂહરૂપ હોવાથી વાક્ય છે ) વળી गम्भीराया नद्या घोषः મા શી રીતે લક્ષણા કરશો ? કારણ કે નદી પદની તીરમાં લક્ષણા કરશો તો ગંભીર એવા નદીકિનારે ઘોષ એવો અર્થ થવાની આપત્તિ આવે. ગમ્ભીરપદની 'ગંભીરનદીનો કિનારો' અર્થમા લક્ષણા કરવામા આવે તો 'ગમ્ભીરનદી કિનારે નદ્યા = નદીમા ઘોષ' આવો અર્થ થવાની આપત્તિ આવે. એટલે આ બધાની સંગતિ માટે આખા વાક્યની જ લક્ષણા કરવી જોઈએ ]

(૧) **નૈયાયિક** - 'નદી' પદની નદીતીરમા લક્ષણા કરીને એના લક્ષ્યાર્થ તરીકે ઉપસ્થિત થતા નદીકિનારા રૂપ પદાર્થમાથી નદીમા 'ગમ્ભીરપદના અર્થનો અન્વય કરવાથી' ગમ્ભીરનદીના કિનારે ઘોષ' એવો અર્થ મળી જશે

[**શંકા** - पदार्थः पदार्थेनान्वेति, न तु पदार्थैकदेशेन - આવો ન્યાય છે તમે, 'નદી' પદનો લક્ષણા દ્વારા અર્થ કર્યો નદી કિનારો વળી 'ગમ્ભીર' પદનો અર્થ થાય છે 'ગાંભીર્યવિશિષ્ટ ' આ અર્થનો (પદાર્થનો) અન્વય તમે નદીપદના પદાર્થ 'નદીતીર'માં નથી કરતા (કારણકે કિનારો કાંઈ ઊંડો હોતો નથી) કિન્તુ એના એકદેશભૂત નદીમા અભેદ અન્વય કરો છો. (ગામ્ભીર્યવિશિષ્ટપદાર્થથી અભિન્ન જે નદી, તેના કિનારે ઘોષ . આવો અન્વય કરો છો ) માટે ઉક્તન્યાયનો વિરોધ થાય છે...]

(૨) **સમાધાન** - ક્યારેક પદાર્થનો પદાર્થૈકદેશ સાથે અન્વય કરવો પણ માન્ય છે જેમ કે चैत्रस्य गुरुकुलम्... આમા ચૈત્રપદોત્તર ષષ્ઠી વિભક્તિનો અર્થ છે સમ્બન્ધ ને એનો गुरुकुलम् પદના અર્થના એક દેશભૂત ગુરુમા અન્વય થાય છે. એટલે કે "ચૈત્રસમ્બન્ધીગુરુનું કુલ" એવો અર્થ થાય છે. (બીજાઓ, ષષ્ઠીનો અર્થ નિરૂપિતત્વ કરે છે ને ગુરુપદના પદાર્થના એકદેશભૂત ગુરુત્વમા એનો અન્વય માને છે 'ચૈત્રનિરૂપિતગુરુત્વવાનનું કુલ' એમ અર્થ કરે છે એમ જાણવુ.) આમ ક્વચિદ્ એકદેશાન્વય પણ માન્ય હોવાથી નદીપદના લક્ષ્યાર્થ નદીતીરના એકદેશ 'નદી'મા ગમ્ભીરાપદાર્થનો અન્વય થઈ શકે છે.

[**શંકા** - चैत्रस्य गुरुकुलम् વગેરેમાં તો સસબંધિક (સસંબધિ છે પદાર્થ જેનો એવું) પદ છે. જ્યા સસમ્બન્ધિક પદ હોય ત્યા અન્ય પદાર્થનો તદર્થૈકદેશ સાથે હજુ અન્વય થઈ શકે. પણ 'નદી' કાંઈ

સસમ્બન્ધિક પદ નથી કે જેથી નદીતીરના એકદેશરૂપ નદીમાં ગામ્ભીર્યવિશિષ્ટનો અન્વય થઈ શકે.]

( ૩ ) **સમાધાન** :- ભલે ત્યાં એકદેશાન્વય ન હોય, તો પણ, 'નદી' પદનો જ લક્ષણા દ્વારા 'ગમ્ભીર નદીનો કિનારો' એવો અર્થ કરી લેવો

[**શંકા** :- જો નદીપદના અર્થ તરીકે જ 'ગામ્ભીર્યવિશિષ્ટ' એવો અર્થ પણ લઈ લેવાનો હોય તો गम्भीरायां એવું જે પદ વાપર્યું છે તે તો નિરર્થક જ થઈ જશે ને ?]

( ૪ ) **સમાધાન** .- ના, એ સર્વથા નિરર્થક નથી, કારણ કે ''નદીપદ ગંભીરનદીના કિનારાને જણાવનારું બનો'' એવા વક્તાના તાત્પર્યનું એ સૂચક બને છે.

(मु.) वहुव्रीहावप्येवम् । तत्र हि चित्रगुपदादौ यद्येकदेशान्वयः स्वीक्रियते तदा गोपदस्य गोस्वामिनि लक्षणा, गवि चित्राभेदान्वयः । यदि त्वेकदेशान्वयो न स्वीक्रियते तदा गोपदस्य चित्रगोस्वामिनि लक्षणा, चित्रपदं तात्पर्यग्राहकम् । [१]एवमारूढवानरो वृक्ष'इत्यत्र वानरपदस्य वानरारोहणकर्मणि लक्षणा, आरूढपदं तात्पर्यग्राहकम् । एवमन्यत्रापि वोध्यम् ।

## ★ બહુવ્રીહિસમાસ ★

(મુ.) બહુવ્રીહિ સમાસ રૂપ વાક્યમાં પણ આ પ્રમાણે જાણવું, તેમાં, ચિત્રગુ (चित्रा गावो यस्य) પદ વગેરેમાં, જો એકદેશાન્વય સ્વીકૃત હોય તો 'ગો' પદની ગોસ્વામીમાં (ગાયના માલિકમાં) લક્ષણા કરવી અને પછી (એના એકદેશભૂત ગોમાં ચિત્રનો અભેદાન્વય કરવો. (ચિત્રાભિન્નગાયનો માલિક એમ અર્થ થાય.) જો એકદેશાન્વય માનવામાં ન આવે તો ગોપદની ચિત્રગોસ્વામીમાં લક્ષણા કરવી અને ચિત્રપદને ''ગોપદથી ચિત્ર (=વિચિત્ર=અનેક રંગની) ગાયના માલિકનો બોધ થાઓ'' એવા વક્તાના તાત્પર્યનું ગ્રાહક માનવું. [૧]એમ आरूढवानरो वृक्षः આવા પ્રયોગમાં 'વાનર' પદની વાનરારોહણકર્મમાં લક્ષણા કરવી અને 'આરૂઢ' પદ તાત્પર્યગ્રાહક જાણવું. એમ અન્યત્ર પણ જાણવું.

( વિ ) ( ૧ ) आरूढो वानरो यम् इति आरूढवानरो वृक्षः આવો વિગ્રહ છે. (એટલે કે यत्कर्मकारोहणकर्ता वानरः એવો વિગ્રહવાક્યથી થતો બોધ છે.) સામાસિક પદથી वानरकर्तृकारोहणकर्म वृक्षः એવો બોધ થાય છે (બહુવ્રીહિસમાસમા વિગ્રહવાક્યથી થતા બોધમાં જેવો વિશેષ્ય-વિશેષણભાવ જણાતો હોય એના કરતા વિપરીત વિશેષ્ય-વિશેષણભાવ સમાસવાક્યથી જણાય છે એવો નિયમ છે ) એટલે વાનર પદની વાનરારોહણકર્મમાં લક્ષણા કરી એનો વૃક્ષમાં અભેદાન્વય કરાય છે. ને 'આરૂઢ' પદને તાત્પર્યગ્રાહક મનાય છે. આમ બહુવ્રીહિ સમાસમાં સર્વત્ર ઉત્તરપદની જ લક્ષણા કરાય છે અને પૂર્વપદ તાત્પર્યગ્રાહક મનાય છે, સમસ્તપદરૂપ વાક્યની લક્ષણા કરાતી નથી, એ જાણવું.

(मु.) तत्पुरुषे तु पूर्वपदे लक्षणा । तथाहि - राजपुरुषादिपदे राजपदार्थेन पुरुषादिपदार्थस्य साक्षान्नान्वयः, [२]निपातातिरिक्तनामार्थयोर्भेदेनान्वयबोधस्याव्युत्पन्नत्वात् । [४]अन्यथा राजा पुरुष इत्यत्रापि तथान्वयवोधः स्यात् । [२]'घटो न पटः' इत्यादौ घटपटाभ्यां नञः साक्षादेवान्वयान्निपातातिरिक्तेति । [३]'नीलो घटः' इत्यादौ नामार्थयोरभेदसम्वन्धेनान्वयाद्भेदेनेति । [५]न च राजपुरुष इत्यादौ लुप्तविभक्तेः स्मरणं कल्प्यमिति वाच्यम्, अस्मृतविभक्तेरपि ततो वोधोदयात् । तस्माद्राजपदादौ राजसम्वन्धिनि लक्षणा । तस्य च पुरुषेण सहाभेदान्वयः ।

## ★ તત્પુરુષસમાસ ★

(મુ.) તત્પુરુષસમાસમાં તો પૂર્વપદની લક્ષણા કરવામાં આવે છે. તથાહિ - 'રાજપુરુષ' વગેરે પદમાં

'રાજ' પદના અર્થ રાજા સાથે પુરુષાદિપદના અર્થ પુરુષનો સાક્ષાત્ અન્વય તો થઈ શકતો નથી, [1]કારણ કે નિપાતથી ભિન્ન નામના અર્થોનો ભેદસમ્બન્ધથી અર્થ કરવો અવ્યુત્પન્ન છે. [4]નહીંતર તો 'રાજા પુરુષ' આવા પ્રયોગમાં પણ તથાન્વય = ભેદાન્વયબોધ થવાની આપત્તિ આવે. [2]ઘટો ન પટઃ વગેરેમાં ઘટ-પટ સાથે નઞ્ નો સાક્ષાદ્ અન્વય થતો હોવાથી નિપાતાતિરિક્ત એમ કહ્યું છે. [3]નીલો ઘટઃ વગેરેમાં બે નામાર્થનો અભેદસમ્બન્ધથી અન્વય થતો હોવાથી 'ભેદેન' એમ કહ્યું છે - [5]''રાજપુરુષ વગેરેમાં લુપ્તવિભક્તિનું સ્મરણ કરવાનું માનવું જોઈએ'' આવી શંકા ન કરવી, કારણ કે જેને વિભક્તિનું સ્મરણ નથી થયું એવા શ્રોતાને પણ એનાથી બોધ તો થાય જ છે. તેથી 'રાજ' પદ વગેરેની 'રાજસમ્બન્ધી'માં લક્ષણા કરવી અને તેનો પુરુષ સાથે અભેદાન્વય માનવો એ યોગ્ય છે

**(વિ.)** [તત્પુરુષસમાસાત્મક વાક્યમા પણ માત્રપૂર્વપદની લક્ષણા છે, આખા વાક્યની નહી એ વાત નૈયાયિક જણાવે છે.]

(૧) નિપાતથી ભિન્ન બે નામોના અર્થોનો જો સાક્ષાત્ અન્વય કરવો હોય (અર્થાત્ વિભક્તિના અર્થને વચ્ચે દ્વાર કર્યા સિવાય અન્વય કરવો હોય) તો એ અભેદેન-તાદાત્મ્યસમ્બન્ધથી જ થઈ શકે છે, પણ નિરૂપિતત્વ-પ્રતિયોગિત્વ-સયોગ-સમવાય-સ્વરૂપ-કાલિક વગેરે ભેદસમ્બન્ધથી થઈ શકતો નથી.

(૨) આમા **નિપાતાતિરિક્ત** એમ જે લખ્યુ છે તેનુ પદકૃત્ય - (નિપાતના ઉપલક્ષણથી અવ્યય પણ જાણી લેવા ) નિપાતાતિરિક્ત જો ન લખે તો 'બે નામના અર્થનો ભેદાન્વય ન થાય' એવો નિયમ બને જે ઘટો ન પટઃ મા ટકી શકતો નથી. કારણ કે આ વાક્યનો પટપ્રતિયોગિકભેદવાન્ ઘટ· આવો જે શાબ્દબોધ થાય છે એમાં પટનો પ્રતિયોગિકત્વસમ્બન્ધથી નઞ્ એવા નિપાતના અર્થ ભેદમા, અને એ નિપાતાર્થભેદનો સ્વરૂપ સમ્બન્ધથી 'ઘટ' એવા નામના અર્થ ઘડામા અન્વય થાય છે જે બન્ને ભેદસમ્બન્ધ છે ('चन्द्र इव...' વગેરેમાં इव એવા અવ્યયના અર્થ ભૂત સાદશ્યમા 'ચન્દ્ર' એવા નામના અર્થ ચન્દ્રનો પ્રતિયોગિકત્વસમ્બન્ધથી અન્વય છે )

(૩) **'ભેદેન'** પદનુ પદકૃત્ય - 'ભેદેન' ન લખે તો નિપાતાતિરિક્તનામાર્થનો સાક્ષાત્ અન્વય ન થાય એવો નિયમ થાય જે નીલો ઘટઃ વગેરેમા અસગત રહે છે. આમા 'નીલ'નો અર્થ છે નીલત્વવિશિષ્ટ .. એનો 'ઘટ' પદના અર્થ ઘડામા નીલત્વવિશિષ્ટાભિન્નો ઘટઃ એમ અભેદસમ્બન્ધથી સાક્ષાત્ અન્વય થાય છે.

[भूतले घट· ઇત્યાદિમા સપ્તમ્યર્થ આધેયત્વ દ્વારા ભૂતલનો ઘટમા અન્વય થવો માન્ય હોવાથી 'સાક્ષાત્ ન થાય' એમ જણાવ્યુ છે. 'भूतलाधेयः घटः' એવો અહી શાબ્દબોધ જાણવો.]

માટે ''નિપાતાતિરિક્તનામના અર્થોનો ભેદેન સાક્ષાત્ અન્વય ન થાય'' એમ કહ્યું

આના પરથી એ નિશ્ચિત થાય છે કે (1) જો નિપાત નામ હોય તો ભેદસમ્બન્ધથી અન્વય પણ થઈ શકે છે અને (2) જો વિભક્ત્યર્થને દ્વાર કરવામાં આવે તો પણ ભેદસમ્બન્ધથી અન્વય થઈ શકે છે.

હવે राजपुरुषः નો વિચાર કરીએ. આમા રાજન્ અને પુરુષ એમ બે નિપાતભિન્ન નામો છે. વળી વચ્ચે કોઈ વિભક્તિ ન હોવાથી વિભક્ત્યર્થ દ્વાર રૂપ બની શકતો નથી. એટલે જો પૂર્વપદ 'રાજન્'ની લક્ષણા ન કરવામા આવે તો રાજા અને પુરુષ એ બેનો અભેદાન્વય જ કરવો પડવાથી राजाभिन्नो पुरुषः એવો અર્થ પ્રાપ્ત થાય જે ઇષ્ટ નથી

[શંકા - અમે તો નિપાતાતિરિક્તનામાર્થનો પણ ભેદાન્વય માનીશુ. અર્થાત્ તમે કહ્યો એવો પ્રતિબધ્ય-પ્રતિબન્ધકભાવ અમે માનીશું નહીં. . અને તેથી राजनिरूपितस्वत्ववान्पुरुषः એમ સ્વત્વાત્મ-કભેદસમ્બન્ધથી રાજાનો પુરુષમાં અન્વય માનીને ઇષ્ટ શાબ્દબોધ કરી લઈશુ. તેથી 'રાજન્' પદની લક્ષણા

કરવી આવશ્યક નહીં રહે.]

(૪) **સમાધાન** :- જો આ રીતે નિપાતાતિરિક્તનામાર્થનો પણ ભેદાન્વય થઈ શકતો હોય તો તો राजा पुरुषः આવા સ્થળે પણ સ્વત્વસમ્બન્ધેન राजविशिष्टः पुरुषः એવો ભેદાન્વય બોધ થવાની આપત્તિ આવે. પણ આવા સ્થળે તો राजाऽभिन्नः पुरुषः એમ અભેદાન્વય જ થાય છે. માટે ભેદાન્વયનો પ્રતિબન્ધ માનવો આવશ્યક છે.

અને તેથી, राजपुरुषः માં પણ સ્વત્વાત્મક ભેદસમ્બન્ધથી રાજાનો પુરુષમાં અન્વય અવ્યુત્પન્ન હોવાથી લક્ષણા કરવી આવશ્યક બને જ છે. એટલે રાજ પદનો લક્ષ્યાર્થ રાજસમ્બન્ધી, ને તેનાથી અભિન્ન પુરુષ એમ અન્વય થઈ શકશે

(૫) **શંકા** :- ભેદાન્વયનો તમે જે નિષેધ કરો છો તે સાક્ષાદ્ અન્વયનો. વિભક્ત્યર્થ દ્વારા તેવો અન્વય તો તમે પણ સ્વીકારો જ છો. તો राजपुरुषः વગેરે સમાસમા જે ષષ્ઠીવિભક્તિનો લોપ થયો છે એનુ સ્મરણ કરી એના અર્થ દ્વારા જ ભેદાન્વય થઈ જાય છે એમ માનવું જોઈએ, જેથી લક્ષણા કરવી ન પડે.

**સમાધાન** :- આવી શંકા યોગ્ય નથી, કારણ કે જેને વિભક્તિનું સ્મરણ થતું નથી એને પણ શાબ્દબોધ તો થાય જ છે. માટે વિભક્ત્યર્થ દ્વારા બોધ માની શકાતો ન હોવાથી 'રાજ'પદની રાજસમ્બન્ધીમા લક્ષણા કરી એનો પુરુષ સાથે અભેદાન્વય કરવો એ જ ઉચિત છે.

---

(मु.) [1]द्वन्द्वे तु 'धवखदिरौ छिन्धी'त्यादौ धवः खदिरश्च विभक्त्यर्थद्वित्वप्रकारेण बुध्यते । तत्र न लक्षणा । न च साहित्ये लक्षणेति वाच्यम्, साहित्यशून्ययोरपि द्वन्द्वदर्शनात् । न चैकक्रियान्वयित्वरूपं साहित्यमस्तीति वाच्यम्, क्रियाभेदेऽपि 'धवखदिरौ पश्य छिन्धी'त्यादौ तद्दर्शनात् [2]साहित्यस्याननुभवाच्च । अत एव 'राजपुरोहितौ सायुज्यकामौ यजेयातामि'त्यत्र लक्षणाऽभावाद् द्वन्द्व आश्रीयते। [3]तस्मात्साहित्यं नार्थः, किन्तु वास्तवभेदो यत्र तत्र द्वन्द्वः । न च नीलघटयोरभेद इत्यादौ कथमिति वाच्यम्, तत्र नीलपदस्य नीलत्वे घटपदस्य घटत्वे लक्षणा, [4]अभेद इत्यस्य चाश्रयाभेद इत्यर्थात् ।

---

### ★ ઈતરેતર દ્વન્દ્વ ★

(મુ.) [1]દ્વન્દ્વસમાસમાં धवखदिरौ छिन्धि ઇત્યાદિમાં ધવ અને ખદિર વિભક્ત્યર્થ દ્વિત્વના પ્રકાર તરીકે શાબ્દબોધમાં ભાસે છે. તેમાં લક્ષણા હોતી નથી. એ બેના સાહિત્યમાં લક્ષણા છે એમ ન કહેવું, કારણ કે સાહિત્ય શૂન્ય બે પદાર્થોનો પણ દ્વન્દ્વસમાસ જોવા મળે છે. ''તેવા સ્થળે એક ક્રિયાના અન્વયી હોવા રૂપ સાહિત્ય હોય છે'' એમ પણ ન કહેવું, કારણ કે धवखदिरौ पश्य छिन्धि ઇત્યાદિમાં ક્રિયાભેદ હોવા છતાં દ્વન્દ્વસમાસ જોવા મળે છે [2]તેમજ સાહિત્યનો અનુભવ થતો નથી. એટલે જ राजपुरोहितौ सायुज्यकामौ यजेयाताम् આવા પ્રયોગમાં લક્ષણા ન હોવાથી દ્વન્દ્વ સમાસ મનાય છે. [3]તેથી 'સાહિત્ય' એ દ્વન્દ્વનો અર્થ નથી, પણ જ્યાં વાસ્તવિક ભેદ હોય ત્યાં દ્વન્દ્વ થાય છે. ''नीलघटयोरभेदः ઇત્યાદિમાં શી રીતે દ્વન્દ્વ સમાસ થશે ? (કારણ કે એમાં તો નીલ અને ઘટનો અભેદ છે.)'' આવી શંકા પણ ન કરવી, કારણ કે ત્યાં નીલપદની નીલત્વમાં અને ઘટપદની ઘટત્વમાં લક્ષણા કરાય છે. [4]અને અભેદનો અર્થ 'આશ્રયનો અભેદ' એવો કરાય છે.

(વિ.) [દ્વન્દ્વ સમાસ દ્વિવિધ છે. ઇતરેતરદ્વન્દ્વ અને સમાહારદ્વન્દ્વ. આમાંથી ઇતરેતરદ્વન્દ્વમાં લક્ષણા હોતી નથી એવો નૈયાયિકનો મત છે. જ્યારે ઉત્તરપદની સહવૃત્તિઉભયમાં લક્ષણા હોય છે એવો મીમાંસકનો મત છે.]

(૧) धवखदिरौ छिन्धि... આનો અન્વયબોધ धवखदिरद्वयकर्मकछेदनानुकूलव्यापारानुकूलकृतिमास्त्वम् આવો થાય છે આમાં દ્વય = દ્વિત્વવિશિષ્ટ. દ્વિત્વ અને કર્મત્વ .. આ બન્ને વિભક્ત્યર્થ છે ને ધવ-ખદિર

એના પ્રકાર તરીકે ભાસે છે એ સ્પષ્ટ છે. વળી 'ધવ'નો અર્થ ધવ અને 'ખદિર'નો અર્થ ખદિર જ ભાસે છે, માટે લક્ષણા નથી

**મીમાંસક** - આમાં 'ખદિર' પદની સહવૃત્તિ (= સાહિત્યવિશિષ્ટ) ધવખદિરમા અજહત્સ્વાર્થલક્ષણા છે અને 'ધવ'પદ તાત્પર્યગ્રાહક છે. કારણ કે साहित्यविशिष्टधवखदिरद्वयकर्मकछेदनानुकूलव्यापारानुकूलकृतिमाँस्त्वम् એવો બોધ અનુભવાય છે

**નૈયાયિક** .- તમે આ જે સાહિત્ય કહો છો તે શુ છે ? સહવૃત્તિત્વ = એકદેશમાં રહેવાપણુ (= સામાનાધિકરણ્ય) કે એકક્રિયાન્વયિત્વ (= એક શક્તિથી ઉપસ્થાપ્ય જે ક્રિયા તદન્વયિત્વ) ?

આમાંનો પ્રથમ વિકલ્પ ઉચિત નથી. અર્થાત્ 'સહવૃત્તિત્વરૂપ સાહિત્યવિશિષ્ટમા' લક્ષણા કરાય છે એવુ માની શકાય નહી, કારણ કે જ્યા સહવૃત્તિત્વ ન હોય એવા સ્થળે પણ દ્વન્દ્વસમાસ જોવા મળે છે. જેમ કે ભિન્ન-ભિન્ન દેશમા રહેલા ધવ-ખદિરને ઉદ્દેશીને પણ धवखदिरौ छिन्धि પ્રયોગ થાય જ છે. એમ घटत्वपटत्वे વગેરે દ્વન્દ્વ પણ થાય છે જ

## ★ સાહિત્ય અંગે વિચાર ★

**શંકા** - ભલે ધવ, ખદિર ભિન્ન ભિન્ન દેશમાં હોય . પણ બન્ને છેદન ક્રિયામાં અન્વય પામતા હોવાથી એકક્રિયાન્વયિત્વરૂપ સાહિત્ય એ બેમા છે જ ને તેથી એવા સાહિત્ય વિશિષ્ટમાં લક્ષણા માની શકાય છે.

**સમાધાન** :- धवखदिरौ पश्य छिन्धि, ધવને જો - ખદિરને છેદ... આમ ભિન્ન ભિન્ન ક્રિયામાં અન્વયનો અભિપ્રાય હોય એવા સ્થળે પણ દ્વન્દ્વસમાસ થતો હોવાથી એકક્રિયાન્વયિત્વરૂપ સાહિત્યના આશ્રયમાં પણ લક્ષણા માની શકાતી નથી

[**શંકા** .- એક શાબ્દબોધીયક્રિયાન્વયિત્વરૂપ સાહિત્યના આશ્રયમા લક્ષણા માનીશુ... પ્રસ્તુતમાં દર્શન અને છેદન ક્રિયા જુદી જુદી હોવા છતાં એક શાબ્દબોધમાં ભાસતી હોવાથી આવુ સાહિત્ય એમાં છે જ ]

(૨) **સમાધાન** - "ધવ અને ખદિર એક જ શાબ્દબોધની વિષયભૂત ક્રિયાઓમા અન્વય પામનારા છે" આવા સાહિત્યનો શાબ્દબોધમાં અનુભવ થતો નથી કે જેથી એમાં લક્ષણા માનવી પડે.

આમ ઇતરેતરદ્વન્દ્વમાં સાહિત્યનો અનુભવ ન હોવાથી અને તેથી લક્ષણા કરાતી ન હોવાથી જ राजपुरोहितौ सायुज्यकामौ यजेयाताम् આવા વાક્યમા દ્વન્દ્વ સમાસ મનાયો છે આશય એ છે કે राजपुरोहितौ શબ્દનો राज्ञः पुरोहितौ એમ ષષ્ઠી તત્પુરુષ અને राजा च पुरोहितश्च એમ ઇતરેતરદ્વન્દ્વ એ બન્ને સમાસ થઈ શકે છે. પણ, જો તત્પુરુષસમાસ કરવામા આવે તો પૂર્વપદની લક્ષણા કરવી પડે. માટે ત્યા તત્પુરુષ ન માનતા દ્વન્દ્વસમાસ જ મનાયો છે. હવે જો દ્વન્દ્વસમાસમા પણ લક્ષણા કરવાની હોય તો તો તત્પુરુષને છોડી દ્વન્દ્વસમાસ માનવામા લાઘવ શુ રહે ? એટલે દ્વન્દ્વમા લક્ષણા હોતી નથી એ વાત સ્વીકારવી જોઈએ.

(૩) [**શંકા** - પણ જો લક્ષણા ન સ્વીકારીએ તો સાહિત્ય પણ ન મનાય અને જો સાહિત્ય ન હોય તો દ્વન્દ્વ સમાસ શુ કામ થાય ? અર્થાત્ સાહિત્ય તો દ્વન્દ્વ સમાસનુ પ્રયોજક છે એ જ નથી તો દ્વન્દ્વનો પ્રયોજક કોણ ?]

**સમાધાન** .- પૂર્વે કહી ગયા એ મુજબ સહવૃત્તિત્વરૂપ મુખ્ય સાહિત્ય કે એકક્રિયાન્વયિત્વરૂપ ગૌણ સાહિત્ય તો દ્વન્દ્વસમાસ થવાનુ બીજ નથી જ. પણ બે વસ્તુઓ વચ્ચેનો વાસ્તવિક ભેદ જ દ્વન્દ્વસમાસનું બીજ છે. એટલે કે જે બેનો વાસ્તવિક ભેદ હોય તે બેના વાચક પદોનો દ્વન્દ્વ થઈ શકે છે.

**શંકા** - તો પછી नीलघटयोरभेदः આવા વાક્યમાં નીલ અને ઘટ પદનો દ્વન્દ્વસમાસ અસંગત બની

જશે, કારણ કે એ બેના વાચ્યાર્થ નીલત્વવિશિષ્ટ (નીલ) અને ઘટ, એ બે વચ્ચે ભેદ તો છે નહીં

**સમાધાન** .- એ સ્થાને નીલપદની નીલત્વમા ને ઘટપદની ઘટત્વમાં લક્ષણા કરવામાં આવે છે નીલત્વ અને ઘટત્વનો તો વાસ્તવિક ભેદ છે જ.

[શંકા :- પણ તો પછી અભેદ સાથે એનો અન્વય અસગત બની જશે નીલત્વઘટત્વયોરભેદઃ આવો અર્થ શી રીતે સંગત ઠરે ?]

(૪) **સમાધાન** ·- અભેદપદની 'આશ્રયાભેદ' અર્થમાં લક્ષણા કરવી. તેથી અર્થ થશે નીલત્વઘટત્વયોરાશ્રયાભેદઃ .... આ અર્થ તો સંગત છે જ.

[શંકા ·- નીલઘટયોરભેદઃ માં નીલત્વ-ઘટત્વના આશ્રયનો અભેદ છે એવા બોધનો અનુભવ ક્યાં છે ?

**સમાધાન** ·- આ વાક્યપ્રયોગ કરનારનુ તાત્પર્ય એ છે કે નીલત્વવાન્ અને ઘટત્વવાન્ આ બેને જુદા ન સમજતા, આ બન્ને અભિન્ન છે. આવા તાત્પર્યથી આશ્રયાભેદનો બોધ થઈ જાય છે

**શંકા** :- દ્વન્દ્વમાં લક્ષણાનો તમે નિષેધ કરો છો - વળી કર્મધારયમાં પણ લક્ષણા હોતી નથી (તે પણ એટલા માટે કે નીલકમલમ્ વગેરેમાં નીલનો અભેદ સમ્બન્ધથી સાક્ષાત્ અન્વય અવિરુદ્ધ હોવાથી વગર લક્ષણાએ પણ નીલાભિન્ન કમલમ્ અર્થ પ્રતીત થઈ જ જાય છે.) તો પછી દ્વન્દ્વ અને કર્મધારયમાં પ્રયોજક ભેદ શુ રહેશે ?

**સમાધાન** - જ્યા વાસ્તવિકભેદ હોય ત્યા દ્વન્દ્વ અને જ્યાં વાસ્તવિક અભેદ હોય ત્યાં કર્મધારય એમ બેના પ્રયોજક બીજનો ભેદ જાણવો.]

---

(मु.) समाहारद्वन्द्वे तु यदि समाहारोऽप्यनुभूयत इत्युच्यते, तदाऽहिनकुलमित्यादौ परपदेऽहिनकुलसमाहारे लक्षणा, पूर्वपदं तु तात्पर्यग्राहकम् । न च 'भेरीमृदङ्गं वादये'त्यत्र कथं समाहारस्यान्वयः ? अपेक्षाबुद्धिविशेषरूपस्य तस्य वादनासम्भवादिति वाच्यम्, परम्परासम्बन्धेन तदन्वयात् । एवं पञ्चमूलीत्यादावपि ।

---

**★ સમાહારદ્વન્દ્વ ★**

**(મુ.) સમાહારદ્વન્દ્વસમાસમાં, 'સમાહાર(= સમૂહ) પણ અનુભવાય છે' એમ જો કહેવામાં આવે, તો अहिनकुलम् ઇત્યાદિમાં પરપદની (= નકુલની) અહિનકુલના સમાહારમાં લક્ષણા કરવી અને પૂર્વપદને તાત્પર્યગ્રાહક માનવું. શંકા - भेरीमृदङ्गं वादय આમાં સમાહારનો અન્વય શી રીતે કરશો ? કારણ કે અપેક્ષાબુદ્ધિ-વિશેષરૂપ સમાહારનું વાદન અસંભવિત છે... સમાધાન - આવી શંકા ન કરવી, કારણ કે પરમ્પરાસંબંધથી તેનો અન્વય થઈ શકે છે. એ જ પ્રમાણે 'પંચમૂલી' વગેરેમાં પણ જાણવું.**

(વિ ) [अहिनकुलम् વગેરેમાં માત્ર અહિ અને નકુલનો જ બોધ થાય છે, એ બેના સમાહારનો નહી, અને તેથી સમાહારમાં લક્ષણા કરવાની હોતી નથી, કે વૈયાકરણોને માન્ય એવી શક્તિ પણ હોતી નથી એમ નવ્ય નૈયાયિકો કહે છે. પણ પ્રાચીનો એમા સમાહારની પ્રતીતિ માને છે અને તેથી ઉત્તરપદની અહિ-નકુલના સમાહારમા લક્ષણા માની પૂર્વપદને તાત્પર્યગ્રાહક માને છે.]

[શંકા :- પૂર્વપદની અહિનકુલના સમાહારમાં લક્ષણા કરી ઉત્તરપદને તાત્પર્યગ્રાહક માનો ને ! આમા વિનિગમક કોણ છે ?

**સમાધાન** - ના, એમ ન મનાય, કારણ કે प्रकृत्यर्थान्वितस्वार्थबोधकत्व प्रत्ययानाम् આવી વ્યુત્પત્તિ વિનિગમક છે. અર્થાત્ પ્રત્યય જો 'નકુલ' એવા ઉત્તરપદને લાગ્યો છે તો પ્રત્યય પોતાના અર્થને એ જ

પ્રકૃત્યર્થમાં અન્વિત કરીને જણાવી શકે છે, 'અહિ' એવા પૂર્વપદના અર્થમા અન્વિત કરીને નહીં. માટે ઉત્તરપદની જ લક્ષણા માની શકાય]

(૧) શંકા - 'વાદન'પદનો અર્થ છે અભિઘાતસયોગાવચ્છિન્નક્રિયા.. આ સયોગ જેમાં થાય એ વાદનક્રિયાનુ કર્મ બને ભેરીમૃદંગનો સમાહાર એટલે ભેરીમૃદંગનિષ્ઠ દ્વિત્વ એ તો અપેક્ષાબુદ્ધિવિશેષ-વિષયત્વસ્વરૂપ હોવાથી એમા સંયોગ થવો અસંભવિત હોવાના કારણે એમા વાદનકર્મત્વ સંભવતું નથી. તો સમાહારમાં વાદનકર્મત્વનો અન્વય શી રીતે કરશો ?

**સમાધાન** .- સ્વાશ્રયવૃત્તિત્વ રૂપ પરમ્પરાસમ્બન્ધથી અન્વય થઈ શકે છે. સ્વ = વાદનકર્મત્વ. એનો આશ્રય ભેરી-મૃદગદ્રવ્ય.. એમા વૃત્તિ દ્વિત્વ.. એટલે સ્વાશ્રયવૃત્તિત્વ સમ્બન્ધથી વાદનકર્મત્વ (= અભિઘાતસયોગ) એમા અન્વય પામી શકે છે.

पञ्चाना मूलाना समाहार· पञ्चमूली... આવા દ્વિગુસમાસમા પણ ઉત્તરપદ મૂલની પંચમૂલસમાહારમા લક્ષણા જાણવી અને પૂર્વપદ તાત્પર્યગ્રાહક માનવુ.

---

(मु.) परे तु अहिनकुलमित्यादौ अहिर्नकुलश्च बुध्यते, [1]प्रत्येकमेकत्वान्वयः, [2]समाहारसंज्ञा च यत्रैकत्वं नपुंसकत्वं च प्राणितूर्येत्यादिसूत्रेणोक्तं तत्रैव, [3]अन्यत्रैकवचनमसाध्वित्याहुः । पितरौ श्वशुरावित्यादौ पितृपदे जनकदम्पत्योः श्वशुरपदे स्त्रीजनकदम्पत्योर्लक्षणा । एवमन्यत्रापि । 'घटाः' इत्यादौ तु न लक्षणा, घटत्वेन रूपेण नानाघटोपस्थितिसम्भवात् ।

---

## ★ સમાહાર દ્વન્દ્વ અંગે નવ્યમત ★

**(મુ.) પર = નવ્યો તો કહે છે કે अहिनकुलम् ઈત્યાદિમાં અહિ અને નકુલ પ્રતીત થાય છે. (પણ, સમાહાર નહીં ) [1]બન્નેમાં એકત્વનો અન્વય થાય છે. [2]અને સમાહાર સંજ્ઞા તો, જ્યાં પ્રાણિતૂર્ય... ઈત્યાદિ સૂત્રથી એકત્વ અને નપુંસકત્વ કહ્યું હોય ત્યાં જ જાણવી. [3]અન્યત્ર એકવચનત્વ અસાધુ છે, એમ નવ્યો કહે છે. पितरौ श्वशुरौ ઈત્યાદિમાં પિતૃપદની જનકદમ્પતીમાં અને શ્વશુરપદની સ્ત્રીના જનકદમ્પતીમાં લક્ષણા છે. એમ અન્યત્ર પણ જાણવું. घटाः ઈત્યાદિમાં તો લક્ષણા નથી, કારણ કે ઘટત્વેન રૂપેણ અનેક ઘટની ઉપસ્થિતિ સંભવી શકે છે.**

(વિ.) [પ્રાચીન- જો સમાહારની પ્રતીતિ નથી તો એકવચનના અર્થ એકત્વનો અન્વય શેમાં કરશો ? અમારા મતે તો બેનો સમાહાર એક હોવાથી એમા એકત્વાન્વય થઈ શકે છે]

(૧) **નવ્ય** - પ્રત્યેક અહિ અને નકુલ એક-એક હોવાથી એ બન્નેમાં એકત્વનો અન્વય થઈ શકે છે

[શંકા :- જો આમા સમાહાર અનુભવાતો ન હોય તો આ સમાસની 'સમાહાર' એવી સજ્ઞા શી રીતે સગત કરશો ?)

(૨) **નવ્ય** - प्राणितूर्यसेनाङ्गानाम् અને येषां च विरोधः शाश्वतिकः આ સૂત્રોથી જ્યાં એકત્વ જણાવ્યું હોય અને स नपुसकम् સૂત્રથી જ્યા નપુસકભાવ વિહિત કર્યો હોય તેવા દ્વન્દ્વમાં જ સમાહાર સજ્ઞા જાણવી.. અર્થાત્ 'સમાહાર' સંજ્ઞા સાન્વર્થ નથી, પણ આવી પારિભાષિકી છે

[શંકા - આવી પારિભાષિકી સજ્ઞાનું ફળ શુ છે ?]

(૩) **સમાધાન** - ત્યા એકવચનનો પ્રયોગ થવો અને નપુસકલિંગ આવવું એ જ એનુ ફળ છે. તેમજ, જ્યાં આ સમાહારસંજ્ઞા ન થાય ત્યાં એકવચનાન્ત કે નપુસકલિગનો પ્રયોગ અસાધુ છે એવું પણ આ સંજ્ઞાથી નિશ્ચિત થાય છે.

[સાન્વર્થસજ્ઞાના બદલે પારિભાષિકીસજ્ઞા માનવી પડે છે એ અસ્વરસનુ સૂચન इत्याहुः દ્વારા કરવામાં

આવ્યુ છે.]

चैत्रस्य पितरौ વગેરે એકશેષસમાસ સ્થળમા, પિતૃપદની માતાપિતામાં લક્ષણા કરી ચૈત્રના માતાપિતા એવો અર્થ જાણવો એમ चैत्रस्य श्वशुरौ મા, શ્વશુરપદની સ્ત્રીના માતાપિતા અર્થમાં લક્ષણા કરી 'ચૈત્રની સ્ત્રીના માતાપિતા' એવો અર્થ જાણવો

આ જ પ્રમાણે બહેન-ભાઈ વગેરેને જણાવવાના તાત્પર્યથી બોલાયેલા भ्रातरौ વગેરે પદોમાં જાણવું ઘટાઃ ઇત્યાદિ સરૂપએકશેષમાં લક્ષણાની જરૂર નથી કારણ કે ઘટત્વેન રૂપેણ ઉપસ્થિત થયેલા અનેક ઘટમાં બહુત્વનો અન્વય થઈ શકે છે.

---

(मु.) कर्मधारयस्थले तु 'नीलोत्पलमि'त्यादावभेदसम्बन्धेन नीलपदार्थ उत्पलपदार्थे प्रकारः । तत्र न लक्षणा । [1]अत एव 'निषादस्थपतिं याजयेदि'त्यत्र न तत्पुरुषः, लक्षणापत्तेः, किन्तु कर्मधारयः, लक्षणाऽभावात् । न च निषादस्य सङ्करजातिविशेषस्य वेदानधिकाराद्याजनासम्भव इति वाच्यम्, निषादस्य विद्याप्रयुक्तेस्तत एव कल्पनात् । [2]लाघवेन मुख्यार्थस्यान्वये तदनुपपत्त्या कल्पनायाः फलमुखगौरवतयाऽदोषत्वादिति । [3]उपकुम्भमर्धपिप्पलीत्यादौ परपदे तत्सम्बन्धिनि लक्षणा, पूर्वपदार्थप्रधानतया चान्वयबोध इति । [4]इत्थञ्च समासे न क्वापि शक्तिः, पदशक्त्यैव निर्वाहादिति ।

---

## ★ કર્મધારય અને અવ્યયીભાવ ★

**(મુ.) नीलोत्पलम् ઇત્યાદિ કર્મધારયસમાસમાં અભેદસમ્બન્ધથી નીલપદાર્થ ઉત્પલપદાર્થમાં પ્રકાર રૂપે ભાસે છે. એમાં લક્ષણા હોતી નથી. [1]એટલે જ निषादस्थपति याजयेत् આવા શ્રુતિવાક્યમાં તત્પુરુષ સમાસ નથી કરાતો, કારણ કે (તત્પુરુષ કરે તો) લક્ષણા કરવાની આપત્તિ આવે, પરન્તુ કર્મધારયસમાસ (કરાય છે,) કારણ કે એમાં લક્ષણા હોતી નથી.**

**શંકા - નિષાદ તો સંકરજાતિવિશેષરૂપ છે. એટલે એને વેદનો અધિકાર ન હોવાથી યજ્ઞ કરાવવો પણ અસંભવિત છે.**

**સમાધાન - આવી શંકા ન કરવી, કારણ કે નિષાદને પણ વિદ્યા આપી શકાય એ વાત આ શ્રુતિવાકયથી જ સિદ્ધ થાય છે. [2]લાઘવ થાય એ રીતે મુખ્યાર્થનો અન્વય કરવા પર, એની અસંગતિથી કરાયેલી તે કલ્પના ફળમુખગૌરવ રૂપ હોવાથી દોષરૂપ નથી. [3]ઉપકુમ્ભમ્, અર્ધપિપ્પલી વગેરેમાં પરપદની તત્સમ્બન્ધીમાં લક્ષણા છે, અને પૂર્વપદાર્થપ્રધાનતયા અર્થબોધ થાય છે. [4]આમ સમાસમાં ક્યાંય પણ શક્તિ હોતી નથી, કારણ કે પદશક્તિથી જ નિર્વાહ થઈ જાય છે.**

(વિ.) સરૂપ એકશેષની જેમ કર્મધારયસ્થળે પણ લક્ષણા આવશ્યક નથી. नीलाभिन्नमुत्पलम् (अभेदसम्बन्धेन नीलविशिष्टमुत्पलम्) એવો અન્વયબોધ જાણવો.

(૧) अत एव = કર્મધારયમાં લક્ષણા ન હોવાના કારણે જ.

निषादस्थपति याजयेद्... આવા શ્રુતિવાક્યમા निषादस्थपति શબ્દ જે રહેલો છે એનો निषादश्चासौ स्थपतिश्च એમ કર્મધારય, निषादस्य स्थपतिः એમ તત્પુરુષ, અને निषादः स्थपतिः यस्य એમ બહુવ્રીહિ સમાસ થઈ શકે છે. પણ તત્પુરુષ અને બહુવ્રીહિ સમાસ કરવામા ક્રમશ· પૂર્વપદની અને ઉત્તરપદની લક્ષણા કરવી પડે છે. જ્યારે કર્મધારય કરવામાં લક્ષણા કરવી પડતી નથી માટે કર્મધારય સમાસ મનાયો છે.

**શંકા** ·- પણ તો પછી નિષાદ એવો સુથાર એમ અર્થ થાય છે અને નિષાદ તો એક પ્રકારની સકરજાતિવાળો છે જેને વેદના અધ્યયનનો અધિકાર નથી અને વેદનું અધ્યયન જ ન કર્યું હોય તો એ યજ્ઞ પણ શી રીતે કરી શકે ? માટે કર્મધારયસમાસ લેવામાં અર્થ અસગત ઠરે છે

**સમાધાન** :- એની સગતિ થાય એટલા માટે, ઉક્ત શ્રુતિવાક્યના બળે જ, નિષાદ પણ વેદવિહિતવિદ્યાના અધ્યયનનો અધિકારી છે એમ કલ્પના કરવામા આવે છે

[શંકા - લક્ષણાની કલ્પના ન કરવી પડે એ માટે તમે કર્મધારય સમાસ લીધો પણ પછી એના અર્થની સગતિ માટે નિષાદને પણ વિદ્યાધ્યયનની કલ્પના તમારે કરવી જ પડી.. તો એના કરતા લક્ષણાની કલ્પના કરી, ત્યા તત્પુરુષસમાસ કરી, એ સુથાર તરીકે વેદાધ્યયનના અધિકારી વર્ણવાળો પુરુષ જ માની લેવો શુ ખોટો ?]

(૨) **સમાધાન** - કર્મધારય સમાસ કરવો કે તત્પુરુષ ? એમા તો, લક્ષણા ન કરવાનું લાઘવ હોવાથી કર્મધારય જ કરવામા આવે છે એટલે निषादस्थपति નો કર્મધારય તો કરી લીધો. હવે નિષાદાત્મક-સ્થપતિરૂપ મુખ્યાર્થની સાથે યાજનાત્મક મુખ્યાર્થનો અન્વય કરવાનો છે. વેદવિહિતવિદ્યાના અધ્યયનનું નિષાદમા અધિકારિત્વ માનવામા ન આવે તો આ અન્વય અસગત રહે છે. એટલે એ અન્વયની અનુપપત્તિ ન થાય એ માટે નિષાદમાં અધિકારિત્વની કરાતી કલ્પના એ ફળમુખગૌરવરૂપ હોવાથી દોષરૂપ નથી.

[શંકા - પણ તો પછી न स्त्रीशूद्रौ वेदमधीयाताम् એવી શ્રુતિ અપ્રમાણ થઈ જશે...

**સમાધાન** - ના, નિષાદને ઉક્તયાગોપયુક્ત અધ્યયન સિવાયનુ વેદાધ્યયન ન કરાવવું, અને અન્યશૂદ્રને તો કોઈ પણ વેદાધ્યયન ન કરાવવું.. એમ નિષેધનો લાભ થતો હોવાથી શ્રુતિ અપ્રમાણ રહેતી નથી.]

(૩) અવ્યયીભાવસમાસ અને પૂર્વપદપ્રધાન એવા તત્પુરુષસમાસમાં પરપદની તત્સમ્બન્ધીમાં લક્ષણા છે. એટલે કે उपकुम्भम् માં કુંભપદની કુભસબંધીમાં લક્ષણા છે અને પૂર્વપદ જે 'ઉપ' એનો અર્થ 'સમીપ' શાબ્દબોધમાં પ્રધાનતયા = વિશેષ્યતયા ભાસે છે એટલે કે कुम्भसम्बन्ध्यभिन्नसमीपम् (नरं पश्य) ઇત્યાદિ શાબ્દબોધ થાય છે

पिप्पल्याः अर्धम् इति अर्धपिप्पली ઇત્યાદિમાં पिप्पलीની પિપ્પલીસમ્બન્ધીમાં લક્ષણા છે. અને પૂર્વપદનો અર્થ જે અર્ધ, તદ્વિશેષ્યક શાબ્દબોધ થાય છે એટલે કે पिप्पलीसम्बन्ध्यभिन्नमर्धम् એવો બોધ થાય છે.

(૪) આમ સર્વત્ર સમાસમા (સમસ્ત વાક્યમાં) ક્યાંય શક્તિ નથી, (અને શક્તિ નથી, તેથી વાક્યની લક્ષણા પણ નથી .) પદોની જ શક્તિથી (અને લક્ષણાથી) અભિપ્રેત શાબ્દબોધનો નિર્વાહ થઈ જાય છે

---

*(का) आसत्तिर्योग्यताऽऽकाङ्क्षातात्पर्यज्ञानमिष्यते ॥८२॥*
*कारणं सन्निधान तु पदस्यासत्तिरुच्यते ।*

(मु.) आसत्तिरित्यादि । आसत्तिज्ञानं योग्यताज्ञानमाकाङ्क्षाज्ञानं तात्पर्यज्ञानं च शाब्दबोधे कारणम् । [1]तत्रासत्तिपदार्थमाह - संनिधान त्विति । [2]अन्वयप्रतियोग्यनुयोगिपदयोरव्यवधानमासत्तिः, तज्ज्ञानं शाब्दबोधे कारणम्, क्वचिद्व्यवहितेऽप्यव्यवधानभ्रमाच्छाब्दबोधादिति केचित् । [3]वस्तुतस्त्वव्यवधानज्ञानस्यानपेक्षितत्वात् यत्पदार्थेन यत्पदार्थस्यान्वयोऽपेक्षितस्तयोरव्यवधानेनोपस्थितिः शाब्दबोधे कारणम् । तेन 'गिरिर्भुक्तमग्निमान्देवदत्तेन' इत्यादौ न शाब्दबोधः । "नीलो घटो द्रव्यं पटः" इत्यादावासत्तिभ्रमाच्छाब्दबोधः । [4]आसत्तिभ्रमाच्छाब्दभ्रमाभावेऽपि न क्षतिः ।

---

**★ આસત્તિ ★**

**(કા.) આસત્તિજ્ઞાન, યોગ્યતાજ્ઞાન, આકાક્ષાજ્ઞાન અને તાત્પર્યજ્ઞાન શાબ્દબોધમાં સહકારી કારણ તરીકે ઇષ્ટ છે. પદનું સંનિધાન એ આસત્તિ કહેવાય છે.**

(મુ.) આસત્તિજ્ઞાન, યોગ્યતાજ્ઞાન, આકાંક્ષાજ્ઞાન અને તાત્પર્યજ્ઞાન શાબ્દબોધમાં કારણ છે. [1]તેમાં

**આસત્તિપદાર્થ જણાવે છે - અન્વયના પ્રતિયોગી અને અનુયોગીના બોધક પદોનું અવ્યવધાન એ આસત્તિ છે. તેનું જ્ઞાન શાબ્દબોધમાં કારણ છે. કારણકે ક્યાંક વ્યવહિતપદમાં પણ અવ્યવધાનનો ભ્રમ થવાથી શાબ્દબોધ થાય છે - આમ કેટલાક કહે છે. [3]વસ્તુત: તો અવ્યવધાનજ્ઞાન અનપેક્ષિત હોવાથી, જે પદના અર્થ સાથે જે પદના અર્થનો અન્વય અપેક્ષિત હોય, તે બે પદની વ્યવધાન વિના ઉપસ્થિતિ થવી એ શાબ્દબોધમાં કારણ છે. તેથી गिरिर्भुक्तमग्निमान्देवदत्तेन ઇત્યાદિમાં શાબ્દબોધ થતો નથી. ''नीलो घटो द्रव्य पटः'' ઇત્યાદિમાં આસત્તિનો ભ્રમ થવાથી શાબ્દબોધ થાય છે. [4]આસત્તિના ભ્રમથી પણ શાબ્દબોધ ભ્રમાત્મક ન થાય તો કોઈ ક્ષતિ નથી.**

(વિ ) [વૃત્તિજ્ઞાનસહકૃતપદજ્ઞાનજન્ય પદાર્થોપસ્થિતિ થવા માત્રથી શાબ્દબોધ થઈ જતો નથી.. પણ એને આસત્તિજ્ઞાન વગેરે પણ સહકારીકારણ તરીકે અપેક્ષિત હોય છે. એટલે હવે આસત્તિજ્ઞાન વગેરે કારણોનુ નિરૂપણ કરે છે. એમાં અવ્યવધાનેન પદનું ઉચ્ચારણ કરવાથી પદસમૂહમા આવેલું સન્નિધાન એ **આસત્તિ** છે. એટલે કે એ પદસમૂહનિષ્ઠ છે. એક પદાર્થમાં અપરપદાર્થવત્ત્વ એ (પદાર્થનિષ્ઠ) **યોગ્યતા** છે. આકાક્ષા પદનિષ્ઠ હોય છે. 'यत्पदस्य यत्पदविरहप्रयोज्यशाब्दबोधजनकत्वाभाववत्त्व तत्पदे तत्पदवत्त्वरूपा आकाङ्क्षा, प्रकृति-प्रत्यययोः साकाङ्क्षत्वात्, पदवत्ता च अव्यवहितोत्तरत्वाऽव्यवहितपूर्वत्वान्यतरसम्बन्धेन ।

**તાત્પર્ય** શબ્દનિષ્ઠ હોય છે. એ तत्प्रतीतीच्छयोच्चरितत्वरूप હોય છે.

(૧) **આસત્તિ** - જે બે પદના અર્થનો પરસ્પર અન્વયબોધ કરાવવાનું તાત્પર્ય હોય તે બે પદનું અવ્યવધાન એ આસત્તિ છે

**પ્રાચીન** - જો આ રીતે પદોના અવ્યવધાનમાત્રને શાબ્દબોધનું સ્વરૂપસત્ કારણ માનીએ.. (એટલે કે અવ્યવધાનના જ્ઞાનને કારણ ન માનીએ) તો गिरिर्भुक्तमग्निमान् देवदत्तेन... આ વાક્યમા ગિરિપદનું અગ્નિમાન્ પદમા અને ભુક્તં પદનું દેવદત્તેન પદમાં અવ્યવધાન ન હોવા છતાં, એવું અવ્યવધાન હોવાનો ભ્રમ થઈ જવાથી જે શાબ્દબોધ થાય છે તે સગત થઈ શકશે નહી તેથી અવ્યવધાનરૂપ આસત્તિને સ્વરૂપસત્ કારણ ન માનતા, એના ભ્રમ-પ્રમાસાધારણ (ભ્રમાત્મક કે પ્રમાત્મક) જ્ઞાનને કારણ કહેવું જોઈએ. અર્થાત્ (૨) અન્વયપ્રતિયોગ્યનુયોગિપદોના અવ્યવધાનરૂપ આસત્તિના જ્ઞાનને કારણ કહેવુ જોઈએ. આમાં અન્વય એટલે શાબ્દબોધમાં વિષય બનતો સસર્ગ. આ સસર્ગનો એક પદાર્થ પ્રતિયોગી હોય છે, બીજો અનુયોગી. આ પ્રતિયોગી અને અનુયોગી પદાર્થને ઉપસ્થિત કરી આપનાર બે પદોનુ અવ્યવધાન એ આસત્તિ છે. જેમકે गामानय માં દ્વિતીયાન્તગોપદ (गाम्) નો પદાર્થ છે ગોકર્મત્વ જે નિરૂપકત્વસસર્ગનો પ્રતિયોગી છે. आनय પદનો પદાર્થ છે આનયન, જે નિરૂપકત્વસસર્ગનો અનુયોગી છે તેથી गाम् પદ અને आनय પદનું અવ્યવધાન એ આસત્તિ છે. અને गाम्पदमानयपदाव्यवहितपूर्वम् આવુ અથવા आनयपदं गापदाव्यवहितोत्तरम् આવુ આસત્તિનું જ્ઞાન એ શાબ્દબોધનું કારણ છે. गिरिर्भुक्तं ઇત્યાદિ સ્થળે અવ્યવધાન ન હોવા છતા, એનું ભ્રમાત્મક જ્ઞાન થઈ શકે છે અને તેથી શાબ્દબોધ પણ થઈ શકે છે.

★ શાબ્દબોધ માત્ર પદથી થઈ જતો નથી, પદો સભળાવા પણ જોઈએ અર્થાત્ પદનુ શ્રાવણ પ્રત્યક્ષ થાય છે પછી ચરમવર્ણજ્ઞાનથી બધા પદોનુ સ્મરણ થાય છે. એટલે અવ્યવહિતપણે પદો બોલાયા હોવાથી એ સ્મરણાત્મક ઉપસ્થિતિમાં, અવ્યવહિતપણે પદો પણ ઉપસ્થિત થઈ જ જાય છે આ જ આસત્તિ છે (પદદ્વયની ઉપસ્થિતિઓનુ અવ્યવધાન એ આસત્તિ છે એમ પણ કહેવાય છે એ સ્વરૂપસત્ કારણ છે.) પછી ''આ બે પદો વચ્ચે અવ્યવધાન છે'' એવુ જ્ઞાન આવશ્યક હોતુ નથી માટે આ અપેક્ષાએ આસત્તિને સ્વરૂપસત્ કારણ પણ કહેવાય છે આ જ પ્રમાણે આકાક્ષામાં પણ જાણવુ घटम् એમ घट અને अम् બે પદો સભળાયા એટલે સાકાક્ષ પદોની ઉપસ્થિતિ થઈ જ ગઈ પછી घट અને अम् પદની આકાક્ષા છે એમ આકાક્ષાનુ જ્ઞાન કરવાનુ રહેતુ નથી માટે એ અપેક્ષાએ એને પણ સ્વરૂપસત્ કારણ કહી શકાય છે છતાં, घटम् ને અવ્યવહિતપણે आनय પદ ઉપસ્થિત થયુ ન હોય કે घट ની ઉત્તરમાં अम् પદ ઉપસ્થિત થયુ ન હોય તો શાબ્દબોધ થતો નથી આ ઉપસ્થિત થવુ એ જ જ્ઞાન તરીકે લઈને એમ કહેવાય છે કે આસત્તિનુ જ્ઞાન અને આકાક્ષાનુ જ્ઞાન કારણ છે

(૩) નવ્ય - બધે શાબ્દબોધ થવા પૂર્વે બે પદોના અવ્યવધાનનુ તમે કહો છો એવું જ્ઞાન થાય જ છે એવું અનુભવાતું નથી એવા અવ્યવધાનના જ્ઞાન વિના જ, માત્ર પદદ્વયનું જ્ઞાન પદાર્થ દ્વયનું સ્મરણ કરાવવા દ્વારા શાબ્દબોધ કરાવી દે છે.* એટલે કે જે પદોના (દ્વિતીયાન્ત ગાં પદના) અર્થની (ગોકર્મત્વ-પદાર્થની) સાથે જે પદના (तिङन्तानय પદના) અર્થનો (આનયનપદાર્થનો) અન્વય શાબ્દબોધના વિષયરૂપે અભિમત હોય તે બે પદનુ અવ્યવધાન એ આસત્તિ છે અને એની સ્મરણાત્મક ઉપસ્થિતિ એ શાબ્દબોધમાં હેતુ છે તેથી गिरिरग्निमान्, देवदत्तेन भुक्तम् એવા પૃથગ્ અન્વયબોધની ઇચ્છાથી ઉચ્ચારાયેલુ गिरिर्भुक्त... ઇત્યાદિ વાક્ય શાબ્દબોધજનક બનતુ નથી જ, કારણ કે જે બે પદાર્થોનો અન્વય અપેક્ષિત છે તે બેના વાચક ગિરિ અને અગ્નિમત્ એવા પદોની અવ્યવધાનેન ઉપસ્થિતિ થતી નથી. भुक्तं અને अग्निमान् ની અવ્યવધાનેન ઉપસ્થિતિ છે, પણ એ બેનો અન્વય અપેક્ષિત નથી માટે શાબ્દબોધ થતો નથી.

नीलो घटो द्रव्य पट... આ વાક્ય घटो द्रव्यं, नीलः पटः એવા તાત્પર્યથી બોલાયુ હોવાથી વાસ્તવિક આસત્તિ છે નહી છતા, नीलाभिन्नो घटः એવા તાત્પર્યથી બોલાયેલા વાકયગત નીલપદ અને ઘટપદમાં રહેલા અવ્યવધાનત્વનુ, પ્રસ્તુતવાક્યગત નીલપદ અને ઘટપદમાં ભ્રમાત્મક સ્મરણ થઇ જવાથી नीलाभिन्नो घटः એવો શાબ્દબોધ થઈ શકે છે.

[પ્રાચીન - આસત્તિના ભ્રમથી થયો હોવાથી આ શાબ્દબોધ પણ ભ્રમાત્મક થઈ જશે ને !]

(૪) નવ્ય .- ના, એ પ્રમાત્મક જ રહેશે, કારણ કે યોગ્યતાનો ભ્રમ જ શાબ્દભ્રમત્વનો પ્રયોજક હોવાથી આસત્તિભ્રમ શાબ્દભ્રમત્વનો પ્રયોજક નથી

(मु.) ननु यत्र 'छत्री कुण्डली वासस्वी देवदत्तः' इत्याद्युक्तं तत्रोत्तरपदस्मरणेन पूर्वपदस्मरणस्य नाशादव्यवधानेन तदुत्तरपदस्मरणासम्भव इति चेत् ? न, प्रत्येकपदानुभवजन्यसंस्कारैश्चरमस्य तावत्पदविषयकस्मरणस्याव्यवधानेनोत्पत्तेः, [1]नानासंनिकर्षैरेकप्रत्यक्षस्येव नानासंस्कारैरेकस्मरणोपपत्तेरपि सम्भवात् । [2]तावत्पदसंस्कारसहितचरमवर्णज्ञानस्योद्बोधकत्वात्, कथमन्यथा नानावर्णैरेकपदस्मरणम् ? [3]परन्तु तावत्पदार्थानां स्मरणादेकदैव खले कपोतन्यायेन तावत्पदार्थानां क्रियाकर्मभावेनान्वयबोधरूपः शाब्दबोधो भवतीति केचित् ।

वृद्धा युवानः शिशवः कपोताः खले यथामी युगपत्पतन्ति ।
तथैव सर्वे युगपत्पदार्थाः परस्परेणान्वयिनो भवन्ति ॥

**★ ખલે કપોત ન્યાય ★**

(મુ.) શંકા - જ્યાં 'છત્રી કુંડલી વાસસ્વી દેવદત્ત' એમ અનેક વિશેષણોવાળું વાકય બોલાયું હોય ત્યાં ઉત્તરપદના સ્મરણથી પૂર્વપદના સ્મરણનો નાશ થઈ જવાથી અવ્યવધાનેન તદુત્તરપદનું સ્મરણ અસમ્ભવિત રહે છે (અને તેથી શાબ્દબોધ ન થવો જોઈએ.)

સમાધાન - આવી શંકા બરાબર નથી, કારણ કે પ્રત્યેકપદના શ્રાવણપ્રત્યક્ષાત્મક અનુભવથી જન્ય સંસ્કારો વડે તાવત્પદવિષયક ચરમસ્મરણ અવ્યવધાનથી ઉત્પન્ન થઈ શકે છે. [1]જેમ અનેક સંનિકર્ષો વડે એક પ્રત્યક્ષ થાય છે એમ અનેક સંસ્કારો વડે એક સ્મરણની ઉત્પત્તિ થવી પણ સંભવિત છે, [2]કારણકે તાવત્પદસંસ્કાર-સહિતચરમવર્ણજ્ઞાન ઉદ્‌બોધક બને છે. નહીંતર, અનેકવર્ણોથી એક પદનું સ્મરણ પણ શી રીતે થાય? [3]પરન્તુ તાવત્પદાર્થોના સ્મરણથી એક સાથે જ ખલે કપોત ન્યાયે તાવત્પદાર્થોનો ક્રિયા-કર્મ(કારક) ભાવે અન્વય થવા રૂપ શાબ્દબોધ થાય છે એમ કેટલાક વિદ્વાનો કહે છે.

**જેમ ખલમાં આ વૃદ્ધ, યુવાન્ અને શિશુ કબુતરો એક સાથે આવે છે એ જ રીતે બધા પદાર્થો યુગપત્ પરસ્પરની સાથે અન્વયવાળા બને છે.**

**(વિ.) શંકા** - અનેક વિશેષણવાચક પદ ઘટિત વાક્ય છે- छत्री कुण्डली वासस्वी देवदत्तः... આમા, ઉત્તરપદના (= ઇન્પ્રત્યયાન્ત કુંડલી પદના) સ્મરણથી પૂર્વપદના (= મતુબન્ત છત્રીપદના)સ્મરણનો योग्यविभुविशेषगुणाना स्वोत्तरवर्तिविशेषगुणनाश्यत्वम् નિયમથી અવશ્ય નાશ થઈ જાય છે. તેથી અવ્યવધાનેન = નિરુક્તઆસત્તિવાળા હોવા રૂપે તદુત્તરપદનું = દેવદત્ત એવા વિશેષ્યવાચક પદનું સ્મરણ અસંભવિત રહે છે (દેવદત્તપદમાં છત્રી એવા પ્રથમ પદની આસત્તિ જ ન હોવાથી એનું સ્મરણ પણ ન થાય એ સ્પષ્ટ છે.) છતાં छत्रवदाद्यभिन्नो देवदत्तः એવો શાબ્દબોધ તો અનુભવાય જ છે. માટે તમે કહો છો એવુ સ્મરણ શાબ્દબોધનું કારણ નથી...

**સમાધાન** :- આવી શકા બરાબર નથી છત્રી-કુડલી . વગેરે પ્રત્યેકપદના શ્રાવણપ્રત્યક્ષથી ઉત્પન્ન થયેલા પ્રત્યેકપદવિષયક સંસ્કારો ચરમ દેવદત્તપદનું સ્મરણ થાય ત્યારે પણ ટકેલા હોય છે. આ સંસ્કારો ચરમ દેવદત્તપદનું શ્રાવણ પ્રત્યક્ષ થવાની ઉત્તરકાળમાં બધા વિશેષણ- વિશેષ્ય વાચકપદોના સમુદાયવિષયક એક સમૂહાલમ્બન સ્મરણ અવ્યવધાનેન = અભેદેન ઉત્પન્ન કરે છે. અને એ જ આસત્તિના સ્મરણ રૂપે શાબ્દબોધ ઉત્પન્ન કરે છે.

[**શંકા** - તદ્વિશેષ્યકતત્પ્રકારકસ્મરણ પ્રત્યે તદ્વિશેષ્યકતત્પ્રકારક સસ્કાર કારણરૂપ હોવાથી પ્રત્યેકપદ-વિષયકસંસ્કારો વડે નાનાપદવિષયકસ્મરણની ઉત્પત્તિ શી રીતે થાય?]

(૧) **સમાધાન** - જેમ ઘટચક્ષુસયોગ પટપ્રત્યક્ષાંશમાં કારણ ન હોવા છતાં ઘટચક્ષુસંયોગ અને પટચક્ષુસંયોગ એ બે વડે ઘટપટૌ એવુ એક પ્રત્યક્ષ થાય છે એમ તે તે પદવિષયક સસ્કાર ભિન્નવિષયકસ્મરણાંશે અકારણ હોવા છતાં તે તે સસ્કારો ભેગા થઈને એક સમૂહાલબન સ્મરણને ઉત્પન્ન કરી શકે જ છે, એમા કોઈ બાધક નથી.

[**શંકા** :- આ એક સમૂહાલબન સ્મરણ માટે ઉદ્‌બોધક કોણ બનશે ?]

(૨) **સમાધાન** - સમવાયઘટિતસામાનાધિકરણ્યસમ્બન્ધેન આ બધા સસ્કારોથી યુક્ત જે ચરમપદજ્ઞાન (દેવદત્તપદનું શ્રાવણ પ્રત્યક્ષ) એ જ ઉદ્‌બોધક બને છે. એ જ્ઞાન, સ્વસસ્કારનું આધાન કરે છે, પૂર્વ સંસ્કારોનુ ઉદ્‌બોધન કરે છે અને તેથી એક સમૂહાલંબન સ્મરણ ઉત્પન્ન થાય છે.

જો આ રીતે ચરમપદજ્ઞાનથી ઉદ્‌બુદ્ધ અનેક સસ્કારોથી એક સમૂહાલબન સ્મરણ માનવામાં ન આવે તો એક પદના ઘટક અનેક વર્ણોના જ્ઞાનજન્ય સસ્કારો વડે એક પદનુ સ્મરણ પણ શી રીતે થશે ? એટલે, એક એક વર્ણ સભળાતો જાય (શ્રાવણપ્રત્યક્ષ થતું જાય) એના સસ્કારો પડતા જાય અને એમ કરતા કરતા ચરમવર્ણ સભળાવા પર, એ ચરમવર્ણજ્ઞાન જ સઘળા સંસ્કારોનું ઉદ્‌બોધન કરી આખા પદનું સ્મરણ કરાવે છે. એમ ચરમપદજ્ઞાનથી અનેક પદવિષયક સંસ્કારોનું ઉદ્‌બોધન થઈ એ બધા પદોનું એક સમૂહાલંબન સ્મરણ થાય છે. (એટલે જ, પદસ્મરણની જેમ ક્રમિક પદજન્યપદાર્થોપસ્થિતિ પણ ઉત્તરવર્તી વિશેષગુણથી નાશ્ય હોવાથી આશુવિનાશિની હોવાના કારણે બધી ભેગી થઈ શકતી નથી. તેથી સર્વત્ર શાબ્દબોધમા પદજન્યપદાર્થોપસ્થિતિ પણ સમૂહાલંબનાત્મક જ કારણ બને છે. એટલે, સર્વત્ર બધા પદાર્થોનો વિશેષ્યે વિશેષણમ્ એવા ન્યાયે જ શાબ્દબોધ થાય છે, નહી કે विशिष्टस्य वैशिष्ट्यम् ન્યાયે. . આવો પ્રાચીનમત પરતુ વગેરે ગ્રન્થથી દર્શાવ્યો છે.)

(૩) વાક્યઘટક તે તે પદથી ઉપસ્થિત થયેલા બધા પદાર્થોના એક સમૂહાલમ્બન સ્મરણના વિષયભૂત તાવત્ પદાર્થોનો એકી સાથે ક્રિયા-કર્મભાવે (પ્રતાન્તરે ક્રિયા-કારકભાવે) અન્વય થઈ જાય છે આશય

એ છે કે ઘટમાનય વગેરેમા ઘટ અને અમ્ પદના પદાર્થો ઘડો અને કર્મતા ઉપસ્થિત થાય. ઘટીયા કર્મતા એમ એ બેનો અન્વય થઈ જાય... એટલે કે 'ઘટવિશિષ્ટકર્મતા' ભાસે. પછી આ વિશિષ્ટનું વૈશિષ્ટ્ય આનયન-ક્રિયામા 'ઘટકર્મક આનયન' આ રીતે પ્રતીત થાય એમ विशिष्टस्य वैशिष्ट्यम् એ ક્રમે શાબ્દબોધ થતો નથી પણ, ઘટ, કર્મત્વ, આનયન વગેરે યાવત્ પદાર્થોની ક્રમિક ઉપસ્થિતિ થવા પર છેવટે એ બધાને વિષય કરનાર એક સમૂહાલમ્બન સ્મરણ થાય છે. અને પછી આ એક જ સ્મરણમાં એકી સાથે ઉપસ્થિત થયેલા પદાર્થોમા જે જે વિશેષણો હોય તે તે, પોતપોતાના વિશેષ્યમાં એકી સાથે અન્વય પામી જાય છે ને શાબ્દબોધ થાય છે આ બાબતમાં શ્રીઉદયનાચાર્યે કહેલો ખલે કપોત ન્યાય પ્રમાણ છે - "વૃદ્ધ, યુવાન અને શિશુ કબૂતરો ખળામા જેમ એક સાથે આવે છે તેમ બધા પદાર્થો એક સાથે પરસ્પર અન્વયી બને છે."

આ મતમા, નાનાપદાર્થવિષયક એક સમૂહાલબન સ્મરણની કલ્પના વગેરે ગૌરવ હોવાથી केचिद् એમ કહીને અસ્વરસ સૂચવ્યો છે

---

(मु.) अपरे तु.... यद्यदाकाङ्क्षितं योग्यं सन्निधानं प्रपद्यते ।
तेन तेनान्वितः स्वार्थः पदैरेवावगम्यते ॥

तथा च खण्डवाक्यार्थबोधानन्तरं [1]तथैव पदार्थस्मृत्या महावाक्यार्थबोध इत्यप्याहुः । [2]एतेन तावद्वर्णाभिव्यङ्ग्यः पदस्फोटोऽपि निरस्तः, तत्तद्वर्णसंस्कारसहितचरमवर्णोपलम्भेन तद्व्यञ्जकेनैवोपपत्तेरिति॥

---

**(મુ.) બીજાઓ એમ કહે છે કે - જે જે સાકાંક્ષ હોય, યોગ્ય હોય, અને સન્નિધાનવાળું જણાય તો તેનાથી અન્વિત સ્વાર્થ પદોથી જ જણાય છે. એટલે ખંડવાક્યાર્થનો બોધ થયા પછી મહાવાક્યાર્થ બોધ થાય છે. [1]તથા પદાર્થના સ્મરણથી મહાવાક્યાર્થનો બોધ થાય છે. આવું પણ કેટલાક કહે છે. [2]આનાથી, તાવદ્વર્ણથી અભિવ્યંગ્ય પદસ્ફોટનો પણ નિરાસ થયેલો જાણવો, કારણ કે તે તે વર્ણના સંસ્કારસહિત ચરમવર્ણજ્ઞાનરૂપ તેના વ્યંજકથી જ સંગતિ થઈ જાય છે.**

## ★ ખંડવાક્યાર્થબોધ દ્વારા મહાવાક્યાર્થબોધ ★

(वि.) બીજાઓ = નવ્યનૈયાયિકો કણાદસૂત્રના પ્રશસ્તપાદભાષ્યના વચનને પ્રમાણરૂપે ટાંકીને એકપદાર્થાન્વિતાપરપદાર્થક્રમે શાબ્દબોધ થવાનો પોતાનો મત જણાવે છે. પ્રમાણરૂપે આપેલી કારિકાનો અર્થ આવો છે -

'સ્વાર્થ'મા સ્વ = ઘટાદિ પદ. તેનો અર્થ ઘડો તેના આકાંક્ષિત એટલે ઘડાની ઉપસ્થિતિથી ઘટીય किम् ? એવી જે જિજ્ઞાસા જાગે છે તેનો વિષય (= કર્મત્વાદિ). વળી આ વિષય (= કર્મત્વાદિ) ઘડાનો અન્વય પામવાને યોગ્ય પણ છે જ એટલે સ્વાર્થાકાંક્ષિત અને સ્વાર્થયોગ્ય તરીકે 'કર્મત્વાદિ' આવ્યા. વળી सनिधानं प्रपद्यते = घटरूपार्थविषयकसमूहालम्बनस्मृतिविषयत्व प्रपद्यते... અર્થાત્ ઘડો પણ જેમાં સ્મરાય છે એવી સમૂહાલંબનસ્મૃતિનો વિષય પણ કર્મત્વાદિ બને છે અર્થાત્ (કર્મત્વાદિ) જે જે સ્વાર્થાકાંક્ષિત છે, સ્વાર્થયોગ્ય છે અને આસત્તિવાળુ છે તે તે કર્મત્વાદિથી અન્વિત એવો જે ઘડારૂપ સ્વાર્થ, એ ઘટાદિપદથી જ પહેલા જણાય છે. (ને પછી મહાવાક્યાર્થબોધ થાય છે.) એટલે કે હજુ તો આનયનરૂપ પદાર્થઉપસ્થિત થયો નથી એ પૂર્વે જ ઘટમ્ એવા પદથી ઘટીયા કર્મતા એવો ખંડવાક્યાર્થબોધ થઈ જાય છે. આમ ઘટવિશિષ્ટકર્મત્વનો બોધ થયા પછી એનું વૈશિષ્ટ્ય આનયનમાં ભાસીને મહાવાક્યાર્થબોધ થાય છે. એટલે સમૂહાલમ્બનસ્મરણ વિના પણ શાબ્દબોધનો નિર્વાહ શક્ય હોવાથી સમૂહાલમ્બનસ્મરણની કલ્પના એ

નાહકનું ગૌરવ છે.

[શંકા .- ઘટમાનય વગેરેમાં ચરમપદાર્થની સ્મૃતિકાળે ઘટાદિપદાર્થની સ્મૃતિનો (પદજન્ય-પદાર્થોપસ્થિતિનો) નાશ થઈ ગયો હોવાથી સમૂહાલમ્બનસ્મૃતિ આવશ્યક છે જ...

**સમાધાન** :- ઘટના સ્મરણનો ભલે નાશ થઈ ગયો. ઘટીયા કર્મતા એવો અવાન્તરશાબ્દબોધ જ ત્યા પદજન્યપદાર્થોપસ્થિતિરૂપે હાજર હોવાથી તેનાથી જ ઘટકર્મકમાનયનમ્ એવા મહાવાક્યાર્થબોધનો નિર્વાહ થઈ જાય છે. માટે સમૂહાલમ્બનસ્મૃતિ માનવી આવશ્યક નથી

આમ ખંડવાક્યાર્થબોધરૂપ વિશેષણતાવચ્છેદકપ્રકારકનિશ્ચય પૂર્વે થઈ જવાથી વિશિષ્ટસ્ય વૈશિષ્ટ્યમ્ ન્યાયે મહાવાક્યાર્થબોધ થાય છે એ જાણવું.]

[શંકા - જ્યાં ખંડવાક્યાર્થબોધ થયા પછી ચરમપદનું સ્મરણ થયું ને પછી તેના અર્થની ઉપસ્થિતિ થઈ, ત્યાં ચરમપદના સ્મરણથી અર્થોપસ્થિતિકાળે ખંડવાક્યાર્થબોધનો નાશ થઈ જવાથી મહાવાક્યાર્થ બોધ શી રીતે થશે ?]

(૧) **સમાધાન** .- તેવા સ્થળે તથૈવ = ખંડવાક્યાર્થબોધને સમાનાકારવાળું (પદાર્થનું) સ્મરણ કલ્પી વિશિષ્ટવૈશિષ્ટ્યરીત્યા મહાવાક્યાર્થબોધ થાય છે એમ માનવું.

## ★ પદસ્ફોટ નિરાસ ★

**વૈયાકરણો** ક-ચ-ટ-ત-પાદિ વર્ણથી ભિન્ન એવા સ્ફોટને વાચક માને છે. તેઓનો અભિપ્રાય આવો છે- જો વર્ણો વાચક હોય તો શું એક એક પ્રત્યેક વર્ણ વાચક છે કે બધા ભેગા મળીને વાચક બને છે ? જો પ્રત્યેક વર્ણને વાચક માનવાનો હોય તો પ્રથમ વર્ણથી જ અર્થબોધ થઈ જવાથી દ્વિતીયાદિવર્ણનો ઉચ્ચાર નિરર્થક બની જાય . ઘ્ બોલવાથી જ ઘડો જણાઈ જતો હોય તો પછી अ ट् अ.. નો ઉચ્ચાર કરવાની જરૂર ન જ રહે એ સ્પષ્ટ છે "બધા વર્ણો ભેગા થઈને અર્થબોધ કરાવે છે" એવો બીજો વિકલ્પ પણ અયોગ્ય છે, કારણકે વર્ણોની યુગપદ્ ઉત્પત્તિ ન હોવાથી સમુદાય થઈ શકતો નથી ક્રમિક ઉત્પત્તિ માનવામાં પૂર્વ પૂર્વ વર્ણનો નાશ થઈ જતો હોવાથી પણ સમુદાય સંમીલિત થઈ શકતો નથી. માટે વર્ણોને વાચક માની શકાતા નથી.

એટલે, વર્ણોથી ભિન્ન અને તાવદ્વર્ણોથી અભિવ્યગ્ય એવા સ્ફોટને જ અર્થવાચક માનવો જોઈએ. એ વર્ણસ્ફોટ, પદસ્ફોટ, વાક્યસ્ફોટ વગેરે અનેક ભેદવાળો હોય છે. વૈયાકરણોના આવા મતનું ખડન કરતાં નૈયાયિક કહે છે — ]

(૨) તાવદ્વર્ણોથી અભિવ્યંગ્ય એવો પદસ્ફોટ પણ નિરસ્ત જાણવો, કારણકે વર્ણસમુદાયાત્મક પદ જ વાચક છે. પણ તે તે વર્ણોનું શ્રાવણપ્રત્યક્ષ સંસ્કાર પેદા કરતું જાય છે. આ સંસ્કારોથી સહિત ચરમવર્ણનું જ્ઞાન કે જે સ્વયં પદનુ અભિવ્યજક છે, ને એ આખા પદની અભિવ્યક્તિ કરી આપે છે જેથી અર્થબોધ થાય છે. આમ પદાર્થબોધનો નિર્વાહ થઈ શકતો હોવાથી સ્ફોટ માનવાની જરૂર નથી.

---

(मु.) इदन्तु वोध्यम् - यत्र द्वारमित्युक्तं तत्र पिधेहीत्यादिपदस्य ज्ञानादेव वोधः, न तु पिधानादिरूपार्थज्ञानात्, पदजन्यपदार्थोपस्थितेस्तच्छाव्दवोधे हेतुत्वात् । किञ्च क्रियाकर्मपदानां तेन तेनैव रूपेण सह साकाङ्क्षत्वात् । तेन क्रियापदं विना कथं शाव्दवोधः स्यात् ? तथा पुष्पेभ्य इत्यादौ स्पृहयतीत्यादिपदाध्याहारं विना चतुर्थ्यनुपपत्तेः पदाध्याहार आवश्यकः ।

### ★ પ્રાભાકરમતનિરાસ ★

(મુ.) આ વાત ધ્યાનમાં રાખવી - જ્યાં द्वारम् એટલું જ બોલાયું હોય ત્યાં पिधेहि ઈત્યાદિ પદના જ્ઞાનથી જ બોધ થાય છે. નહીં કે પિધાનાદિરૂપ અર્થજ્ઞાનથી, કારણકે પદજન્યપદાર્થોપસ્થિતિ તેના શાબ્દબોધમાં કારણ છે. વળી ક્રિયા-કર્મવાચકપદો તે તે રૂપવાળા પદની સાથે સાકાંક્ષ હોય છે. તેથી ક્રિયાપદ વિના શાબ્દબોધ શી રીતે થાય ? તથા, पुष्पेभ्यः ઈત્યાદિ ચતુર્થ્યન્ત પદ બોલાયું હોય ત્યાં स्पृहयति પદનો અધ્યાહાર કરવામાં ન આવે તો ચોથી વિભક્તિ અસંગત થઈ જતી હોવાથી પણ પદનો અધ્યાહાર કરવો આવશ્યક છે.

(વિ.) [પ્રાભાકરમત એવો છે કે અવાન્તરવાક્યાર્થબોધપૂર્વક મહાવાક્યાર્થબોધ થવામાં અવાન્તરવાક્યાર્થસ્મરણ એ કારણ છે, સમૂહાલમ્બનસ્મરણ નહીં કે પદજન્યપદાર્થસ્મરણ નહીં, કારણકે પદાર્થસ્મરણને કારણ માનવામાં જ લાઘવ છે. તેથી કોઈ द्वारं એટલું જ બોલે તો ત્યાં, ''દ્વારકર્મતાના અન્વય માટે पिधेहि એવા પદનો અધ્યાહાર કરી એનાથી પિધાન અર્થ ઉપસ્થિત કરી, द्वारकर्मकपिधानं એવો શાબ્દબોધ થાય છે'' એવુ ન માનતા સીધો 'પિધાન' અર્થનો અધ્યાહાર કરી द्वारकर्मकपिधानम् એવો શાબ્દબોધ માનવો જોઈએ આનું નૈયાયિક ખંડન કરે છે.]

(૧) આ પ્રાભાકરમત બરાબર નથી. જો માત્ર પદાર્થસ્મરણ હેતુ બનતું હોય, વૃત્તિજ્ઞાન-સહકૃતપદજ્ઞાનજન્યપદાર્થસ્મરણ નહી, તો પ્રત્યક્ષાદિથી ઉપસ્થિત થયેલા તે તે પદાર્થોનો પણ, પદજ્ઞાન વિના જ શાબ્દબોધ થઈ જવાની આપત્તિ આવે પણ આવું થતું નથી - માટે પદજન્યપદાર્થોપસ્થિતિ જોઈએ જ

[શંકા .- વક્તાની ઇચ્છા રૂપ તાત્પર્યનુ જ્ઞાન પણ શાબ્દબોધમાં હેતુ છે. એટલે જો કોઈ પદ જ બોલવામા ન આવે તો તો તાત્પર્યનો બોધ જ ન થવાથી શાબ્દબોધ શી રીતે થાય ? એટલે જ્યાં પદોચ્ચાર થયો જ નથી ત્યા પ્રત્યક્ષાદિથી ઉપસ્થિત થયેલા પદાર્થોનો શાબ્દબોધ થઈ જવાની આપત્તિ આવી શકતી નથી. પણ द्वारम् એમ બોલાયું હોય તો એના પરથી વક્તાનું તાત્પર્ય જાણી અર્થાધ્યાહાર કરીને શાબ્દબોધ થઈ જશે]

(૨) **સમાધાન** :- આનયનાદિક્રિયાપદને દ્વિતીયાન્તઘટાદિકર્મપદની આકાક્ષા છે. એટલે તે તે આકાંક્ષિત પદ વિના શાબ્દબોધ થઈ શકતો નથી નહીંતર તો घटःकर्मत्वं आनयनं कृतिः આવા શબ્દોથી પણ બોધ થવાની આપત્તિ આવે. એટલે દ્વિતીયાન્ત દ્વારમ્ પદથી આકાંક્ષિત पिधेहि એવા ક્રિયાપદના અધ્યાહાર વિના શાબ્દબોધ થઈ શકે જ નહી

स्पृहेरिप्सित' (૧૪।૩૬) સૂત્રથી સ્પૃહાર્થક ધાતુના યોગમાં ઈપ્સિત વસ્તુની સંપ્રદાનસંજ્ઞા થઈ ચોથી વિભક્તિ લાગે છે એટલે કર્માન્તપુષ્પપદની ઉત્તરમા જો स्पृहयति એવો અધ્યાહાર ન કરવાનો હોય તો પુષ્પપદને લાગેલી ચોથી વિભક્તિ જ અસગત બની જાય. માટે પદનો અધ્યાહાર કરવો આવશ્યક છે જ. એટલે માત્ર પદાર્થસ્મૃતિને શાબ્દબોધનુ કારણ ન માનતા પદજન્યપદાર્થસ્મૃતિને જ કારણ માનવી ઉચિત છે.

---

*(का) पदार्थे तत्र तद्वत्ता योग्यता परिकीर्तिता ॥८३॥*

(मु.) एकपदार्थेऽपरपदार्थसम्बन्धो योग्यतेत्यर्थः । तज्ज्ञानाभावाच्च 'वह्निना सिञ्चति' इत्यादौ न शाब्दबोधः । नन्वेतस्या योग्यताया ज्ञानं शाब्दबोधात्प्राक् सर्वत्र न सम्भवति, वाक्यार्थस्यापूर्वत्वादिति चेत् ? न, तत्तत्पदार्थस्मरणे सति क्वचित्संशयरूपस्य क्वचिन्निश्चयरूपस्यापि योग्यताया ज्ञानस्य सम्भवात् ।

## ★ યોગ્યતાજ્ઞાન ★

**(કા.) તે પદાર્થમાં તદ્‌વત્તા (= અપરપદાર્થવત્તા) એ યોગ્યતા કહેવાય છે.**

**(મુ.) એક પદાર્થમાં અપરપદાર્થનો સમ્બન્ધ એ યોગ્યતા છે એમ અર્થ જાણવો. તેનું જ્ઞાન થતું ન હોવાથી વહ્નિના સિઞ્ચતિ ઈત્યાદિમાં શાબ્દબોધ થતો નથી.**

**શંકા :- આવી યોગ્યતાનું જ્ઞાન સર્વત્ર શાબ્દબોધ પૂર્વે થાય જ એવું સંભવતું નથી, કારણકે વાક્યાર્થ અપૂર્વ હોય છે.**

**સમાધાન :- આવી શંકા ન કરવી, કારણકે તે તે પદાર્થનું સ્મરણ થવા પર ક્યારેક સંશયરૂપ કે ક્યારેક નિશ્ચયરૂપ યોગ્યતાજ્ઞાન સંભવિત છે.**

(વિ.) एकपदार्थानुयोगिकापरपदार्थप्रतियोगिकसम्बन्धः योग्यता । એક પદના અર્થમાં બીજા પદના અર્થનો અન્વય (સમ્બન્ધ) ઉચિત હોવો એ (पदार्थे पदार्थवत्ता) યોગ્યતા છે.

वह्निना सिञ्चति માં ધાત્વર્થ સેક (સિંચનક્રિયામાં) વહ્નિકરણકત્વનો સમ્બન્ધ સંભવતો નથી. માટે યોગ્યતા નથી. તેથી યોગ્યતાનુ જ્ઞાન થઈ શકતું ન હોવાથી શાબ્દબોધ થઈ શકતો નથી.

**મીમાંસક** .- તે તે પદથી ઉપસ્થિત થયેલ પદાર્થોનો અન્વયબોધ થવો એ જ તો શાબ્દબોધરૂપપ્રમા છે. ને એના કરણરૂપ પદજ્ઞાન એ પ્રમાણ છે. વળી જે अगृहीतार्थगन्तृ હોય તે પ્રમાણ કહેવાય છે. એટલે જો અન્વયબોધરૂપ શાબ્દબોધ થવા પૂર્વે જ યોગ્યતાજ્ઞાન થઈ ગયેલું માનવાનું હોય તો એક પદાર્થમાં અપર પદાર્થનો અન્વય (સમ્બન્ધ) પહેલાંથી અધિગત થઈ જવાથી શાબ્દબોધકાળે એ અનધિગતાર્થ નહી રહેવાના કારણે શાબ્દબોધ अधिगतार्थाधिगन्तृ જ બનવાથી પ્રમા રૂપ નહી બને. અને તેથી તેના કરણભૂત પદજ્ઞાનને શબ્દ પ્રમાણ નહી કહી શકાય. તેથી યોગ્યતાજ્ઞાન શાબ્દબોધની પૂર્વે થઈ જાય છે એમ માની ન શકાય ને જો એ શાબ્દબોધની પછી થતુ હોય, તો તો એને કારણ શી રીતે કહી શકાય ?

**પ્રાચીન નૈયાયિક** ·- પદજન્યપદાર્થોપસ્થિતિ રૂપે તે તે પદાર્થનું સ્મરણ થઈ જવા પર ક્યાંક યોગ્યતાનો નિર્ણય થઈ જાય છે ને ક્યાંક યોગ્યતાનો સંશય પડે છે. નીલો ઘટો द्रव्य पटः... આવા સ્થળે નીલપદાર્થનો ઘટપદાર્થમા અન્વય કરવા અંગે (વિવક્ષિત) ઘડામાં નીલનો સમ્બન્ધ હશે કે નહી ? એવો સશય પડે છે, જ્યારે वह्निना दहति વગેરે સ્થળે દહનમાં વહ્નિકરણકત્વના સમ્બન્ધનો નિશ્ચય થઈ જાય છે. આવું સંશય-નિશ્ચય-સાધારણ એવુ યોગ્યતાજ્ઞાન એ શાબ્દબોધ પ્રત્યે કારણ છે. वह्निना सिञ्चति માં યોગ્યતાનું સંશયાત્મક જ્ઞાન પણ થતું ન હોવાથી શાબ્દબોધ થતો નથી

[**મીમાંસક** ·- પણ જો યોગ્યતાજ્ઞાન શાબ્દબોધપૂર્વે જ થઈ જતુ હોય તો શાબ્દબોધ પ્રમારૂપ અને પદજ્ઞાન પ્રમાણરૂપ નહી બને તેનુ શુ ?

**નૈયાયિક** :- અમે अनधिगतार्थाधिगन्तृत्वं प्रमाणत्वम् એવું લક્ષણ નથી માનતા, કિન્તુ प्रमाऽसाधारणकारणत्व प्रमाणत्वम् માનીએ છીએ. વળી तद्वति तत्प्रकारकत्व प्रमात्वम् માનીએ છીએ. એટલે શાબ્દબોધમા પ્રમાત્વ અક્ષત છે ને તેના કરણ તરીકે પદજ્ઞાનમાં પ્રમાણત્વ પણ અક્ષત રહે છે. વળી, अनधिगता... રૂપ લક્ષણ લઈએ તો પણ કોઈ અસંગતિ નથી. કારણકે એમાં 'અધિગત' શબ્દ નિશ્ચયને જણાવે છે, જ્યારે યોગ્યતાજ્ઞાન જે કારણ મનાયું છે એ તો સંશયનિશ્ચયસાધારણ યોગ્યતાજ્ઞાનત્વેન, યોગ્યતાનિશ્ચયત્વેન નહીં. એટલે યોગ્યતાનિશ્ચયત્વેન યોગ્યતાનિશ્ચય પૂર્વે ન હોવાથી શાબ્દબોધમાં પ્રમાત્વ અક્ષત રહે જ છે ]

---

(मु.) नव्यास्तु योग्यताया ज्ञानं न शाब्दज्ञाने कारणम् । वह्निना सिञ्चतीत्यादौ सेके

वह्निकरणकत्वाभावरूपायोग्यतानिश्चयेन प्रतिवन्धान्न शाब्दबोधः । तदभावनिश्चयस्य लौकिकसन्निकर्षाजन्यदोषविशेषाजन्यतज्ज्ञानमात्रे प्रतिवन्धकत्वाच्छाब्दबोधं प्रत्यपि प्रतिवन्धकत्वं सिद्धम् । योग्यताज्ञानविलम्बाच्च शाब्दबोधविलम्बोऽसिद्ध इति वदन्ति ॥८३॥

## ★ અયોગ્યતાજ્ઞાન એ પ્રતિબન્ધક ★

(મુ.) નવ્યો તો એમ કહે છે કે યોગ્યતાનુ જ્ઞાન શાબ્દબોધમાં કારણ નથી વહ્નિના સિઞ્ચતિ ઇત્યાદિમાં સેકમા વહ્નિકરણકત્વના અભાવરૂપ અયોગ્યતાનો નિશ્ચય થવાથી પ્રતિબન્ધ થવાના કારણે શાબ્દબોધ થતો નથી. તદભાવનો નિશ્ચય લૌકિકસન્નિકર્ષાજન્યદોષવિશેષાજન્ય જ્ઞાનમાત્રમાં પ્રતિબન્ધક હોવાથી શાબ્દબોધ પ્રત્યે પણ પ્રતિબન્ધક છે એ સિદ્ધ છે. યોગ્યતાજ્ઞાનના વિલમ્બથી શાબ્દબોધનો વિલંબ અસિદ્ધ છે.

(વિ.) [શંકા - અયોગ્યતાજ્ઞાનને પ્રતિબન્ધક માનો એટલે અયોગ્યતાજ્ઞાનનો અભાવ એ કારણ તરીકે સિદ્ધ થાય છે તો એની અપેક્ષાએ તો યોગ્યતાજ્ઞાનને કારણ માનવામા લાઘવ હોવાથી એને જ કારણ માનવુ જોઈએ ]

**સમાધાન** - वह्निना सिञ्चति મા वह्निकरणकसेकानुकूलकृतिमान् આવો જે શાબ્દબોધ થવો જોઈએ એ લૌકિકસન્નિકર્ષાજન્ય, દોષવિશેષાજન્ય છે. એટલે તદભાવનિશ્ચયાત્મક પ્રતિબન્ધકની પ્રતિબધ્યકોટિરૂપ તજ્જ્ઞાનમાત્રમા એ પ્રવિષ્ટ છે એટલે કે સેકધર્મિકવહ્નિકરણકત્વાન્વયપ્રકારક એવા આ શાબ્દબોધ પ્રત્યે, એ સામાન્ય પ્રતિબન્ધક-પ્રતિબધ્યભાવથી જ સેકધર્મિક વહ્નિકરણકત્વાન્વયાભાવપ્રકારક અયોગ્યતાજ્ઞાન પ્રતિબન્ધક તરીકે સિદ્ધ થયેલુ જ છે તેથી યોગ્યતાજ્ઞાનને કારણ માનો તો પણ અયોગ્યતાજ્ઞાનના અભાવને તો કારણ માનવું જ પડે છે તો પછી એકલા અયોગ્યતાજ્ઞાનના અભાવને જ કારણ માનવુ શું ખોટું ?

[શંકા - જ્યાં યોગ્યતાજ્ઞાન નથી એમ અયોગ્યતાજ્ઞાન પણ નથી. ત્યાં અયોગ્યતાજ્ઞાનાભાવથી શાબ્દબોધ થઈ જવાની આપત્તિ આવશે એના કરતા યોગ્યતાજ્ઞાન જ્યા સુધી ન થાય ત્યાં સુધી શાબ્દબોધ નહી થાય એમ કહેવુ શુ ખોટુ ? ને તેથી યોગ્યતાજ્ઞાનને શાબ્દબોધનું કારણ માનવું જોઈએ.]

**સમાધાન** - આ પણ બરાબર નથી, કારણકે યોગ્યતાજ્ઞાન ન થાય ત્યા સુધી શાબ્દબોધનો વિલમ્બ થાય એ વાત અપ્રામાણિક છે એવા સ્થળે અયોગ્યતાજ્ઞાનના અભાવથી શાબ્દબોધ થઈ જ જાય છે એ અનુભવસિદ્ધ છે. [वदन्ति કહીને જે અસ્વરસ સૂચવ્યો છે તેના બીજ તરીકે "સર્વાનુભવસિદ્ધ યોગ્યતાજ્ઞાનનુ કારણ તરીકે ખડન કરવુ એ અનુચિત છે" વગેરે જુદા જુદાં કારણો અન્ય અન્ય વિદ્વાનો આપે છે ]

*(का) यत्पदेन विना यस्याननुभावकता भवेत् ।*
*आकाङ्क्षा, वक्तुरिच्छा तु तात्पर्यं परिकीर्तितम् ॥८४॥*

(मु.) आकाङ्क्षां निर्वक्ति - यत्पदेनेति । येन पदेन विना यत्पदस्यान्वयाननुभावकत्वं तेन पदेन सह तस्याकाङ्क्षेत्यर्थः । क्रियापदं विना कारकपदं नान्वयबोधं जनयतीति तेन तस्याकाङ्क्षा । वस्तुतस्तु क्रियाकारकपदानां सन्निधानमासत्त्या चरितार्थम् । परन्तु घटकर्मताबोधं प्रति घटपदोत्तरद्वितीयारूपाकाङ्क्षाज्ञानं कारणम् । तेन 'घटः कर्मत्वमानयनं कृति'रित्यादौ न शाब्दबोधः । 'अयमेति पुत्रो राज्ञः पुरुषोऽपसार्यतामि'त्यादौ तु पुत्रेण सह राजपदस्य तात्पर्यग्रहसत्त्वात्तेनैव सहान्वयबोधः । पुरुषेण सह तात्पर्यग्रहे तु तेन सहान्वयबोधः स्यादेव ॥

## ★ આકાંક્ષા ★

**(કા.) જે પદ વિના જે પદ અનનુભાવક રહે તે પદની સાથે તેની આકાંક્ષા જાણવી.**

**વક્તાની ઈચ્છા તાત્પર્ય કહેવાઈ છે.**

(મુ.) આકાંક્ષાનું નિર્વચન કરે છે - જે પદ વિના જે પદ અન્વયનું અનનુભાવક રહે છે તે પદની સાથે તે પદની આકાંક્ષા હોય છે. જેમકે (आनय વગેરે) ક્રિયાપદ વિના (घटम् વગેરે) કારકપદ અન્વયબોધ કરાવી શકતું નથી, માટે કારકપદને ક્રિયાપદની આકાંક્ષા છે. (તેથી गौरश्वः पुरुषो हस्ती માં આકાંક્ષા ન હોવાથી શાબ્દબોધ થતો નથી.) વસ્તુતઃ તો ક્રિયાપદ-કારકપદનું સંનિધાન આસત્તિથી ચરિતાર્થ થઈ જાય છે. પરન્તુ ઘટકર્મતાના બોધ પ્રત્યે ઘટપદોત્તરદ્વિતીયાવિભક્તિ રૂપ આકાંક્ષાનું જ્ઞાન કારણ છે. તેથી 'घटः कर्मत्वमानयनं कृतिः' ઈત્યાદિમાં શાબ્દબોધ થતો નથી. अयमेति पुत्रो राज्ञः पुरुषोऽपसार्यताम् ઈત્યાદિમાં પુત્રની સાથે રાજપદના તાત્પર્યનો નિર્ણય હોવાથી એની સાથે જ અન્વયબોધ થાય છે. પુરુષની સાથે તાત્પર્ય હોવાનો નિર્ણય હોય તો તેની સાથે અન્વયબોધ થાય જ છે.

(વિ.) [ઘટં બોલ્યા પછી आनय પદ ન બોલાય તો આસત્તિ જ ખૂટતી હોવાથી શાબ્દબોધ થતો નથી. ને આસત્તિનું સંપાદન કરવા आनय પદ બોલવામાં આવે તો એનાથી જ કારકપદની અપેક્ષા સંતોષાઈ જવાથી શાબ્દબોધ થઈ જ જવાનો છે. પછી આકાંક્ષાજ્ઞાનને સ્વતન્ત્રકારણ માનવાની શી જરૂર છે ? આવી આપત્તિના પરિહાર માટે वस्तुतस्तु ઈત્યાદિ કહ્યું છે.]

(૧) વસ્તુત: ક્રિયાપદ-કારકપદનું સન્નિધાન આસત્તિથી જ પ્રાપ્ત થઈ જાય છે. (તેથી એ માટે આકાંક્ષાની જરૂર નથી.)

[શંકા .- તો પછી આકાંક્ષાજ્ઞાન અકારણ બની જશે ?]

(૨) **સમાધાન** .- પરંતુ આધેયતાસંબંધથી ઘટપ્રકારકકર્મતાવિશેષ્યક એવો જે घटनिष्ठकर्मत्वम् એમ બોધ થાય છે, એ 'ઘટ' પદથી 'ઘટ' અને 'કર્મત્વ' પદથી 'કર્મત્વ' ઉપસ્થિત થયા હોય તો નથી થઈ શકતો, પણ ઘટ પદથી ઘડો અને अम् પદથી કર્મત્વ ઉપસ્થિત થયા હોય તો જ થાય છે. એટલે આ બોધ માટે 'ઘટ' પદને સ્વઉત્તરમાં अम् એવા વિભક્તિપદની જ આકાંક્ષા છે. એટલે કે પ્રત્યયમાં પ્રકૃત્યુત્તરત્વ જે રહ્યું છે તે આકાંક્ષા છે અને તેનુ સ્મરણાત્મક જ્ઞાન એ કારણ છે. તેથી 'घटः कर्मत्वमानयन कृतिः' વગેરે સ્થળે આવી આકાંક્ષા ન હોવાથી શાબ્દબોધ થતો નથી.

[શંકા '- 'આ રાજાનો પુત્ર આવે છે. (વચ્ચે ઉભેલા) પુરુષને દૂર કરો' એવા તાત્પર્યથી अयमेति पुत्रो राज्ञः पुरुषोऽपयसार्यताम् એવું વાક્ય બોલાયું છે. આમાં, જ્યાં સુધી અન્વયબોધ થયો નથી ત્યા સુધી તો 'રાજ'પદની પુત્રપદની જેમ પુરુષપદ સાથે પણ આકાંક્ષા હોવાથી 'રાજાનો પુરુષ' એવો બોધ થવાની પણ આપત્તિ આવશે ]

(૩) **સમાધાન** - આવા સ્થળે (રાજપદ- પુરુષપદની આકાંક્ષા હોવા છતા, 'રાજાનો પુરુષ' એવુ જણાવવાનું તાત્પર્ય ન હોવાથી એવો બોધ નથી થતો. પણ) 'રાજાનો પુત્ર' એવુ જણાવવાનું તાત્પર્ય નિશ્ચિત હોવાથી પુત્રની સાથે જ રાજાનો અન્વય થાય છે. પુરુષની સાથે એનો અન્વય કરવામાં તાત્પર્યનો નિર્ણય હોય તો એની સાથે એનો અન્વયબોધ થાય જ એ જાણવું.

---

(मु.) तात्पर्य निर्वक्ति - वक्तुरिच्छेति । यदि तात्पर्यज्ञानं कारणं न स्यात्तदा 'सैन्धवमानय' इत्यादौ क्वचिदश्वस्य क्वचिल्लवणस्य वोधो न स्यात् । [1]न च तात्पर्यग्राहकप्रकरणादीनां शाव्दवोधे कारणत्वमस्त्विति वाच्यम्, तेपामननुगमात् । तात्पर्यज्ञानजनकत्वेन तेपामनुगमे तु तात्पर्यज्ञानमेव लाघवात्कारणमस्तु । इत्थञ्च वेदस्थलेऽपि तात्पर्यज्ञानार्थमीश्वरः कल्प्यते । न च तत्राध्यापकतात्पर्यज्ञानं कारणमिति वाच्यम्, सर्गादावध्यपकाभावात् । न च प्रलय एव नास्तीति कुतः सर्गादिरिति वाच्यम्,

प्रलयस्यागमेषु प्रतिपाद्यत्वात् । इत्थञ्च शुकवाक्येऽपीश्वरीयतात्पर्यज्ञानं कारणम् । विसंवादिशुकवाक्ये तु शिक्षयितुरेव तात्पर्यज्ञान कारणम् । अन्ये तु नानार्थादौ क्वचिदेव तात्पर्यज्ञानं कारणम्, तथा च शुकवाक्ये विनैव तात्पर्यज्ञानं शाब्दबोधः । वेदे त्वनादिमीमांसापरिशोधिततर्कैरेवार्थावधारणमित्याहुः ॥८४॥

॥ इति श्रीविश्वनाथपञ्चाननभट्टाचार्यविरचितायां सिद्धान्तमुक्तावल्यां शब्दखण्डम् ॥

## ★ તાત્પર્ય ★

(મુ.) વક્તાની ઈચ્છા એ તાત્પર્ય છે. તાત્પર્યજ્ઞાનને જો કારણ માનવામાં ન આવે તો સૈન્ધવમાનય વાક્યથી પ્રકરણાનુસારે ક્યારેક અશ્વનો ને ક્યારેક લવણનો જે બોધ થાય છે એ ન થઈ શકે. (એટલે કે ક્યાં તો દરેક વખતે બન્નેનો બોધ થવો જોઈએ અને નહીંતર એકબીજાનો પ્રતિબન્ધ થવાથી એકેયનો બોધ ન થવો જોઈએ.)

શંકા :- તાત્પર્યગ્રાહક પ્રકરણાદિને શાબ્દબોધમાં કારણ માનવા જોઈએ.

સમાધાન :- આ પ્રકરણાદિનો અનુગમ ન હોવાથી એને કારણ ન મનાય. તાત્પર્યજ્ઞાનજનકત્વ ધર્મથી બધાનો અનુગમ માનવાનો હોય તો બહેતર છે કે લાઘવથી તાત્પર્યજ્ઞાનને જ કારણ માનવું... આમ તાત્પર્યજ્ઞાન એ કારણ હોવાથી વેદસ્થળે પણ તાત્પર્યજ્ઞાન માટે ઈશ્વરની કલ્પના કરાય છે. "ત્યાં અધ્યાપકના તાત્પર્યજ્ઞાનને જ કારણ માનવું" એમ ન કહેવું, કારણ કે સૃષ્ટિના આદિકાળમાં અધ્યાપક હોતા નથી. "પ્રલય જ નથી તો સૃષ્ટિનો આદિકાળ પણ શી રીતે હોય ?" એવું પણ ન કહેવું, કારણકે પ્રલયનું આગમોમાં પ્રતિપાદન કર્યુ છે. આમ પોપટે બોલેલા વાક્યથી થતા બોધ પ્રત્યે પણ ઈશ્વરીયતાત્પર્યજ્ઞાન કારણ છે. પોપટના વિસંવાદી વાક્ય અંગે શિક્ષકનું તાત્પર્યજ્ઞાન કારણ છે. અન્યના = ગંગેશોપાધ્યાયાદિના મતે તો અનેકાર્થક શબ્દો વપરાયા હોય તેવા જ કોક વાક્યોમાં તાત્પર્યજ્ઞાન એ કારણ છે. તેથી શુકવાક્યમાં તાત્પર્યજ્ઞાન વિના જ શાબ્દબોધ થઈ જાય છે. વેદવાક્યોમાં તો અનાદિમીમાંસાથી પરિશોધિતતર્કો વડે અર્થનિશ્ચય થાય છે એમ અન્યો કહે છે.

(વિ.) (૧) પ્રકરણ, વિશેષણ, સંયોગ, વિયોગ વગેરે તાત્પર્યગ્રાહકો છે. જેમકે ભોજનનું પ્રકરણ સૈન્ધવનો અર્થ લવણ કરવો એમ નિશ્ચય કરાવે છે. सकेसरो गर्जनघोषकारी मृगाधिराजो हरिः આમાં સકેસરત્વાદિ વિશેષણ 'હરિ'નો અર્થ સિંહ કરવો એમ તાત્પર્યગ્રહ કરાવે છે. घटोऽयमार्णीयः આમા સમીપસ્થઘટનું તાત્પર્ય છે એ **સંયોગ** = સામીપ્યથી જણાય છે घटमत्रानय માં દૂરસ્થઘટનુ તાત્પર્ય છે એ **વિયોગ** = દૂરત્વથી જણાય છે. આમ પ્રકરણાદિ તાત્પર્યગ્રાહક બને છે, પણ એ બધામા કોઈ અનુગત ધર્મ ન હોવાથી એને કારણ ન માની શકાય (જો એ બધાને કારણ માનવામા આવે તો કારણતાવચ્છેદક ધર્મ કોણ એ પ્રશ્ન ઊભો જ રહે )

**શંકા** :- તાત્પર્યજ્ઞાનજનકત્વ જ બધામાં અનુગત ધર્મ છે

**સમાધાન** - આ બધાને કારણ માનવામા તાત્પર્યજ્ઞાનજનકત્વને કારણતાવચ્છેદક માનવુ પડે તેથી, તાત્પર્યજ્ઞાનત્વ એના કરતાં લઘુભૂત હોવાથી તાત્પર્યજ્ઞાનત્વેન તાત્પર્યજ્ઞાનને કારણ માનવુ જ ઉચિત છે.

इत्यञ्च = આમ કોઈ પણ શાબ્દબોધ પ્રત્યે તાત્પર્યજ્ઞાન કારણ તરીકે સિદ્ધ થયુ એટલે વેદવાક્યથી થતા શાબ્દબોધ પ્રત્યે પણ તાત્પર્યજ્ઞાનને કારણ માનવું પડશે આ તાત્પર્યજ્ઞાન તરીકે કોની ઇચ્છારૂપ તાત્પર્યનુ જ્ઞાન લેવું ? એ પ્રશ્ન ઉઠ્યે ઈશ્વરાત્માની સિદ્ધિ થાય છે.

वेदवाक्याधीनशाब्दबोधः तदर्थतात्पर्यज्ञानजन्यः शाब्दत्वात्, सैन्धवमानयेत्यादिवाक्याधीनशाब्दवत्... આ સિદ્ધ થતું તાત્પર્ય જીવાત્માદિમા બાધિત હોવાથી એના આશ્રય તરીકે ઈશ્વરાત્માની સિદ્ધિ થાય છે.

**શંકા** - વેદવાક્યથી અર્થબોધ કેવો થાય ? તો કે જેવો અધ્યાપક ભણાવે તેવો થાય માટે અધ્યાપકના

તાત્પર્યનું જ્ઞાન જ એમા કારણ તરીકે સિદ્ધ થતુ હોવાથી ઈશ્વરાત્મા સિદ્ધ થશે નહીં.

**સમાધાન** :- ખંડપ્રલય બાદ સૃષ્ટિ થઈ એ વખતે ઈશ્વરભિન્ન કોઈ અધ્યાપક ન હોવાથી ઈશ્વરના તાત્પર્યના જ્ઞાનને જ કારણ માનવું આવશ્યક બને છે

**શંકા** :- પ્રલય જેવી ચીજ જ નથી તો સૃષ્ટિ કે એનો આદિકાળ પણ ક્યાંથી સંભવશે ?

**સમાધાન** :- પ્રલય આગમપ્રતિપાદિત હોવાથી એનો ઈનકાર કરી શકાતો નથી એમ શુકવાક્યાધીન શાબ્દબોધ પ્રત્યે પણ 'આવા શુકોક્ત વાક્યથી આવો અર્થબોધ થાઓ' એવી ઈશ્વરેચ્છા રૂપ તાત્પર્ય જ માનવુ પડે છે, બીજા કોઈની ઇચ્છા માની શકાતી નથી. એટલે એ શાબ્દબોધ પરથી પણ તાત્પર્યના આશ્રયતરીકે ઈશ્વરનું અનુમાન થાય છે.

[શંકા :- પોપટ તો વિસંવાદી વાક્ય પણ બોલે .. તેથી ત્યાં ઈશ્વરેચ્છાને વિસંવાદી માનવાની આપત્તિ આવશે...]

**સમાધાન** :- એવા વાક્યથી થતા શાબ્દબોધ પ્રત્યે એ પોપટને ભણાવનાર શિક્ષકના તાત્પર્યનું જ્ઞાન જ કારણ છે, ઈશ્વરના તાત્પર્યનું જ્ઞાન નહી.

[પદજન્યપદાર્થોપસ્થિતિ વગેરે કારણસામગ્રી હાજર થઈ જાય તો ઘટમાનય વગેરે વાક્યથી શાબ્દબોધ થઈ જ જાય છે ત્યાં વક્તાનું તાત્પર્ય શું છે ? એ ન જણાય ત્યાં સુધી શાબ્દબોધ ન થાય એવો તાત્પર્યજ્ઞાનવિલંબે શાબ્દબોધ વિલંબ થતો અનુભવાતો નથી માટે શાબ્દબોધસામાન્ય પ્રત્યે તાત્પર્યજ્ઞાન હેતુ નથી, એવો ગંગેશોપાધ્યાયનો મત હવે કહે છે -]

अन्ये तु.... જે પદના અનેક અર્થ ગૃહીત થયા હોય એવા અનેકાર્થકપદઘટિત વાક્યથી શાબ્દબોધ થવામાં જ તાત્પર્યજ્ઞાન કારણ છે, સર્વત્ર નહી. એટલે શુકાદિવાક્યાધીન શાબ્દબોધ પ્રત્યે કોઈના તાત્પર્યના જ્ઞાનને કારણ માનવું આવશ્યક ન રહેવાથી એના દ્વારા ઈશ્વરાત્માનુ અનુમાન થઈ શકતું નથી.

[શંકા :- છતાં વેદવાક્યાધીન શાબ્દબોધ દ્વારા તો ઈશ્વરાત્માની કલ્પના થઈ શકશે ને ? કારણકે એના કેટલાય વાક્યોમાં તાત્પર્ય પકડવું આવશ્યક હોય છે.]

**સમાધાન** - અનાદિ ગૌતમ-જૈમિનિ વગેરે મહર્ષિઓએ અબાધિતત્વેન જે લાઘવતર્ક વગેરેનો નિર્ણય કર્યો છે, તેનાથી પરિશોધિત = સહકૃત પદજ્ઞાન દ્વારા પદાર્થનું સ્મરણ થયે ચોક્કસ અર્થનો બોધ થઈ જાય છે. એટલે ત્યા તાત્પર્યજ્ઞાન આવશ્યક ન હોવાથી તાત્પર્યના આશ્રય તરીકે ઈશ્વરની સિદ્ધિ થઈ શકતી નથી.

[ઈશ્વરની સિદ્ધિ તો क्षित्यङ्कुरादिक .. અનુમાનથી જ જાણવી.]

[इत्याहुः કહીને અસ્વરસ સૂચવ્યો છે તાત્પર્યજ્ઞાનના કાર્યતાવચ્છેદક તરીકે गृहीतनानार्थवृत्तिकपदजन्यानुभवत्व માનવા કરતા पदजन्यानुभवत्व માનવામા લાઘવ છે .. આ અસ્વરસનું બીજ જાણવું.]

આમ શ્રીન્યાયસિદ્ધાન્તમુક્તાવલીગ્રન્થના શબ્દખંડનું, તપાગચ્છીય જૈનાચાર્યશ્રી પ્રેમ-ભુવનભાનુ-ધર્મજિત-જયશેખરસૂરીશ્વર શિષ્યાણુ મુનિ અભયશેખર વિજયગણીએ કરેલું ગુજરાતી વિવેચન પૂર્ણ થયું.

# अथ स्मृतिप्रक्रिया

(मु.) पूर्वमनुभवस्मरणभेदाद्बुद्धेर्द्वैविध्यमुक्तम् । तत्रानुभवप्रकारा दर्शिताः, सुगमतया स्मरणं न दर्शितम् । तत्र हि पूर्वानुभवः कारणम् । अत्र केचित् अनुभवत्वेन न कारणत्वं, किन्तु ज्ञानत्वेनैव, अन्यथा (सकृदनुभवस्थले) स्मरणानन्तरं स्मरणं न स्यात्, समानप्रकारकस्मरणेन पूर्वसंस्कारस्य विनष्टत्वात् । मन्मते तु तेनैव स्मरणेन सस्कारान्तरद्वारा स्मरणान्तरं जन्यत इत्याहुः । तन्न, यत्र समूहालम्बनोत्तरं घटपटादीनां क्रमेण स्मरणमजनिष्ट, सकलविषयकस्मरणं तु नाभूत् तत्र फलस्य संस्कारनाशकत्वाभावात्कालस्य रोगस्य चरमफलस्य वा संस्कारनाशकत्वं वाच्यम् । तथा च न क्रमिकस्मरणानुपपत्तिः ।

(मु.) પહેલાં અનુભવ અને સ્મરણ એમ બુદ્ધિના બે પ્રકાર કહેલા... એમાંથી અનુભવના પ્રકારો કહ્યા, પણ સુગમ હોવાના કારણે સ્મરણ કહ્યું ન હતું. (તેથી હવે એની પ્રક્રિયા દર્શાવાય છે.) તત્ર = સ્મરણ પ્રત્યે પૂર્વે થયેલો અનુભવ કારણ છે. અહીં કેટલાક એવું કહે છે કે "સ્મરણ પ્રત્યે પૂર્વાનુભવ જે કારણ બને છે તે અનુભવત્વેન નહીં, પણ જ્ઞાનત્વેન જ કારણ બને છે. અન્યથા = જો આવું માનવામાં ન આવે તો એક વાર સ્મરણ થયા પછી બીજી વાર સ્મરણ થઈ શકશે નહીં, કારણ કે સમાનપ્રકારક સ્મરણથી પૂર્વસંસ્કારનો વિનાશ થઈ ગયો છે. મારા મતે તો તે સ્મરણથી જ બીજા સંસ્કાર ઊભા થાય છે ને એનાથી બીજું સ્મરણ થાય છે." તેઓનું આવું કથન બરાબર નથી, કારણ કે જ્યાં સમૂહાલમ્બન જ્ઞાન થાય પછી ઘટ-પટ વગેરેનું ક્રમિક સ્મરણ થયું, સકલવિષયક સ્મરણ ન થયું ત્યાં ફળ સંસ્કારનાશક ન બનવાથી કાળને કે રોગને અથવા ચરમફળને સંસ્કારનું નાશક માનવું પડે છે. અને તેથી ક્રમિકસ્મરણ અસંગત રહેતા નથી.

(वि.) અવસરસંગતિથી સ્મરણનું નિરૂપણ કરે છે

स्मृतित्वावच्छिन्नकार्यतानिरूपितस्वसमानविषयकानुभवत्वावच्छिन्नकारणता આવો કા. કા. ભાવ જાણવો.

**पूर्वपक्ष** – અનુભવ સંસ્કાર દ્વારા સ્મરણોત્પાદક બને છે. વળી સમાનપ્રકારક સ્મરણ એ સંસ્કારનો નાશક છે. એટલે એક વાર સ્મરણ થવા પર સંસ્કારનો પણ નાશ થઈ ગયો (ને અનુભવ તો પૂર્વે જ નાશ પામી ગયો હોવાથી પુન નવા સસ્કાર પેદા કરી શકવાનો નથી). તેથી બીજીવાર સ્મરણ થઈ શકે નહી. પણ બીજી વાર પણ સ્મરણ થતુ અનુભવાય તો છે જ. એટલે માનવું જોઈએ કે પ્રથમ થયેલા સ્મરણે પૂર્વસંસ્કારનો (અનુભવજન્ય સસ્કારનો) ભલે નાશ કર્યો, પણ સ્વયં નવા અન્ય સસ્કાર પેદા કર્યા છે જે પુન સ્મરણ કરાવે છે. આમ સંસ્કાર દ્વારા સ્મૃતિ થાય એ માટે અનુભવ અને સ્મરણ બન્ને કારણ બને છે. માટે કારણતાવચ્છેદક તરીકે અનુભવત્વ ન માનતા જ્ઞાનત્વ માનવું જોઈએ.

**उत्तरपक्ष** :- અનુભવને જ્ઞાનત્વેન કારણ માનવાનો આ પૂર્વપક્ષ બરાબર નથી, કારણ કે ફળને = સ્મરણને સસ્કારનો નાશક માનવો એ યોગ્ય નથી, તે પણ એટલા માટે કે જ્યા इमानि घटपटफलपत्राणि આવું ઘટપટાદિનું સમૂહાલમ્બન પ્રત્યક્ષ થયું પછી એનુ ક્રમિક સ્મરણ થયું, પણ સમૂહાલમ્બન સ્મરણ ન થયુ... તો આ સ્થળે સંસ્કારનો નાશક કોને માનશો ? કારણ કે ઘટાદિનું જે ક્રમિક સ્મરણ થાય છે તે સમૂહાલમ્બનસંસ્કારને સમાનવિષયક નથી. [સમાનવિષયક સ્મરણ જ સસ્કારનાશક છે, એવું તો માનવું જ પડશે, નહીતર તો પટવિષયકસ્મરણથી ઘટવિષયક સંસ્કારનો નાશ થઈ જવાથી ઘટનું ક્યારેય સ્મરણ ન થાય.] [વળી સમૂહાલમ્બનોત્તર એના એક વિષયભૂત ઘટના સ્મરણથી જ જો સંસ્કારનાશ થઈ જતો

હોય તો તો પછી પટાદિનું પણ સ્મરણ ન થવાની આપત્તિ આવે.] એટલે કે ક્રમિક થતા ઘટાદિના સ્મરણથી એ સમૂહાલમ્બનઅનુભવજન્ય સંસ્કારનો નાશ થતો નથી એ નિશ્ચિત છે. તો આ સંસ્કારનો નાશક કોણ? [જન્યભાવ હોવાથી એનો નાશ થવો તો જોઈએ જ]. માટે કાળને કે રોગને અથવા ચરમફળને (ચરમસ્મરણને) એનો નાશક માનવો પડે છે. એટલે કે અચરમ સ્મરણ કરતાં ચરમસ્મરણમાં કંઈક વિલક્ષણ જાતિ હોય છે જે રૂપે એ ચરમસ્મરણ નાશક બને છે. પ્રથમાદિ અચરમસ્મરણોમાં તેવુ વૈજાત્ય ન હોવાથી એ સંસ્કારના નાશક ન હોવાથી સંસ્કાર અક્ષત હોવાના કારણે દ્વિતીયાદિ સ્મરણ પણ થાય છે જ. તેથી ક્રમિક થતા સ્મરણોની અનુપપત્તિ થતી નથી.

(मु.) न च पुनः पुनः स्मरणात् दृढतरसंस्कारानुपपत्तिरिति वाच्यम्, झटित्युद्बोधकसमवधानस्य दार्ढ्यपदार्थत्वात् । न च विनिगमनाविरहादेव ज्ञानत्वेनापि जनकत्वं स्यादिति वाच्यम्, विशेषधर्मेण व्यभिचाराज्ञाने सामान्यधर्मेणान्यथासिद्धत्वात् । कथमन्यथा दण्डस्य भ्रमिद्वारा द्रव्यत्वेन रूपेण न कारणत्वम् । न चान्तरालिकस्मरणानां संस्कारनाशकत्वसंशयाद्व्यभिचारसंशय इति वाच्यम्, अनन्तसंस्कारतन्नाशकल्पनापेक्षया लाघवेन चरमस्मरणस्यैव संस्कारनाशकत्वकल्पनेन व्यभिचारसंशयाभावात् ॥

॥ इति स्मृतिप्रक्रिया ॥

**(મુ.)[1] "પુનઃ પુનઃ સ્મરણ થવાથી દઢતરસંસ્કારની અનુપપત્તિ થશે." એમ ન કહેવું, [2]કારણ કે શીઘ્ર ઉદ્બોધકનું સમવધાન થવું એ દઢતા છે. 'વિનિગમનાવિરહ હોવાથી જ જ્ઞાનત્વેન પણ કારણતા માનવી જ પડશે" એમ પણ ન કહેવું, કારણ કે વિશેષધર્મરૂપે કારણતા માનવામાં વ્યભિચાર ન જણાતો હોય તો સામાન્યધર્મ રૂપે (એ પદાર્થ) અન્યથાસિદ્ધ થાય છે. નહીંતર શા માટે દંડ ભ્રમણદ્વારા દ્રવ્યત્વરૂપે કારણ ન બને? "વચ્ચે થતા સ્મરણો સંસ્કારનાશક હશે? એવો સંશય પડવાથી વ્યભિચારસંશય પડશે" એવી શંકા પણ ન કરવી, કારણ કે અનન્ત સંસ્કાર અને તેના નાશની કલ્પનાની અપેક્ષાએ ચરમસ્મરણને જ સંસ્કારનાશક માનવાની કલ્પનાથી વ્યભિચારસંશય રહેતો નથી.**

**(વિ.) (૧) શંકા** :- એક જ સંસ્કાર જો પુન પુન અનેક સ્મરણ કરાવતું હોય તો જેમ જેમ સ્મરણો થતા જશે તેમ તેમ સસ્કાર પાતળા પડતા જવા જોઈએ જ્યારે અનુભવ તો એ દઢ થવાનો છે. એટલે એ દઢતાની અસગતિ થશે એના બદલે સ્મરણને પણ સંસ્કારજનક માનવામાં આવે તો જેમ જેમ સ્મરણો થતા જાય તેમ તેમ દઢ-દઢતર સંસ્કાર પેદા થતા જાય છે એમ માની શકાય છે. માટે સ્મરણને પણ સંસ્કારજનક માનવુ જ જોઈએ.

**(૨) સમાધાન** - સંસ્કારોમા દઢત્વ-દઢતરત્વ આ બધા કાઈ વૈજાત્યો નથી... કે જેથી એ બધા ભિન્ન ભિન્ન સસ્કારોના ઉત્પાદક તરીકે ભિન્ન ભિન્ન સ્મરણોને કારણ તરીકે માનવા પડે, કિન્તુ ઉદ્બોધકનું શીઘ્ર સમવધાન થવું એ જ દાર્ઢ્ય પદાર્થ છે. પહેલાં જે પદાર્થ ઉદ્બોધક બની સંસ્કારને જાગૃત નહોતો કરી શકતો એ પણ હવે ઉદ્બોધક બની જાય છે આને સસ્કારની દઢતા કહેવાય છે. એટલે સંસ્કાર એનો એ જ હોવાથી સ્મરણને એનું જનક માનવું પડતું નથી

**શંકા** - સ્મરણથી દઢસસ્કાર થાય છે ને તેનાથી પછી વધારે સરળતાથી સ્મરણ થાય છે આવો અનુભવ છે. વળી સ્મરણ પ્રત્યેની કારણતા અનુભવત્વેન જ છે ને જ્ઞાનત્વેન નથી એવું સાધી આપનાર કોઈ વિનિગમક નથી... માટે જ્ઞાનત્વેન પણ કારણતા માનવી જ જોઈએ

**સમાધાન** - જ્ઞાનત્વ એ સામાન્ય (વ્યાપક) ધર્મ છે અને અનુભવત્વ એ વિશેષ ધર્મ છે. આ વિશેષધર્મથી કારણતા માનવામાં જો વ્યતિરેક વ્યભિચાર આવતો હોય તો જ સામાન્યધર્મથી કારણતા માનવી

આવશ્યક બને પણ એવો વ્યભિચાર પ્રસ્તુતમાં કોઈ જણાતો નથી તેથી વિશેષધર્મથી (અનુભવત્વેન) જ કારણતા માનવી આવશ્યક હોવાના કારણે સામાન્યધર્મથી (જ્ઞાનત્વેન) એ અન્યથાસિદ્ધ જાણવી. નહીંતર તો ચક્રભ્રમણ દ્વારા ઘટ પ્રત્યે કારણ બનતા દંડને પણ દ્રવ્યત્વેન કારણ શા માટે ન મનાય ? (જલાદિ દ્રવ્યમાં દ્રવ્યત્વ હોવા છતા એ ચક્રભ્રમણ કરી શક્તુ ન હોવાથી એમા કારણતા આવી જવાની આપત્તિ તો આવવાની છે જ નહી ) છતા જેમ દંડની દંડત્વેન જ કારણતા મનાય છે તેમ પ્રસ્તુતમાં અનુભવત્વેન જ કારણતા માનવી પડે છે.

**શંકા** - વિશેષધર્મથી કારણતા માનવામા વ્યભિચારનુ જ્ઞાન ન હોય તો સામાન્યધર્મથી કારણતા મનાતી નથી આમ તમે કહ્યું.. પણ પ્રસ્તુતમા વ્યભિચારનુ સશયાત્મક જ્ઞાન છે જ કારણ કે ચરમસ્મરણ સમાનપ્રકારક હોવાથી સસ્કારનાશક છે એટલે કોઈને સશય પડી શકે છે કે આન્તરાલિક સ્મરણો પણ સમાનપ્રકારક હોવાથી સસ્કારનાશક શુ કામ ન સભવે ? અને જો એનાથી સસ્કારનાશ થઈ ગયો હોય તો, પાછળના સ્મરણો, નવા સસ્કાર દ્વારા (એ આન્તરાલિક સ્મરણથી જ) વગર નવા અનુભવે જ થઈ ગયા હોવાથી વ્યતિરેકવ્યભિચાર શા માટે નહીં ? આમ વ્યભિચારનું સશયાત્મક જ્ઞાન છે જ. તેથી જ્ઞાનત્વેન કારણતા માનવી જોઈએ

**સમાધાન** - જો પ્રથમાદિ સ્મરણોને પણ સંસ્કારનાશક માનવામા આવે તો, પ્રથમસ્મરણથી પૂર્વસસ્કારનાશ, સસ્કારાન્તરોત્પત્તિ, બીજા સ્મરણથી એ સંસ્કારાન્તરનો પણ નાશ ને નવાસસ્કારની ઉત્પત્તિ . આમ અનન્તસસ્કારો, તેના નાશ વગેરે માનવાની કલ્પના કરવી પડે. એના બદલે ચરમસ્મરણને જ નાશક માનવામા, એક જ સસ્કાર બધા જ સ્મરણો કરાવી દેવાથી અનન્તસસ્કારો વગેરે માનવાનું ગૌરવ ન કરવુ પડે તેથી વચલા સ્મરણોને સસ્કારજનક માનવાના આવશ્યક ન રહેવાથી, સ્મરણથી સંસ્કાર દ્વારા વગર અનુભવે સ્મરણ થઈ જવાની વાત ન રહેવાના કારણે વ્યભિચારનો સશય પણ રહેતો નથી . માટે અનુભવત્વેન જ અનુભવ કારણ છે, જ્ઞાનત્વેન નહી

## ★ मनोनिरूपणम् ★

*(का.) साक्षात्कारे सुखादीनां करणं मन उच्यते ।*
*अयौगपद्याज्ज्ञानाना तस्याणुत्वमिहोच्यते ॥८५॥*

(मु.) इदानी क्रमप्राप्तं मनो निरूपयितुमाह - साक्षात्कार इति । एतेन मनसि प्रमाणं दर्शितम् । तथाहि - सुखसाक्षात्कारः सकरणको, जन्यसाक्षात्कारत्वात्, चाक्षुपसाक्षात्कारवत् इत्यनुमानेन मनसः करणत्वसिद्धिः । न चैव दुःखादिसाक्षात्काराणामपि करणान्तराणि स्युरिति वाच्यम्, लाघवादेकस्यैव तादृशसकलसाक्षात्कारकरणतया सिद्धेः । [1]एवं सुखादीनामसमवायिकारणसंयोगाश्रयतया मनसः सिद्धिर्बोद्धव्या ।

**(કા.) સુખ વગેરેના સાક્ષાત્કારમાં જે કરણ છે તે મન કહેવાય છે. જ્ઞાનો એક સાથે થતા નથી એ કારણે ઈહ = ન્યાયમતમાં મનને અણુ કહેવાયું છે.**

(મુ.) હવે ક્રમપ્રાપ્ત મનોદ્રવ્યનુ (અવસરસગતિથી) નિરૂપણ ૮૫મી કારિકામાં કરે છે. એતેન = સુખાદિના સાક્ષાત્કારમાં કરણ તરીકે કહ્યું એનાથી મનમાં પ્રમાણ પણ દર્શાવ્યું. તે પ્રમાણ આવો અનુમાન પ્રયોગ જાણવો - સુખ વગેરેનો સાક્ષાત્કાર સકરણક હોય છે, કારણ કે સાક્ષાત્કાર છે. જેમ કે ચાક્ષુપસાક્ષાત્કાર. આ અનુમાનથી મનની કરણ તરીકે સિદ્ધિ થાય છે.

**શંકા** - આ રીતે (અનુમાનપ્રયોગથી તો) દુઃખાદિના સાક્ષાત્કારના પણ બીજાં કરણો સિદ્ધ થઈ જશે...

**સમાધાન** - આમ ન કહેવું, કારણકે લાઘવથી સકલ સાક્ષાત્કારોનું એક જ કરણ હોવું સિદ્ધ થાય છે.

[1]એમ સુખાદિના અસમવાયિકારણભૂત સંયોગના આશ્રય તરીકે પણ મનની સિદ્ધિ જાણવી.

(વિ.) [શંકા .- લાઘવ થાય એ માટે જો દુ ખાદિના સાક્ષાત્કાર માટે અલગ કરણ નથી માનતા, તો એના કરતાં પણ વધારે લાઘવ થાય એ માટે સ્પાર્શનપ્રત્યક્ષનું જે કરણ છે તે ત્વગિન્દ્રિયને જ કરણ માની લ્યો ને, જેથી મન નામનું (કરણાન્તર) નવું દ્રવ્ય માનવું જ ન પડે...

**સમાધાન** - જેઓ ત્વઙ્મન સંયોગને જ્ઞાનસામાન્યનું કારણ માને છે, તેઓના મતે એ સંભવે નહીં, કારણ કે પોતાનો પોતાનામા સયોગ થઈ શકતો નથી.

**શંકા** - તો પછી પ્રાણને જ બધાનું કરણ માનો...

**સમાધાન** - એમ માનીએ તો સુષુપ્તિઅવસ્થામા પણ જ્ઞાનોત્પત્તિ થવાની આપત્તિ આવે.

**શંકા** - સુખાદિનો સાક્ષાત્કાર સકરણક હોય છે, વગેરે અનુમાનથી તો સુષુપ્ત્યભાવવિશિષ્ટ આત્મા જ કરણ તરીકે સિદ્ધ નહી થઈ જાય ?]

(૧) **સમાધાન** - તો પછી આ બીજું અનુમાન પણ મનની સિદ્ધિ માટે જાણવુ. જે કોઈ ભાવકાર્ય હોય તેનું અસમવાયિકારણ હોય જ એવો નિયમ છે. એટલે સુખનુ પણ અસમવાયિકારણ હોવું જોઈએ. સુખાદ્યસમવાયિકારણસંયોગઃ ક્વચિદાશ્રિતઃ દ્વિષ્ઠગુણત્વાત્, વિભાગવદ્ આમાં એક આશ્રય આત્મા છે, બીજા આશ્રય તરીકે મનની સિદ્ધિ થાય છે.

---

(मु.) तत्र मनसोऽणुत्वे प्रमाणमाह - अयौगपद्यादिति । [1]ज्ञानाना चाक्षुषरासनादीनामयौगपद्यमेककालोत्पत्तिर्नास्तीत्यनुभवसिद्धम् । तत्र नानेन्द्रियाणां सत्यपि विषयसंनिधाने यत्सम्बन्धादेकेनेन्द्रियेण ज्ञानमुत्पद्यते यदसम्बन्धाच्च परैर्ज्ञानं नोत्पद्यते तन्मनसो विभुत्वे चासन्निधानं न सम्भवतीति न विभु मनः । [2]न च तदानीमदृष्टविशेषोद्बोधकविलम्बादेव तज्ज्ञानविलम्ब इति वाच्यम्, तथा सति चक्षुरादीनामप्यकल्पनापत्तेः । न च दीर्घशष्कुलीभक्षणादौ नानावधानभाजां च कथमेकदा नानेन्द्रियजन्यज्ञानमिति वाच्यम्, [3]मनसोऽतिलाघवात्त्वरया नानेन्द्रियसम्बन्धान्नानाज्ञानोत्पत्तेः । उत्पलशतपत्रभेदादिवद्यौगपद्यप्रत्ययस्य भ्रान्तत्वात् । [4]न च मनसः सङ्कोचविकाशशालित्वादुभयोपपत्तिरस्त्विति वाच्यम्, [5]नानावयवतन्नाशादिकल्पने गौरवाल्लाघवान्निरवयवस्याणुरूपस्यैव मनसः कल्पनादिति सङ्क्षेपः ॥८५॥

---

(મુ.) મન અણુ છે એ વાતમાં પ્રમાણ આપે છે - [1]ચાક્ષુષ, રાસન પ્રત્યક્ષ વગેરે જ્ઞાનો યુગપદ્ = એકી સાથે થતા નથી એ અનુભવસિદ્ધ છે. તત્ર = તેવા સ્થળે અનેક ઈન્દ્રિયોનો (પોતપોતાના) વિષય સાથે સન્નિકર્ષ હોવા છતાં જેના સમ્બન્ધથી (સમ્બદ્ધ) એક ઈન્દ્રિય વડે જ્ઞાન ઉત્પન્ન થાય છે અને જેનો સમ્બન્ધ ન હોવાના કારણે (અસમ્બદ્ધ) અન્ય ઈન્દ્રિયો વડે જ્ઞાન ઉત્પન્ન થતું નથી તે મન જો વિભુ હોય તો અસન્નિધાન (અસમ્બન્ધ) ન સંભવે, (પણ એ સંભવે તો છે ને તેથી જ તે તે ઈન્દ્રિય વડે છતે વિષયસંપર્કે જ્ઞાન થતું નથી), માટે મનને વિભુ માની શકાતું નથી.

[2]શંકા - એ વખતે અદૃષ્ટવિશેષ રૂપ ઉદ્બોધકનો વિલમ્બ હોવાથી જ તે (ઈન્દ્રિયજન્ય જ્ઞાનનો વિલમ્બ થાય છે.

**સમાધાન** - આમ ન કહેવું, કારણ કે તેવું માનવામાં આવે તો ચક્ષુ વગેરેની કલ્પના પણ નિરર્થક ઠરી જાય....

શંકા - લાંબી જલેબી ખાવા વગેરેમાં તથા વિવિધ ઉપયોગવાળાને એક સાથે વિવિધ ઇન્દ્રિયજન્ય જ્ઞાન શી રીતે થાય છે ?

[3]સમાધાન - આવો પ્રશ્ન અસ્થાને છે, કારણ કે મન અત્યંત લઘુ હોવાના કારણે ત્વરાથી જુદી જુદી ઇન્દ્રિયોનો સમ્બન્ધ કરતું હોવાથી જુદા જુદા જ્ઞાન ઉત્પન્ન થાય છે. પણ સો કમલપત્રને વીંધવામાં થતા યૌગપદ્યના અનુભવની જેમ આ અનેકજ્ઞાનમાં પણ જે યૌગપદ્યનો અનુભવ થાય છે તે ભ્રાન્ત છે.

[4]શંકા - મન સંકોચ-વિકાશશીલ હોવાના કારણે બન્ને અનુભવોની સંગતિ થઈ જાય છે એમ માનો ને !

[5]સમાધાન - ના, અનેક અવયવો માનવા, એનો નાશ માનવો વગેરે કલ્પનામાં ગૌરવ હોવાથી (એવું મનાય નહીં, એના કરતા) લાઘવ હોવાથી નિરવયવ અણુરૂપ મનની જ કલ્પના કરાય છે. એમ સંક્ષેપ જાણવો.

(વિ.) (૧) મન અણુ હોવાના પ્રતિપાદક સૂત્રો - युगपज्ज्ञानानुत्पत्तिर्मनसो लिङ्गमिति (न्या. १/१/१६)... तदभावादणु मनः (वै. ७/१/२३) अन्यत्रमना अभूवम्... ઇત્યાદિ શ્રુતિ પણ જાણવી

(૨) શંકા - કોઈપણ કાર્ય પ્રત્યે અદષ્ટ કારણ છે ઘ્રાણજાદિ પ્રત્યક્ષાત્મક કાર્ય માટે આવશ્યક અદષ્ટ રૂપ ઉદ્બોધક, ચાક્ષુપ પ્રત્યાક્ષાત્મક કાર્ય થતુ હોય તેની પૂર્વક્ષણે ઉપલબ્ધ ન હોવાથી એ વખતે ઘ્રાણજાદિ પ્રત્યક્ષ થતુ નથી પછી જ્યારે એ ઉપલબ્ધ થાય ત્યારે ઘ્રાણજાદિપ્રત્યક્ષ થાય છે. આમ અદષ્ટોદ્બોધકના વિલમ્બ- અવિલમ્બથી પ્રત્યક્ષ-અપ્રત્યક્ષની ઉપપત્તિ થઇ જાય છે તો મનના સમ્બન્ધ-અસમ્બન્ધ દ્વારા એની ઉપપત્તિ કરીને મનને અણુ માનવુ એ આવશ્યક નથી.

**સમાધાન** - તો તો પછી, 'ચક્ષુસન્નિકર્ષ થયો માટે ચાક્ષુપ પ્રત્યક્ષ થયું' વગેરે રીતે ઉપપત્તિ કરવાના બદલે 'ચાક્ષુષપ્રત્યક્ષના કારણભૂત અદષ્ટરૂપ ઉદ્બોધક સંપન્ન થયો માટે ચાક્ષુષપ્રત્યક્ષ થયુ' એ રીતે જ સગતિ થઈ શકતી હોવાથી ચક્ષુ વગેરે ઇન્દ્રિયો પણ માનવાની જરૂર જ નહી રહે

(૩) 'મન અતિલઘુ છે' એટલે કે 'મન અત્યત વેગપ્રકર્ષવાળુ છે.' માટે તે તે ઇન્દ્રિયો સાથે ક્રમિક સમ્બન્ધ થતો હોવા છતા બે વચ્ચેના કાળના તફાવતને પકડી શકાતો ન હોવાથી યૌગપદ્યની ભ્રાન્તિ થાય છે.

(૪) **શંકા** - સામાન્ય સંયોગોમાં એક સાથે અનેક જ્ઞાન થતા ન હોવાનો અનુભવ છે ક્યારેક દીર્ઘશષ્કુલીભક્ષણાદિ કાળે એક સાથે અનેક જ્ઞાન થતા હોવાનો અનુભવ છે આ બીજા અનુભવને ભ્રાન્ત માની લેવો એના કરતા સર્વાનુભવસિદ્ધ એને પણ પ્રમાણ માનવો અને છતાં એની સંગતિ બીજી રીતે શક્ય છે મનને સકોચ-વિકાશશીલ માનવુ. . જ્યારે એ સંકુચિત થઈને એક જ ઇન્દ્રિય સાથે સમ્બદ્ધ થાય છે ત્યારે એક જ જ્ઞાન થાય છે અને જ્યારે એ વિકસિત થઈને અનેક ઇન્દ્રિય સાથે સમ્બદ્ધ થાય છે ત્યારે એક સાથે અનેક જ્ઞાન થાય છે.

(૫) **સમાધાન** - વિકાસશીલ માનવા માટે મનને સાવયવ માનવુ પડે. તેથી એના અવયવો - નાશ વગેરે માનવામા ગૌરવ સ્પષ્ટ છે એના કરતાં લાઘવથી એને નિરવયવ અણુરૂપ માનવું ઉચિત છે.

**શ્રી અર્હં નમઃ**
**તસ્મૈ શ્રીગુરવે નમઃ**

# अथ गुणनिरूपणम्

*(का) अथ द्रव्याश्रिता ज्ञेया निर्गुणा निष्क्रिया गुणाः ।*

**(मु.)** द्रव्यं निरूप्य गुणान् निरूपयति - अथेत्यादिना । [1]गुणत्वजातौ किं मानमिति चेत् ? द्रव्यकर्मभिन्ने सामान्यवति या कारणता सा किञ्चिद्धर्मावच्छिन्ना, [2]निरवच्छिन्नकारणताया असम्भवात् । [3]न हि रूपत्वादिकं सत्ता वा तत्रावच्छेदिका, न्यूनाधिकदेशवृत्तित्वाद्, अतश्चतुर्विंशत्यनुगतं किञ्चिद्वाच्यं, तदेव गुणत्वम् ।

---

**(કા.) અથ... ગુણો દ્રવ્યાશ્રિત હોય છે, નિર્ગુણ હોય છે, નિષ્ક્રિય હોય છે.**

**(મુ.)** દ્રવ્યનું નિરૂપણ કરીને હવે (અવસરસંગતિથી) ગુણોનું નિરૂપણ કરે છે. [1]ગુણત્વજાતિમાં શું પ્રમાણ છે ? આ- દ્રવ્ય અને કર્મથી ભિન્ન એવા સામાન્યવાન્‌માં જે કારણતા હોય છે તે કો'ક ધર્મથી અવચ્છિન્ન હોય છે, [2]કારણ કે નિરવચ્છિન્ન કારણતા હોવી અસમ્ભવિત છે. [3]તેમાં રૂપત્વાદિ કે સત્તાને અવચ્છેદિકા માની શકાતી નથી, કારણકે ન્યૂનાધિકદેશવૃત્તિ છે. એટલે ચોવીશ ગુણોમાં અનુગત કોઈક ધર્મ માનવો પડે. એ જ ગુણત્વ છે.

**(વિ.)** (૧) રૂપ વગેરે અંગે 'આ ગુણ છે' એવું પ્રત્યક્ષ આબાળગોપાળ બધાને થતું નથી, માટે ગુણત્વજાતિમાં પ્રત્યક્ષ પ્રમાણ ન આપતાં અનુમાન પ્રમાણ દર્શાવે છે.

द्रव्यकर्मभिन्ने सामान्यवति कारणता, किञ्चिद्धर्मावच्छिन्ना, कारणतात्वात् दण्डनिष्ठकारणतावत्...

(૨) अस्तु कारणतात्वं मास्तु किञ्चिद्धर्मावच्छिन्नत्व को दोषः ?... આવી શંકાનું વિઘટન કરવા જણાવ્યું છે કે નિરવચ્છિન્નકારણતા અસંભવિત છે.

(૩) રૂપત્વાદિ ન્યૂનદેશવૃત્તિ છે અને સત્તા અધિકદેશવૃત્તિ છે, માટે ચોવીશે ગુણમાં રહેલી કારણતાના અવચ્છેદક તરીકે એની સિદ્ધિ થઈ શકતી નથી, તેથી ગુણત્વ ધર્મ જ અવચ્છેદક તરીકે સિદ્ધ થાય છે, અને લાઘવતર્કથી એ જાતિ તરીકે સિદ્ધ થાય છે.

એમ, गुणपदवाच्यता किञ्चिद्धर्मावच्छिन्ना, वाच्यतात्वात्, घटपदवाच्यतावत् આવા અનુમાનથી પણ લાઘવતર્કના સહારે ગુણત્વજાતિની સિદ્ધિ થઈ શકે છે.

---

**(मु.)** द्रव्याश्रिता इति । यद्यपि द्रव्याश्रितत्वं न लक्षणं, कर्मादावतिव्याप्तेः, [1]तथापि द्रव्यत्व-व्यापकतावच्छेदकसत्ताभिन्नजातिमत्त्वं तदर्थः । भवति हि गुणत्वं द्रव्यत्वव्यापकतावच्छेदकं, तद्वत्ता च गुणानामिति । द्रव्यत्वं कर्मत्वं वा न द्रव्यत्वव्यापकतावच्छेदकं, गगनादौ द्रव्यकर्मणोरभावात्, द्रव्यत्वत्वं सामान्यत्वादिकं वा न जातिरिति तद्व्युदासः । निर्गुणा इति । यद्यपि निर्गुणत्वं कर्मादावपि, तथापि सामान्यवत्त्वे सति कर्मान्यत्वे च सति निर्गुणत्वं वोध्यम् । जात्यादीनां न सामान्यवत्त्वं,

कर्मणो न कर्मान्यत्वं, द्रव्यस्य न निर्गुणत्वमिति तत्र नातिव्याप्तिः । निष्क्रिया इति स्वरूपकथनं, न तु लक्षणं, गगनादावतिव्याप्तेः ।

### ★ ગુણના લક્ષણો ★

(મુ.) જો કે દ્રવ્યાશ્રિતત્વ એ ગુણનું લક્ષણ બની શકતું નથી. કારણ કે (એ તો) કર્માદિમાં (પણ રહ્યું હોવાથી) અતિવ્યાપ્તિ આવે છે. [1]તો પણ દ્રવ્યત્વવ્યાપકતાવચ્છેદક એવી જે સત્તાભિન્નજાતિ તદ્વત્ત્વં એ તેનો (લક્ષણ તરીકે અભિપ્રેત દ્રવ્યાશ્રિતત્વનો) અર્થ જાણવો. ગુણત્વ દ્રવ્યત્વવ્યાપકતાવચ્છેદક બને છે અને તદ્વત્તા ગુણોમાં છે જ. (માટે લક્ષણસમન્વય થઈ જાય છે.) દ્રવ્યત્વ કે કર્મત્વ દ્રવ્યત્વવ્યાપકતાવચ્છેદક નથી, કારણ કે ગગનાદિમા દ્રવ્ય અને કર્મનો અભાવ હોય છે. દ્રવ્યત્વત્વ કે સામાન્યત્વાદિ જાતિ નથી, તેથી તેનો વ્યવચ્છેદ થાય છે. જો કે નિર્ગુણત્વ કર્માદિમા પણ (રહ્યુ હોવાથી એને લક્ષણ તરીકે લેવામાં અતિવ્યાપ્તિ આવે.) તો પણ સામાન્યવત્ત્વ અને કર્માન્યત્વ હોવા સાથે નિર્ગુણત્વ હોવું એ લક્ષણ જાણવુ. જાતિ વગેરે (૪ પદાર્થોમાં) સામાન્યવત્ત્વ નથી, કર્મમાં કર્મભિન્નત્વ નથી અને દ્રવ્યમાં નિર્ગુણત્વ હોતું નથી, એટલે આ કથામાં અતિવ્યાપ્તિ થતી નથી. 'ગુણો નિષ્ક્રિય હોય છે' એવું જે કહ્યું તે સ્વરૂપકથન જાણવું. અન્યથા (= એટલે કે જો એને લક્ષણ રૂપે લેવામાં આવે તો) ગગનાદિમાં અતિવ્યાપ્તિ આવે છે.

(વિ) (૧) જ્યા જ્યાં (સમવાયસમ્બન્ધથી) દ્રવ્યત્વ છે ત્યા ત્યાં (સમવાયસમ્બન્ધથી) ગુણ હોય છે. તેથી ગુણ દ્રવ્યત્વવ્યાપક હોવાથી ગુણત્વ દ્રવ્યત્વવ્યાપકતાવચ્છેદક બને છે. સમવાયસમ્બન્ધથી દ્રવ્યત્વ ગગનાદિમા પણ છે જ્યાં સમવાય સમ્બન્ધથી કોઈ દ્રવ્ય કે કર્મ રહ્યુ નથી. તેથી દ્રવ્ય કે કર્મ દ્રવ્યત્વવ્યાપક ન હોવાથી દ્રવ્યત્વ કે કર્મત્વ વ્યાપકતાવચ્છેદક નથી જ્યા જ્યાં દ્રવ્યત્વ છે ત્યા ત્યાં દ્રવ્યત્વ પણ છે ને સામાન્ય (સત્તા વગેરે જાતિ) પણ છે તેથી દ્રવ્યત્વ અને સામાન્ય વ્યાપક હોવાથી દ્રવ્યત્વત્વ અને સામાન્યત્વ વ્યાપકતાવચ્છેદક છે, પણ એ બે જાતિ રૂપ ન હોવાથી તદ્વાન દ્રવ્યત્વ કે સામાન્યમાં ગુણના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી

જ્યાં જ્યાં સમવાયસમ્બન્ધથી દ્રવ્યત્વ છે ત્યાં ત્યાં સમવાયસમ્બન્ધથી સત્તાવાન્ પદાર્થ છે. તેથી સત્તા દ્રવ્યત્વવ્યાપકતાવચ્છેદક જાતિ બને ને દ્રવ્યમાં હોવાથી અતિવ્યાપ્તિ આવે. માટે સત્તાભિન્નત્વ જાતિનું વિશેષણ કહ્યુ છે

(का.) रूपं रस स्पर्शगन्धौ परत्वमपरत्वकम् ॥८६॥
द्रवत्व स्नेहवेगाश्च मता मूर्तगुणा अमी ।
धर्माधर्मौ भावना च शब्दो बुद्ध्यादयोऽपि च ॥८७॥
एतेऽमूर्तगुणा. सर्वे विद्वद्भि. परिकीर्तिता· ।
सङ्ख्यादयो विभागान्ता उभयेषा गुणा मता· ॥८८॥
सयोगश्च विभागश्च सङ्ख्या द्वित्वादिकास्तथा ।
द्विपृथक्त्वादयस्तद्वदेतेऽनेकाश्रिता गुणा· ॥८९॥
अत शेषगुणा सर्वे मता एकैकवृत्तय ।
बुद्ध्यादिषट्कं स्पर्शान्ता स्नेह. सांसिद्धिको द्रव ॥९०॥
अदृष्टभावनाशब्दा अमी वैशेषिका गुणा ।
सङ्ख्यादिरपरत्वान्तो द्रवोऽसांसिद्धिकस्तथा ॥९१॥
गुरुत्ववेगौ सामान्यगुणा एते प्रकीर्तिता ।

(मु.) रूपमिति । वेगा इति । वेगेन स्थितिस्थापकोऽप्युपलक्षणीयः । मूर्तगुणा इति । [1]अमूर्तेषु न वर्तन्त इत्यर्थः । लक्षणन्तु तावदन्यान्यत्वं, एवमग्रेऽपि । अमूर्तगुणा इति, [2]मूर्तेषु न वर्तन्त इत्यर्थः । उभयेषामिति मूर्तामूर्तगुणा इत्यर्थः ॥८६॥८७॥८८॥ अनेकाश्रिता इति, संयोगविभागद्वित्वादीनि द्विवृत्तीनि, त्रित्वचतुष्ट्वादिकं त्रिचतुरादिवृत्तीति बोध्यम् ॥८९॥ अत इति, रूपरसगन्धस्पर्शैकत्वपरिमाणैकपृथक्त्वपरत्वापरत्वबुद्धिसुखदुःखेच्छाद्वेषप्रयत्नगुरुत्वद्रवत्वस्नेहसंस्कारादृष्टशब्दा इत्यर्थः । बुद्ध्यादीति बुद्धिसुखदुःखेच्छाद्वेषप्रयत्ना इत्यर्थः । स्पर्शान्ताः रूपरसगन्धस्पर्शा इत्यर्थः । द्रवो द्रवत्वम् । वैशेषिकाः विशेषा एव वैशेषिकाः, स्वार्थे ठक्, विशेषगुणा इत्यर्थः । सङ्ख्येति, सङ्ख्यापरिमाणपृथक्त्वसंयोगविभागपरत्वापरत्वानीत्यर्थः ॥९०-९१॥

## ★ ગુણોનું સાધર્મ્ય ★

**(કા.) મૂર્તગુણો :- રૂપ, રસ, સ્પર્શ, ગન્ધ, પરત્વ, અપરત્વ, દ્રવત્વ, સ્નેહ અને વેગ. આ મૂર્તગુણો કહેવાયા છે.**

(મુ.) વેગના ઉપલક્ષણથી સ્થિતિસ્થાપકનો પણ મૂર્તગુણોમાં સમાવેશ જાણવો. (શંકા : મૂર્તગુણત્વ એટલે જો મૂર્તવૃત્તિગુણત્વ એવો અર્થ હોય તો એ સંખ્યા વગેરેમાં અતિવ્યાપ્ત થાય છે.)

(૧) સમાધાન : મૂર્તગુણ એટલે અમૂર્તમાં ન રહેનારા ગુણો એવો અર્થ જાણવો. અર્થાત્ રૂપ વગેરે ગુણોનું અમૂર્તઅવૃત્તિગુણત્વ એ સાધર્મ્ય જાણવું. મૂર્તગુણોનું લક્ષણ તો તાવદન્યાન્યત્વ જ જાણવું. અને એ પ્રમાણે આગળ અમૂર્તગુણો વગેરે દરેકનું લક્ષણ જાણવું.

**અમૂર્તગુણો :- ધર્મ, અધર્મ, ભાવના, શબ્દ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ અને યત્ન... આ બધા, વિદ્વાનો વડે અમૂર્તગુણો કહેવાયા છે.**

[શંકા :- ધર્મ-અધર્મ વગેરેને અમૂર્તગુણ કહ્યા છે. પણ અમૂર્તગુણત્વ તો સંખ્યા વગેરેમાં પણ અતિવ્યાપ્ત છે.]

(૨) સમાધાન :- ધર્મ-અધર્મ વગેરે અમૂર્તગુણો છે એનો અર્થ મૂર્તમાં ન રહેનારા ગુણો છે એવો જાણવો.

**મૂર્તામૂર્તગુણો - સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ અને વિભાગ... આ ઉભયના ગુણો છે. (उभयेषां = સંખ્યા વગેરે મૂર્ત-અમૂર્ત બન્નેના ગુણો છે.)**

**અનેકાશ્રિતગુણો : સંયોગ, વિભાગ, દ્વિત્વાદિ સંખ્યા અને દ્વિપૃથક્ત્વાદિ... આ સિવાયના શેષ સર્વ ગુણો એક-એકમાં વૃત્તિ છે.**

સંયોગ, વિભાગ, દ્વિત્વ વગેરે બે દ્રવ્યમાં રહેનારા ગુણો છે જ્યારે ત્રિત્વ, ચતુષ્ટ્વ વગેરે ત્રણ-ચાર વગેરે દ્રવ્યમાં રહેનારા ગુણો છે.

अतः शेषगुणाः = રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, એકત્વ, પરિમાણ, એકપૃથક્ત્વ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, અદષ્ટ અને શબ્દ આ શેષગુણો તરીકે જાણવા. (આ બધા એક-એક આશ્રયમાં રહેનારા ગુણો છે.)

**વૈશેષિક ગુણો :- બુદ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન, રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, સ્નેહ, સાંસિદ્ધિકદ્રવત્વ, અદષ્ટ, ભાવના અને શબ્દ.**

**સામાન્ય ગુણો :- સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, અસાંસિદ્ધિકદ્રવત્વ, ગુરુત્વ અને વેગ.**

સ્પર્શાન્તા એટલે રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ. દ્રવ = દ્રવત્વ. 'વૈશેષિક' શબ્દ 'વિશેષ' શબ્દને સ્વાર્થમાં ઠક્ પ્રત્યય લાગીને બન્યો છે. સઙ્ખ્યાદિ-અપરત્વાન્તગુણો = સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ અને અપરત્વ. ॥૮૬॥૮૭॥૮૮॥૮૯॥૯૦॥૯૧॥

*(का.) सङ्ख्यादिरपरत्वान्तो द्रवत्वं स्नेह एव च ॥९२॥*
*एते तु द्वीन्द्रियग्राह्या अथ स्पर्शान्तशब्दकाः ।*
*बाह्यैकैकेन्द्रियग्राह्या गुरुत्वादृष्टभावनाः ॥९३॥*
*अतीन्द्रिया विभूनां तु ये स्युर्वैशेषिका गुणाः ।*
*अकारणगुणोत्पन्ना एते तु परिकीर्तिताः ॥९४॥*
*अपाकजास्तु स्पर्शान्ता द्रवत्वं च तथाविधम् ।*
*स्नेहवेगगुरुत्वैकपृथक्त्वपरिमाणकम् ॥९५॥*
*स्थितिस्थापक इत्येते स्युः कारणगुणोद्भवाः ।*
*संयोगश्च विभागश्च वेगश्चैते तु कर्मजाः ॥९६॥*

(मु.) द्वीन्द्रियेति चक्षुषा त्वचापि ग्रहणयोग्यत्वात् । बाह्येति रूपादीनां चक्षुरादिग्राह्यत्वात् । अतीन्द्रिया इति, लौकिकप्रत्यक्षाविषयजातिमन्त इत्यर्थः । विभूनामिति बुद्धिसुखदुःखेच्छाद्वेषप्रयत्नधर्माधर्मभावनाशब्दा इत्यर्थः । अकारणेति कारणगुणेन कार्ये ये गुणा उत्पाद्यन्ते ते कारणगुणपूर्वका रूपादयो वक्ष्यन्ते, बुद्ध्यादयस्तु न तादृशाः, आत्मादेः कारणाभावात् ॥९२॥९३॥९४॥ अपाकजास्त्विति - पाकजरूपादीनां कारणगुणपूर्वकत्वाभावादपाकजा इत्युक्तम् । तथाविधं = अपाकजम् । तथैकत्वमपि बोध्यम् । संयोगश्चेति कर्मजन्यत्वं यद्यपि न साधर्म्यं, घटादावतिव्याप्तेः, संयोगजसंयोगेऽव्याप्तेश्च, तथापि कर्मजन्यवृत्तिगुणत्वव्याप्यजातिमत्त्वं बोध्यम् । एवमन्यत्राप्यूह्यम् ॥९५॥९६॥

**(કા.) દ્વીન્દ્રિયગ્રાહ્યગુણો- સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, દ્રવત્વ, સ્નેહ વગેરે...**

(મુ.) આ બધા ચક્ષુથી અને ત્વચાથી ગ્રાહ્ય હોવાથી દ્વીન્દ્રિયગ્રાહ્ય છે.

**(કા.) એકેન્દ્રિયગ્રાહ્યગુણો - રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, શબ્દ.**

**અતીન્દ્રિયગુણો :- ગુરુત્વ, અદૃષ્ટ, અને ભાવના.**

(મુ.) રૂપ વગેરે ચક્ષુ આદિથી ગ્રાહ્ય હોવાથી બાહ્ય એક-એક ઇન્દ્રિય ગ્રાહ્ય છે. તથા ગુરુત્વ વગેરે અતીન્દ્રિય છે, એટલે કે લૌકિકપ્રત્યક્ષનો અવિષય એવી ગુણવૃત્તિ જાતિવાળા છે.

**અકારણગુણો :- વિભુપદાર્થના વિશેષગુણો - બુદ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, ભાવના અને શબ્દ.**

(મુ.) સમવાયિકારણના ગુણોથી કાર્યમાં જે ગુણો ઉત્પન્ન થાય છે તે કારણગુણપૂર્વક કહેવાય છે, જે આગળ રૂપ વગેરે કહેવાશે. (તન્તુના રૂપથી પટમાં ઉત્પન્ન થયેલું રૂપ વગેરે.) બુદ્ધિ વગેરે ગુણો આવા કારણગુણપૂર્વક નથી. કારણ કે આત્મા વગેરેનું કારણ જ ન હોવાથી એના ગુણો કારણના ગુણોથી ઉત્પન્ન થયા ન જ હોય એ સ્પષ્ટ છે.

स्वाश्रयसमवायिसमवेतगुणाऽजन्यगुणत्वमकारणगुणपूर्वकगुणत्वम् ॥९२॥९३॥९४॥

**(કા.) કારણગુણો - અપાકજ રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, સાંસિદ્ધિક દ્રવત્વ, એકત્વ, સ્નેહ, વેગ, ગુરુત્વ, એકપૃથક્ત્વ, પરિમાણ, સ્થિતિસ્થાપક.**

(મુ.) પાકજ રૂપ વગેરે કારણગુણપૂર્વક ન હોવાના કારણે અહીં અપાકજરૂપ વગેરે કહ્યા છે. (દ્રવત્વ પણ) તથાવિધ = અપાકજ જાણવું. એમ એકત્વ પણ કારણગુણપૂર્વક જાણવું.

**(કા.) કર્મજ ગુણો :- સંયોગ, વિભાગ અને વેગ. આ કર્મજન્ય ગુણો છે.**

(મુ.) જો કે કર્મજન્યત્વ એ આ ત્રણનું સાધર્મ્ય નથી, કારણ કે ઘટાદિમાં અતિવ્યાપ્ત છે અને સંયોગજન્યસંયોગમાં અવ્યાપ્ત છે, તો પણ કર્મજન્ય (પદાર્થ)માં રહેલ જે ગુણત્વવ્યાપ્યજાતિ તદ્વત્ત્વ એ સાધર્મ્ય જાણવું. આ જ રીતે અન્ય સાધર્મ્યો અંગે પણ વિચારી લેવું. ॥૯૫॥૯૬॥

---

*(का) स्पर्शान्तपरिमाणैकपृथक्त्वस्नेहशब्दके ।*
*भवेदसमवायित्वमथ वैशेषिके गुणे ॥९७॥*
*आत्मनः स्यान्निमित्तत्वमुष्णस्पर्शगुरुत्वयोः ।*
*वेगेऽपि च द्रवत्वे च संयोगादिद्वये तथा ॥९८॥*
*द्विधैव कारणत्वं स्यादथ प्रादेशिको भवेत् ।*
*वैशेषिको विभुगुणः सयोगादिद्वय तथा ॥९९॥*

(मु.) पृथक्त्वेत्यत्र त्वप्रत्ययस्य प्रत्येकमन्वयादेकत्वं पृथक्त्वं च ग्राह्यम् । पृथक्त्वपदेन चैकपृथक्त्वम् । भवेदसमवायित्वमिति घटादिरूपरसगन्धस्पर्शाः कपालादिरूपरसगन्धस्पर्शेभ्यो भवन्ति, एवं कपालादिपरिमाणादीनां घटादिपरिमाणाद्यसमवायिकारणत्वं, शब्दस्यापि द्वितीयशब्दं प्रति, एवं स्थितिस्थापकैकपृथक्त्वयोरपि ज्ञेयम् । निमित्तत्वमिति - बुद्ध्यादीनामिच्छादिनिमित्तत्वादिति भावः । द्विधैवेति असमवायिकारणत्वं निमित्तकारणत्वञ्च । तथा हि - उष्णस्पर्श उष्णस्पर्शस्यासमवायिकारणं पाकजे निमित्तम् । गुरुत्वं गुरुत्वपतनयोरसमवायिकारणमभिघाते निमित्तम् । वेगो वेगस्पन्दयोरसमवायी अभिघाते निमित्तम् । द्रवत्वं द्रवत्वस्यन्दनयोरसमवायि संग्रहे निमित्तम् । भेरीदण्डसंयोगः शब्दे निमित्तं भेर्याकाशसंयोगेऽसमवायी । वंशदलद्वयविभागः शब्दे निमित्तं वंशदलाकाशविभागेऽसमवायीति । प्रादेशिकः = अव्याप्यवृत्तिः ॥९७॥९८॥९९॥

---

**(કા.) અસમવાયિકારણ - સ્પર્શાન્ત (ગુણો) = રૂપ, રસ, ગંધ, સ્પર્શ, પરિમાણ, એકત્વ, એકપૃથક્ત્વ, સ્નેહ અને શબ્દ.**

(મુ.) પૃથક્ત્વમાં રહેલ ત્વપ્રત્યયનો પ્રત્યેકમાં અન્વય હોવાથી એકત્વ અને પૃથક્ત્વ એ બન્નેનો (અસમવાયિકારણ તરીકે) સમાવેશ જાણવો. એમાં પૃથક્ત્વપદથી એકપૃથક્ત્વ જાણવું. ઘટાદિના રૂપ-રસ-ગન્ધ-સ્પર્શ કપાલાદિના રૂપ-રસ-ગન્ધ-સ્પર્શથી ઉત્પન્ન થાય છે. માટે (કપાલાદિના) રૂપાદિ અસમ. કારણ છે. એમ કપાલાદિનું પરિમાણ વગેરે ઘટાદિના પરિમાણ વગેરેનું અસમવાયિકારણ બને છે. એમ શબ્દ પણ દ્વિતીયશબ્દનું અસમ. કારણ બને છે. (પ્રથમશબ્દ અભિઘાતસંયોગથી ઉત્પન્ન થાય છે. પછી વીચિતરંગન્યાયે જે દ્વિતીયાદિ શબ્દો ઉત્પન્ન થાય છે તેના પ્રત્યે પ્રથમાદિ શબ્દો અસમ. કારણ છે.) એમ સ્થિતિસ્થાપક અને એકપૃથક્ત્વને પણ અસમ. કારણ જાણવા.

**(કા.) નિમિત્તકારણ :- આત્માના વિશેષગુણો (બુદ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્માધર્મ અને ભાવના) નિમિત્તકારણ છે.**

(મુ.) બુદ્ધિ વગેરે ઇચ્છા વગેરેના નિમિત્તકારણ છે. (પણ અસમ કારણ નહીં.)

**(કા.) દ્વિધાકારણતા :- ઉષ્ણસ્પર્શ, ગુરુત્વ, વેગ, દ્રવત્વ, સંયોગ અને વિભાગમાં અસમ. કારણતા અને નિમિત્તકારણતા હોય છે.**

(મુ.) દ્વિધાકારણતા = અસમ કારણતા અને નિમિત્તકારણતા, અવયવગત ઉષ્ણસ્પર્શ અવયવિગત ઉષ્ણસ્પર્શ પ્રત્યે અસમ કારણ અને પાકજ રૂપાદિ પ્રત્યે નિમિત્ત કારણ છે. ગુરુત્વ (અવયવિગત)ગુરુત્વ અને પતનનું અસમ.કારણ છે, અભિઘાતસંયોગ પ્રત્યે નિમિત્ત. (ગુરુત્વ પ્રત્યે કારણૈકાર્થપ્રત્યાસત્તિથી અને પતન પ્રત્યે કાર્યૈકાર્થપ્રત્યાસત્તિથી ગુરુત્વ એ અસમ.કારણ છે એમ જાણવુ.) વેગ વેગનું અને સ્પન્દનનું અસમ.કારણ છે તથા અભિઘાતસંયોગનું નિમિત્ત. દ્રવત્વ દ્રવત્વ અને સ્પન્દનનું અસમ.કારણ છે. તથા સંગ્રહનું નિમિત્ત. ભેરી અને દંડનો સયોગ શબ્દ પ્રત્યે નિમિત્ત કારણ છે. તથા ભેરી અને આકાશના સંયોગ પ્રત્યે અસમ. એમ વશદલદ્વયવિભાગ શબ્દ પ્રત્યે નિમિત્ત કારણ છે અને વંશદલાકાશવિભાગ પ્રત્યે અસમ.કા.

[અહીં ક્યાંક भेर्याकाशसयोगो અને वंशदलाकाशविभागो એમ પ્રથમાન્ત પ્રયોગ મળે છે. તો એ વખતે શબ્દ પ્રત્યે ભેરી-દંડસંયોગ નિમિત્તકારણ છે અને ભેરી-આકાશસંયોગ અસમ.કા. છે, તથા શબ્દ પ્રત્યે વંશ-દલદ્વયવિભાગ એ નિમિત્તકારણ છે અને વંશદલ-આકાશવિભાગ અસમ.કા. - એવો અર્થ જાણવો.]

**(કા.) પ્રાદેશિક ગુણો :- વિભુના વિશેષગુણો = શબ્દ, જ્ઞાન, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્માધર્મ તેમજ સંયોગ અને વિભાગ પ્રાદેશિક ગુણો છે. પ્રાદેશિકગુણ = અવ્યાપ્યવૃત્તિ ગુણ.**

---

*(का) चक्षुर्ग्राह्य भवेद्रूपं द्रव्यादेरुपलम्भकम् ।*
*चक्षुष· सहकारि स्याच्छुक्लादिकमनेकधा ॥१००॥*

(मु.) चक्षुरिति । रूपत्वजातिस्तु प्रत्यक्षसिद्धा । रूपशव्दोल्लेखनी प्रतीतिर्नास्तीति चेत् ? मास्तु रूपशव्दप्रयोगः, तथापि नीलपीतादिष्वनुगतजातिविशेपोऽनुभवसिद्ध एव । रूपशव्दाप्रयोगेऽपि नीलो वर्णः पीतो वर्णइति वर्णविशेपोल्लेखिनी प्रतीतिरस्त्येव । एवं नीलत्वादिकमपि प्रत्यक्षसिद्धम् । न चैकैका एव नीलरूपादिव्यक्तय इत्येकव्यक्तिवृत्तित्वान्नीलत्वादिकं न जातिरिति वाच्यम्, नीलो नष्ट रक्त उत्पन्न इत्यादिप्रतीतेर्नीलादेरुत्पादविनाशशालितया नानात्वात् । अन्यथा एकनीलनाशे जगदनीलतामापद्येत । न च नीलसमवायरक्तसमवाययोरेवोत्पादविनाशविपयकोऽसौ प्रत्यय इति वाच्यम्, प्रतीत्या समवायानुलेखात् । न च स एवायं नील इति प्रत्यक्षवलाल्लाधवाचैक्यमिति वाच्यम्, प्रत्यक्षस्य तज्जातीयविपयत्वात् सैवेयं गुर्जरीतिवत् । लाघवं तु प्रत्यक्षवाधितम् । अन्यथा घटादीनामप्यैक्यप्रसङ्गात् । उत्पादविनाशवुद्धेः समवायालम्वनत्वापत्तेरिति । एतेन रसादिकमपि व्याख्यातम् ।

---

### ★ રૂપ નિરૂપણ ★

**(કા.) રૂપ ચક્ષુગ્રાહ્ય છે અને દ્રવ્યાદિનું ઉપલમ્ભક છે. એ ચક્ષુનું સહકારી છે અને શુક્લાદિ અનેકવિધ છે.**

(મુ.) રૂપત્વજાતિ તો પ્રત્યક્ષસિદ્ધ છે.

શંકા :- (इदं रूपं એમ) રૂપ શબ્દનો ઉલ્લેખ કરતી પ્રતીતિ તો થતી નથી (તો રૂપત્વેન પ્રત્યક્ષસિદ્ધ શી રીતે કહેવાય ?)

સમાધાન :- 'રૂપ' શબ્દનો પ્રયોગ ભલે નથી થતો, પણ નીલ પીત વગેરે વર્ણમાં અનુગત જાતિવિશેષ

છે એ અનુભવસિદ્ધ છે જ. (અર્થાત્ रूपं એવી પ્રતીતિ ન હોવા છતાં) નીલો वर्णः, પીતો वर्णः વગેરે રૂપે વર્ણવિશેષનો ઉલ્લેખ કરતી પ્રતીતિ તો થાય છે જ. (એટલે એ બધામાં રહેલી વર્ણત્વ જાતિ તો પ્રત્યક્ષસિદ્ધ છે જ. આ વર્ણત્વ એ જ રૂપત્વ છે. માટે રૂપત્વ જાતિ પ્રત્યક્ષસિદ્ધ છે જ. એમ इदं नीलम् વગેરે પ્રતીતિથી) નીલત્વાદિ જાતિ પણ પ્રત્યક્ષસિદ્ધ જાણવી.

**શંકા :-** જેમ બધા ઘડામાં अयं घटः, अयं घटः એવી બુદ્ધિ હોવા છતાં ઘટત્વ એક જ છે એમ બધા નીલવાન્માં अयं नीलः, अयं नीलः એવી બુદ્ધિ હોવા છતાં નીલવર્ણ એક જ છે. તેથી નીલરૂપ, પીતરૂપ વગેરે એક એક જ વ્યક્તિ છે. માટે એકવ્યક્તિવૃત્તિ હોવાથી નીલત્વાદિ જાતિ જ નથી.

**સમાધાન :-** (ઘટાદિને પાક આપવા પર) નીલો नष्टः, रक्त उत्पन्नः ઇત્યાદિ પ્રતીતિ થાય છે એનાથી જણાય છે કે નીલાદિ વર્ણ ઉત્પાદ-વિનાશશાળી હોવાના કારણે અનેક છે. અન્યથા (= જો નીલવર્ણ એક જ માનવામાં આવે તો) એકનો = (ઘડાને પાક આપવા પર એનો) નીલવર્ણનો નાશ થવા પર આખા જગત્માંથી નીલવર્ણનો અભાવ થઈ જવાની આપત્તિ આવે. (જે યોગ્ય નથી, કારણ કે ઘટનીલો नष्टः, પટનીલો वर्तते... એવી પ્રતીતિ થાય છે.)

[1]**શંકા :-** નીલસમવાયનો નાશ અને રક્તસમવાયની ઉત્પત્તિને જ વિષય કરનારી એ (નીલો नष्टः, रक्त उत्पन्नः) પ્રતીતિ છે.

**સમાધાન :-** આવું ન કહેવું, કારણ કે એ પ્રતીતિમાં ક્યાંય સમવાયનો ઉલ્લેખ નથી.

**શંકા :-** स एवायं नीलः એવા પ્રત્યક્ષથી અને લાઘવ થતું હોવાથી નીલવ્યક્તિ એક જ છે એમ નિશ્ચિત થાય છે.

**સમાધાન :-** ઉક્ત પ્રત્યક્ષ सैवेयं गुर्जरी પ્રતીતિની જેમ તજ્જાતીયવિષયક છે, (એક વ્યક્તિવિષયક નથી). લાઘવ તો પ્રત્યક્ષબાધિત છે. અન્યથા, ઘટાદિ પણ એક જ માનવાની આપત્તિ આવે. અને ઉત્પાદવિનાશબુદ્ધિ સમવાયવિષયક બની જવાની આપત્તિ આવે. આનાથી રસાદિની વ્યાખ્યા પણ થઈ ગયેલી જાણવી.

**(વિ.) (૧)** [નિત્ય-એક સમવાયને ન સ્વીકારનારા અનેક સમવાયવાદી શંકા કરે છે. **શંકા** ] નીલો नष्टः પ્રતીતિ નીલનાશવિષયક નથી, પણ નીલસમવાયનાશવિષયક છે એમ रक्त उत्पन्नः પ્રતીતિ રક્તોત્પાદવિષયક નથી, પણ રક્તસમવાયોત્પાદવિષયક છે. એટલે નીલનો નાશ કે રક્તની ઉત્પત્તિ છે જ નહી. તેથી નીલ અને રક્ત બન્ને નિત્ય - એક - એક હોવા સિદ્ધ થઈ શકે છે.

**સમાધાન** - ઉક્ત પ્રતીતિઓમા સમવાયનો ઉલ્લેખ જ થતો નથી, તો એ સમવાયના નાશ કે ઉત્પાદને જણાવે છે એમ માની શકાય નહીં.

**શંકા** - તન્નીલ અને એતન્નીલના ઐક્યને જણાવનારી स एवाय नीलः એવી પ્રત્યભિજ્ઞા તથા લાઘવબળે નીલવર્ણને એક જ માનવો જોઈએ. [નીલો नष्टः વગેરેમા સમવાયનો અનુલ્લેખ હોવા છતાં સમવાયનાશથી એની સંગતિ થઈ શકે છે. જેમ ઘટાપસરણ બાદ પુનર્ઘટાનયનકાળે ઘટાભાવો नष्टः એવી પ્રતીતિ જે થાય છે એના વિષય તરીકે તમે ઘટાભાવનો નાશ નથી માનતા, પણ જેનો ઉલ્લેખ નથી થયો એવા પણ (ઘટાભાવના) સમ્બન્ધનો જ નાશ માનો છો. એમ પ્રસ્તુતમાં પણ સમવાયસંબંધનો જ નાશ માની શકાય છે ]

**સમાધાન** :- ઉક્ત પ્રત્યભિજ્ઞા તન્નીલ અને એતન્નીલના ઐક્યને જણાવતી નથી પણ એ બેના એકજાતીયત્વને જણાવે છે. જેમ કે सैवेय गुर्जरी પ્રતીતિ. (ગુર્જરી = ગુજરાતમાં થતી કોઈ ચોક્કસ ઔષધિ અથવા ગુજરાતણ નારી) પહેલા જોયેલી ગુર્જરી કરતાં ભિન્ન ગુર્જરીને જોવા છતાં આવી પ્રત્યભિજ્ઞા જે થાય છે એ એકવ્યક્તિવિષયક નથી પણ એકજાતિવિષયક છે એમ પ્રસ્તુતમા જાણવું. આવું ન માનતા

એક નીલવ્યક્તિવિષયક જ જો એ માનવામાં આવે તો નીલવર્ણમાં તારતમ્ય જે જણાય છે તે અસંગત બની જાય.

વળી, લાઘવ તો પ્રત્યક્ષબાધિત છે. કારણ કે घटनीलो नष्टः पटनीलो वर्तते વગેરે પ્રત્યક્ષ નીલવર્ણના એકત્વને બાધિત જણાવે જ છે. પ્રત્યક્ષથી બાધિત હોવા છતાં પણ જો લાઘવની લાલચથી એકત્વ માનવાનું હોય તો તો ઘટાદિ પણ (ભલે ને પ્રત્યક્ષથી જ घटो नष्टः, घट उत्पन्नः એમ જણાતું હોય, એક માનવામાં લાઘવ થાય છે ને, માટે) લાઘવથી એક જ માનવાની આપત્તિ આવશે. અને घटो नष्टः, घट उत्पन्नः વગેરે બુદ્ધિ તો સમવાયના નાશવિષયક કે ઉત્પત્તિવિષયક છે એમ માનવાની આપત્તિ આવે. એટલે घटो नष्टः ની જેમ नीलो नष्टः પ્રતીતિ પણ નીલપ્રતિયોગિકનાશવિષયક જ માનવી આવશ્યક હોવાથી નીલવર્ણ એક વ્યક્તિ નથી એ સિદ્ધ થાય છે. (અને તેથી નીલત્વાદિ જાતિ સિદ્ધ થઈ જાય છે.) આ જ રીતે રસત્વાદિ અને મધુરત્વાદિ જાતિની સિદ્ધિ જાણવી.

---

चक्षुर्ग्राह्यमिति । [1]चक्षुर्ग्राह्यविशेषगुणत्वमित्यर्थः । [2]एवमग्रेऽपि । द्रव्यादेरिति उपलम्भकमुपलब्धिकारणम् । इदमेव विवृणोति । चक्षुष इति । द्रव्यगुणकर्मसामान्यानां चाक्षुषप्रत्यक्षं प्रति उद्भूतरूपं कारणम् । शुक्लादिकमनेकधेति । तच्च रूपं शुक्लनीलपीतरक्तहरितकपिशकर्बुरादिभेदादनेकप्रकारकं भवति। ननु कथं कर्बुरमतिरिक्तं रूपं भवति ? [3]इत्थं - नीलपीताद्यवयवारब्धोऽवयवी न तावन्नीरूपोऽप्रत्यक्षत्वप्रसङ्गात् । नापि व्याप्यवृत्तिनीलादिरूपमुत्पद्यते, पीतावच्छेदेनापि नीलोपलब्धिप्रसङ्गात् । नाप्यव्याप्यवृत्तिर्नीलादिकमुत्पद्यते, व्याप्यवृत्तिजातीयगुणानामव्याप्यवृत्तित्वे विरोधात् । तस्मान्नानाजातीयरूपैरवयविनि विजातीयं चित्रं रूपमारभ्यते । [4]अत एवैकं चित्ररूपमित्यनुभवोऽपि, [5]नानारूपकल्पने गौरवात्। [6]इत्यञ्च नीलादीनां पीताद्यारम्भे प्रतिबन्धकत्वकल्पनादवयविनि न पीताद्युत्पत्तिः । एतेन स्पर्शोऽपि व्याख्यातः ।

---

(મુ.) [1]ચક્ષુગ્રાહ્યત્વનો અર્થ ચક્ષુગ્રાહ્યવિશેષગુણત્વ કરવો. [2]આ જ પ્રમાણે આગળ પણ જાણવું. દ્રવ્યાદિનું ઉપલંભક છે એટલે કે ઉપલબ્ધિનું કારણ છે. ચક્ષુષઃ વગેરે દ્વારા આનું જ વિવરણ કર્યું છે. દ્રવ્ય-ગુણ-કર્મ અને સામાન્યના ચાક્ષુષ પ્રત્યક્ષ પ્રત્યે ઉદ્‌ભૂતરૂપ એ સહકારી કારણ છે. એ રૂપ શુક્લ, નીલ, પીત, રક્ત, હરિત, કપિશ, કર્બુર વગેરે ભેદે અનેક પ્રકારનું હોય છે.

શંકા :- કર્બુર (= કાબરચીતરું) રૂપ અતિરિક્ત શી રીતે છે ?

સમાધાન :- [3]આ રીતે - નીલ-પીત વગેરે અવયવોથી આરબ્ધ અવયવી નીરૂપ તો ન જ હોય, કારણ કે અપ્રત્યક્ષ થઈ જવાની આપત્તિ આવે. વળી, વ્યાપ્યવૃત્તિનીલાદિ રૂપ ઉત્પન્ન થાય છે એવું પણ નથી. કારણ કે તો પછી પીળા ભાગમાં પણ નીલવર્ણની ઉપલબ્ધિ થાય. અવ્યાપ્યવૃત્તિ નીલાદિ ઉત્પન્ન થાય છે એવું પણ નથી, કારણકે વ્યાપ્યવૃત્તિજાતીયગુણ અવ્યાપ્યવૃત્તિ હોવામાં વિરોધ છે. તેથી વિવિધ જાતિવાળા રૂપોથી અવયવીમાં વિજાતીય એવું ચિત્ર રૂપ ઉત્પન્ન થાય છે એમ મનાય છે. [4]તેથી જ 'એક કાબરચીતરું રૂપ' એવો અનુભવ પણ થાય છે, [5]જુદા જુદા અનેક રૂપ કલ્પવામાં ગૌરવ છે. [6]આમ નીલાદિવર્ણો પીતાદિવર્ણની ઉત્પત્તિ માટે પ્રતિબન્ધક છે એવી કલ્પના થઈ શકતી હોવાથી પીતાદિવર્ણની ઉત્પત્તિ થતી નથી. આનાથી સ્પર્શની પણ વ્યાખ્યા થઈ ગયેલી જાણવી.

(વિ.) [શંકા :- ચક્ષુર્ગ્રાહ્યત્વ રૂપત્વં આવું લક્ષણ સયોગાદિમાં અતિવ્યાપ્ત છે.]

(૧) સમાધાન :- ચક્ષુર્ગ્રાહ્યવિશેષગુણત્વં રૂપત્વં આવો પરિષ્કાર જાણવો. આમાં વિશેષગુણત્વ = વિલક્ષણગુણત્વ = ચક્ષુભિન્નાગ્રાહ્યત્વ.

તેથી વાસ્તવિકલક્ષણ આ થશે. चक्षुर्भिन्नाग्राह्यत्वे सति चक्षुर्ग्राह्यत्वे सति गुणत्वम्.

[શંકા :- તો પણ પ્રભા-ભિત્તિસયોગમા અતિવ્યાપ્તિ.

**સમાધાન :-** चक्षुर्भिन्नाग्राह्या चक्षुर्ग्राह्या या गुणत्वव्याप्या जातिस्तद्वत्त्वम् આવું લક્ષણ કરવાથી એનું વારણ થઈ જશે. સંયોગત્વ ત્વગિન્દ્રિયગ્રાહ્ય પણ છે.]

(૨) આ જ પ્રમાણે રસ-સ્પર્શના લક્ષણમાં પણ જાણવું.

(૩) થોડા નીલ, થોડા પીત વગેરે તન્તુઓથી જે પટ બનાવવામાં આવે એને રૂપવાન્ માનવો કે નીરૂપ ? જો નીરૂપ માનવામાં આવે તો એ પટનું પ્રત્યક્ષ જ ન થઈ શકે કારણ કે દ્રવ્યચાક્ષુષ પ્રત્યે ઉદ્ભૂતરૂપ સમવાયસંબધથી કારણ છે. પણ એનું પ્રત્યક્ષ થાય છે એ અનુભવસિદ્ધ છે. માટે એ નીરૂપ ન હોઈ શકે.

હવે જો એને રૂપવાન્ માનવો છે તો એમાં નીલ વગેરે વર્ણો વ્યાપ્યવૃત્તિ માનવા કે અવ્યાપ્યવૃત્તિ? જો વ્યાપ્યવૃત્તિ માનવામાં આવે તો પીતાવચ્છેદેન પણ નીલવર્ણ દેખાવો જોઈએ. પણ એ દેખાતો નથી. વળી નીલાદિવર્ણોને અવ્યાપ્યવૃત્તિ પણ માની શકાતા નથી, કારણ કે વ્યાપ્યવૃત્તિજાતીયગુણ અવ્યાપ્યવૃત્તિ બની શકતો નથી. અર્થાત્ વ્યાપ્યવૃત્તિગુણમા રહેલી જાતિ અવ્યાપ્યવૃત્તિગુણમા પણ રહી જાય એમાં વિરોધ છે.

[શંકા :- ઈશ્વરનુ જ્ઞાન વ્યાપ્યવૃત્તિ છે ને જ્ઞાનત્વ જાતિ એમાં રહી છે, જે આપણા અવ્યાપ્યવૃત્તિજ્ઞાનમાં પણ રહી છે, માટે વિરોધ ક્યા રહ્યો ?

**સમાધાન :-** વ્યાપ્યવૃત્તિગુણવૃત્તિ અને સવિષય(ગુણ)અવૃત્તિ એવી જાતિ, અવ્યાપ્યવૃત્તિગુણમાં રહે એમાં વિરોધ છે એવો અર્થ જાણવો.]

એટલે નીલપીતાદિઅવયવારબ્ધ પટમાં વ્યાપ્યવૃત્તિ કે અવ્યાપ્યવૃત્તિ એવા નીલ-પીત વગેરે વર્ણો માની શકાતા નથી, માટે એ બધાથી ભિન્ન એવું ચિત્રરૂપ માનવુ પડે છે.

(૪) એટલે જ એવા પટમાં 'એક કાબરચીતરુ રૂપ છે' એવો અનુભવ પણ થાય છે.

[શંકા :- જેમ અનેક વૃક્ષો અંગે 'એક જગલ' એવો અનુભવ થાય છે એમ અનેકવર્ણો અંગે 'એક ચિત્રરૂપ' એવો અનુભવ થઈ શકે છે.]

(૫) **સમાધાન :-** चित्रं रूपं એવી પ્રતીતિના વિષય અનેક રૂપ છે એવું માનવામાં ગૌરવ છે. માટે લાઘવથી એક જ ચિત્રરૂપ માનવું ઉચિત છે

[શંકા - તતુગતનીલરૂપ સ્વાશ્રયસમવેતત્વસંબધથી પટીયનીલરૂપનું કારણ છે. તેથી ચિત્રરૂપવાળા પટમાં પણ, તંતુગતનીલરૂપ વગેરેથી નીલ-પીત વગેરે રૂપ પણ ઉત્પન્ન તો થવું જોઈએ ને ?]

(૬) **સમાધાન :-** ઇત્થં ચ = ઉક્તલાઘવથી એવા પટમાં ચિત્રરૂપ જ સિદ્ધ થતુ હોવાથી (અર્થાત્ નીલ-પીત વગેરે રૂપ ઉત્પન્ન ન થયુ હોવુ સિદ્ધ થયુ હોવાથી) પીતાદિરૂપોત્પત્તિમાં નીલાદિરૂપને પ્રતિબન્ધક માનવા પડે છે. અર્થાત્ પટમા સમવાયસબધથી નીલરૂપ ઉત્પન્ન થાય એના પ્રત્યે સ્વસમવાયિસમવેતત્વસબધથી નીલાતિરિક્તરૂપ પ્રતિબન્ધક છે, એમ પીતોત્પત્તિ પ્રત્યે પીતાતિરિક્તરૂપ તાદશસંબંધથી પ્રતિબન્ધક છે. તેથી એ પટમાં નીલ-પીતાદિ રૂપની ઉત્પત્તિ થતી નથી

આ જ પ્રમાણે કોમલસ્પર્શ-કઠિનસ્પર્શવાળા અવયવોથી આરબ્ધ અવયવીમાં ચિત્રસ્પર્શ માનવો ઉચિત છે, અન્યથા, એનું સ્પાર્શન પ્રત્યક્ષ ન થઈ શકવાની આપત્તિ આવે વગેરે જાણી લેવું.

---

(मु.) रसादिकमपि नाव्याप्यवृत्ति, किन्तु नानाजातीयरसवदवयवैरारब्धेऽवयविनि रसाभावेऽपि न क्षतिः[1] । [2]तत्र रसनयाऽवयवरस एव गृह्यते, रसनेन्द्रियादीनां द्रव्यग्रहे सामर्थ्याभावात् अवयविनो

नीरसत्वेऽपि क्षतेरभावात् । नव्यास्तु तत्राऽव्याप्यवृत्त्येव नानारूपं, नीलादेः पीतादिप्रतिबन्धकत्वकल्पने गौरवात् । अत एव "लोहितो यस्तु वर्णेन, मुखे पुच्छे च पाण्डुरः । श्वेतः खुरविषाणाभ्यां स नीलो वृष उच्यते" इत्यादिशास्त्रमप्युपपद्यते । न च व्याप्याव्याप्यवृत्तिजातीययोर्द्वयोर्विरोधः, मानाभावात् । न च लाघवादेकं रूपं, अनुभवविरोधात् । अन्यथा घटादेरपि लाघवादैक्यं स्यात् । एतेन स्पर्शादिकमपि व्याख्यातमिति वदन्ति ॥१००॥ ॥ इति चित्ररूपनिरूपणम् ॥

**★ ચિત્રરસનો નિષેધ ★**

(મુ.) રસ વગેરે પણ અવ્યાપ્યવૃત્તિ નથી, [વ્યાપ્યવૃત્તિ જ છે. તેથી અવયવગત રસથી અવયવીમાં જો રસ ઉત્પન્ન થયો હોય તો વ્યાપ્યવૃત્તિ રસ જ ઉત્પન્ન થાય.] પણ, નાનાજાતીયરસ ધરાવનાર અવયવોથી આરબ્ધ અવયવીમાં રસ જ ન હોય તો પણ ક્ષતિ નથી. [માટે ચિત્રરસ માનવાની આવશ્યકતા નથી.][1] ત્યાં [2]રસનેન્દ્રિયથી અવયવનો રસ જ ગૃહીત થાય છે, કારણ કે રસનેન્દ્રિયાદિ દ્રવ્યપ્રત્યક્ષ કરવામાં સમર્થ ન હોવાથી અવયવી નીરસ હોય તો પણ કોઈ ક્ષતિ નથી. નવ્યો તો એમ કહે છે કે ત્યાં = નીલ-પીતાદિ અવયવોથી આરબ્ધ અવયવીમાં અવ્યાપ્યવૃત્તિ એવા નાના નીલ-પીતાદિ રૂપ ઉત્પન્ન થાય છે, કારણ કે નીલાદિને પીતાદિની ઉત્પત્તિ પ્રત્યે પ્રતિબન્ધક માનવામાં ગૌરવ છે. એટલે જ - "જે મુખ-નાસિકાપ્રદેશે વર્ણથી લોહિત છે, પૂછડીના ભાગે પાંડુર છે, ખરી અને શ્રૃંગના મૂલપ્રદેશમાં શ્વેત છે તે નીલવૃષ કહેવાય છે" વગેરે શાસ્ત્રવચન પણ સંગત ઠરે છે.

શંકા :- વ્યાપ્ય વૃત્તિજાતીય અને અવ્યાપ્યવૃત્તિજાતીયનો વિરોધ છે ને !

સમાધાન :- એવો વિરોધ માનવામાં કોઈ પ્રમાણ નથી.

શંકા :- પણ લાઘવથી એક ચિત્ર રૂપ સિદ્ધ થયું છે ને ?

સમાધાન :- ના, એમાં (અનેક રૂપ હોવાના પ્રત્યક્ષાત્મક) અનુભવનો વિરોધ હોવાથી એક રૂપ માની શકાય નહીં. અન્યથા ઘટાદિને પણ લાઘવથી એક માનવા પડે. આ જ રીતે ચિત્રસ્પર્શ વગેરે પણ માનવા આવશ્યક નથી એ જાણી લેવું. આવું નવ્યો કહે છે.

(વિ.) (૧) [શંકા - તો પછી ચિત્રરૂપ શા માટે માનો છો ?

સમાધાન - વિવિધ રૂપવાન્ અવયવોથી આરબ્ધ અવયવીને નીરૂપ માની શકાતો નથી, માટે.

શંકા :- તો વિવિધરસવાન્ અવયવોથી આરબ્ધ અવયવીને નીરસ માની શકાય છે ?

સમાધાન :- હા, એને નીરસ માનવામાં કોઈ આપત્તિ આવતી નથી ચક્ષુથી દ્રવ્યપ્રત્યક્ષ થાય છે, માટે દ્રવ્યમાં રૂપ માનવુ જ પડે, પણ રસનાથી દ્રવ્યપ્રત્યક્ષ થતુ નથી, માટે દ્રવ્યમાં રસ માનવો જ પડે એવું જરૂરી નથી.

શંકા :- પણ એવા અવયવી દ્રવ્યમા પણ ખટમીઠો સ્વાદ અનુભવાય છે ને]

(૨) સમાધાન :- એ અવયવીનો રસ નથી, પણ અવયવગત ખાટો-મીઠો વગેરે રસ જ હોય છે. અર્થાત્ રસનાથી સ્વસયુક્ત સમવાયસબધથી અવયવોનો જ રસ ગૃહીત થાય છે, અવયવીનો નહીં, કારણકે અવયવીમા રસ જ નથી. [તે પણ એટલા માટે કે એમાં રસ માનવામાં આવે તો અતિરિક્ત ચિત્રરસ, તેનો પ્રાગભાવ, ધ્વંસ વગેરે માનવામાં ગૌરવ છે.

શંકા :- તો તો પછી માત્ર મધુર અવયવોથી આરબ્ધ અવયવીમાં પણ મધુરરસ માનવાની જરૂર નહી રહે. કારણકે એમાં જે મધુરરસની ઉપલબ્ધિ થાય છે એ અવયવગતરસની જ માની શકાય છે.

સમાધાન - તો પછી પડણુક, પંચાણુક, ચતુરણુક સુધીના અવયવીમા રસ તમે નહી માનો. પછી

ત્ર્યણુક સ્વરૂપ અવયવીમાં તો રસ માનવો જ પડશે. કારણકે એના અવયવરૂપ દ્વ્યણુકના રસનુ તો મહત્ત્વ ન હોવાથી પ્રત્યક્ષ થઈ શકતું ન હોવાના કારણે એ ત્ર્યણુકાત્મક અવયવીના રસનું જ પ્રત્યક્ષ માનવું પડે છે. હવે એમાં રસ જે ઉત્પન્ન થયો એ શેનાથી ?

**શંકા** :- કેમ ? દ્વ્યણુકના રસથી...

**સમાધાન** :- એના કા.કા. ભાવ તરીકે તમારે (અવયવિનિષ્ઠપ્રત્યાસત્તિથી) સમવાયેન મધુર રસ પ્રત્યે સ્વસમવાયિસમવેતત્વસંબંધથી મધુરરસત્વેન (અવયવગતરસની) કારણતા માનવી પડશે. અને આ કા.કા. ભાવ જો માન્યો તો ત્ર્યણુકગત રસ ચતુરણુકગતરસનુ કારણ, એમ ચતુરણુકગતરસ પંચાણુકગતરસનું કારણ વગેરે માનવું પડવાથી ચતુરણુક પંચાણુક વગેરે અવયવીમાં પણ રસોત્પત્તિ માનવી જ પડશે. [માત્ર ભિન્નરસવાળા અવયવો હોય તો પરસ્પર પ્રતિબન્ધ થવાથી અવયવીમાં રસોત્પત્તિ નકારી શકાય છે.]

### ★ નવ્યમતે ચિત્રરૂપનો પણ નિષેધ ★

નવ્યાસ્તુ - નીલ-પીતકપાલારબ્ધ ઘટમાં અતિરિક્ત એવું ચિત્રરૂપ માનવાની જરૂર નથી, પણ, અવ્યાપ્યવૃત્તિ એવા નીલ અને પીતરૂપ જ માનવા જોઈએ, કારણકે એમાં લાઘવ છે.

[**શંકા** - સમવાયથી નીલોત્પત્તિ પ્રત્યે સ્વાશ્રયસમવેતત્વસંબંધથી નીલત્વેન (અવયવગત) નીલવર્ણ હેતુ છે. તેથી જો ઘટમાં નીલવર્ણ ઉત્પન્ન થતો હોય (એનો પ્રતિબન્ધ ન થતો હોય) તો પીતકપાલવાળા ભાગમા (પીતાવચ્છેદેન) પણ નીલવર્ણ ઉત્પન્ન થવાની આપત્તિ આવશે.

**સમાધાન** :- અમે એવો કા કા ભાવ માન્યો નથી, અમે તો અવચ્છેદકતાસંબંધથી નીલવર્ણ પ્રત્યે સમવાયસંબંધથી નીલવર્ણને કારણ માનીએ છીએ. અર્થાત્ નીલ-પીતકપાલારબ્ધઘટીયનીલરૂપ અવચ્છેદકતા સમ્બન્ધથી નીલકપાલમાં રહે છે ને એના પ્રત્યે એ જ કપાલમાં સમવાય સમ્બન્ધથી રહેલ નીલરૂપ કારણ છે પીત કપાલમાં સમવાય સમ્બન્ધથી નીલરૂપ રહ્યું નથી, માટે ત્યા અવચ્છેદકતા સંબંધથી નીલરૂપ ઉત્પન્ન થતું નથી. એટલે, આવા ઘટમાં નીલ કે પીત બેમાંથી એકે રૂપ ઉત્પન્ન ન થાય એ માટે તમારે જે પ્રતિબધ્ય-પ્રતિબન્ધકભાવ માનવો પડે છે એ પણ માનવો પડતો નથી જે લાઘવ છે (અતિરિક્ત ચિત્રરૂપ ન માનવું પડવાનું લાઘવ તો છે જ.] अत एव = નીલાદિવર્ણ પીતાદિવર્ણની ઉત્પત્તિમાં પ્રતિબન્ધક નથી એટલે જ સ્કન્દપુરાણમાં નીલવૃષનું જે વર્ણન આપ્યું છે તે સંગત ઠરે છે. નહીંતર, અવયવી (એવા નીલવૃષ)માં જો લોહિત વગેરે નાનારૂપનો પ્રતિબન્ધ થઈ ગયો હોય તો એ વર્ણન શી રીતે સંગત ઠરે ? માટે, અવયવીમાં ભિન્ન-ભિન્ન અવચ્છેદેન ભિન્ન ભિન્ન રૂપ ઉત્પન્ન થાય છે એમ માનવું ઉચિત છે, ને તેથી ચિત્રરૂપ માનવું ન જોઈએ.

એ જ રીતે ચિત્રસ્પર્શ માનવો આવશ્યક નથી. એક જ પથ્થર અમુક જગ્યાએ લીસો, અન્ય ભાગમાં ખરબચડો... એવો અનુભવ થાય છે. ચિત્રરસ પણ માનવો નહીં. એક જ કેરી અમુક ભાગમાં ખાટી, અન્યભાગમા મીઠી હોવી અનુભવાય છે. શરીરના અમુકભાગમાં જેવી ગન્ધ આવે છે એના કરતાં જુદી ગન્ધ અન્યભાગમાં અનુભવાય છે, માટે ચિત્રગન્ધ પણ માનવાની જરૂર નથી. ટૂંકમાં, અતિરિક્ત એવા ચિત્રરૂપ, ચિત્રરસ, ચિત્રગન્ધ કે ચિત્રસ્પર્શ માનવાનું ગૌરવ કરવું નહીં, એમ નવ્યો કહે છે

[વદન્તિ એમ કહીને ગ્રન્થકારે આ નવ્યમતમાં અસ્વરસ સૂચવ્યો છે. चित्रं रूपम् આવી પ્રતીતિની વિષયતા અનેક નીલ-પીતરૂપમાં માનવી કે એક ચિત્રરૂપમાં ? આ પ્રશ્ન ઉભો થયે લાઘવથી ચિત્રરૂપમાં માનવી નિશ્ચિત થાય છે. ત્યારબાદ આ પ્રશ્ન ઊઠે છે કે અવયવીમા ચિત્રરૂપ ઉત્પન્ન થયું છે, તો નીલ-પીત રૂપ કેમ ઉત્પન્ન ન થયા ? એની સંગતિ માટે ઉક્ત પ્રતિબધ્ય-પ્રતિબન્ધકભાવ માનવો પડે છે. માટે

એ પ્રતિબધ્ય-પ્રતિબન્ધકભાવની કલ્પનાનુ ગૌરવ એ ફળમુખગૌરવરૂપ હોવાથી દોષ રૂપ નથી સ્કન્દપુરાણમા નીલવૃષનુ જે વર્ણન છે તે વસ્તુત. નીલવૃષના અવયવી રૂપ પિંડનું વર્ણન નથી પણ એનાથી અતિરિક્ત અને તેથી સયોગસબધથી તે તે ભાગે રહેલ એવી રોમરાજીનુ એ વર્ણન છે એટલે એ વચન અવયવીમાં (વૃષપિંડમાં) અવ્યાપ્યવૃત્તિ નાનારૂપ રહેલા છે એવું જણાવતુ ન હોવાથી ઉક્ત પ્રતિબધ્ય-પ્રતિબન્ધકભાવ અબાધિત રહે છે.] ॥૧૦૦॥

(का) *जलादिपरमाणौ तन्नित्यमन्यत्सहेतुकम् ।*
*रसस्तु रसनाग्राह्यो मधुरादिरनेकधा ॥१०१॥*
*सहकारी रसज्ञाया नित्यतादि च पूर्ववत् ।*

(मु.) जलादीति । जलपरमाणौ तेजःपरमाणौ च रूपं नित्यम्, पृथिवीपरमाणुरूपं तु न नित्यं, तत्र पाकेन रूपान्तरोत्पत्तेः, न हि घटस्य पाकानन्तरं तदवयवोऽपक्व उपलभ्यते । न हि रक्तकपालस्य कपालिका नीलावयवा भवति । एवं क्रमेण परमाणावपि पाकसिद्धेः । अन्यत् = जलतेजःपरमाणु-रूपभिन्नं रूपं सहेतुक जन्यम् । रस निरूपयति - रसस्त्विति । सहकारीति । रासनज्ञाने रसः कारणमित्यर्थः। पूर्ववदिति । जलपरमाणौ रसो नित्यः, अन्यः सर्वोऽपि रसोऽनित्य इत्यर्थः । इति रसग्रन्थः।

**(કા.) જળાદિના પરમાણુમાં તે (= રૂપ) નિત્ય છે, અન્યરૂપ સહેતુક હોય છે. રસ (= સ્વાદ) રસનાગ્રાહ્ય હોય છે. એ મધુર વગેરે અનેકપ્રકારે છે. રસજ્ઞાનો એ સહકારી છે. અને એના નિત્યતાદિભેદ પૂર્વવત્ જાણવા.**

(મુ.) જળપરમાણુ અને તેજપરમાણુમાં રૂપ નિત્ય છે. પૃથ્વીના પરમાણુનું રૂપ નિત્ય નથી, કારણકે એમા પાક થવાથી રૂપાન્તર ઉત્પન્ન થાય છે. [ઘડામાં પાક થવાથી રૂપાન્તરોત્પત્તિ જોવા મળે જ છે.] ઘડાનો પાક થયા પછી (પણ) એનો અવયવ અપક્વ રહ્યો હોય એવું જોવા મળતું નથી. (એટલે કે એના અવયવભૂત કપાલમાં પણ પાક થઈને રક્તરૂપ માનવું જ પડે છે. આ) રક્તકપાલની કપાલિકા નીલઅવયવવાળી હોય એવું પણ માની શકાય નહીં. (એટલે એના અવયવો પણ રક્ત માનવા જ પડે.) આમ ઠેઠ પરમાણુમાં પણ પાક હોવાની સિદ્ધિ થાય છે. અન્યત્ = જળ અને તેજના પરમાણુના રૂપથી ભિન્ન (જે કોઈ રૂપ હોય તે બધું) રૂપ સહેતુક = જન્ય હોય છે.

રસનિરૂપણ - રસનાજન્ય રાસનપ્રત્યક્ષમા રસ એ સહકારી કારણ છે. (એ મધુર, આમ્લ, લવણ, કટુ, કષાય અને તિક્ત એમ) અનેકધા = ષડ્વિધ છે. જળપરમાણુમાં રસ નિત્ય છે, અન્ય બધો રસ અનિત્ય છે એમ અર્થ જાણવો.

(का) *घ्राणग्राह्यो भवेद्गन्धो घ्राणस्यैवोपकारक· ॥१०२॥*
*सौरभश्चासौरभश्च स द्वेधा परिकीर्तित ।*
*स्पर्शस्त्वगिन्द्रियग्राह्यस्त्वच· स्यादुपकारकः ॥१०३॥*
*अनुष्णाशीतशीतोष्णभेदात्स त्रिविधो मत· ।*
*काठिन्यादि क्षितावेव नित्यतादि च पूर्ववत् ॥१०४॥*

(मु.) गन्ध निरूपयति - घ्राणग्राह्य इति । उपकारक इति घ्राणजन्यज्ञाने सहकारी स इत्यर्थः। सर्वोऽपि गन्धोऽनित्य एव । स्पर्श निरूपयति - स्पर्श इति । उपकारक इति । स्पार्शनप्रत्यक्षे स्पर्शः कारणमित्यर्थः । अनुष्णाशीत इति । पृथिव्यां वायौ च स्पर्शोऽनुष्णाशीतः, जले शीतः, तेजस्युष्णः,

કઠિનસુકુમારસ્પર્શૌ પૃથિવ્યામેવેત્યર્થઃ । કઠિનત્વાદિકં તુ ન સંયોગગતો જાતિવિશેષઃ, ચક્ષુર્ગ્રાહ્યત્વાપત્તેઃ। પૂર્વવદિતિ । જલતેજોવાયુપરમાણુસ્પર્શા નિત્યાસ્તદ્ભિન્નાસ્ત્વનિત્યા ઇત્યર્થઃ ॥૧૦૧॥૧૦૨॥૧૦૩॥૧૦૪॥

## ★ ગન્ધાદિ નિરૂપણ ★

**(કા.) ગન્ધ ઘ્રાણગ્રાહ્ય છે. ઘ્રાણની જ ઉપકારક છે. તે સૌરભ અને અસૌરભ એમ બે પ્રકારે કહેવાઇ છે. સ્પર્શ ત્વગિન્દ્રિયગ્રાહ્ય છે અને ત્વચાનો ઉપકારક છે. તે અનુષ્ણાશીત, શીત અને ઉષ્ણ એમ ત્રિવિધ મનાયો છે. કાઠિન્યાદિ ક્ષિતિમાં જ હોય છે અને નિત્યતાદિ પૂર્વવત્ જાણવા.**

(મુ.) ઘ્રાણજન્ય પ્રત્યક્ષમાં ગન્ધ સહકારી કારણ છે. બધી જ ગન્ધ અનિત્ય જ હોય છે. [કારણ કે પૃથ્વીપરમાણુમાં પણ એ પાકજ હોવાથી અનિત્ય જ હોય છે.] સ્પાર્શનપ્રત્યક્ષમાં સ્પર્શ એ સહકારી કારણ છે. પૃથ્વીમાં અને વાયુમાં અનુષ્ણાશીતસ્પર્શ છે, જળમાં શીતસ્પર્શ છે અને તેજમાં ઉષ્ણસ્પર્શ છે. [1]કઠિન અને કોમળ સ્પર્શ પૃથ્વીમાં જ હોય છે. કઠિનત્વાદિ એ સંયોગગત જાતિવિશેષ નથી, કારણ કે તો પછી એ ચક્ષુગ્રાહ્ય બની જવાની આપત્તિ આવે. જળ, તેજ અને વાયુના પરમાણુઓમાં રહેલો સ્પર્શ નિત્ય છે, તદ્ભિન્ન સ્પર્શ અનિત્ય છે.

(વિ.) (૧) પૃથ્વીમાં રહેલા અનુષ્ણાશીતપાકજ સ્પર્શના કઠિનસ્પર્શ, કોમલસ્પર્શ (અને ઉપલક્ષણથી ચિત્રસ્પર્શ) એમ પ્રકારો છે.

કઠિનત્વ (અને મૃદુત્વ) એ સયોગગત જાતિવિશેષ છે (અર્થાત્ કઠિન અને મૃદુ સંયોગ હોય છે, સ્પર્શ નહી) એવો નવ્યમત બરાબર નથી, કારણ કે યો ગુણો યેનેન્દ્રિયેણ ગૃહ્યતે તદ્ગતા જાતિસ્તદભાવશ્ચ તેનૈવેન્દ્રિયેણ ગૃહ્યતે એ નિયમાનુસારે, સયોગ એ ચક્ષુગ્રાહ્યગુણ હોવાથી તેમાં રહેલ કઠિનત્વાદિ જાતિ પણ ચક્ષુગ્રાહ્ય હોવી જોઈએ. પણ એ ચક્ષુગ્રાહ્ય તો નથી. માટે સંયોગગતજાતિ નથી.

*(કા.) एतेषां पाकजत्व तु क्षितौ नान्यत्र कुत्रचित् ।*
*तत्रापि परमाणौ स्यात्पाको वैशेषिके नये ॥१०५॥*

(मु.) एतेषां = रूपरसगन्धस्पर्शानाम् । नान्यत्रेति । पृथिव्यां हि रूपरसगन्धस्पर्शपरावृत्तिरग्निसंयोगादुपलभ्यते । न हि शतधापि ध्मायमाने जले रूपादिकं परिवर्तते । नीरे सौरभमौष्ण्यं चान्वयव्यतिरेकाभ्यामौपाधिकमेवेति निर्णीयते, पवनपृथिव्योः शीतस्पर्शादिवत् । [1]तत्रापि = पृथिवीष्वपि मध्ये परमाणावेव रूपादीनां पाक इति वैशेपिका वदन्ति । तेपामयमाशयः अवयविनाऽवष्टब्धेष्ववयवेपु पाको न संभवति, [2]परन्तु वह्निसंयोगेनाऽवयविपु विनष्टेषु स्वतन्त्रेषु परमाणुपु पाकः, पुनश्च पक्वपरमाणुसंयोगात् द्व्यणुकादिक्रमेण पुनर्महावयविपर्यन्तमुत्पत्तिः । [3]तेजसामतिशयितवेगवशात्पूर्वव्यूहनाशो झटिति व्यूहान्तरोत्पत्तिश्चेति ।

**(કા.) પાકજ રૂપ-રસ-ગન્ધ-સ્પર્શ પૃથ્વીમાં જ હોય છે, અન્યત્ર ક્યાંય નહીં. પૃથ્વીમાં પણ પરમાણુમાં જ પાક થાય છે એવું વૈશેષિકમતે મનાયું છે.**

(મુ.) [રૂપાદિપરાવૃત્તિજનક તેજઃસંયોગ = વિજાતીય અગ્નિસંયોગ એ પાક છે. આવા પાકથી જન્ય રૂપાદિ પૃથ્વીમાં જ હોય છે. કારણકે] પૃથ્વીમાં જ અગ્નિસયોગથી રૂપ-રસ-ગન્ધ-સ્પર્શની પરાવૃત્તિ થતી જોવા મળે છે. સો વાર તપાવવા છતાં જળમાં રૂપાદિનું પરાવર્તન થતું નથી. પાણીમાં ગન્ધવિશેષ કે ઉષ્ણતા જે જણાય છે તે અન્વય-વ્યતિરેકથી ઔપાધિક હોવા જ જણાય છે. [પૃથિવીસત્ત્વે ગન્ધસત્ત્વમ્, પૃથિવીભિન્ને

गन्धाभावः આવા અન્વય-વ્યતિરેક જાણવા.] જેમ (જળસંયોગથી) પવનમાં અને પૃથ્વીમાં શીતસ્પર્શ જે અનુભવાય છે તે ઔપાધિક હોય છે (એમ જળમાં ગન્ધ-ઉષ્ણતા ઔપાધિક જાણવા).

**★ પીલુપાકવાદ ★**

[1]પૃથ્વીદ્રવ્યોમાં પણ માત્ર પરમાણુમાં જ રૂપાદિનો પાક થાય છે એમ વૈશેષિકો કહે છે. તેઓનો આશય આ છે - જ્યાં સુધી અવયવો અવયવીથી અવષ્ટબ્ધ હોય છે ત્યાં સુધી એમાં પાક સંભવનો નથી. [2]પરંતુ વહ્નિસંયોગથી અવયવી નાશ પામી જાય પછી સ્વતન્ત્ર થયેલા પરમાણુઓમાં પાક થાય છે. ફરીથી પક્વપરમાણુઓના સંયોગથી દ્વ્યણુકાદિક્રમે પુનઃ મહાઅવયવી સુધીની ઉત્પત્તિ થાય છે. [3]તૈજસ્ દ્રવ્ય = વહ્નિના સૂક્ષ્મઅવયવો અતિશયિતવેગવાળા હોવાના કારણે પૂર્વવ્યૂહનો નાશ અને અન્યવ્યૂહની ઉત્પત્તિ અત્યન્ત ઝડપથી થઈ જાય છે.

(વિ.) (૧) [સર્વ અવયવોમાં વિજાતીયઅગ્નિસંયોગ એ રૂપપરાવૃત્તિનો હેતુ છે. એટલે અવયવીના બાહ્ય અવયવોને અગ્નિસંયોગ થવા છતા, અવયવી (=સ્પર્શવદ્ દ્રવ્ય) રૂપ પ્રતિબન્ધક હાજર હોવાથી વહ્નિના અવયવોનો અંદરના ભાગમાં પ્રવેશ થઈ ન શકવાના કારણે સર્વઅવયવોમાં વિજાતીયઅગ્નિસંયોગ રૂપ કારણ સપન્ન ન થઈ શકવાથી રૂપ પરાવર્તન થઈ શકતું નથી વળી, અવયવીમાં રૂપાન્તરોત્પત્તિ માટે એનુ પૂર્વરૂપ તો નાશ પામવું જ જોઈએ. અને એનો નાશ થવા માટે તો પૂર્વે અવયવીએ જ નાશ પામી જવું પડે, કારણકે અવયવીના રૂપનાશ પ્રત્યે આશ્રયનો (= અવયવીનો) નાશ એ કારણ છે.

**શંકા** :- પાકથી અજન્ય અવયવિરૂપનાશ પ્રત્યે જ આશ્રયનાશ હેતુ છે. એટલે પાકજન્ય એ નાશ, અવયવીના નાશ વિના પણ સભવે છે.

**સમાધાન** :- અવયવિરૂપનાશના કા.કા. ભાવમાં આ રીતે પાકાજન્યત્વ વિશેષણ ઉમેરવામાં ગૌરવ છે. એટલે આશ્રયનાશ વિના જ એનો નાશ માની શકાય નહી.

વળી અવયવિરૂપ પ્રત્યે અવયવનું રૂપ એ કારણ છે. એટલે ઘડામાં રક્તરૂપ જો પાકથી જ ઉત્પન્ન થઈ ગયેલુ માનવામાં આવે તો એ કા.કા. ભાવમાં વ્યભિચાર પણ આવે. માટે પાકથી અવયવીમાં રૂપોત્પત્તિ થાય છે એમ માની ન શકાય.]

(૨) પરન્તુ અગ્નિસંયોગ થવા પર અવયવોમાં ક્રિયા-વિભાગ-આરંભકસંયોગનાશના ક્રમે છેવટે અવયવીનો નાશ થઈ જાય છે. એટલે પછી સ્વતન્ત્ર = કાર્યદ્રવ્યધ્વંસવિશિષ્ટ થયેલા પરમાણુઓમાં (વિજાતીયઅગ્નિસંયોગનો પ્રતિબંધ કરનાર અવયવીદ્રવ્ય હાજર ન હોવાથી) વિજાતીયઅગ્નિસંયોગ દ્વારા રૂપાન્તરોત્પત્તિ થાય છે અને પછી પુનઃ પક્વપરમાણુઓમાંથી દ્વ્યણુક, દ્વ્યણુકમાંથી ત્ર્યણુક વગેરે ક્રમે અન્તિમ અવયવી ઉત્પન્ન થઈ જાય છે. (આ પાકજરૂપાદિ માટે પરમાણુ સમવાયિકારણ છે, અગ્નિસંયોગ એ અસમ કા. છે. અને અદષ્ટ નિમિત્તકારણ છે.)

[**શંકા** :- ત્યાં વ્યૂહ = સંસ્થાન. ઘડાનો આકાર નષ્ટ થયો, પછી નવો ઘડો ઉત્પન્ન થયો - આવું કશુ જોવા તો મળતું નથી...]

(૩) **સમાધાન** :- અગ્નિના સૂક્ષ્મઅવયવો અત્યન્તવેગવાળા હોય છે. તેથી પૂર્વવ્યૂહનાશ થઈને ઉત્તરવ્યૂહોત્પત્તિ એટલી ઝડપથી થઈ જાય છે કે જેથી ધ્યાનમાં આવી શકતી નથી.

---

(मु.) अत्र द्व्यणुकादि स्वविनाशमारभ्य कतिभिः क्षणैः पुनरुत्पत्त्या रूपादिमद्भवतीति शिष्यबुद्धिवैशद्यार्थं क्षणप्रक्रिया । [1]तत्र विभागजविभागानङ्गीकारे नवक्षणा । तदङ्गीकारे तु विभागः किञ्चित्सापेक्षो विभागं जनयेत्, निरपेक्षस्य तत्त्वे कर्मत्वं स्यात्, सयोगविभागयोरनपेक्ष कारण कर्म इति हि वैशेषिकसूत्रम् । [2]स्वोत्तरोत्पन्नभावानपेक्षत्वं तस्यार्थः । अन्यथा कर्मणोऽप्युत्तरसंयोगोत्पत्तौ पूर्वसं-

योगनाशापेक्षणादव्याप्तिः स्यात् । तत्र यदि द्रव्यारम्भकसंयोगविनाशविशिष्टं कालमपेक्ष्य विभागजविभागः स्यात्, तदा दशक्षणा । अथ द्रव्यनाशविशिष्टं कालमपेक्ष्य विभागजविभागः स्यात् तदैकादशक्षणा ।

(મુ.) આ પાકજ ગુણના નિરૂપણમાં, દ્વયણુકાદિ પોતાના નાશથી માંડીને કેટલી ક્ષણોમાં પુનઃ ઉત્પન્ન થઈ રૂપાદિમાન્ બને છે એ અંગે શિષ્યબુદ્ધિવૈશદ્યાર્થ ક્ષણપ્રક્રિયાનું નિરૂપણ કરાય છે. [1]તેમાં વિભાગજન્ય વિભાગના અસ્વીકારમતે નવક્ષણા પ્રક્રિયા જાણવી. અને વિભાગજન્ય વિભાગના સ્વીકારમતે (દસ કે અગ્યારક્ષણવાળી જાણવી.) વિભાગ કો'કને સાપેક્ષ રહીને જ વિભાગને ઉત્પન્ન કરે છે. નિરપેક્ષપણે જો એ વિભાગને ઉત્પન્ન કરે તો એ કર્મરૂપ જ બની જાય. કારણકે संयोगविभागयोरनपेक्षं कारणं कर्म એવું વૈશેષિકસૂત્ર છે. [2]સ્વોત્તરઉત્પન્નભાવાનપેક્ષત્વં તે સૂત્રનો અર્થ છે, અન્યથા કર્મને પણ ઉત્તરસંયોગની ઉત્પત્તિમાં પૂર્વસંયોગનાશની અપેક્ષા હોવાથી અવ્યાપ્તિ થાય. તેમાં, જો દ્રવ્યારમ્ભકસંયોગવિનાશવિશિષ્ટ કાળની અપેક્ષા રાખીને વિભાગજવિભાગ થતો હોય તો દશક્ષણા. અને જો દ્રવ્યનાશવિશિષ્ટકાળની અપેક્ષા રાખીને વિભાગજવિભાગ થતો હોય તો એકાદશક્ષણા (પ્રક્રિયા જાણવી).

(વિ.) (૧) વિભાગ માત્ર કર્મજન્ય જ હોય છે, વિભાગજન્ય હોતો નથી - એવા મતે નવક્ષણા પ્રક્રિયા જાણવી. (પણ આગળ ૧૨૦ મી કારિકા-મુક્તાવલીમાં જણાવશે એ મુજબ) વિભાગજવિભાગ સ્વીકારવામાં આવે તો દશક્ષણા અને એકાદશક્ષણા જાણવી.

"સંયોગ અને વિભાગનું જે નિરપેક્ષકારણ હોય તે કર્મ" આવું સૂત્ર છે જે સંયોગનિરપેક્ષકારણત્વં કર્મત્વં અને વિભાગનિરપેક્ષકારણત્વં કર્મત્વ. એમ લક્ષણો જણાવે છે. આમાંથી બીજા લક્ષણની અતિવ્યાપ્તિની અહી વાત છે. આશય એ છે કે વિભાગ(=પરમાણુદ્વયવિભાગ) (પરમાણુ-આકાશ) વિભાગનું જે જનક બને છે તે કોઈને સાપેક્ષ રહીને વિભાગજનક બને છે કે નિરપેક્ષ રહીને ? જો નિરપેક્ષ રહીને વિભાગજનક બને છે એમ કહેવામાં આવે તો એમાં વિભાગનિરપેક્ષકારણત્વં કર્મત્વં એવા કર્મના લક્ષણાની અતિવ્યાપ્તિ સ્પષ્ટ છે.

[શંકા :- કર્મના આ લક્ષણમાં અવ્યાપ્તિ દોષ છે. કારણ કે કર્મ પણ જે ઉત્તરસંયોગઉત્પન્ન કરે છે તે અન્યને નિરપેક્ષપણે નહી, પણ પૂર્વસંયોગનાશને સાપેક્ષપણે.]

(૨) **સમાધાન :-** અહીં અન્યને નિરપેક્ષપણે કારણ બને એમ જે કહ્યું છે એનો અર્થ સ્વની ઉત્તરમાં ઉત્પન્ન જે ભાવાન્તર તેને નિરપેક્ષપણે કારણ બને એવો જાણવો. પૂર્વસંયોગનાશ એ ભાવપદાર્થ ન હોવાથી એની સાપેક્ષતા હોવામાં કોઈ દોષ રહેતો નથી. (વળી ઉત્તરસંયોગોત્પત્તિ માટે કર્મ દ્રવ્યને પણ સાપેક્ષ છે જ. દ્રવ્ય જ ન હોય તો સંયોગ ક્યાં ઉત્પન્ન થાય ? ને દ્રવ્ય તો ભાવપદાર્થ છે જ. એટલે પાછી અવ્યાપ્તિ ન આવે એ માટે સ્વોત્તરોત્પન્ન લખ્યું છે. દ્રવ્ય તો કર્મ પૂર્વે પણ વિદ્યમાન હોવાથી સ્વોત્તરોત્પન્ન નથી.)

આમ પરમાણુદ્વયવિભાગ અન્યનિરપેક્ષપણે વિભાગજનક નથી એ નિશ્ચિત થયું. તેથી એ સ્વાવ્યવહિતોત્તરક્ષણે જ વિભાગજનક બની શકતો નથી. પણ સ્વોત્તરોત્પન્ન કોઈ ભાવપદાર્થને સાપેક્ષ રહીને જ વિભાગજનક બની શકે છે. આ ભાવપદાર્થ તરીકે જો દ્રવ્યારમ્ભકસંયોગવિનાશવિશિષ્ટ કાળ લેવામાં આવે તો દશક્ષણા પક્રિયા થાય છે અને જો દ્રવ્યનાશ વિશિષ્ટ કાળ લેવામાં આવે તો એકાદશક્ષણા પ્રક્રિયા થાય છે.

(मु.) तथाहि - अथ नवक्षणा । वह्निसंयोगात् परमाणौ कर्म, ततः परमाण्वन्तरेण विभागस्ततत आरम्भकसंयोगनाशस्ततो द्व्यणुकनाशः १ ततः परमाणौ श्यामादिनाशः २ ततो रक्ताद्युत्पत्तिः ३ततो

द्रव्यारम्भानुगुणा क्रिया ४ ततो विभागः ५ ततः पूर्वसंयोगनाशः ६ ततः आरम्भकसंयोगः ७ ततो द्व्यणुकोत्पत्तिः ८ ततो रूपाद्युत्पत्तिः ९ इति नवक्षणा । ननु श्यामादिनाशक्षणं रक्तोत्पत्तिक्षणे वा परमाणौ द्रव्यारम्भानुगुणा क्रियाऽस्त्विति चेत् ? न, अग्निसंयुक्ते परमाणौ यत्कर्म तद्विनाशमन्तरेण गुणोत्पत्तिमन्तरेण च परमाणौ क्रियान्तराभावात्, कर्मवति कर्मान्तरानुत्पत्तेः निर्गुणे द्रव्ये द्रव्यारम्भानुगुणक्रियानुत्पत्तेश्च । तथापि परमाणौ श्यामादिनिवृत्तिसमकालं रक्ताद्युत्पत्तिः स्यादिति चेत ? न, पूर्वरूपादिध्वंसस्यापि रूपान्तरे हेतुत्वात् ।

---

(મુ.) (વિ.) (વિભાગજવિભાગના અસ્વીકારમતે) નવક્ષણા પ્રક્રિયા આ પ્રમાણે જાણવી - અગ્નિ સંયોગથી પરમાણુમા કર્મ (ક્રિયા) ઉત્પન્ન થાય છે તેનાથી તે પરમાણુમાં અન્યપરમાણુથી વિભાગ થાય છે. એ વિભાગથી આરમ્ભકસયોગનાશ થાય છે [અહી સુધીની ક્ષણો ગણવાની નથી, કારણકે દ્વ્યણુકનાશ થાય ત્યારથી જ પ્રક્રિયા ગણવાની છે ] આરભકસંયોગ ( = અસમવાયિકારણભૂત પરમાણુ-દ્વયસયોગ) નાશ પામવાથી પછીની ક્ષણે દ્વ્યણુકનાશ થાય છે. (૧)

પરમાણુમા શ્યામાદિ (પૂર્વવર્ણ)નો નાશ. (૨)

પરમાણુમા રક્તાદિ (પાકજન્ય વર્ણ)ની ઉત્પત્તિ (૩)

(નવા દ્વ્યણુક સ્વરૂપ) દ્રવ્યના આરભને અનુકૂળ ક્રિયા (૪)

(સક્રિય પરમાણુનો દેશાન્તરથી) વિભાગ (૫)

(પરમાણુનો દેશાન્તરાનુયોગિક) પૂર્વસયોગનો નાશ. (૬)

(દ્વ્યણુકારમ્ભક એવો પરમાણુદ્વયનો) સયોગ (૭)

દ્વ્યણુકોત્પત્તિ (૮)

(દ્વ્યણુકમાં) રક્તોત્પત્તિ (૯) આ પ્રમાણે ૯ ક્ષણ જાણવી.

**શંકા** :- પરમાણુમા (ચોથી ક્ષણે જે) દ્રવ્યારમ્ભકક્રિયા કહી છે તે (બીજી) શ્યામાદિનાશક્ષણે કે (ત્રીજી) રક્તાદ્યુત્પત્તિક્ષણે માની લ્યો ને ! (જેથી એક ક્ષણ ઓછી થાય.)

**સમાધાન** - ના, એમ માની શકાતું નથી, કારણકે અગ્નિસંયુક્ત પરમાણુમાં જે કર્મ (પૂર્વે ઉત્પન્ન થયેલુ) તેનો નાશ થયા વગર અને ગુણોત્પત્તિ વગર પરમાણુમા ક્રિયાન્તર ઉત્પન્ન થઈ શકતી નથી. કારણ કે (એક) કર્મવાળા પરમાણુમા અન્યકર્મ ઉત્પન્ન થઈ શકતુ નથી. [તે પણ એટલા માટે કે સમવાયસંબંધથી કર્મ પ્રત્યે સમવાયસબંધથી (અન્ય) કર્મ પ્રતિબન્ધક છે, માટે કર્માભાવ એ કારણ છે. એટલે શ્યામનાશક્ષણે કર્મનાશ થતો હોવાથી એની પૂર્વક્ષણે કર્માભાવ રૂપ કારણ હાજર ન હોવાના કારણે શ્યામનાશક્ષણે ક્રિયાન્તરોત્પત્તિ થતી નથી વળી શ્યામનાશ થવાથી એ વખતે પરમાણુ નિર્ગુણ બની ગયો. તેથી તે પછીની રક્તોત્પત્તિક્ષણે પણ ક્રિયાન્તરોત્પત્તિ થતી નથી કારણ કે નિર્ગુણદ્રવ્યમા દ્રવ્યારમ્ભાનુકૂલક્રિયા ઉત્પન્ન થઈ શકતી નથી (તેથી, ત્રીજી ક્ષણે પણ ક્રિયાન્તરાનુત્પત્તિ)]

**શંકા** :- છતા પણ, પરમાણુમા શ્યામાદિના નાશકાળે જ રક્તાદિની ઉત્પત્તિ થવા દો ને ! (તેથી એ વખતે પરમાણુ નિર્ગુણ ન રહેવાથી પછીની ક્ષણે જ દ્રવ્યારંભકક્રિયા થઈ શકશે.)

**સમાધાન** - ના, પૂર્વરૂપનો ધ્વસ પણ રૂપાન્તર પ્રત્યે હેતુ હોવાથી એમ બની શકતુ નથી. (એટલે શ્યામનાશ થાય એ પછીની જ ક્ષણે રક્તોત્પત્તિ થઈ શકે છે.)

---

(મુ.) अथ दशक्षणा - । सा चाऽऽरम्भकसंयोगविनाशविशिष्टं कालमपेक्ष्य विभागेन विभागजनने

सति स्यात् । तथाहि - वह्निसंयोगाद् द्व्यणुकारम्भके परमाणौ कर्म, ततो विभागः, ततः आरम्भकसंयोगनाशस्ततो द्व्यणुकनाशविभागजविभागौ १ ततः श्यामनाशपूर्वसंयोगनाशौ २ ततो रक्तोत्पत्त्युत्तरसंयोगौ ३ ततो वह्निनोदनजन्यपरमाणुकर्मणो नाशः ४ ततोऽदृष्टवदात्मसंयोगाद्द्रव्यारम्भानुगुणा क्रिया ५ ततो विभागः ६ ततश्च पूर्वसंयोगनाशः ७ तत आरम्भकसंयोगः ८ ततो द्व्यणुकोत्पत्तिः ९ ततो रक्तोत्पत्तिः १०।

(મુ) હવે **દશક્ષણા પ્રક્રિયા** - આરભક સયોગના વિનાશ વિશિષ્ટ કાળને સાપેક્ષ રહીને વિભાગથી વિભાગ ઉત્પન્ન થતો હોય ત્યારે એ જાણવી

અગ્નિસયોગથી પરમાણુમા ક્રિયા
પરમાણુદ્રયસમવેત વિભાગ
પરમાણુદ્રયસયોગનો (આરંભકસંયોગનો) નાશ
દ્વ્યણુકનાશ અને વિભાગજન્યવિભાગ (= પરમાણુ-આકાશવિભાગ) ૧.
શ્યામનાશ અને પૂર્વસયોગ(પરમાણુઆકાશસંયોગ)નાશ ૨.
રક્તોત્પત્તિ અને ઉત્તરસયોગ (પરમાણુઆકાશસંયોગાન્તર) ૩.
વહ્નિ અને પરમાણુના નોદનસયોગજન્યપરમાણુકર્મનો નાશ ૪.
અદષ્ટવદાત્મસયોગસહકૃતપરમાણ્વગ્નિસયોગથી દ્રવ્યારભક્રિયા ૫
સક્રિયપરમાણુનો દેશાન્તરથી વિભાગ ૬
દેશાન્તરાનુયોગિક (પૂર્વ) સયોગનાશ. ૭
આરભકસયોગ (અસમ કા ભૂત સયોગ) ૮.
દ્વ્યણુકોત્પત્તિ ૯.
રક્તોત્પત્તિ ૧૦.

ઉત્તરસયોગ કર્યા વિના પરમાણુકર્મનો નાશ થતો નથી માટે ત્રીજી ક્ષણે ઉત્તરસયોગ થયા બાદ ચોથીક્ષણે પરમાણુકર્મનો નાશ કહ્યો છે.

[શંકા - આ દશક્ષણા પ્રક્રિયામાં છઠ્ઠી ક્ષણે જે વિભાગ અને સાતમી ક્ષણે જે પૂર્વસયોગનાશ કહ્યા છે તે નવક્ષણાપ્રક્રિયામા ક્રમશ પાચમી અને છઠ્ઠી ક્ષણે કહેલ છે. પણ આ દશક્ષણામા બીજી અને ત્રીજી ક્ષણે જે પૂર્વસયોગનાશ અને ઉત્તરસયોગ કહ્યા છે તે તો નવક્ષણામા કહ્યા નથી તો શુ એ ત્યાં આવશ્યક નથી ?

**સમાધાન** - ત્યા પણ એ આવશ્યક છે જ, ને કહ્યા ન હોવા છતાં સમજી લેવાના છે. આ બન્ને પ્રક્રિયાનો પ્રારંભિકભાગ આવો સમજવો -

| **નવક્ષણા** | **દસક્ષણા** |
|---|---|
| કર્મ | કર્મ |
| આ. વિભાગ-અના વિભાગ | આ. વિભાગ |
| આ સયોગનાશ-અના (પૂર્વ) સયોગનાશ | આ.સં. નાશ |
| દ્વ્યણુકનાશ-ઉત્તરસયોગ (૧) | દ્વ્યણુકનાશ - અના વિભાગ (૧) |
| શ્યામનાશ- કર્મનાશ. (૨) | શ્યામનાશ-પૂર્વસયોગનાશ (૨) |
| રક્તોત્પત્તિ (૩) | રક્તોત્પત્તિ- ઉત્તરસંયોગ (૩) |

| | |
|---|---|
| દ્રવ્યારંભાનુકૂલકર્મ (૪) | કર્મનાશ (૪) |
| | દ્રવ્યારંભાનુકૂલકર્મ (૫) |

આમાં આ. વિભાગ = આરંભકસયોગનાશકવિભાગ, અના. વિભાગ = અનારંભક સંયોગનાશક વિભાગ પરમાણુદ્રયસંયોગ એ આરંભકસંયોગ છે અને પરમાણુ-આકાશસંયોગ એ અનારંભક સંયોગ છે.

**શંકા :-** નવક્ષણામાં જો કર્મની અવ્યવહિતોત્તરક્ષણે અના વિભાગ થઈ જાય છે તો દસક્ષણામાં કેમ નહી ?

**સમાધાન :-** કર્મ અંગે બે જાતની માન્યતાઓ છે. કેટલાક કર્મને અવ્યાપ્યવૃત્તિ માને છે, અને કેટલાક વ્યાપ્યવૃત્તિ માને છે. કર્મને અવ્યાપ્યવૃત્તિ માનનારના મતે એકનું એક કર્મ આ. વિભાગ અને અના. વિભાગ ઉભયનુ જનક બની શકે છે વળી કર્મને વિભાગજનનમાં અન્યની અપેક્ષા નથી, તેથી સ્વઉત્તરક્ષણે એ બન્ને વિભાગ પેદા કરી દે છે. કર્મને વ્યાપ્યવૃત્તિ માનનારના મતે એક જ કર્મ જો બન્ને વિભાગને ઉત્પન્ન કરતુ હોય તો વિકસત્કમલકુડ્મલભંગાપત્તિ આવે છે (આ વાત આગળ આવશે). એટલે કર્મ આ. વિભાગ ઉત્પન્ન કરે છે, પણ અના વિભાગ ઉત્પન્ન કરતું નથી. તેથી એ વિભાગ, આ. વિભાગથી ઉત્પન્ન થાય છે એમ વિભાગજન્યવિભાગ તેઓ માને છે. (કર્મને અવ્યાપ્યવૃત્તિ માનનારના મતે તો કર્મ જ અના. વિભાગને પણ ઉત્પન્ન કરતુ હોવાથી વિભાગજન્યવિભાગ માનવાનો રહેતો નથી. માટે જ નવક્ષણા પ્રક્રિયાને વિભાગજ વિભાગાનગીકારમતે કહી છે.) વળી વિભાગ તો વિભાગજનનમાં કિંચિત્સાપેક્ષ હોય છે. એટલે જો એ આરંભકસંયોગનાશવિશિષ્ટકાળને સાપેક્ષ હોય તો આ૦ સંયોગનાશોત્તરક્ષણે વિભાગજનન કરશે (ને દ્વ્યણુકનાશવિશિષ્ટકાળને સાપેક્ષ હોય તો દ્વ્યણુકનાશોત્તરક્ષણે વિભાગજનન કરશે). એ પછીની ક્ષણે પૂર્વસંયોગનાશ ને એની પણ પછીની ક્ષણે ઉત્તરસંયોગ થશે. ઉત્તરસંયોગ કર્મનો નાશક છે. એટલે ઉત્તરસંયોગ થયા પછીની ક્ષણે કર્મનાશ થશે. તેથી દશક્ષણામા, ત્રીજી ક્ષણે ઉત્તરસંયોગ હોવાથી ચોથી ક્ષણે કર્મનાશ કહ્યો છે જ્યારે નવક્ષણામાં પ્રથમક્ષણે ઉત્તરસંયોગ હોવાથી બીજીક્ષણે કર્મનાશ કહ્યો છે. (છતાં નિર્ગુણદ્રવ્ય દ્રવ્યારંભાનુકૂલ કર્મનું સમવાયિકારણ બની શકતું ન હોવાથી, નવક્ષણામાં દ્રવ્યારંભાનુકૂલકર્મ ત્રીજી ક્ષણે ઉત્પન્ન ન થતાં ચોથી ક્ષણે ઉત્પન્ન થાય છે.) જ્યારે દશક્ષણામા તો ચોથી ક્ષણે કર્મનાશ હોવાથી પાચમી ક્ષણે જ દ્રવ્યારંભાનુકૂલ કર્મ ઉત્પન્ન થાય છે. માટે દશક્ષણામાં એક ક્ષણ વધી જાય છે. (વિભાગ વિભાગજનનમાં દ્વ્યણુકનાશવિશિષ્ટકાળને સાપેક્ષ હોય તો અના.વિભાગ હજુ એક ક્ષણ મોડો ઉત્પન્ન યવાથી પરિણામે ઓર એક ક્ષણ વધી જવાથી એકાદશક્ષણા પ્રક્રિયા થાય એ જાણવું.)

---

(मु.) अथैकादशक्षणा । वह्निसंयोगात् परमाणौ कर्म, ततो विभागस्ततो द्रव्यारम्भकसंयोगनाशः ततो द्व्यणुकनाशः १ ततो द्व्यणुकनाशविशिष्टं कालमपेक्ष्य विभागजविभाग-श्यामनाशौ २. ततः पूर्वसंयोगनाश-रक्तोत्पत्ती ३. तत उत्तरदेशसंयोगः ४ ततो वह्निनोदनजन्यपरमाणुकर्मनाशः ५ ततोऽदृष्टवदात्मसंयोगाद्द्रव्यारम्भानुगुणा क्रिया ६ ततो विभागः ७ ततः पूर्वसंयोगनाशः ८ ततो द्रव्यारम्भकोत्तरसंयोगः ९ ततो द्व्यणुकोत्पत्तिः १० ततो रक्ताद्युत्पत्तिः ११ [1]मध्यमशब्दवदेकस्मादग्निसंयोगान्न रूपनाशोत्पादौ, तावत्कालमेकस्याग्नेरस्थिरत्वात् । [2]किं च नाशक एव यद्युत्पादकस्तदा नष्टे रूपादावग्निनाशे नीरूपश्चिरं परमाणुः स्यात् । [3]उत्पादकश्चेन्नाशकस्तदा रक्तोत्पत्तौ तदग्निनाशे रक्ततरता न स्यात् ।

---

(મુ.) વહ્નિસયોગથી પરમાણુમાં કર્મ.

પરમાણ્વન્તર સાથે વિભાગ

આરંભકસંયોગ નાશ

દ્વયણુકનાશ - ૧

દ્વયણુકનાશવિશિષ્ટકાળને સાપેક્ષ રહીને વિભાગથી પરમાણ્વાકાશવિભાગોત્પત્તિ અને શ્યામનાશ. ૨

પરમાણ્વકાશસંયોગનાશ અને રક્તોત્પત્તિ. ૩.

ઉત્તરદેશસંયોગ. ૪.

વહ્નિનોદનસંયોગજન્યપરમાણુકર્મનો નાશ ૫.

અદષ્ટવદાત્મસંયોગથી દ્રવ્યારંભકક્રિયા. ૬.

પૂર્વદેશ સાથે વિભાગ. ૭.

પૂર્વદેશાનુયોગિક સંયોગનાશ. ૮.

દ્રવ્યારંભકોત્તરસંયોગ. ૯.

દ્વયણુકોત્પત્તિ. ૧૦.

રક્તોત્પત્તિ ૧૧.

[શંકા :- મધ્યમશબ્દ જેવી રીતે પૂર્વશબ્દનો નાશક અને ઉત્તરશબ્દનો જનક બને છે એમ જ દ્વયણુકનાશક અગ્નિસંયોગથી પૂર્વશ્યામાદિરૂપનો નાશ અને ઉત્તર રક્તાદિરૂપની ઉત્પત્તિ એ બન્ને થાય કે નહી ?]

(૧) **સમાધાન** :- તાવત્કાળ = શ્યામનાશની અવ્યવહિતપૂર્વક્ષણ સુધી એક અગ્નિ = દ્વયણુકનાશક અગ્નિસંયોગ (ટકી શકતો નથી, કારણ કે એ) અસ્થિર હોય છે.

[શંકા - ભલે, દ્વયણુકનાશક અગ્નિસંયોગ શ્યામનાશક અને રક્તોત્પાદક ન બને. પણ દ્વયણુકનાશસમકાલોત્પન્ન જે અન્ય અગ્નિસંયોગ એ તો શ્યામનાશક અને રક્તોત્પાદક બની શકશે ને? અર્થાત્ એક જ અગ્નિસંયોગ ઉભયનું કારણ છે. પણ ઉત્પાદકતાવચ્છેદક જાતિ, નાશકતાવચ્છેદકજાતિને વ્યાપ્યહોવાથી સાંકર્ય નથી.]

(૨) **સમાધાન** - ના, કારણકે નાશક જ ઉત્પાદક હોય તો વિનશ્યદવસ્થામાં રહેલા અગ્નિસંયોગથી (પછીની ક્ષણે) શ્યામનાશ થશે. [પણ પછી, એ ક્ષણે નાશક અને ઉત્પાદક એવો અગ્નિસંયોગ પણ નષ્ટ થઈ ગયો હોવાથી ત્યાર પછીની ક્ષણે રક્તોત્પત્તિ ન થઈ શકવાના કારણે] પરમાણુ ચિરકાળ સુધી નીરૂપ રહેવાની આપત્તિ આવે.

[શંકા :- ઉત્પાદક જ જો નાશક હોય તો ? અર્થાત્ નાશકતાવચ્છેદક એ જ ઉત્પાદકતાવચ્છેદક હોય તો ?]

(૩) **સમાધાન** :- પૃથ્વીપરમાણુરૂપના નાશ અને ઉત્પત્તિ રૂપ બન્ને કાર્યોનો કારણતાવચ્છેદક જો એક હોય તો કાર્યતાવચ્છેદક પણ પૃથ્વીપરમાણુરૂપત્વ સ્વરૂપ એક જ માનવો પડે. પૂર્વરૂપનાશ (શ્યામનાશ) નો કારણતાવચ્છેદક અગ્નિસંયોગત્વ છે. પૂર્વરૂપ તરીકે શ્યામ-શ્યામતર વગેરે ગમે તે હોય તો પણ નાશાત્મક કાર્યમાં તરતમતા હોતી નથી. એટલે એના કારણતાવચ્છેદકમા પણ વૈજાત્ય માની શકાતું ન હોવાથી અગ્નિસંયોગત્વ જ માનવાનું રહે છે. એ જ રક્તોત્પાદક છે એટલે અગ્નિસંયોગના કાર્યતાવચ્છેદકમાં વૈજાત્ય માની શકાતુ નથી. અને તો પછી ક્યારેક રક્તતરતા ક્યારેક રક્તતમતા વગેરે પરમાણુમાં થઈ ન શકે, કારણકે કાર્યનું વૈચિત્ર્ય કારણતાવચ્છેદકના ભેદને આધીન હોય છે. [उत्पादकश्चेन्नाशकः એ પંક્તિનો યથાશ્રુત અર્થ લઈએ તો આવું સમાધાન જાણવું - જે વિનશ્યદવસ્થ અગ્નિસંયોગથી રક્તોત્પત્તિ થઈ, તે અગ્નિનો તો

નાશ થઈ જવાથી, નાશક ન રહેવાના કારણે ઉત્પન્ન થયેલ રક્તવર્ણનો નાશ નહીં થાય, અને તેથી રક્તાન્તરવર્ણ ઉત્પન્ન થઈ નહીં શકવાની આપત્તિ આવે.]

(मु.) अथ परमाण्वन्तरे कर्मचिन्तनात् पञ्चमादिक्षणेऽपि गुणोत्पत्तिः । तथाहि - एकत्र परमाणौ कर्म ततो विभागः तत आरम्भकसंयोगनाशपरमाण्वन्तरकर्मणी ततो द्व्यणुकनाशः - परमाण्वन्तरकर्मजन्यविभाग इत्येकः कालः १ ततः श्यामादिनाशो विभागाच्च पूर्वसंयोगनाशश्चेत्येकः कालः २ ततो रक्तोत्पत्तिर्द्रव्यारम्भकसंयोग इत्येकः कालः ३ अथद्व्यणुकोत्पत्तिः ४ ततो रक्तोत्पत्तिरिति ५ पञ्चक्षणा। द्रव्यनाशसमकालं परमाण्वन्तरे कर्मचिन्तनात् षष्ठे गुणोत्पत्तिः । तथाहि- परमाणुकर्मणा परमाण्वन्तरविभागः, तत आरम्भकसंयोगनाशः, ततो द्व्यणुकनाश-परमाण्वन्तरकर्मणी १ अथ श्यामादिनाशः - परमाण्वन्तरे कर्मजो विभागश्च २ ततो रक्तोत्पत्तिः - परमाण्वन्तरे पूर्वसंयोगनाशश्च ३ ततः परमाण्वन्तरसंयोगः ४ ततो द्व्यणुकोत्पत्तिः ५ अथ रक्तोत्पत्तिरिति ६ । एवं श्यामनाशक्षणे परमाण्वन्तरे कर्मचिन्तनात्सप्तक्षणा । तथाहि - परमाणौ कर्म, ततः परमाण्वन्तरेण विभागः, तत आरम्भकसंयोगनाशस्ततो द्व्यणुकनाशः १ ततः श्यामादिनाश-परमाण्वन्तरकर्मणी २ ततो रक्तोत्पत्तिः - परमाण्वन्तरे कर्मजविभागश्च ३ ततः परमाण्वन्तरेण पूर्वसंयोगनाशः ४ ततः परमाण्वन्तरेण संयोगः ५ ततो द्व्यणुकोत्पत्तिः ६ ततो रक्तोत्पत्तिरिति ७ । एवं रक्तोत्पत्तिसमकालं परमाण्वन्तरे कर्मचिन्तनादष्टक्षणा । तथाहि - परमाणौ कर्म ततः परमाण्वन्तरविभागः तत आरम्भकसंयोगनाशः ततो द्व्यणुकनाशः १ ततः श्यामनाशः २ ततो रक्तोत्पत्ति-परमाण्वन्तरकर्मणी ३ ततः परमाण्वन्तरकर्मजविभागः ४ ततः पूर्वसंयोगनाशः ५ ततः परमाण्वन्तरसंयोगः ६ ततो द्व्यणुकोत्पत्तिः ७ अथ रक्तोत्पत्तिः ८ इत्यष्टक्षणा ॥१०५॥

(मु.) દ્વ્યણુકનાશકક્રિયાવાળા પરમાણુ કરતાં ભિન્ન જે દ્વ્યણુકાન્તરારંભક પરમાણુ, તે પરમાણુમાં ઉત્પન્ન થતી ક્રિયાનો વિચાર કરવાથી પાચમી વગેરે ક્ષણોમાં પણ ગુણોત્પત્તિ થઈ શકે છે.

પંચક્ષણા - (આરંભકસયોગનાશને સમકાલ પરમાણ્વન્તરમાં કર્મ થાય તો પાંચ ક્ષણ લાગે.)

એક પરમાણુમાં ક્રિયા.
બે પરમાણુઓનો વિભાગ.
આરંભકસંયોગનાશ અને પરમાણ્વન્તરમા ક્રિયા.
દ્વ્યણુકનાશ અને પરમાણ્વન્તરકર્મજન્ય વિભાગ. ૧.
શ્યામનાશ અને વિભાગથી પૂર્વસયોગનાશ ૨.
રક્તોત્પત્તિ અને દ્રવ્યારંભકસયોગ. ૩.
દ્વ્યણુકોત્પત્તિ ૪.
રક્તોત્પત્તિ ૫.

ષટ્ક્ષણા - દ્રવ્યનાશકાળે પરમાણ્વન્તરમાં કર્મ થાય તો છઠ્ઠી ક્ષણે ગુણોત્પત્તિ થાય.

એક પરમાણુમા ક્રિયા.
પરમાણ્વન્તર વિભાગ
આરભકસયોગનાશ

દ્વ્યણુકનાશ અને પરમાણ્વન્તરમા કર્મ. ૧.
શ્યામનાશ અને પરમાણ્વન્તરમાં કર્મજન્યવિભાગ ૨.
રક્તોત્પત્તિ અને પરમાણ્વન્તરમા પૂર્વસંયોગનાશ. ૩.
પરમાણ્વન્તરસંયોગ (આરભકસયોગ) ૪.
દ્વ્યણુકોત્પત્તિ ૫.
રક્તોત્પત્તિ. ૬.

**સપ્તક્ષણા** – શ્યામનાશક્ષણે પરમાણ્વન્તરમાં કર્મ વિચારવાથી ૭ ક્ષણ લાગે.
પરમાણુમાં કર્મ, વિભાગ, આરભકસંયોગનાશ, દ્વ્યણુકનાશ. ૧.
શ્યામનાશ અને પરમાણ્વન્તરમાં કર્મ. ૨.
રક્તોત્પત્તિ અને પરમાણ્વન્તરમાં કર્મજન્યવિભાગ. ૩.
પરમાણ્વન્તર સાથે પૂર્વસંયોગનાશ. ૪.
પરમાણ્વન્તર સાથે (આરંભક) સંયોગ. ૫.
દ્વ્યણુકોત્પત્તિ. ૬.
રક્તોત્પત્તિ ૭.

**અષ્ટક્ષણા** :– રક્તોત્પત્તિસમકાળે પરમાણ્વન્તરમાં કર્મચિન્તનાત્ અષ્ટક્ષણા.
પરમાણુમા કર્મ, વિભાગ, આરંભકસંયોગનાશ, દ્વ્યણુકનાશ. ૧.
શ્યામનાશ. ૨.
રક્તોત્પત્તિ અને પરમાણ્વન્તરમાં કર્મ ૩.
પરમાણ્વન્તરકર્મજન્યવિભાગ ૪.
પૂર્વસયોગનાશ. ૫.
પરમાણ્વન્તરસંયોગ ૬.
દ્વ્યણુકોત્પત્તિ. ૭
રક્તોત્પત્તિ. ૮.

[પરમાણુમાં રક્તોત્પત્તિની ઉત્તરક્ષણે કર્મોત્પત્તિ હોય તો ઓર એક ક્ષણ વધવાથી નવક્ષણા થાય. પણ આ રીતે કર્મોત્પત્તિ તો જે પરમાણુમાં રક્તોત્પત્તિ હાલ થઈ છે એ પરમાણુમા પણ થઈ શકે છે. માટે પૂર્વે જે નવક્ષણા કહી તે જ આવી જાય. એટલે અહી એને જુદી કહી નથી.] ॥૧૦૫॥

---

*(का) नैयायिकाना तु नये द्व्यणुकादावपीष्यते ।*
*गणनाव्यवहारे तु हेतुः सङ्ख्याभिधीयते ॥१०६॥*
*नित्येषु नित्यमेकत्वमनित्येऽनित्यमिष्यते ।*
*द्वित्वादयः परार्धान्ता अपेक्षाबुद्धिजा मता. ॥१०७॥*

(मु.) नैयायिकानां मते द्व्यणुकादावयविन्यपि पाको भवति । तेषामयमाशयः - अवयविनां सच्छिद्रत्वाद्वह्नेः सूक्ष्मावयवैरन्तःप्रविष्टैरवयवेष्ववष्टब्धेष्वपि पाको न विरुध्यते अनन्तावयवितन्नाशकल्पने गौरवम् । इत्थञ्च सोऽयं घट इत्यादिप्रत्यभिज्ञाऽपि सङ्गच्छते । यत्र तु न प्रत्यभिज्ञा तत्रावयविनाशोऽपि स्वीक्रियत इति । संख्यां निरूपयितुमाह - गणनेति । गणनाव्यवहारासाधारणं कारणं संख्येत्यर्थः ॥१०६॥ नित्येष्विति । नित्येषु परमाण्वादिषु एकत्वं नित्यम् । अनित्ये घटादावेकत्वमनित्यमित्यर्थः।

द्वित्वादयो व्यासज्यवृत्तिसङ्ख्या अपेक्षाबुद्धिजन्याः ॥१०७॥

## ★ નૈયાયિકમાન્ય પીઠરપાકવાદ ★

**(કા.) નૈયાયિકોના મતે દ્વ્યણુકાદિમાં પણ પાક મનાયો છે. ગણનાવ્યવહારમાં જે હેતુ છે તે સંખ્યા કહેવાય છે. નિત્યમાં એકત્વ નિત્ય હોય છે. અને અનિત્યમાં તે અનિત્ય મનાય છે. દ્વિત્વથી માંડીને પરાર્ધ સુધીની સંખ્યાઓ અપેક્ષાબુદ્ધિજન્ય કહેવાયેલી છે.**

(મુ.) નૈયાયિકોના મતે દ્વ્યણુક વગેરે અવયવીમાં પણ પાક થાય છે. તેઓનો આશય આવો છે - અવયવી સચ્છિદ્ર હોય છે. તેથી અવયવીથી અવષ્ટબ્ધ અવયવોમાં પણ વહ્નિના સૂક્ષ્મ અવયવો પ્રવિષ્ટ થઈ શકે છે. આ અન્તઃપ્રવિષ્ટ અવયવો અંદરના અવયવોમાં પાક કરે એમાં કોઈ વિરોધ નથી, માટે અનન્તઅવયવી-તેનો નાશ કલ્પવામાં ગૌરવ છે. વળી આ રીતે 'આ તે જ ઘડો છે' એવી પ્રત્યભિજ્ઞા પણ સંગત થઈ જાય છે. જ્યાં એવી પ્રત્યભિજ્ઞા થતી નથી ત્યાં અવયવીનો નાશ થઈ ગયેલો પણ માનીએ જ છીએ.

સખ્યાનું નિરૂપણ કરવા કહે છે - ગણનાવ્યવહારનું અસાધારણકારણ સંખ્યા છે. નિત્ય એવા પરમાણુ વગેરેમાં એકત્વ નિત્ય છે, અનિત્ય એવા ઘટાદિમાં એકત્વ અનિત્ય છે. દ્વિત્વ વગેરે વ્યાસજ્યવૃત્તિસંખ્યા અપેક્ષાબુદ્ધિજન્ય હોય છે.

(વિ.) વિશેષિકોએ કહેલું કે વહ્નિના અવયવોને અવયવી (સ્પર્શવદ્) દ્રવ્ય રૂપ પ્રતિબન્ધક અન્ત પ્રવિષ્ટ થવા દેતો ન હોવાથી અવયવીનો નાશ ન થાય તો પાક ન થાય. એના ઉત્તરરૂપે નૈયાયિકે કહ્યુ કે અવયવી સચ્છિદ્ર હોવાથી વહ્નિના સૂક્ષ્મ અવયવો અંદરના ભાગના અવયવો સુધી પણ પહોંચી શકે છે ને રૂપપરાવૃત્તિ કરી શકે છે.

અવયવિરૂપનાશ પ્રત્યે આશ્રયનાશ એ હેતુ છે વગેરે જે કહેલું એમાં પણ આ જાણવું કે અવયવિરૂપનાશ જેમ આશ્રયનાશથી થાય છે એમ વિજાતીયતેજઃસંયોગથી પણ થાય જ છે. પણ તૃણારણિમણિન્યાય લગાડી બન્ને રૂપનાશમાં વૈજાત્ય માનવું, જેથી વ્યતિરેકવ્યભિચાર આવે નહી.

એમ અવયવનું રૂપ અવયવિરૂપ પ્રત્યે હેતુ છે વગેરે જે કહેલું તે અંગે પણ, અવયવરૂપજન્ય અવયવિરૂપ અને અગ્નિસયોગજન્ય અવયવિરૂપ એ બેમાં વૈજાત્ય કલ્પી લઈ વ્યતિરેકવ્યભિચારનુ વારણ શક્ય છે.

આમ અવયવીમાં પાક ન માનવા માટે આપેલી કોઈ દલીલ ઉભી રહી શકતી નથી. વળી એ ન માનવામાં બાધક પણ છે. કારણ કે ઘટથી માંડીને દ્વ્યણુક સુધીના અવયવીઓ, તેનો નાશ વગેરે માનવામા ગૌરવ પણ છે ઇત્થં ચ = પાક થવા માટે અવયવીના નાશનો અસ્વીકાર હોવાથી સોઽય ઘટઃ એવી પ્રત્યભિજ્ઞા પણ સંગત ઠરે છે જો અવયવીનાશ થઈ ગયો હોય તો અભેદ રહ્યો ન હોવાના કારણે અભેદાવગાહિની આ પ્રત્યભિજ્ઞા શી રીતે થઈ શકે ?

## ★ સંખ્યાનિરૂપણ ★

ગણનાત્મક શબ્દ વ્યવહાર પ્રત્યે સખ્યા એ અસાધારણનિમિત્ત કારણ છે. એકત્વ સંખ્યા નિત્ય-અનિત્યભેદે બે પ્રકારે છે પરમાણુઆકાશ વગેરેમાં નિત્ય એકત્વ, ઘટાદિમાં અનિત્ય એકત્વ, દ્વિત્વાદિ સંખ્યા અનિત્ય જ હોય છે. એ વ્યાસજ્યવૃત્તિ હોય છે. અને અપેક્ષાબુદ્ધિજન્ય હોય છે.

*(का.) अनेकाश्रयपर्याप्ता एते तु परिकीर्तिताः ।*
*अपेक्षाबुद्धिनाशाच्च नाशस्तेषां निरूपितः ॥१०८॥*

(मु.) अनेकेति । यद्यपि द्वित्वादिसमवायः प्रत्येकं घटादावपि वर्तते तथापि एको द्वाविति प्रत्ययाभावात् एको न द्वाविति प्रत्ययसद्भावाच्च द्वित्वादीनां पर्याप्तिलक्षणः कश्चित्संबन्धोऽनेकाश्रयोऽभ्युपेयते।

प्रथममपेक्षाबुद्धिस्ततो द्वित्वोत्पत्तिः ततो विशेषणज्ञानं द्वित्वत्वनिर्विकल्पात्मकं ततो द्वित्वत्वविशिष्टप्रत्यक्षमपेक्षाबुद्धिनाशश्च, ततो द्वित्वनाश इति । यद्यपि ज्ञानानां द्विक्षणमात्रस्थायित्वं, योग्यविभुविशेषगुणानां स्वोत्तरवृत्तिगुणनाश्यत्वात् । तथाप्यपेक्षाबुद्धेस्त्रिक्षणावस्थायित्वं कल्प्यते । अन्यथा निर्विकल्पककालेऽपेक्षाबुद्धिनाशानन्तरं द्वित्वस्यैव नाशः स्यात्, न तु द्वित्वप्रत्यक्षं, तदानीं विषयाभावाद्, विद्यमानस्यैव चक्षुरादिना ज्ञानजननोपगमात् । तस्माद्द्वित्वप्रत्यक्षादिकमपेक्षाबुद्धेर्नाशकं कल्प्यते । न चापेक्षाबुद्धिनाशात् कथं द्वित्वनाश इति वाच्यम्, कालान्तरे द्वित्वप्रत्यक्षाभावात्, अपेक्षाबुद्धिस्तदुत्पादिका तन्नाशात्तन्नाश इति कल्पनात् । [1]अत एव तत्पुरुषीयापेक्षाबुद्धिजन्यद्वित्वादिकं तेनैव गृह्यत इति कल्प्यते । न चापेक्षाबुद्धेर्द्वित्वप्रत्यक्षे कारणत्वमस्त्विति वाच्यम्, लाघवेन द्वित्वं प्रत्येव कारणत्वस्योचितत्वात् । [2]अतीन्द्रिये द्व्यणुकादावपेक्षाबुद्धिर्योगिनां [3]सर्गादिकालीनपरमाण्वादावीश्वरीयापेक्षाबुद्धिः [4]ब्रह्माण्डान्तरवर्तियोगिनामपेक्षाबुद्धिर्वा द्वित्वादिकारणमिति ॥१०८॥

---

**(કા.) આ દ્વિત્વ વગેરે અનેક આશ્રયમાં પર્યાપ્ત હોવા કહેવાયા છે. અપેક્ષાબુદ્ધિના નાશથી તેઓનો નાશ કહેવાયો છે.**

**(મુ.) (વિ.)** જો કે દ્વિત્વાદિનો સમવાય પ્રત્યેક ઘટાદિમાં છે. તો પણ 'एको द्वौ' એવી પ્રતીતિ થતી ન હોવાથી અને एको न द्वौ એવી પ્રતીતિ થતી હોવાથી દ્વિત્વ વગેરેનો 'પર્યાપ્તિ' નામનો અનેકાશ્રયવાળો કો'ક સમ્બન્ધ મનાયો છે. [જેમ ઘટત્વનો સમવાય પ્રત્યેક ઘટમાં છે, ને તેથી એ સમવાયના કારણે એક જ ઘડાને ઉદ્દેશીને પણ 'ઘટઃ' એવી પ્રતીતિ થાય છે, ન ઘટઃ એવી નહીં, એમ દ્વિત્વનો સમવાય જ જો પ્રતીતિમાં ભાગ ભજવતો હોય તો બેમાંના માત્ર એક ઘડા અંગે પણ द्वौ એવી પ્રતીતિ થવી જોઈએ, न द्वौ એવી નહીં. પણ અનુભવ વિપરીત છે. માટે સમવાયભિન્ન પર્યાપ્તિનામનો સ્વરૂપ સંબંધ માનવો પડે છે.] અપેક્ષાબુદ્ધિ અંગે વૈશેષિકમાન્ય પ્રક્રિયા - પહેલાં अयमेकः- अयमेकः એવી અપેક્ષાબુદ્ધિ ૧.

પછી એનાથી દ્વિત્વોત્પત્તિ . ૨.

દ્વિત્વનુ નિર્વિકલ્પાત્મક વિશેષણજ્ઞાન. ૩.

દ્વિત્વત્વવિશિષ્ટપ્રત્યક્ષ (સવિકલ્પકજ્ઞાન) અને અપેક્ષાબુદ્ધિનાશ. ૪.

દ્વિત્વનાશ. ૫.

જો કે જ્ઞાન દ્વિક્ષણમાત્રસ્થાયી હોય છે, કારણ કે યોગ્યવિભુવિશેષગુણો સ્વોત્તરવૃત્તિગુણનાશ્ય હોય છે તો પણ અપેક્ષાબુદ્ધિ ત્રણ ક્ષણ રહે છે એમ મનાય છે. (જો એવું ન માનતા, એને પણ દ્વિક્ષણસ્થાયી માનવામાં આવે તો ત્રીજી ક્ષણે) નિર્વિકલ્પકપ્રત્યક્ષકાળે અપેક્ષાબુદ્ધિનો નાશ થવાથી પછી ચોથી ક્ષણે દ્વિત્વનો જ નાશ થઈ જાય, (અને તેથી) દ્વિત્વનું (સવિકલ્પક) પ્રત્યક્ષ થઈ શકે નહીં, કારણ કે એ વખતે વિષયનો (= દ્વિત્વનો) અભાવ છે. અપ્રત્યક્ષ પણ એટલા માટે કે વિદ્યમાનવિષયનું જ ચક્ષુ વગેરેથી જ્ઞાન થવાનું માન્યુ છે તેથી, દ્વિત્વના (દ્વિત્વ-દ્વિત્વત્વના નિર્વિકલ્પક) પ્રત્યક્ષાદિને જ અપેક્ષાબુદ્ધિનું નાશક મનાયું છે. (તેથી અપેક્ષાબુદ્ધિનો ચોથી ક્ષણે ને પછી પાંચમી ક્ષણે દ્વિત્વનો નાશ થાય છે.)

**શંકા :-** અપેક્ષા બુદ્ધિનો નાશ થવાથી દ્વિત્વનાશ થાય એવું શા માટે ?

**સમાધાન :-** કાલાન્તરે દ્વિત્વનું પ્રત્યક્ષ [illegible] (એટલે માનવું પડે છે કે દ્વિત્વ ના[illegible] છે. यदि स्यात्तर्हि उपलभ्येत). તેથી અપેક્ષાબુદ્ધિ [illegible] પાદિકા છે તો અપેક્ષાબુદ્ધિનો નાશ [illegible] કારણ છે એમ કલ્પના કરાય છે.

[શંકા :- અપેક્ષાબુદ્ધિ જો દ્વિત્વોત્પાદક છે તો ચૈત્રીય અપેક્ષાબુદ્ધિથી બે ઘડામાં દ્વિત્વ ઉત્પન્ન થશે આ દ્વિત્વનુ મૈત્રને પ્રત્યક્ષ થવાની આપત્તિ આવશે ]

(૧) **સમાધાન :-** अत एव = અપેક્ષાબુદ્ધિને દ્વિત્વોત્પાદક માની હોવાથી જ, પછી આવી આપત્તિ ન આવે એ માટે તત્પુરુષીયાપેક્ષાબુદ્ધિજન્યદ્વિત્વનું તે જ પુરુષને પ્રત્યક્ષ થાય એવી કલ્પના કરાય છે.

**શંકા :-** એના કરતાં, અપેક્ષાબુદ્ધિને દ્વિત્વપ્રત્યક્ષનુ કારણ માનો ને ! (અર્થાત્ જ્યાં સમવાયસબંધથી અપેક્ષાબુદ્ધિ હોય ત્યા સમવાયસબંધથી દ્વિત્વપ્રત્યક્ષ થાય )

[અથવા કાલાન્તરે દ્વિત્વપ્રત્યક્ષ નથી થતું એની સંગતિ કરવા માટે અપેક્ષાબુદ્ધિના નાશથી દ્વિત્વનો જ નાશ થઈ જાય છે એમ કહેવાના બદલે "અપેક્ષાબુદ્ધિ દ્વિત્વપ્રત્યક્ષનું કારણ છે ને તેથી અપેક્ષાબુદ્ધિનો નાશ થઈ ગયો હોવાથી કાલાન્તરે દ્વિત્વપ્રત્યક્ષ થતું નથી" એમ કહો ને !]

**સમાધાન** - લાઘવથી દ્વિત્વ પ્રત્યે જ એને કારણ માનવી ઉચિત છે. (કાર્યતાવચ્છેદક તરીકે દ્વિત્વપ્રત્યક્ષત્વ કરતાં દ્વિત્વત્વ લઘુ છે એ સ્પષ્ટ છે.)

[શંકા :- છતાં તત્પુરુષનો સમાવેશ કરવો ન પડવાનું મહા લાઘવ થાય છે ને

**સમાધાન** - અપેક્ષાબુદ્ધિથી જો દ્વિત્વોત્પત્તિ નથી થતી, તો એની ઉત્પત્તિ એકત્વવત્ ઘટોત્પત્તિની દ્વિતીયક્ષણે માની જ લેવી પડે, વળી એ ઘટમા તો અન્ય કરોડો ઘટની અપેક્ષાએ પ્રત્યેકનું દ્વિત્વ. એમ પટાદિની સાથેનું દ્વિત્વ... આ બધા કરોડો દ્વિત્વની ઉત્પત્તિ માનવી પડે.. એ જ રીતે કરોડો ત્રિત્વાદિની ઉત્પત્તિ પણ માનવી પડે. આ બધું ગૌરવ હોવાથી અપેક્ષાબુદ્ધિને દ્વિત્વની જનક માનવી જ ઉચિત છે.

**શંકા** - અપેક્ષાબુદ્ધિને દ્વિત્વનું કારણ માનવુ સંભવિત નથી, કારણ કે ત્ર્યણુકમાં જે પરિમાણ ઉત્પન્ન થાય છે તેના કારણ તરીકે દ્વ્યણુકમાં રહેલી ત્રિત્વ સખ્યાને કારણ માનેલી છે. પણ દ્વ્યણુક તો અતીન્દ્રિય હોવાથી આપણને એનુ પ્રત્યક્ષ જ ન હોવાના કારણે અપેક્ષાબુદ્ધિ થઈ શકતી નથી એટલે વગર અપેક્ષાબુદ્ધિએ એમા સખ્યાની ઉત્પત્તિ માનવી જ પડે છે.]

(૨) **સમાધાન** .- આપણી અપેક્ષાબુદ્ધિ ન હોવા છતા યોગીઓની અપેક્ષાબુદ્ધિથી એમા સંખ્યાની ઉત્પત્તિ થઈ શકે છે.

[શંકા :- સર્ગની આદિકાળે યોગી ન હોવાથી અપેક્ષાબુદ્ધિ પણ ન હોવાના કારણે પરમાણ્વાદિમાં સખ્યોત્પત્તિ કેવી રીતે થશે ?]

(૩) **સમાધાન** :- ત્યા ઈશ્વરની અપેક્ષાબુદ્ધિથી એ માનવી.

[શંકા :- ઈશ્વરની અપેક્ષાબુદ્ધિ નિત્ય હોવાથી નાશ ન પામવાના કારણે એ સંખ્યાને પણ નિત્ય માનવી પડશે ?]

(૪) **સમાધાન** - તો પછી ઈશ્વરીય અપેક્ષાબુદ્ધિને સંખ્યોત્પત્તિમાં કારણ ન માનતા અન્ય બ્રહ્માડોમાં રહેલા યોગીઓની અપેક્ષાબુદ્ધિને જ કારણ માનવી.

---

*(का.) अनेकैकत्वबुद्धिर्या सापेक्षाबुद्धिरिष्यते ।*

(मु.) अपेक्षावुद्धिः केत्यत आह - अनेकैकत्वेति । अयमेकोऽयमेक इत्याकारिकेत्यर्थः । इदन्तु वोध्यम् - [1]यत्रानियतैकत्वज्ञानं तत्र त्रित्वादिभिन्ना वहुत्वसंख्योत्पद्यते, यथा सेनावनादाविति कन्दलीकारः । आचार्यास्तु - त्रित्वादिकमेव वहुत्वं मन्यन्ते, तथा च त्रित्वत्वादिव्यापिका वहुत्वत्वजातिर्नातिरिच्यते । [2]सेनावनादावुत्पन्नेऽपि त्रित्वादौ त्रित्वत्वाद्यग्रहो दोषात् । इत्थं चेतो वहुतरेयं सेनेति प्रतीतिरुपपद्यते । वहुत्वस्य संख्यान्तरत्वे तु तत्तारतम्याभावान्नोपपद्येतेत्यवधेयम् ।

**(કા.) અનેક એકત્વ જેમાં પ્રકાર હોય એવી જે બુદ્ધિ તે અપેક્ષાબુદ્ધિ મનાયેલ છે.**

**(મુ.) (વિ.)** अयमेकः अयमेकः આવા આકારવાળી બુદ્ધિ એ અપેક્ષાબુદ્ધિ છે. અહી આ ધ્યાનમાં રાખવું-

[**શંકા :-** ત્રણમાં એકત્વબુદ્ધિ થાય તો ત્રિત્વ, ચારમા એકત્વબુદ્ધિ થાય તો ચતુષ્ટ્વ સંખ્યા ઉત્પન્ન થાય છે. પણ જ્યારે એકત્વ બુદ્ધિ ત્રણમાં છે કે ચારમાં છે એ નિયત નથી હોતું ત્યારે કઈ સંખ્યા ઉત્પન્ન થાય ? આમ તો ત્યાં પણ ત્રણ-ચાર વગેરે જેટલામાં થઈ હશે એ પ્રમાણે ત્રિત્વ-ચતુષ્ટ્વ વગેરે સંખ્યોત્પત્તિનું કારણ હોવાથી એ સંખ્યોત્પત્તિ માનવી જ પડે. પણ માની શકાતી નથી, કારણ કે તો પછી તદુત્તરકાળે इमे त्रयः વગેરે બુદ્ધિ થવી જોઈએ જે થતી નથી, કિન્તુ इमे बहवः એવી જ બુદ્ધિ થાય છે. આવા સ્થળે શું કરશો ?]

**(૧) સમાધાન** - જ્યાં અનિયત એકત્વજ્ઞાન હોય ત્યાં ત્રિત્વાદિથી ભિન્ન એવી બહુત્વસંખ્યા ઉત્પન્ન થાય છે (અને તેથી बहवः એમ પ્રત્યક્ષ થાય છે.) જેમકે સેના-વન વગેરેમા. (સેનામા 'સો હાથી છે' વગેરે ન જણાતા 'ઘણા હાથી છે' વગેરે જણાય છે.) [અર્થાત્ અનિયતએકત્વજ્ઞાન ત્રિત્વાદિનું કારણ નથી.] આમ **કન્દલીકાર** કહે છે.

જ્યારે **ઉદયનાચાર્ય**નો મત આવો છે - [ત્યા પણ ત્રિત્વાદિ ઉત્પન્ન થાય જ છે અને આ] ત્રિત્વાદિ જ બહુત્વ છે. એટલે કે ત્રિત્વત્વાદિને વ્યાપક એવી બહુત્વત્વનામની કોઈ અતિરિક્ત જાતિ નથી. (અર્થાત્ ત્રિત્વથી લઈને પરાર્ધસુધીની સંખ્યા જ બહુત્વ છે )

[**શંકા** :- તો પછી સેનાદિમાં પણ ત્રિત્વ વગેરે જ કોઈ સંખ્યા ઉત્પન્ન થયેલી માનવી પડશે. તો એનું પ્રત્યક્ષ કેમ નથી થતું ?]

**(૨) સમાધાન** :- સેનાવનાદિમાં ત્રિત્વાદિ સંખ્યા ઉત્પન્ન થાય જ છે, પણ દોષના કારણે એમાં રહેલ ત્રિત્વત્વાદિનો ગ્રહ થતો નથી. (અને બહુત્વત્વનો થાય છે. એટલે એ ત્રિત્વાદિ સંખ્યા બહુત્વત્વેન ગૃહીત થાય છે.)

इत्थं च = બહુત્વ, ત્રિત્વ-ચતુષ્ટ્વ વગેરે અનેક સંખ્યારૂપ હોવાથી જ 'આના કરતાં આ સેના બહુતરા છે' વગેરે પ્રતીતિ સંગત થાય છે (કેમકે તો જ બહુત્વમા તારતમ્ય સભવે છે.) જો બહુત્વ એ ત્રિત્વાદિથી ભિન્ન કોઈ સ્વતન્ત્ર સંખ્યા હોય તો (એ એક ચોક્કસ સંખ્યારૂપ બની જવાથી એમાં) તારતમ્ય ન રહેવાના કારણે ઉક્ત પ્રતીતિની સંગતિ થઈ શકે નહી.

---

*(का.) परिमाणं भवेन्मानव्यवहारस्य कारणम् ॥१०९॥*
*अणु दीर्घं महद्ध्रस्वमिति तद्भेद ईरित ।*
*अनित्ये तदनित्य स्यान्नित्ये नित्यमुदाहृतम् ॥११०॥*
*सङ्ख्यातः परिमाणाच्च प्रचयादपि जायते ।*
*अनित्य व्द्यणुकादौ तु सङ्ख्याजन्यमुदाहृतम् ॥१११॥*

(मु.) परिमाणं निरूपयति - परिमाणमिति । परिमितिव्यवहारासाधारणं कारणं परिमाणमित्यर्थः। तच्चतुर्विधम् - अणु महद्दीर्घं ह्रस्वं चेति । तत् = परिमाणम् । नित्यमित्यत्र परिमाणमित्यनुपज्यते । जायत इत्यत्रापि परिमाणमित्यनुवर्तते । अनित्यमिति पूर्वेणान्वितम् । तथा चानित्यपरिमाणं संख्या-जन्यं परिमाणजन्यं प्रचयजन्यं चेत्यर्थः । तत्र संख्याजन्यमुदाहरति - द्व्यणुकादाविति । द्व्यणुकस्य त्रसरेणोश्च परिमाणं प्रति परमाणुपरिमाणं द्व्यणुकपरिमाणं वा न कारणम् । परिमाणस्य स्वसमा-

नजातीयोत्कृष्टपरिमाणजनकत्वनियमाद्, द्व्यणुकस्याणुपरिमाणं तु परमाण्वणुत्वापेक्षया नोत्कृष्टम्, त्रसरेणुपरिमाणं तु न सजातीयम् । अतः परमाणौ द्वित्वसंख्या द्व्यणुकपरिमाणस्य, द्व्यणुके त्रित्वसंख्या च त्रसरेणुपरिमाणस्यासमवायिकारणमित्यर्थः ॥१०९॥११०॥१११॥

## ★ પરિમાણનિરૂપણ ★

**(કા.) માન = પરિમિતિ, એના વ્યવહારનું કારણ પરિમાણ છે. એના અણુ, દીર્ઘ, મહદ્ અને હ્રસ્વ એમ ચાર ભેદ કહેવાયા છે. અનિત્યદ્રવ્યમાં તે અનિત્ય હોય છે અને નિત્યદ્રવ્યમાં નિત્ય હોય છે. અનિત્ય પરિમાણ સંખ્યાથી, પરિમાણથી અને પ્રચયથી પણ ઉત્પન્ન થાય છે. દ્વ્યણુકાદિમાં સંખ્યાજન્ય પરિમાણ કહેવાયું છે.**

(મુ.) (વિ) પરિમાણનું નિરૂપણ કરે છે -

પરિમિતિવ્યવહારનું અસાધારણકારણ પરિમાણ છે. તે ચાર પ્રકારે છે. અણુ, મહદ્, દીર્ઘ અને હ્રસ્વ. ('અણુ' વ્યવહારનો વિષય બનેલ દ્રવ્ય 'હ્રસ્વ' વ્યવહારનો વિષય નથી પણ બનતું. આ જ રીતે મહદ્ અને દીર્ઘ અંગે પણ જાણવું. માટે આ ચારે જુદા જુદા પ્રકાર મનાય છે.) તે = પરિમાણ. नित्यम् અને जायते એ બન્ને સાથે परिमाणम् શબ્દ જોડવો अनित्यम् શબ્દનો અન્વય (૧૧૧ મી કારિકાના પૂર્વાર્ધ સાથે છે.) એટલે આવો અર્થ પ્રાપ્ત થશે- અનિત્ય પરિમાણ સખ્યાજન્ય, પરિમાણજન્ય અને પ્રચયજન્ય એમ ત્રણ પ્રકારે હોય છે. એમા સંખ્યાજન્ય પરિમાણનુ ઉદાહરણ આપે છે- દ્વ્યણુકના અને ત્રસરેણુના પરિમાણ પ્રત્યે પરમાણુનું પરિમાણ અને દ્વ્યણુકનુ પરિમાણ કારણ નથી, કારણ કે પરિમાણ સ્વસમાનજાતીય ઉત્કૃષ્ટપરિમાણનુ જનક બની શકે છે. દ્વ્યણુકનુ અણુપરિમાણ પરમાણુના અણુત્વ (અણુપરિમાણ)ની અપેક્ષાએ ઉત્કૃષ્ટ નથી, અને ત્રસરેણુનુ પરિમાણ દ્વ્યણુકના પરિમાણને સજાતીય નથી, એટલે (બે) પરમાણુમા રહેલી દ્વિત્વસખ્યા દ્વ્યણુકપરિમાણનુ અને (ત્રણ) દ્વ્યણુકમાં રહેલી ત્રિત્વસંખ્યા ત્ર્યણુક-પરિમાણનુ અસમવાયિકારણ છે એમ અર્થ જાણવો ॥૧૦૯॥૧૧૦॥

*(का) परिमाण घटादौ तु परिमाणजमुच्यते ।*
*प्रचय शिथिलाख्यो य संयोगस्तेन जन्यते ॥११२॥*
*परिमाणं तूलकादौ, नाशस्त्वाश्रयनाशत ।*

(मु.) परिमाणजन्यं परिमाणमुदाहरति- परिमाणं घटादाविति । घटादिपरिमाणं कपालादिपरिमाणजन्यम् । प्रचयजन्यमुदाहर्तु प्रचयं निर्वक्ति प्रचय इति ॥११२॥ परिमाणं चाश्रयनाशादेव नश्यतीत्याह - नाश इति । अर्थात्परिमाणस्यैव । न चावयविनाशः कथं परिमाणनाशकः ? सत्यप्यवयविनि त्रिचतुरादिपरमाणुविश्लेषे तदुपचये वाऽवयविनः प्रत्यभिज्ञानेऽपि परिमाणान्तरस्य प्रत्यक्षसिद्धत्वादिति वाच्यम्, परमाणुविश्लेषे हि द्व्यणुकस्य नाशोऽवश्यमभ्युपेयः, तन्नाशे च त्र्यणुकनाशः, एवं क्रमेण महावयविनो नाशस्यावश्यकत्वात् । सति च नाशकेऽनभ्युपगममात्रेण नाशस्यापलपितुमशक्यत्वात्, शरीरादाववयवोपचयेऽसमवायिकारणनाशस्यावश्यकत्वादवयविनाश आवश्यकः । न च पटाद्यनाशेऽपि तन्त्वन्तरसंयोगात्परिमाणाधिक्यं न स्यादिति वाच्यम्, तत्रापि वेमाद्यभिघातेनासमवायिकारणतन्तुसंयोगनाशात् पटनाशस्यावश्यकत्वात् । किञ्च तन्त्वन्तरस्य तत्पटावयवत्वे पूर्व तत्पट एव न स्यात्, तन्त्वन्तररूपकारणाभावात्, तन्त्वन्तरस्यावयवत्वाभावे च न तेन परिमाणाधिक्यं संयुक्तद्रव्यान्तरवत् । तस्मात्तत्र

तन्त्वन्तरसंयोगे सति पूर्वं पटनाशस्ततः पटान्तरोत्पत्तिरित्यवश्यं स्वीकार्यम् । अवयविनः प्रत्यभिज्ञानं तु साजात्येन दीपकलिकादिवत् । न च पूर्वतन्तव एव तन्त्वन्तरसहकारात्पूर्वपटे सत्येव पटान्तरमारभन्तामिति वाच्यम्, मूर्तयोः समानदेशताविरोधात् तत्र पटद्वयासंभवात्, एकदा नानाद्रव्यस्य तत्रोपलम्भस्य बाधितत्वाच्च । तस्मात्पूर्वस्य द्रव्यस्य प्रतिबन्धकस्य विनाशे द्रव्यान्तरोत्पत्तिरित्यस्यावश्यमभ्युपेयत्वात् ॥११२॥

---

**(કા.) ઘટાદિમાં રહેલું પરિમાણ પરિમાણજન્ય કહેવાય છે. શિથિલ કહેવાતો સંયોગ એ પ્રચય છે. તૂલકાદિમાં રહેલું પરિમાણ તેનાથી જન્ય હોય છે. પરિમાણનો નાશ આશ્રયનાશથી થાય છે.**

(મુ.) (વિ.) પરિમાણજન્ય પરિમાણનું ઉદાહરણ આપે છે. ઘટાદિનું પરિમાણ કપાલાદિના પરિમાણથી જન્ય હોય છે.

[શંકા :- જેમ પરમાણુગત દ્વિત્વસંખ્યા પરિમાણજનક છે એમ કપાલગતદ્વિત્વ સખ્યાથી જ ઘટનું પરિમાણ પેદા થાય છે એમ માનો ને !

**સમાધાન** :- ના, દ્વિત્વસંખ્યા મહત્પરિમાણની જનક બની શકતી નથી, અન્યથા દ્વચણુકમાં પણ મહત્પરિમાણ પેદા થવાની આપત્તિ આવે. એમ કપાલમાં શૈથિલ્ય ન હોવાથી પ્રચય પણ ઘટપરિમાણજનક બની શકતો નથી. માટે કપાલગત પરિમાણ જ ઘટીય પરિમાણનું જનક છે.]

પ્રચયજન્યપરિમાણ જણાવવા માટે પ્રચયનું નિર્વચન કરે છે શિથિલ સંયોગ એ પ્રચય છે. અને રૂની પથારી વગેરેનું મધ્યમમહત્પરિમાણ તેનાથી જન્ય હોય છે. ॥૧૧૨॥

પરિમાણ આશ્રયનાશથી જ નાશ પામે છે (એ આશ્રય તરીકે) પરિમાણના આશ્રયની જ વાત જાણવી એ અર્થાત્ = પ્રકરણવશાત્ જણાય છે.

**શંકા** ·- અવયવીનો નાશ પરિમાણનો નાશક છે એવું શી રીતે ? કારણ કે અવયવીમાથી ૩-૪ પરમાણુ છૂટા પડી જાય કે નવા ઉમેરાય તો પણ સોઽય ઘટ: એવી પ્રત્યભિજ્ઞા થતી હોવાથી અવયવી તો અવિનષ્ટ જ છે ને છતાં એનું પરિમાણ બદલાયેલું પ્રત્યક્ષસિદ્ધ હોય છે

**સમાધાન** ·- આમ ન કહેવું, કારણ કે - એક પરમાણુ પણ છૂટો પડે એટલે દ્વચણુકનો નાશ અવશ્ય માનવો પડે. એક દ્વચણુક પણ નાશ પામ્યો એટલે ત્ર્યણુકનો નાશ અવશ્ય માનવો પડે આ ક્રમે છેલ્લા મોટા અવયવીનો નાશ પણ અવશ્ય માનવો પડે છે. નાશક હોવા છતાં (અવયવીના) નાશનો અભ્યુપગમ માત્રથી અપલાપ કરી શકાતો નથી, (જે પ્રત્યભિજ્ઞા થાય છે તે અભેદાવગાહિની નથી હોતી, પણ સાજાત્યાવગાહિની હોય છે એ જાણવું.)

[**શંકા** - તો તો પછી ક્યારેક શરીરમા ઘા લાગવાથી થોડું લોહી વહી જાય તો આખા શરીરનો નાશ માનવાની આપત્તિ આવશે.]

**સમાધાન** .- શરીરમાં કો'ક અવયવના (અપચય કે) ઉપચયથી (દ્વચણુકનાશાદિ કે) દ્વચણુકોત્પત્તિ આદિક્રમે (અસમ કા પરમાણુસંયોગનાશ કે) નૂતનપરમાણુસયોગ ઉત્પન્ન થાય છે. અને તેથી ઠેઠ પૂર્વ મહાવયવી (શરીર)નો નાશ (કે ઉત્તરશરીરની ઉત્પત્તિ માનવી) આવશ્યક છે જ.

**શંકા** - પટમાં નવો તન્તુ જોડવા પર પટનાશ થતો દેખાતો નથી. તેથી આશ્રયનાશ થયો ન હોવાથી તમારા મતે પરિમાણનાશ પણ નહીં થાય. તો (નવું પરિમાણ) પરિમાણનું આધિક્ય પણ નહી થઈ શકે.

**સમાધાન** - ત્યાં પણ વેમાદિનો અભિઘાત થવાથી પટના અસમ. કા.તન્તુસંયોગનો નાશ થઈ જવાથી

પટનાશ માનવો આવશ્યક છે જ. વળી જે નવો તન્તુ જોડાય છે તે તત્પટનો (પૂર્વપટનો) અવયવ છે કે નહી ? જો એ તત્પટનો અવયવ હોય તો (એ જોડાયો ન હોય ત્યારે) પૂર્વકાળે તત્પટ હશે જ નહીં, કારણકે એ તન્તુરૂપ કારણનો અભાવ છે. ને જો એ તત્પટનો અવયવ નથી, તો એનાથી તત્પટના પરિમાણનું આધિક્ય થઈ શકે નહીં, જેમકે તત્પટને સંયુક્ત અન્ય દ્રવ્યથી તત્પટના પરિમાણનું આધિક્ય થતું નથી. તેથી ત્યાં અન્ય તન્તુ જોડાવા પર પૂર્વ પટનો નાશ થાય છે અને પછી પટાન્તરોત્પત્તિ થાય છે એવું અવશ્ય સ્વીકારવુ જોઈએ. છતાં પટ વગેરે અવયવીની પ્રત્યભિજ્ઞા જે થાય છે તે સાજાત્યના કારણે થાય છે, જેમકે દીપકલિકાની પ્રત્યભિજ્ઞા

**શંકા** :- પૂર્વતન્તુઓ જ અન્યતન્તુરૂપ સહકારી કારણ મળવાથી પૂર્વપટની વિદ્યમાનતામાં જ નવો પટ બનાવે છે એમ માનો ને ! (એટલે પૂર્વપટનાશ માનવો ન પડે )

**સમાધાન** :- ના, એમ ન મનાય, કારણ કે બે મૂર્ત પદાર્થ એક જ દેશમાં રહી જાય એમાં વિરોધ હોવાથી એના એ જ તન્તુઓમાં બે પટ રહેવા સંભવતા નથી, વળી એક સાથે ત્યાં (તે તન્તુઓમાં) પૂર્વપટ, પછીનો મહાપટ વગેરે નાના દ્રવ્યોની ઉપલબ્ધિ પણ બાધિત છે. તેથી (તે તન્તુઓમાં રહેલા પૂર્વ પટરૂપ) પૂર્વ દ્રવ્ય સ્વરૂપ પ્રતિબન્ધકનો વિનાશ થવા પર જ દ્રવ્યાન્તરની ઉત્પત્તિ થાય છે એમ અવશ્ય માનવું પડે છે.

---

*(का.) सङ्ख्यावत्तु पृथक्त्वं स्यात्पृथक्प्रत्ययकारणम् ॥११३॥*
*अन्योन्याभावतो नास्य चरितार्थत्वमिष्यते ।*
*अस्मात्पृथगिदं नेति प्रतीतिर्हि विलक्षणा ॥११४॥*

(मु.) पृथक्त्वं निरूपयति - संख्यावदिति । पृथक्प्रत्ययासाधारणकारणं पृथक्त्वम् । तन्नित्यतादिकं संख्यावत् । तथाहि - नित्येष्वेकत्वं नित्यमनित्येष्वनित्यम् । अनित्यमेकत्वं तु आश्रयद्वितीयक्षणे चोत्पद्यते, आश्रयनाशान्नश्यति, तथैकपृथक्त्वमपि । द्वित्वादिवच्च द्विपृथक्त्वादिकमपीत्यर्थः। नन्वयमस्मात् पृथगित्यादावन्योन्याभावो भासते, तत्कथं पृथक्त्वं गुणान्तरं स्वीक्रियते ? न चास्तु पृथक्त्वं नत्वन्योन्याभाव इति वाच्यम्, रूपं न घट इति प्रतीत्यनापत्तेः । न हि रूपे घटावधिकं पृथक्त्वं गुणान्तरमस्ति न वा घटे घटावधिकं पृथक्त्वमस्ति येन परम्परासम्बन्धः कल्प्येत इत्यत आह - अस्मादिति । [1]ननु शब्दवैलक्षण्यमेव न त्वर्थवैलक्षण्यमिति चेत् ? [2]न, विनार्थभेदं घटात्पृथगितिवद् घटो न पट इत्यत्रापि पञ्चमीप्रसङ्गात् । तस्माद्यदर्थयोगे पञ्चमी सोऽर्थो नञर्थान्योन्याभावतो भिन्नो गुणान्तरं कल्प्यत इति ॥११४॥

---

### ★ પૃથક્ત્વનિરૂપણ ★

**(કા.) પૃથક્ પ્રતીતિનું અસાધારણ કારણ પૃથક્ત્વ છે. એના નિત્યતાદિભેદ સંખ્યાની જેમ જાણવા. અન્યોન્યાભાવથી જ આની ચરિતાર્થતા મનાતી નથી, કારણ કે अस्मात्पृथक् અને इदं न એવી પ્રતીતિ વિલક્ષણ છે.**

(મુ.) પૃથક્ત્વનું નિરૂપણ કરે છે - 'આ પૃથક્ છે' આવી પ્રતીતિનુ અસાધારણ કારણ પૃથક્ત્વ છે. તેના અગે નિત્યતા વગેરેનુ નિરૂપણ સંખ્યાની જેમ જાણવું તે આ રીતે - નિત્યદ્રવ્યોમાં એકત્વ નિત્ય હોય છે, અનિત્યદ્રવ્યોમાં અનિત્ય હોય છે. અનિત્યએકત્વ આશ્રયોત્પત્તિની બીજી ક્ષણે ઉત્પન્ન થાય છે અને આશ્રયના નાશથી નાશ પામે છે. આ જ પ્રમાણે એકપૃથક્ત્વ માટે પણ જાણવું. (એકપૃથક્ત્વ =

એકદ્રવ્યમાં સમવેતપૃથક્ત્વ). દ્વિત્વાદિસંખ્યાની જેમ દ્વિપૃથક્ત્વાદિ જાણવા.

અર્થાત્ (ઘટાત્) इदमेकं पृथक्, इदमेकं पृथक् આવી નાનાએકપૃથક્ત્વવિષયક અપેક્ષાબુદ્ધિ દ્વિપૃથક્ત્વાદિનું નિમિત્તકારણ છે, ને ક્યારેક તેવી અપેક્ષાબુદ્ધિના નાશથી, ક્યારેક આશ્રયનાશથી ને ક્યારેક ઉભય(નાશ)થી દ્વિપૃથક્ત્વાદિનો નાશ થાય છે.

**શંકા** - अयम् अस्मात् पृथग् આવી પ્રતીતિથી અન્યોન્યાભાવ જણાય છે. તેથી પૃથક્ત્વને ગુણાન્તર માનવાની શી જરૂર છે ? "એના કરતા પૃથક્ત્વને ગુણાન્તર માની લેવો, અન્યોન્યાભાવને જુદો માનવાની જરૂર નથી" એવુ ન કહેવું, કારણ કે 'रूप न घट' એવી પ્રતીતિ જ ન થઈ શકવાની આપત્તિ આવે છે. (તે પણ એટલા માટે કે આમા કયા પૃથક્ત્વને વિષય માનશો ?) રૂપ (તો સ્વયં ગુણ હોવાથી નિર્ગુણ હોવાના કારણે એમાં) ઘટાવધિક પૃથક્ત્વ નામનો અન્ય ગુણ રહી શકતો નથી

[**પ્રતિશંકા** - ઘટમા રહેલું પૃથક્ત્વ જ એકાર્થસમવાયસંબંધથી રૂપમાં ભાસે છે એમ માનવું.

**પ્રતિસમાધાન** :- એવું પણ માની શકાતું નથી, કારણ કે] ઘટમા જ ઘટાવધિક પૃથક્ત્વ ન હોવાથી પરપરાસબંધની પણ કલ્પના કરી શકાતી નથી એટલે रूप न घटः એવી પ્રતીતિની ઉપપત્તિ માટે રૂપમાં ઘટભેદ તો માનવો જ પડે છે. તો 'પૃથક્'ની પ્રતીતિ પણ ભેદથી જ થઈ શકતી હોવાથી પૃથક્ત્વને ગુણાન્તર માનવાની જરૂર નથી

**સમાધાન** :- અન્યોન્યાભાવથી (ભેદથી) પૃથક્ત્વ ચરિતાર્થ થઈ જતું નથી, કારણ કે अस्मात् पृथक् અને इद न આ બે પ્રતીતિઓ જુદી જુદી હોવાથી એના વિષય (પૃથક્ત્વ અને ભેદ) અલગ-અલગ જ માનવા પડે છે

(૧) **શંકા** - જેમ अय घटः, अयं कलशः આ બે પ્રતીતિઓ અલગ અલગ હોવા છતાં એનો વિષય એક જ મનાય છે, કારણ કે એમા માત્ર શબ્દવૈલક્ષણ્ય જ છે, અર્થવૈલક્ષણ્ય નહી, એમ પ્રસ્તુતમાં પણ માત્ર શબ્દવૈલક્ષણ્ય જ હોવાથી બેના વિષય અલગ નથી.

(૨) **સમાધાન** - જો અર્થવૈલક્ષણ્ય ન હોય તો पटो घटात्पृथग् ની જેમ घटो न पटः મા પણ પાચમી વિભક્તિ લાગવી જોઈએ પણ એ લાગતી નથી તેથી જે અર્થના યોગમા પંચમી વિભક્તિ લાગે છે તે અર્થ, નઞર્થ જે અન્યોન્યાભાવ, તેનાથી ભિન્ન ગુણાન્તર તરીકે મનાયો છે. (નવ્ય નૈયાયિકો પૃથક્ત્વને ગુણાન્તર માનતા નથી નિપાતાતિરિક્ત એવા અન્યોન્યાભાવાર્થક પદના યોગમા જ પચમી લાગે છે એવુ અનુશાસન જણાવતું હોવાથી न घट. સ્થળે પચમી લાગવાની આપત્તિ રહેતી નથી એમ તેઓ કહે છે.) ॥૧૧૩॥૧૧૪॥

---

*(का) अप्राप्तयोस्तु या प्राप्तिः सैव संयोग ईरितः ।*
*कीर्तितस्त्रिविधस्त्वेष आद्योऽन्यतरकर्मज. ॥११५॥*
*तथोभयस्पन्दजन्यो भवेत्संयोगजोऽपरः ।*
*आदिम· श्येनशैलादिसंयोग. परिकीर्तित ॥११६॥*
*मेषयो सन्निपातो य स द्वितीय उदाहृतः ।*
*कपालतरुसयोगात्सयोगस्तरुकुम्भयो ॥११७॥*
*तृतीय स्यात्कर्मजोऽपि द्विधैव परिकीर्तित ।*
*अभिघातो नोदनं च शब्दहेतुरिहादिम ॥११८॥*
*शब्दाऽहेतुर्द्वितीय स्याद्विभागोऽपि त्रिधा भवेत् ।*

*एककर्मोद्भवस्त्वाद्यो द्वयकर्मोद्भवोऽपरः ॥११९॥*
*विभागजस्तृतीयः स्यात् तृतीयोऽपि द्विधा भवेत् ।*
*हेतुमात्रविभागोत्थो हेत्वहेतुविभागजः ॥१२०॥*

(मु.) संयोगं निरूपयति - अप्राप्तयोरिति । तं विभजते - कीर्तित इति । एषः = संयोगः। सन्निपातः = संयोगः । द्वितीयः - उभयकर्मजः । तृतीय इति । संयोगजसंयोग इत्यर्थः । तृतीयः स्यादिति पूर्वेणान्वितम् । आदिमः = अभिघातः । द्वितीयो नोदनाख्यः संयोग इति ।

**★ સંયોગ-વિભાગનિરૂપણ ★**

(કા.)(મુ.)(વિ.) બે અપ્રાપ્ત દ્રવ્યોની જે પ્રાપ્તિ = સબંધ થવો એ જ સયોગ કહેવાય છે. એ ત્રણ પ્રકારનો કહેવાયો છે એમાંનો પ્રથમ (બે દ્રવ્યોમાંના) અન્યતરના કર્મથી જન્ય હોય છે, બીજો બન્ને દ્રવ્યોમાં કર્મથી જન્ય હોય છે અને ત્રીજો સંયોગજન્ય હોય છે આમાથી પ્રથમ તરીકે શ્યેનશૈલાદિનો સંયોગ કહેવાયો છે બે પાડાઓનો સનિપાત = સંયોગ જે થાય છે તે બીજો સયોગ કહેવાયો છે. કપાલ અને તરુના સંયોગથી ઘટ અને તરુનો જે સંયોગ થાય છે તે તૃતીય = સયોગજન્ય સયોગ જાણવો. કર્મજન્ય સંયોગ પણ અભિઘાત અને નોદન એમ બે પ્રકારે કહેવાયો છે. એમાંથી શબ્દનુ કારણ બનતો સંયોગ એ આદિમ = અભિઘાત છે અને શબ્દનું કારણ ન બનતો સયોગ એ દ્વિતીય = નોદનસયોગ છે.

[શંકા :- સયોગજન્યસયોગ માનવાની શી જરૂર છે ? કપાલતરુસંયોગ થયા બાદ એ જ કપાલક્રિયાથી પછીની ક્ષણે ઘટતરુસયોગ થઈ શકવાથી એ પણ કર્મજન્ય જ છે ]

**સમાધાન** - કપાલક્રિયાથી કપાલતરુસંયોગ જે થાય છે એ કપાલક્રિયાનો નાશક છે. એટલે ત્રીજી ક્ષણે કપાલક્રિયા નષ્ટ હોવાથી ઘટતરુસયોગોત્પત્તિ થઈ શકતી નથી તે પણ એટલા માટે કે ક્રિયા એ સંયોગનું અસમ કા છે. ને અસમ.કા. કાર્યોત્પત્તિક્ષણે પણ વિદ્યમાન જોઈએ એવો નિયમ છે.

**શંકા** .- તો પછી ઘટ-તરુસંયોગ થતો જ નથી, એમ માની લ્યો ને !

**સમાધાન** - घटसंयुक्तो वृक्षः આવી સર્વાનુભવસિદ્ધ પ્રતીતિ અને વ્યવહારનો અપલાપ કરી શકાય નહી માટે એ સંયોગ માનવો જ પડે છે ને એને સયોગજન્ય માનવો જ પડે છે.] ॥૧૧૫॥૧૧૬॥૧૧૭॥ ૧૧૮॥ વિભાગ પણ ત્રિધા છે. એકકર્મોદ્ભવ એ પ્રથમ છે, ઉભયકર્મોદ્ભવ બીજો છે. અને વિભાગજન્યવિભાગ એ તૃતીય છે. આ તૃતીયના પણ બે પ્રકાર છે હેતુમાત્રવિભાગજન્ય અને હેત્વહેતુવિભાગજન્ય.

(मु.) विभक्तप्रत्ययासाधारणकारणं विभाग निरूपयति - विभाग इति । एककर्मेति । तदुदाहरणं तु श्येन-शैलविभागादिकं पूर्ववद्बोध्यम् । तृतीयोऽपि विभागजविभागः कारणमात्रविभागजन्यः कारणाकारणविभागजन्यश्चेति द्विविधः । आद्यस्तावद्यत्रैककपाले कर्म, ततः कपालद्वयविभागः, ततो घटारम्भकसंयोगनाशस्ततो घटनाशस्ततस्तेनैव कपालविभागेन सकर्मणः कपालस्याकाशविभागो जन्यते, तत आकाशसंयोगनाशः, तत उत्तरदेशसंयोगस्ततः कर्मनाश इति । 'न च तेन कर्मणैव कथं देशान्तरविभागो न जन्यत इति वाच्यम्, एकस्य कर्मण आरम्भकसंयोगप्रतिद्वन्द्विविभागजनकत्वस्यानारम्भकसंयोगप्रतिद्वन्द्विविभागजनकत्वस्य च विरोधात् । अन्यथा विकसत्कमलकुड्मलभङ्गप्रसङ्गात् । तस्माद्यदीदमनारम्भकसंयोगप्रतिद्वन्द्विविभाग जनयेत्तदाऽऽरम्भकसंयोगप्रतिद्वन्द्विविभागो न जनयेत् । न च कारणविभागेनैव द्रव्यनाशात् पूर्वं कुतो देशान्तरविभागो न जन्यत इति वाच्यम्, आरम्भकसंयोगप्रतिद्वन्द्वि-

विभागवत्तोऽवयवस्य सति द्रव्ये देशान्तरविभागासंभवात् ।

(મુ) (વિ.) इमौ विभक्तौ આવી પ્રતીતિનું અસાધારણ કારણ 'વિભાગ' છે. ત્રણ પ્રકારના વિભાગના ઉદાહરણ પૂર્વવત્ જાણવા. અર્થાત્ શ્યેનશૈલવિભાગ એકકર્મજન્ય છે, બે પાડાઓનો વિભાગ ઉભયકર્મજન્ય છે તૃતીય વિભાગજન્ય વિભાગ જે છે એ દ્વિધા છે - કારણમાત્રવિભાગજન્ય અને કારણાકારણવિભાગજન્ય. તેમાથી પ્રથમ કારણમાત્રવિભાગજન્ય વિભાગ આ રીતે જાણવો-

જ્યાં અદષ્ટાદિવશાત્ એક કપાલમાં (એક અવયવમાં) કર્મ ૧.

એનાથી કપાલદ્વયવિભાગ ૨.

ઘટારમ્ભકસંયોગનાશ. ૩.

ઘટનાશ. ૪. પછી, એ જ કપાલવિભાગથી

સકર્મ કપાલનો આકાશ સાથે વિભાગ. ૫.

કપાલ-આકાશના સંયોગનો નાશ. ૬.

કપાલનો ઉત્તરદેશ સાથે સંયોગ. ૭.

કર્મનાશ. ૮.

આમા પાંચમી ક્ષણે જે કપાલ-આકાશવિભાગ થાય છે એ બીજી ક્ષણે થયેલ કપાલદ્વયવિભાગથી જ ઉત્પન્ન થાય છે, પણ પ્રથમસમયોત્પન્ન કર્મથી નહીં. માટે એ વિભાગજન્યવિભાગ છે.

[શંકા :- કપાલ-આકાશવિભાગ માનવાની જરૂર જ શી છે ?

**સમાધાન** .- જો એ વિભાગ થતો ન હોય તો કપાલ-આકાશસંયોગનો નાશક કોઈ રહેશે નહી. (કપાલના ઉપલક્ષણથી પરમાણુ-આકાશ સયોગનો નાશક કોઈ રહેશે નહીં. એમ અર્થ જાણવો. અન્યથા, કપાલનાશ થયે કપાલ-આકાશ સંયોગ ટકી શકતો ન હોવાથી કપાલનાશ જ એ સંયોગનો નાશક બની શકે છે. પણ પછી પ્રશ્ન થશે કે કપાલનાશ શી રીતે થશે ? આ પ્રશ્નના ઉત્તર તરીકે, જેમ ઘટનાશ માટે કપાલમાં કર્મ, કપાલદ્વયવિભાગ વગેરે ક્રમે કપાલ-આકાશસંયોગનાશ માનવો પડે છે, એમ કપાલનાશ માટે કપાલિકામાં કર્મ, કપાલિકાદ્વય વિભાગ વગેરે ક્રમે કપાલિકા-આકાશસંયોગનાશ માનવો પડશે. વળી એ માટે કપાલિકાનો નાશ માનવો પડશે અને કપાલિકાના નાશ માટે વળી એના અવયવોમાં કર્મ વગેરે માનવુ આવશ્યક બનશે. એમ છેવટે દ્વ્યણુક નાશ માટે પરમાણુમાં કર્મ વગેરે માનવું પડશે. એટલે છેલ્લે પરમાણુ-આકાશ વિભાગ ન હોય તો પરમાણુઆકાશસંયોગનો નાશક કોઈ રહે જ નહી, કારણ કે એના તો બન્ને આશ્રય નિત્ય હોવાથી 'પરમાણુ કે આકાશનો નાશ થવાથી એ બેના સંયોગનો નાશ થાય છે' એમ કહી શકાતું નથી.) અને તેથી કપાલ(પરમાણુ) - આકાશ સયોગ નિત્ય બની જવાની આપત્તિ આવે.

**શંકા** - પરમાણુ-આકાશસંયોગ નિત્ય બની રહે તો શું વાંધો છે ?

**સમાધાન** - તો પછી પરમાણુ-આકાશસંયોગ (= પૂર્વસંયોગ) રૂપ પ્રતિબન્ધક હાજર હોવાથી પરમાણુનો ઉત્તરસંયોગ ન થઈ શકવાના કારણે પરમાણુમાં ઉત્પન્ન થયેલ કર્મનો પણ નાશ નહી થઈ શકે. કારણ કે કર્મનો નાશક જે ઉત્તરસંયોગ તે થતો નથી. તેથી કર્મ પણ નિત્ય બની જવાની આપત્તિ આવે. માટે, કપાલ(પરમાણુ)-આકાશવિભાગ માનવો જ પડે છે.]

(૧) **શંકા** - એ વિભાગ પરમાણુકર્મથી જ થઈ જાય એવુ શા માટે નહીં ?

**સમાધાન** - એક જ કર્મ આરમ્ભકસંયોગવિરોધી એવા વિભાગનો જનક પણ હોય અને અનારભકસયોગવિરોધી એવા વિભાગનો જનક પણ હોય એમાં વિરોધ હોવાથી એવું માની શકાતું નથી.

[આશય એ છે કે કપાલદ્વયસંયોગ એ આરંભકસંયોગ છે ને કપાલદ્વયવિભાગ, આ આરંભકસંયોગનો વિરોધી (=નાશક) છે. કર્મથી આ વિભાગ તો થયેલો જ છે કપાલ-આકાશસંયોગ કાંઈ ઘટારંભકસંયોગ નથી, એટલે કે એ અનારંભકસંયોગ છે તેથી એનો વિરોધી એવો કપાલાકાશવિભાગ પણ કર્મ જ ઉત્પન્ન કરી દે એવું માની શકાતુ નથી] અન્યથા = એવું માનીએ તો વિકસતા કમલના કુડ્મલનો ભંગ થઈ જવાની આપત્તિ આવે (કમલની પાંખડીઓ નીચેથી જે જોડાયેલી હોય છે તે આરંભકસંયોગ છે. પાંખડીઓ બીડાયેલી હોય ત્યારે ઉપર પણ સંયુક્ત હોય છે. એ અનારંભકસંયોગ છે. એના નાશક વિભાગનું જનક કર્મ ઉત્પન્ન થયેલુ છે એ જ કર્મ જો આરંભકસંયોગનાશકવિભાગનું પણ જનક હોય તો એ, એવો વિભાગ ઉત્પન્ન કરી પાંખડીઓને નીચેથી પણ અલગ-અલગ કરી જ નાખવાથી કમલભંગ થઈ જવાની આપત્તિ આવે) તેથી જો આ કર્મ અનારંભકસંયોગનાશક વિભાગને ઉત્પન્ન કરતું હોય તો એ આરંભકસં-યોગનાશકવિભાગને ઉત્પન્ન ન કરી શકે (પણ એ, એ વિભાગને ઉત્પન્ન કરે તો છે, માટે એ અનારં-ભકસંયોગવિરોધી વિભાગજનક ન હોવાથી વિભાગને જ એ વિભાગનો જનક માનવો પડે છે.)

**શંકા** - (ભલે, કારણવિભાગને એનો જનક માનો પણ એ) કારણવિભાગથી એ દેશાન્તરવિભાગ દ્રવ્યનાશપૂર્વે જ (એટલે કે ત્રીજી ક્ષણે જ) શુ કામ નથી થઈ જતો ?

**સમાધાન** - [કારણવિભાગ બીજી ક્ષણે થયો છે. ત્રીજી ક્ષણે જ જો એ આ વિભાગ કરી દે તો એનો અર્થ એ થાય કે એને એ વિભાગજનનમા અન્ય કોઈની અપેક્ષા નથી. અને તો પછી એમા કર્મના લક્ષણની અતિવ્યાપ્તિ થાય તેથી] આરંભકસંયોગવિરોધીવિભાગવાળા અવયવનો દ્રવ્ય વિદ્યમાન હોય ત્યાં સુધી દેશાન્તર સાથે વિભાગ થઈ શકતો નથી.

આમ કારણવિભાગમાત્રજન્ય કારણાકારણવિભાગ આ રીતે થાય છે એ જાણવું આમાં કારણમાત્રવિભાગ એટલે અવયવી ઘટાદિના કારણભૂત કપાલદ્વયનો વિભાગ. એનાથી ઘટના કારણભૂત કપાલ અને અકારણભૂત આકાશનો વિભાગ થાય છે એવો અર્થ જાણવો

---

(मु.) द्वितीयस्तावद्यत्र हस्तक्रियया हस्ततरुविभागस्ततः शरीरेऽपि विभक्तप्रत्ययो भवति, तत्र च शरीरतरुविभागे हस्तक्रिया न कारणं, व्यधिकरणत्वात् । 'शरीरे तु क्रिया नास्त्येव, अवयविकर्मणो यावदवयवकर्मनियतत्वात् । अतस्तत्रकारणाकारणविभागेन कार्याकार्यविभागो जन्यत इति । अत एव विभागो गुणान्तरं, अन्यथा शरीरे विभक्तप्रत्ययो न स्यात्, अतः संयोगनाशेन विभागो नान्यथा-सिद्धो भवति ॥११५॥११६॥११७॥११८॥११९॥१२०॥

---

(મુ.)(વિ.) દ્વિતીય = કારણાકારણવિભાગથી થયેલો કાર્યાકાર્ય વિભાગ, એ જ્યાં હસ્તક્રિયાથી હસ્તતરુવિભાગ થયો, ત્યાં પછી શરીરમા પણ વિભક્ત પ્રત્યય થાય છે ત્યાં જાણવો. એટલે કે શરીરના કારણભૂત હસ્તનો શરીરના અકારણભૂત તરુ સાથે જે વિભાગ થયો તેનાથી હસ્તના કાર્યભૂત શરીરનો, હસ્તના અકાર્યભૂત તરુ સાથે જે વિભાગ થાય છે તે ઉત્પન્ન થાય છે

(આ વિભાગ પ્રત્યે જો ક્રિયાને કારણ માનવી હોય તો કોની ક્રિયાને માનવી ? હસ્તની ક્રિયાને કે શરીરની ક્રિયાને ?) હસ્તની ક્રિયાને માની ન શકાય, કારણ કે વ્યધિકરણ છે. (વિભાગ શરીરમાં, ને ક્રિયા હસ્તમાં, માટે વ્યધિકરણ )

[**શંકા** - હસ્તસમવેતક્રિયા સ્વાશ્રયસમવાયસંબંધથી શરીરમાં પણ છે જ ને !

**સમાધાન** - ક્રિયા જેમ, સંયોગ પ્રત્યે સમવાયસંબંધથી કારણ છે એમ વિભાગ પ્રત્યે પણ સમવાય સંબંધથી જ કારણ છે ને શરીરમાં સમવાયસંબંધથી તો ક્રિયા છે નહી.

**શંકા** :- હાથ એ શરીરનો જ એક અવયવ છે. એટલે હસ્તસમવેત ક્રિયા હસ્તાવચ્છેદેન શરીરમાં પણ સમવાયસંબંધથી રહેલી જ છે.]

(૧) **સમાધાન** :- ના, શરીરમાં તો ક્રિયા રહી જ નથી, કારણ કે અવયવીમાં તો જ ક્રિયા મનાય છે જો એના બધા અવયવોમાં ક્રિયા હોય. (તે પણ એટલા માટે કે ક્રિયા વ્યાપ્યવૃત્તિ છે. એટલે કે પોતાના આશ્રયભૂત સંપૂર્ણ દ્રવ્યમાં વ્યાપીને રહે છે. તેથી અવયવીમાં અમુકદેશાવચ્છેદેન ક્રિયા અને અન્યાવચ્છેદેન ક્રિયાનો અભાવ સંભવી શકતા નથી.) [જો કે કેટલાક નૈયાયિકો કર્મને અવ્યાપ્યવૃત્તિ માને છે. અને તેથી પ્રસ્તુતમા હસ્તાવચ્છેદેન શરીરમાં કર્મ માની એનાથી જ વિભાગ થયો માની કારણાકારણવિભાગજન્ય વિભાગ માનતા નથી. એમ, વિકસતા કમલમાં અગ્રાવચ્છેદેન જ કર્મ ઉત્પન્ન થઈ ત્યાં વિભાગ કરે છે, પણ આરંભકસંયોગાવચ્છેદેન કર્મ જ ઉત્પન્ન થતું ન હોવાથી ત્યાં વિભાગ ન થવાથી આરંભકસંયોગનાશ દ્વારા કમલનાશ થવાની આપત્તિ આવતી નથી. એટલે, કારણમાત્રજન્યવિભાગ જે અભિપ્રેત છે તે પણ કર્મજન્ય હોવામાં કોઈ આપત્તિ રહેતી નથી માટે એ પણ કર્મ જન્ય બનવાથી કોઈ વિભાગ વિભાગજન્ય માનવાનો રહેતો નથી. એટલે જ રૂપાન્તરોત્પત્તિની પ્રક્રિયામાં વિભાગજવિભાગઅનંગીકારમતે નવક્ષણા પ્રક્રિયા પણ દર્શાવી છે.] (પણ કર્મને વ્યાપ્યવૃત્તિ માનવાના મતે શરીરમાં કર્મ ન હોવાથી ઉક્તસ્થળે) કારણાકારણવિભાગથી કાર્યાકાર્યવિભાગ ઉત્પન્ન થાય છે એમ જ માનવું પડે છે.

વળી, એટલે જ વિભાગ એ પણ ગુણાન્તર છે, પણ સંયોગનાશરૂપ નથી. નહીતર शरीरं विभक्तम् એવી શરીરમાં વિભક્તપ્રતીતિ ન થાય. તેથી સંયોગનાશથી વિભાગ અન્યથાસિદ્ધ થતો નથી.

[**શંકા** :- શરીરમાં જે વિભક્તપ્રતીતિ થાય છે તેનો વિષય શરીર-તરુ વિભાગ નથી. પણ શરીર-તરુસંયોગનાશ છે, ને તેથી વિભાગ ગુણાન્તર રૂપે સિદ્ધ થતો નથી.

**સમાધાન** :- શરીર-તરુવિભાગ ન માનો તો શરીરતરુસયોગનાશ જ ન થઈ શકે, કારણ કે હસ્તક્રિયા તો વ્યધિકરણ હોવાથી એ સંયોગની નાશિકા નથી જ. તેથી ત્યાં હસ્તતરુવિભાગથી શરીરતરુવિભાગ ઉત્પન્ન થાય છે ને તેનાથી એ સંયોગનો નાશ થાય છે એમ માનવું પડવાથી વિભાગ માનવો જ પડે છે. વળી, વિભક્તપ્રતીતિના વિષયભૂત વિભાગને જો સંયોગના અભાવરૂપ માનીએ તો એ રીતે તો સયોગને પણ વિભાગના અભાવરૂપ કહી શકાય છે. આમાં કોઈ વિનિગમક ન હોવાથી ક્યા તો બન્નેની અસિદ્ધિ ને ક્યાં તો બન્નેની સિદ્ધિ માનવી પડે.] ॥૧૧૫॥૧૧૬॥૧૧૭॥૧૧૮॥૧૧૯॥૧૨૦॥

---

*(का.) परत्वं चापरत्व च द्विविध परिकीर्तितम् ।*
*दैशिकं कालिकं चापि मूर्त एव तु दैशिकम् ।।१२१।।*
*परत्वं मूर्तसंयोगभूयस्त्वज्ञानतो भवेत् ।*
*अपरत्व तदल्पत्वबुद्धित: स्यादितीरितम् ।।१२२।।*
*तयोरसमवायी तु दिक्सयोगस्तदाश्रये ।*
*दिवाकरपरिस्पन्दभूयस्त्वज्ञानतो भवेत् ।।१२३।।*
*परत्वमपरत्व तु तदीयाल्पत्वबुद्धित. ।*
*अत्र त्वसमवायी स्यात्सयोग: कालपिण्डयो: ।।१२४।।*
*अपेक्षाबुद्धिनाशेन नाशस्तेषा निरूपित ।*

(मु.) परापरव्यवहारनिमित्ते परत्वापरत्वे निरूपयति - परत्वमपरत्व चेति । दैशिकमिति । दैशिकपरत्वं वहुतरमूर्तसंयोगान्तरितत्वज्ञानादुत्पद्यते, एवं तदल्पीयस्त्वज्ञानादपरत्वमुत्पद्यते । अत्रावधित्वार्थं

पञ्चम्यपेक्षा, यथा पाटलिपुत्रात् काशीमपेक्ष्य प्रयागः परः, पाटलिपुत्रात् कुरुक्षेत्रमपेक्ष्य प्रयागोऽपर इति । तयोः = दैशिकपरत्वापरत्वयोः । असमवायी = असमवायिकारणम् । तदाश्रये = दैशिकपरत्वापरत्वाश्रये । दिवाकरेति । अत्र परत्वमपरत्वं च कालिकं ग्राह्यम् । यस्य सूर्यपरिस्पन्दापेक्षया यस्य सूर्यपरिस्पन्दोऽधिकः स ज्येष्ठः, यस्य न्यूनः स कनिष्ठः । कालिकपरत्वापरत्वे जन्यद्रव्ये एव। अत्र = कालिकपरत्वापरत्वयोः । तेषां = कालिकदैशिकपरत्वापरत्वानाम् ॥१२१॥१२२॥१२३॥१२४॥

**(કા.) પરત્વ અને અપરત્વ દ્વિવિધ કહેવાયું છે, દૈશિક ને કાલિક. દૈશિક પરત્વાદિ મૂર્તમાં જ હોય છે. મૂર્તસંયોગના ભૂયસ્ત્વજ્ઞાનથી દૈશિક પરત્વ ઉત્પન્ન થાયછે. અને તેના અલ્પત્વજ્ઞાનથી અપરત્વ ઉત્પન્ન થાય છે. આ બન્નેના આશ્રયભૂત દ્રવ્યમાં દિક્સંયોગ એ આ બેનું અસમ. કા. છે. સૂર્યપરિસ્પન્દના ભૂયસ્ત્વજ્ઞાનથી કાલિક પરત્વ ઉત્પન્ન થાય છે અને એના અલ્પત્વજ્ઞાનથી અપરત્વ ઉત્પન્ન થાય છે. આ બન્નેમાં કાળ-પિંડનો સંયોગ અસમ.કા. બને છે. અપેક્ષાબુદ્ધિના નાશથી તેઓનો નાશ કહેવાયો છે.**

(મુ.)(વિ.) પર-અપર વ્યવહારના કારણભૂત પરત્વ-અપરત્વનુ નિરૂપણ કરે છે- જે દ્રવ્ય વિશે બહુતરમૂર્તસંયોગાન્તરિતત્વજ્ઞાન થાય છે તે દ્રવ્યમાં તે જ્ઞાનથી પરત્વ ઉત્પન્ન થાય છે. અલ્પતર મૂર્તસંયોગાન્તરિતત્વજ્ઞાન થાય છે તે દ્રવ્યમાં તે જ્ઞાનથી અપરત્વ ઉત્પન્ન થાય છે. (આમાં બહુતરમૂર્તસયોગાન્તરિતત્વ એ જ વિપ્રકૃષ્ટત્વ છે. તદ્વિષયક बहुतरमूर्तसंयोगान्तरितोऽयम् અથવા विप्रकृष्टोऽयम् આવી અપેક્ષાબુદ્ધિથી પરત્વ ઉત્પન્ન થાય છે. અલ્પતરમૂર્તસંયોગાન્તરિતત્વ એ જ સન્નિકૃષ્ટત્વ છે વગેરે પણ જાણવુ ) આમાં (બહુતરત્વ કે અલ્પતરત્વ કોની અપેક્ષાએ ? એ) અવધિના નિશ્ચય માટે પંચમ્યન્ત અવધિવાચકપદની અપેક્ષા હોય છે. જેમ કે पाटलिपुत्रात् काशीमपेक्ष्य प्रयागः परः, पाटलिपुत्रात् कुरुक्षेत्रमपेक्ष्य प्रयागोऽपरः. દૈશિકપરત્વઅપરત્વના આશ્રયભૂત દ્રવ્યમાં જે દિક્સંયોગ હોય છે તે, તે બેનુ અસમ કા. છે. જેના સૂર્યપરિસ્પન્દની અપેક્ષાએ જેનો સૂર્યપરિસ્પન્દ અધિક હોય તે જ્યેષ્ઠ (= પર) જાણવો અને જેનો તે ન્યૂન હોય તે અપર જાણવો, આ કાલિક પરત્વ-અપરત્વ જાણવા. કાલિક પરત્વ-અપરત્વ જન્યદ્રવ્યમાં જ હોય છે આ કાલિક પરત્વ-અપરત્વનું કાલપિંડસયોગ એ અસમ. કારણ છે. કાલિક-દૈશિક પરત્વ-અપરત્વનો નાશ અપેક્ષાબુદ્ધિના નાશથી થાય છે. (નવ્યો વિપ્રકૃષ્ટત્વ-સન્નિકૃષ્ટત્વથી જ અને જ્યેષ્ઠત્વ-કનિષ્ઠત્વથી જ પર-અપરવ્યવહારની સગતિ માની પરત્વ-અપરત્વને ગુણાન્તર માનતા નથી.) ॥૧૨૧॥ ૧૨૨॥૧૨૩॥૧૨૪॥

*(का) बुद्धे. प्रपञ्च प्रागेव प्रायशो विनिरूपित. ॥१२५॥*
*अथावशिष्टोऽप्यपरः प्रकार· परिदर्श्यते ।*
*अप्रमा च प्रमा चेति ज्ञानं द्विविधमिष्यते ॥१२६॥*
*तच्छून्ये तन्मतिर्या स्यादप्रमा सा निरूपिता ।*
*तत्प्रपञ्चो विपर्यास सशयोऽपि प्रकीर्तित: ॥१२७॥*
*आद्यो देहेष्वात्मबुद्धि. शङ्खादौ पीततामति: ।*
*भवेन्निश्चयरूपा या संशयोऽथ प्रदर्श्यते ॥१२८॥*
*किंस्विन्नरो वा स्थाणुर्वेत्यादिबुद्धिस्तु संशय· ।*
*तदभावाप्रकारा धीस्तत्प्रकारा तु निश्चय: ॥१२९॥*

(मु.) क्रमप्राप्तां बुद्धिं निरूपयति - बुद्धेरिति । तत्र अप्रमां निरूपयति - तच्छून्य इति । तदभाववति तत्प्रकारकं ज्ञानं भ्रम इत्यर्थः । तत्प्रपञ्चः = अप्रमाप्रपञ्चः । आद्य इति । विपर्यास इत्यर्थः । शरीरादौ निश्चयरूपं यदात्मत्वप्रकारकं ज्ञानं गौरोऽहमित्याकारकम् । एवं शङ्खादौ - पीतः शङ्खः - इत्याकारकं यद् ज्ञानं निश्चयरूपं तद् भ्रम इति । किंस्विदिति वितर्के । निश्चयस्य लक्षणमाह - तदभावेति । तदभावाप्रकारकं तत्प्रकारकं ज्ञानं निश्चयः ॥१२५॥१२६॥ १२७॥१२८॥१२९॥

## ★ બુદ્ધિનિરૂપણ ★

**(કા.) બુદ્ધિનો ભેદ-પ્રભેદાદિ વિસ્તાર પહેલાં જ પ્રાયઃ નિરૂપિત કરેલો છે. હવે અવશિષ્ટ અપર પ્રકાર દેખાડાય છે. જ્ઞાન અપ્રમા અને પ્રમા એમ દ્વિવિધ મનાય છે. તત્શૂન્યમાં તત્‌ની જે બુદ્ધિ તે અપ્રમા કહેવાયેલી છે. વિપર્યાસ અને સંશય તેના (અપ્રમાના) પ્રપંચ = પેટાભેદરૂપ છે. શરીરમાં આત્મબુદ્ધિ તથા શંખમાં પીતતાબુદ્ધિ જે નિશ્ચયરૂપ થાય છે તે આદ્ય = વિપર્યાસ છે. હવે સંશય કહેવાય છે. - આ પુરુષ હશે ? અથવા આ સ્થાણુ હશે ? આવી બુદ્ધિ એ સંશય છે. નિશ્ચયનું લક્ષણ કહે છે - તદભાવ જેમાં પ્રકાર રૂપે નથી એવી તત્પ્રકારા બુદ્ધિ એ નિશ્ચય છે.**

(મુ )(વિ.) ક્રમપ્રાપ્ત બુદ્ધિનું નિરૂપણ કરે છે - અપ્રમાને જણાવે છે -

તત્શૂન્ય = રજતત્વાદિથી શૂન્યમાં (રજતત્વાભાવવાન્‌મા = શુક્તિમાં) તત્ (= રજતત્વ) પ્રકારક જે જ્ઞાન થાય (इदं रजतम् એવું) તે અપ્રમા જાણવુ. અપ્રમાનુ લક્ષણ બતાવી હવે એના બે વિભાગો દર્શાવે છે - પ્રથમ વિભાગ વિપર્યાસ છે. શરીરાદિ અંગે गौरोऽहम् એવું જે આત્મત્વપ્રકારક નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે તે વિપર્યાસ છે. એમ શંખાદિમા पीतः शङ्खः એવું જે નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે તે વિપર્યાસ છે. किस्विद् એ વિતર્ક અર્થમાં છે. તદભાવાપ્રકારક એવું તત્પ્રકારક જ્ઞાન એ નિશ્ચય છે. સંશયમાં તદભાવપ્રકારકત્વ પણ હોય છે. માટે એમાં અતિવ્યાપ્તિના વારણ માટે તદભાવાપ્રકારકત્વ વિશેષણ છે. રજતમાં રજતત્વપ્રકારક નિશ્ચય કે શુક્તિમા રજતત્વપ્રકારક નિશ્ચય એ બન્નેમા રજતત્વાભાવપ્રકારકત્વ ન હોવાથી ને રજતત્વપ્રકારકત્વ હોવાથી નિશ્ચયનું લક્ષણ જાય છે.

નિર્વિકલ્પકજ્ઞાન પણ તદભાવાપ્રકારક તો હોય જ છે (કારણ કે એમાં કોઈ જ પ્રકાર હોતો નથી). એટલે એમાં અતિવ્યાપ્તિના વારણ માટે તત્પ્રકારકત્વ કહ્યું છે.

[શંકા ·- ह्रदो वह्न्यभाववान् पर्वतो वह्निमान् આવો સમુહાલંબન નિશ્ચય વહ્ન્યભાવપ્રકારક પણ હોવાથી અવ્યાપ્તિ.

**સમાધાન** - एकधर्मिविशेष्यकत्वे सति એવું વિશેષણ ઉમેરવાથી એ અવ્યાપ્તિનું વારણ થઈ જશે. વહ્ન્યભાવનો વિશેષ્ય ભિન્નધર્મી (હ્રદ) હોવાથી અવ્યાપ્તિ રહેતી નથી.]॥૧૨૫॥૧૨૬॥૧૨૭॥૧૨૮॥૧૨૯॥

*(का.) स संशयो मतिर्या स्यादेकत्राभावभावयोः ।*
*साधारणादिधर्मस्य ज्ञानं संशयकारणम् ॥१३०॥*

(मु.) संशयं लक्षयति - स संशय इति । एकधर्मिकविरुद्धभावाभावप्रकारकं ज्ञानं संशय इत्यर्थः । साधारणेति । उभयसाधारणो यो धर्मस्तज्ज्ञानं संशयकारणम् । यथा उच्चैस्तरत्वं स्थाणुपुरुषसाधारणं ज्ञात्वाऽयं स्थाणुर्नवेति संदिग्धे । एवमसाधारणधर्मज्ञानमपि कारणम् । यथा शब्दत्वस्य नित्यानित्यव्यावृत्तत्वं शब्दे गृहीत्वा शब्दो नित्यो न वेति संदिग्धे । विप्रतिपत्तिस्तु शब्दो नित्यो न

वेत्यादिशब्दात्मिका न संशयकारणम्, शब्द-व्याप्तिज्ञानादीनां निश्चयमात्रजनकत्वस्वाभाव्यात्, किन्तु तत्र शब्देन कोटिद्वयज्ञानं जन्यते संशयस्तु मानस एवेति । एवं ज्ञाने प्रामाण्यसंशयाद्विषयसंशय इति। एवं व्याप्यसंशयादपि व्यापकसंशय इत्यादिकं बोध्यम् । किन्तु संशये धर्मिज्ञानं धर्मीन्द्रियसन्निकर्षो वा कारणमिति ॥१३०॥

## ★ સંશય નિરૂપણ ★

**(કા.) એક જ ધર્મીમાં ભાવ-અભાવની જે બુદ્ધિ તે સંશય કહેવાય છે. સાધારણાદિધર્મનું જ્ઞાન એ સંશયનું કારણ છે.**

(મુ.)(વિ ) સંશયનું લક્ષણ દર્શાવે છે.- એક જ ધર્મીમાં પરસ્પર વિરુધ્ધ એવા ભાવ અને અભાવને પ્રકાર તરીકે જણાવતું જ્ઞાન એ સંશય છે. ह्रदपर्वतौ वह्नितदभाववन्तौ આવા જ્ઞાનમાં અતિવ્યાપ્તિના વારણ માટે એક ધર્મિક કહ્યું છે. (આમાં હ્રદ અને પર્વત જુદા-જુદા ધર્મી છે.) વળી એનો અર્થ એક ધર્મિતાવચ્છેદકવિશિષ્ટવિશેષ્યકત્વાવચ્છિન્ન એવો છે. અર્થાત્ ધર્મી તો એક જોઈએ પણ એનો ઉલ્લેખ એક જ અવચ્છેદકધર્મથી થયો હોવો જોઈએ. તેથી पर्वतो वह्निमान् द्रव्यं वह्न्यभाववद् આવા જ્ઞાનમાં સંશયનું લક્ષણ જતું નથી.

वृक्षः कपिसंयोगी कपिसंयोगाभाववाँश्च આવા જ્ઞાનમાં અતિવ્યાપ્તિના વારણ માટે વિરુદ્ધ એમ જણાવ્યું છે.

घटोऽद्रव्य पृथिवी च આવા જ્ઞાનમાં અતિવ્યાપ્તિના વારણ માટે भावाभाव લખ્યું છે. અદ્રવ્યત્વ અને પૃથિવીત્વ વિરુદ્ધ છે, પણ પરસ્પર અભાવરૂપ નથી.

ઈચ્છામા અતિવ્યાપ્તિના વારણ માટે જ્ઞાન જણાવ્યુ છે.

ભાવ અને અભાવ ઉભય કોટિમાં સાધારણ એવો જે ધર્મ તેનું જ્ઞાન સશયનું કારણ છે. જેમ કે સશયના ધર્મીમા સ્થાણુ અને પુરુષ (= સ્થાણુત્વાભાવવાન્) ઉભય સાધારણ ઉંચાઈ જાણીને 'આ સ્થાણુ હશે કે નહી ?' એવો સંદેહ પડે છે. એમ અસાધારણ ધર્મનું જ્ઞાન પણ કારણ છે. જેમકે શબ્દત્વ નિત્ય (આકાશાદિ) અને અનિત્ય (ઘટાદિ) બન્નેમાંથી વ્યાવૃત્ત હોવા રૂપે જાણીને (એટલે કે નિત્યત્વ અને અનિત્યત્વ એવી બન્ને કોટિના નિશ્ચિતઅધિકરણમાં અવૃત્તિ તરીકે અને તેથી બન્નેમાં અસાધારણ તરીકે જાણીને) પછી शब्दो नित्यत्ववान् न वा એવો સશય પડે છે.

शब्दो नित्यो न वा ઇત્યાદિ વિરુદ્ધકોટિદ્વયવાક્યાત્મક વિપ્રતિપત્તિ એ સંશયકારણ નથી, કારણ કે શબ્દ, વ્યાપ્તિજ્ઞાન અને અતિદેશવાક્યાર્થજ્ઞાન નિશ્ચયમાત્રના જનક હોવાના સ્વભાવવાળા હોય છે.

विप्रतिपत्तिज्ञान न संशयकारणं, प्रत्यक्षान्यनिश्चयकारणत्वात्, व्याप्तिज्ञानवत् આવો અનુમાનપ્રયોગ જાણવો.

એટલે વિપ્રતિપત્તિથી સંશય પડતો નથી. પણ, શક્તિજ્ઞાનસહકૃત એ શબ્દોથી ભાવ-અભાવકોટિદ્વયસ્મરણમાત્ર ઉત્પન્ન થાય છે. એટલે ભાવ-અભાવ રૂપ બન્નેકોટિની શાબ્દસામગ્રી હોવાથી એક બીજાનો પ્રતિબન્ધ થવાના કારણે શાબ્દબોધ થતો જ નથી. (માટે સંશય પડતો નથી.) પણ, આ કોટિદ્વયના સ્મરણાત્મક જ્ઞાનથી પછી મન:કરણક માનસસંશય પડે છે.

એમ, 'घटवद्भूतलमितिज्ञानं प्रमात्ववन्न वा' એવા, જ્ઞાનમાં પ્રામાણ્યના સંશયથી વિષયનો સંશય પડે છે, એટલે કે भूतल घटवन्न वा એમ વિષયમાં પણ સંશય પડે છે.

એમ, વ્યાપ્યના સંશયથી વ્યાપકનો સંશય પડે છે. પર્વતાદિ અંગે वह्निव्याप्यधूमवान्न वा એવા સંશયથી वह्निमान् न वा એવો સંશય પડે છે.

[શંકા :- ધર્મીનુ જ્ઞાન પણ સંશયનું કારણ છે, તો તજ્જન્યસંશયનો વિભાગ કેમ ન દર્શાવ્યો ?]

વગેરે જ્ઞાનસામાન્યકારણ છે. એનાથી ભિન્ન જે ચક્ષુસંયોગ વગેરે ગુણ, તેનાથી પ્રમા જન્ય હોય છે. (જેમકે અપ્રમા અપ્રમા એવા ભિન્નકારણરૂપ દોષથી જન્ય હોય છે, ઈશ્વરીયજ્ઞાનમાં વ્યભિચાર ન આવે એ માટે હેતુમા જન્યત્વ વિશેષણ છે.)

**શંકા** :- અહીં અર્થાન્તરદોષ છે. કારણ કે દોષ હોય તો પ્રમાત્મક જ્ઞાન થતું નથી, માટે દોષાભાવ પ્રતિબન્ધકાભાવરૂપે અહીં ભિન્નકારણરૂપે સિદ્ધ થઈ જશે.

**સમાધાન** :- पीतः शङ्खः આવા જ્ઞાનસ્થળે પિત્તદોષ હાજર હોવાથી શંખત્વની પ્રમા પણ ન થવાની આપત્તિ આવશે

[શંકા :- પિત્તદોષ તો શ્વેતત્વપ્રકારક શંખવિશેષ્યક પ્રમા પ્રત્યે જ પ્રતિબન્ધક છે, સંપૂર્ણ પ્રમા પ્રત્યે નહી. એટલે શંખત્વપ્રકારકપ્રમાનો પ્રતિબન્ધ કરે એવો દોષ હાજર ન હોવાથી એ પ્રમા થવામા શું વાંધો છે ? માટે દોષાભાવને જ કારણ તરીકે માનવો જોઈએ.]

(૨) **સમાધાન** :- દોષાભાવ હેતુ છે કે ગુણ હેતુ છે ? એમાં કોઈ વિનિગમક ન હોવાથી ગુણને પણ પ્રમાના હેતુ તરીકે માનવો જ પડે છે.

[વસ્તુત ગુણને કારણ માનવામાં લાઘવરૂપ વિનિગમક પણ છે જ એ હવે દર્શાવે છે -] (૩) દોષાભાવ અનત છે. એ બધાને કારણ માનવાની અપેક્ષાએ ગુણને કારણ માનવો એ જ ન્યાય્ય છે.

**શંકા** :- શંખમાં શ્વેતવર્ણરૂપ વિશેષણ તો છે જ. એટલે શ્વેતત્વપ્રકારકપ્રમા પ્રત્યે, વિશેષણવદ્વિશેષ્ય (શ્વેતવર્ણવિશિષ્ટશંખ) સાથે ઈન્દ્રિયસન્નિકર્ષરૂપ ગુણાત્મક જે કારણ તે વિદ્યમાન છે જ. ને છતાં એ પ્રમા થતી નથી. માટે પિત્તથી પ્રતિબન્ધ થવો માનવો પડે છે. એટલે પિત્તાદિ પ્રતિબન્ધક હોવાથી એના અભાવને પ્રતિબન્ધકાભાવ રૂપે કારણ માનવો જ પડે છે, તો પછી ગુણને પણ કારણ માનવાનું ગૌરવ શા માટે ?

**સમાધાન** :- તો પણ અન્વય-વ્યતિરેકથી ગુણ કારણ હોવા રૂપે સિદ્ધ થાય છે. પીતવર્ણ (વિશેષણ) વદ્(વિશેષ્ય)પટની સાથે ઈન્દ્રિયસનિકર્ષરૂપ ગુણ હોવાથી पीतः पटः પ્રમા થાય છે. પણ સુવર્ણમાં પીતવર્ણનો અભાવ હોવાથી પીતવર્ણવદ્ (જે વિશેષ્ય તેની) સાથે ઇન્દ્રિયસન્નિકર્ષ રૂપ ગુણ ન હોવાથી पीत सुवर्णम् એવી પ્રમા થતી નથી. આમ અન્વયવ્યતિરેકથી ગુણ પણ પ્રમાકારણ તરીકે સિદ્ધ થાય છે. एव = આમ પ્રમા પ્રત્યે ગુણ અને દોષાભાવ બન્ને કારણ છે એમ ભ્રમ પ્રત્યે ગુણાભાવ (અને દોષ એ બન્ને) કારણ છે એમ પણ કહી શકાય છે એમાં દોષો કયા છે ? તે હવે જણાવે છે - ક્યાંક શંખમાં પીતત્વનો ભ્રમ થાય છે એમા નેત્રસ્થ પિત્ત દોષ છે, ક્યાંક ચન્દ્ર વગેરેનું પરિમાણ અલ્પ હોવાનો ભ્રમ થાય છે એમાં ચન્દ્રસ્થ બહુતરમૂર્તસંયોગાન્તરિતત્વરૂપ દૂરત્વ દોષ છે. ક્યાંક વક વંશમાં સર્પનો ભ્રમ થવામાં નેત્રસ્થ મંડુકવસાંજન સ્વાશ્રયસયુક્તત્વ સમ્બન્ધથી વંશસ્થ બનીને કારણ બને છે. આમ આવા અનનુગત દોષો જ ભ્રાન્તિજનક હોય છે ॥૧૩૧॥

---

(का.) प्रत्यक्षे तु विशेष्येण विशेषणवता समम् ।
सन्निकर्षो गुणस्तु स्यादथ त्वनुमितौ पुनः ॥१३२॥
पक्षे साध्यविशिष्टे तु परामर्शो गुणो भवेत् ।
शक्ये सादृश्यबुद्धिस्तु भवेदुपमितौ गुणः ॥१३३॥
शाब्दबोधे योग्यतायास्तात्पर्यस्याथ वा प्रमा ।
गुण. स्याद्भ्रमभिन्न तु ज्ञानमत्रोच्यते प्रमा ॥१३४॥

(मु.) अथ के गुणा इत्याकाङ्क्षायां प्रत्यक्षादौ क्रमेण गुणान् दर्शयति - प्रत्यक्षे त्विति । प्रत्यक्षे

विशेषणवद्विशेष्यसंनिकर्षो गुणः । अनुमितौ साध्यवति साध्यव्याप्यवैशिष्ट्यज्ञानं गुणः । एवमग्रेऽपि ज्ञेयम् ।

**(કા.) વિશેષણવાન્ વિશેષ્યની સાથે સંનિકર્ષ એ પ્રત્યક્ષમાં ગુણ છે. અનુમિતિમાં સાધ્યવિશિષ્ટ પક્ષમાં પરામર્શ એ ગુણ છે. શક્યાર્થમાં સાદૃશ્યજ્ઞાન એ ઉપમિતિમાં ગુણ છે. શાબ્દબોધમાં યોગ્યતાની પ્રમા અથવા તાત્પર્યની પ્રમા એ ગુણ છે. અહીં ભ્રમભિન્ન જ્ઞાન એ પ્રમા કહેવાય છે.**

(મુ.)(વિ.) પ્રમાના કારણભૂત ગુણો કયા છે તે દર્શાવે છે.-

વિશેષણયુક્તવિશેષ્ય સાથે ઇન્દ્રિયનો લૌકિક કે અલૌકિક સંનિકર્ષ એ પ્રત્યક્ષમાં ગુણ છે. સાધ્યવિશિષ્ટ પક્ષ અંગે साध्यव्याप्यहेतुमान् पक्षः એવો પરામર્શ અનુમિતિમાં ગુણ છે. ગવયપદવાચ્ય ગવય અંગે સાદૃશ્ય-જ્ઞાન એ ઉપમિતિમા ગુણ છે. શાબ્દબોધમાં એકપદાર્થે અપરપદાર્થવત્ત્વરૂપ યોગ્યતાનું યથાર્થ જ્ઞાન કે તત્પ્રતીતીચ્છયોચ્ચરિતત્વરૂપ તાત્પર્યનું યથાર્થજ્ઞાન ગુણ છે.

*(का) अथवा तत्प्रकार यज्ज्ञान तद्वद्विशेष्यकम् ।*
*तत्प्रमा न प्रमा नापि भ्रम: स्यान्निर्विकल्पकम् ।।१३५।।*
*प्रकारतादिशून्यं हि सम्बन्धानवगाहि तत् ।*

(मु.) प्रमां निरूपयति - भ्रमभिन्नमिति ।।१३२।।१३३।।१३४।। ननु यत्र शुक्तिरजतयोरिमे रजते इति ज्ञानं जातं, तत्र रजतांशेऽपि प्रमा न स्यात्, तज्ज्ञानस्य भ्रमभिन्नत्वाभावाद्, अत आह - अथवेति । तद्वद्विशेष्यकत्वे सति तत्प्रकारकं ज्ञानं प्रमेत्यर्थः । अथैव स्मृतेरपि प्रमात्वं स्यात्, ततः किम् ? इति चेत् ? तथासति तत्करणस्यापि प्रमाणान्तरत्वं स्यादिति चेद् ? न, यथार्थानुभवकरणस्यैव प्रमाणत्वेन विवक्षितत्वात् । इदं तु बोध्यम् - येन सम्बन्धेन यद्वत्ता तेन सम्बन्धेन तद्वद्विशेष्यकत्वं तेन सम्बन्धेन तत्प्रकारकत्वं च वाच्यम्, तेन कपालादौ संयोगादिना घटादिज्ञाने नातिव्याप्तिः । एवं सति निर्विकल्पकं प्रमा न स्यात्, तस्य सप्रकारकत्वाभावादत आह - न प्रमेति । ननु वृक्षे कपिसंयोगज्ञानं भ्रमः प्रमा च स्यादिति चेद् ? न, प्रतियोगिव्यधिकरणसंयोगाभाववति संयोगज्ञानस्य भ्रमत्वात् । न च वृक्षे कपिसंयोगाभावावच्छेदेन संयोगज्ञानं भ्रमो न स्यात्, तत्र संयोगाभावस्य प्रतियोगिसमानाधिकरणत्वादिति वाच्यम्, तत्र संयोगाभावावच्छेदेन संयोगज्ञानस्य भ्रमत्वात् । लक्ष्य-स्याननुगमाल्लक्षणस्याननुगमेऽपि न क्षतिः ।।१३५।।

**★ પ્રમાલક્ષણ ★**

**(કા.) અથવા તત્પ્રકારક અને તદ્વદ્વિશેષ્યક એવું જે જ્ઞાન તે પ્રમા છે. નિર્વિકલ્પક જ્ઞાન પ્રમા પણ નથી હોતું કે ભ્રમ પણ નથી હોતું. કારણ કે તે પ્રકારતાદિથી શૂન્ય હોય છે. તથા તે સંબંધાનવગાહી હોય છે.**

(મુ.)(વિ.) પ્રમાનું નિરૂપણ કરે છે. - ભ્રમભિન્નજ્ઞાન એ પ્રમા છે.

**શંકા** :- જ્યા શુક્તિ અને રજત અંગે 'આ બે રજત છે' એવું જ્ઞાન થયું (એ જ્ઞાન ભ્રમાત્મક હોવાથી) રજતાંશમાં પણ પ્રમા રૂપ નહી બને, કારણ કે એ જ્ઞાન ભ્રમભિન્ન નથી. (માટે પ્રમાનું અન્ય લક્ષણ આપે છે-)

विशेषणवद्विशेष्यसंनिकर्षो गुणः । अनुमितौ साध्यवति साध्यव्याप्यवैशिष्ट्यज्ञानं गुणः । एवमग्रेऽपि ज्ञेयम् ।

**(કા.) વિશેષણવાન્ વિશેષ્યની સાથે સંનિકર્ષ એ પ્રત્યક્ષમાં ગુણ છે. અનુમિતિમાં સાધ્યવિશિષ્ટ પક્ષમાં પરામર્શ એ ગુણ છે. શક્યાર્થમાં સાદૃશ્યજ્ઞાન એ ઉપમિતિમાં ગુણ છે. શાબ્દબોધમાં યોગ્યતાની પ્રમા અથવા તાત્પર્યની પ્રમા એ ગુણ છે. અહીં ભ્રમભિન્ન જ્ઞાન એ પ્રમા કહેવાય છે.**

(મુ.)(વિ.) પ્રમાના કારણભૂત ગુણો કયા છે તે દર્શાવે છે.-

વિશેષણયુક્તવિશેષ્ય સાથે ઇન્દ્રિયનો લૌકિક કે અલૌકિક સંનિકર્ષ એ પ્રત્યક્ષમાં ગુણ છે. સાધ્યવિશિષ્ટ પક્ષ અંગે साध्यव्याप्यहेतुमान् पक्षः એવો પરામર્શ અનુમિતિમાં ગુણ છે. ગવયપદવાચ્ય ગવય અંગે સાદૃશ્ય-જ્ઞાન એ ઉપમિતિમાં ગુણ છે. શાબ્દબોધમાં એકપદાર્થે અપરપદાર્થવત્ત્વરૂપ યોગ્યતાનું યથાર્થ જ્ઞાન કે તત્પ્રતીતીચ્છયોચ્ચરિતત્વરૂપ તાત્પર્યનું યથાર્થજ્ઞાન ગુણ છે.

*(का.) अथवा तत्प्रकारं यज्ज्ञान तद्वद्विशेष्यकम् ।*
*तत्प्रमा न प्रमा नापि भ्रमः स्यान्निर्विकल्पकम् ॥१३५॥*
*प्रकारतादिशून्य हि सम्बन्धानवगाहि तत् ।*

(मु.) प्रमां निरूपयति - भ्रमभिन्नमिति ॥१३२॥१३३॥१३४॥ ननु यत्र शुक्तिरजतयोरिमे रजते इति ज्ञानं जातं, तत्र रजतांशेऽपि प्रमा न स्यात्, तज्ज्ञानस्य भ्रमभिन्नत्वाभावाद्, अत आह - अथवेति । तद्वद्विशेष्यकत्वे सति तत्प्रकारकं ज्ञानं प्रमेत्यर्थः । अथैवं स्मृतेरपि प्रमात्वं स्यात्, ततः किम् ? इति चेत् ? तथासति तत्करणस्यापि प्रमाणान्तरत्वं स्यादिति चेद् ? न, यथार्थानुभवकरणस्यैव प्रमाणत्वेन विवक्षितत्वात् । इदं तु बोध्यम् - येन सम्बन्धेन यद्वत्ता तेन सम्बन्धेन तद्वद्विशेष्यकत्वं तेन सम्बन्धेन तत्प्रकारकत्वं च वाच्यम्, तेन कपालादौ संयोगादिना घटादिज्ञाने नातिव्याप्तिः । एवं सति निर्विकल्पकं प्रमा न स्यात्, तस्य सप्रकारकत्वाभावादत आह - न प्रमेति । ननु वृक्षे कपिसंयोगज्ञानं भ्रमः प्रमा च स्यादिति चेद् ? न, प्रतियोगिव्यधिकरणसंयोगाभाववति संयोगज्ञानस्य भ्रमत्वात् । न च वृक्षे कपिसंयोगाभावावच्छेदेन संयोगज्ञानं भ्रमो न स्यात्, तत्र संयोगाभावस्य प्रतियोगिसमानाधिकरणत्वादिति वाच्यम्, तत्र संयोगाभावावच्छेदेन संयोगज्ञानस्य भ्रमत्वात् । लक्ष्य-स्याननुगमाल्लक्षणस्याननुगमेऽपि न क्षतिः ॥१३५॥

**★ પ્રમાલક્ષણ ★**

**(કા.) અથવા તત્પ્રકારક અને તદ્વદ્વિશેષ્યક એવું જે જ્ઞાન તે પ્રમા છે. નિર્વિકલ્પક જ્ઞાન પ્રમા પણ નથી હોતું કે ભ્રમ પણ નથી હોતું. કારણ કે તે પ્રકારતાદિથી શૂન્ય હોય છે. તથા તે સંબંધાનવગાહી હોય છે.**

(મુ.)(વિ.) પ્રમાનુ નિરૂપણ કરે છે. - ભ્રમભિન્નજ્ઞાન એ પ્રમા છે.

**શંકા** - જ્યાં શુક્તિ અને રજત અંગે 'આ બે રજત છે' એવુ જ્ઞાન થયું (એ જ્ઞાન ભ્રમાત્મક હોવાથી) રજતાશમાં પણ પ્રમા રૂપ નહી બને, કારણ કે એ જ્ઞાન ભ્રમભિન્ન નથી. (માટે પ્રમાનું અન્ય લક્ષણ આપે છે-)

"તદ્વાન્ જેમાં વિશેષ્ય હોય તેવું તત્પ્રકારકજ્ઞાન એ પ્રમા છે" એવુ લક્ષણ જાણવું

**શંકા** :- સ્મૃતિ પણ અનુભવને સમાન આકારવાળી હોવાથી તદ્વદ્વિશેષ્યકતત્પ્રકારક હોય છે. તેથી એ પણ પ્રમા બની જશે

**સમાધાન** :- ભલે ને એ પ્રમા બની-જાય. શું વાંધો છે ?

**શંકા** :- પણ તો પછી એના કરણભૂત અનુભવને પણ ચાર પ્રમાણથી ભિન્ન પાંચમું પ્રમાણ માનવું પડશે

**સમાધાન** - ના, યથાર્થ અનુભવના કરણને જ પ્રમાણ કહેવાની વિવક્ષા હોવાથી સ્મૃતિના કરણને પ્રમાણ માનવાની આપત્તિ આવતી નથી.

અહી આ ધ્યાનમાં રાખવું - જે સબંધથી યદ્વત્તા હોય તે સંબંધથી તદ્વાન્ જેમાં વિશેષ્યરૂપે ભાસતો હોય અને તે સબંધથી તે જેમા પ્રકાર રૂપે ભાસતો હોય એવુ જ્ઞાન પ્રમા છે તેથી संयोगेन घटवत्कपालम आवा भ्रमात्मक જ્ઞાનમાં પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ નથી.

"આ રીતે તો નિર્વિકલ્પકજ્ઞાન પ્રમા રૂપ નહીં બને, કારણ કે એ સપ્રકારક હોતું નથી." આવી શંકાનો ઇષ્ટાપત્તિરૂપે સ્વીકાર કરેલો જાણવો

**શંકા** - વૃક્ષમાં કપિસંયોગનું જ્ઞાન ભ્રમ અને પ્રમા ઉભયરૂપ બની જશે, કારણ કે એમાં બન્નેના લક્ષણો રહ્યા છે. તે પણ એટલા માટે કે વૃક્ષ કપિસંયોગવાન્ પણ છે, ને કપિસંયોગાભાવવાન્ પણ છે.

**સમાધાન** :- પ્રતિયોગિવ્યધિકરણ એવા સયોગાભાવવાળા પદાર્થમાં સંયોગનું જ્ઞાન એ ભ્રમ છે, એમ માન્યું હોવાથી આ દોષ આવતો નથી. વૃક્ષમા જે કપિસંયોગાભાવ છે તે પ્રતિયોગિસમાનાધિકરણ છે.

**શંકા** :- પણ તો પછી, कपिसयोगाभावावच्छेदेन (मूलावच्छेदेन) कपिसयोगी वृक्षः આવું જ્ઞાન પણ ભ્રમ નહીં થાય, કારણ કે ત્યાં કપિસંયોગાભાવ તો પ્રતિયોગિસમાનાધિકરણ છે

**સમાધાન** - આવા સ્થળોમા સયોગાભાવાવચ્છેદેન સંયોગજ્ઞાન એ ભ્રમ એવું લક્ષણ હોવાથી દોષ નથી.

[**શંકા** :- આમ ભ્રમના લક્ષણો બદલ્યા કરશો તો અનુગમ નહી રહે.]

**સમાધાન** - લક્ષ્યનો અનનુગમ હોવાથી લક્ષણનો અનનુગમ હોવામાં પણ કોઈ ક્ષતિ નથી ॥૧૩૫॥

---

*(का.) प्रमात्व न स्वतोग्राह्य सशयानुपपत्तितः ॥१३६॥*

(मु.) प्रमात्वमिति । मीमांसका हि प्रमात्वं स्वतोग्राह्यमिति वदन्ति । तत्र गुरूणां मते ज्ञानस्य स्वप्रकाशरूपत्वात्तज्ज्ञानप्रामाण्यं तेनैव गृह्यते । भाट्टानां मते ज्ञानमतीन्द्रियम्, ज्ञानजन्या ज्ञातता प्रत्यक्षा, तया च ज्ञानमनुमीयते । मुरारिमिश्राणां मतेऽनुव्यवसायेन ज्ञानं गृह्यते । सर्वेषामपि मते तज्ज्ञानविषयकज्ञानेन तज्ज्ञानप्रामाण्यं गृह्यते, [1]विषयनिरूप्यं हि ज्ञानमतो ज्ञानवित्तिवेद्यो विषयः । तन्मतं दूषयति - न स्वतो ग्राह्यमिति । संशयेति । यदि ज्ञानस्य प्रामाण्यं स्वतोग्राह्यं स्यात्, तदाऽनभ्यासदशापन्नज्ञाने प्रामाण्यसंशयो न स्यात् । तत्र हि यदि ज्ञानं ज्ञातं तदा त्वन्मते प्रामाण्यं ज्ञातमेवेति कथं संशयः ? यदि तु ज्ञानं न ज्ञातं, तदा धर्मिज्ञानाभावात्कथं संशयः ? तस्माज्ज्ञाने प्रामाण्यमनुमेयम् । तथाहि - 'इदं ज्ञानं प्रमा, संवादिप्रवृत्तिजनकत्वात्, यन्नैवं तन्नैवं, यथाऽप्रमा' । इदं पृथिवीत्वप्रकारकं ज्ञानं प्रमा, गन्धवति पृथिवीत्वप्रकारकज्ञानत्वात् । एवमिदं जलत्वप्रकारकं ज्ञानं प्रमा, स्नेहवति जलत्वप्रकारकज्ञानत्वात् । न च हेतुज्ञानं कथं जातम् ? इति वाच्यम्, पृथिवीत्वप्रका-

रकत्वस्य स्वतोग्राह्यत्वात् । तत्र गन्धग्रहेण गन्धवद्विशेष्यकत्वस्यापि सुग्रहत्वात् । [3]तत्प्रकारकत्वावच्छिन्न-तद्वद्विशेष्यकत्वं परं न गृह्यते, संशयानुरोधात् ।

## ★ પ્રામાણ્યવાદે જ્ઞપ્તિવાદ ★

**(કા.) પ્રમાત્વ સ્વતોગ્રાહ્ય હોતું નથી, કારણ કે તો પછી સંશયની અનુપપત્તિ થાય છે.**

**(મુ.)** પ્રમામા રહેલ પ્રમાત્વ સ્વતોગ્રાહ્ય હોય છે એમ મીમાંસક માને છે નૈયાયિક એને પરતોગ્રાહ્ય માને છે. [ગુરુ (પ્રભાકર), મિશ્ર (મુરારિમિશ્ર) અને ભટ્ટ (કુમારીલ ભટ્ટ) આ ત્રણ મીમાંસકોનો મત અહી પ્રદર્શિત કર્યો છે. ત્રણેના મતે સ્વવિષયકજ્ઞાનથી જ્ઞાનનું પ્રામાણ્ય ગૃહીત થાય છે. અહીં પ્રામાણ્ય એટલે પ્રમાણત્વ નહી, પણ પ્રમાત્વ એવુ તાત્પર્ય છે એ જણાવવા માટે 'તજ્જ્ઞાનપ્રામાણ્ય' એમ 'જ્ઞાન' શબ્દ ઉમેર્યો છે. આ સ્વવિષયકજ્ઞાન કયું ? એ માટે ત્રણેના મત જુદા જુદા છે.

પ્રત્યક્ષાદિયથાર્થ અનુભવાત્મક પ્રમા તદ્વતિ તત્પ્રકારકજ્ઞાનરૂપ છે. એટલે કે તદ્વતિ તત્પ્રકારકજ્ઞાનત્વ એ પ્રમાત્વ છે. એનો ઉલ્લેખ 'પ્રામાણ્ય' શબ્દથી પણ થાય છે આ પ્રામાણ્યની ઉત્પત્તિ અને જ્ઞપ્તિ શી રીતે થાય છે એની ચર્ચા પ્રામાણ્યવાદમા આવે છે આ બન્ને સ્વત થાય છે એમ મીમાંસકો અને વેદાંતી માને છે, પરત· થાય છે એમ નૈયાયિક માને છે.

આત્મા, આત્મમન·સંયોગ, ઇન્દ્રિય, અનુમાનાદિ જ્ઞાનસામાન્યની સામગ્રી છે. દોષાભાવસહકૃત આ સામગ્રીથી જ જ્ઞાનમાં પ્રમાત્વ પણ ઉત્પન્ન થઈ જવું એ પ્રામાણ્યની સ્વત· ઉત્પત્તિ છે. (એટલે કે दोषाभावसहकृतज्ञानसामान्यसामग्रीप्रयोज्यत्वमुत्पत्तिस्वतस्त्वम् છે.) નૈયાયિક કહે છે કે આત્મા, આત્મમન·સંયોગ વગેરે રૂપ જ્ઞાનસામાન્યસામગ્રી તો ભ્રમ પણ ઉત્પન્ન કરી શકે છે. માટે એ ઉપરાંત 'ગુણ' નામનું કારણ પણ પ્રમાની ઉત્પત્તિમાં ભાગ ભજવે છે જ્ઞાનસામાન્યની સામગ્રીથી ભિન્ન એવા આ ગુણથી જન્યત્વ પ્રમાત્વમા જે છે તે ઉત્પત્તિપરતસ્ત્વ છે.

પ્રમાત્વના આશ્રયભૂત પ્રમાજ્ઞાનનું જ્ઞાન કરાવનાર જેટલી સામગ્રી હોય, દોષાભાવ સહકૃત તે જ સામગ્રીથી પ્રમાત્વનું જ્ઞાન પણ થઈ જાય છે એમ મીમાંસકો કહે છે આ दोषाभावसहकृतयावत्स्वाश्रयग्राहक-सामग्रीग्राह्यत्व એ જ જ્ઞપ્તિસ્વતસ્ત્વ છે. (સ્વ = પ્રમાત્વ ) પ્રભાકરના મતે કોઈપણ જ્ઞાન સ્વપ્રકાશક હોવાથી પોતે જ પોતાનું જ્ઞાન પણ કરાવતું હોય છે. ને તેથી પોતાના સ્વરૂપનુ બોધ કરાવતું એ પોતાના પ્રમાત્વધર્મને પણ જણાવી દે છે. માટે પ્રમાત્વનો નિશ્ચય પણ પ્રમાગ્રાહક સ્વાત્મકજ્ઞાનથી જ થતો હોવાથી, यावत्स्वा-श्रयग्राहकसामग्रीग्राह्यत्व એમા હોવાથી જ્ઞપ્તિસ્વતસ્ત્વ જ હોય છે.

મુરારિમિશ્રના મતે अय घटः એવા પ્રમાજ્ઞાનનું ગ્રાહક છે घटत्वेन घटमह जानामि એવું અનુવ્યવસાયજ્ઞાન. આ માનસ જ્ઞાન પ્રમાજ્ઞાનને જણાવવાની સાથે એમાં રહેલ પ્રમાત્વને પણ જણાવી દે છે. માટે પ્રમાત્વમાં સ્વતોગ્રાહ્યત્વ છે જ.

કુમારીલભટ્ટના મતે બધું જ્ઞાન અતીન્દ્રિય છે. પણ अय घटः એવા જ્ઞાનથી ઘટમાં જ્ઞાતતાધર્મ પેદા થાય છે જેનુ પછી ज्ञातो घटः એમ પ્રત્યક્ષ થાય છે. આ જ્ઞાતતા હેતુથી अय घटः એવુ જ્ઞાન થયું હોવાનું અનુમાન થાય છે પ્રમાજ્ઞાનનુ ગ્રાહક એવુ આ અનુમાન જ એ જ્ઞાનમા રહેલ પ્રમાત્વને પણ જણાવી દે છે. માટે પ્રમાત્વમા યાવત્સ્વાશ્રયગ્રાહકસામગ્રીગ્રાહ્યત્વ સ્વરૂપ જ્ઞપ્તિસ્વતસ્ત્વ અક્ષત છે.

નૈયાયિક યાવત્સ્વાશ્રયગ્રાહક જ્ઞાન તરીકે घटमहज्ञानामि એવા અનુવ્યવસાયજ્ઞાનને (માનસપ્રત્યક્ષને) કહે છે આ જ્ઞાનના ત્રણ વિષયો છે, ઘડો, અહં (આત્મા) અને अय घटः એવુ વ્યવસાયજ્ઞાન, આ ત્રણે વિષયો સાથે મનનો સબંધ જોઈએ (કારણકે માનસપ્રત્યક્ષ મનરૂપી ઇન્દ્રિયના સનિકર્ષથી થાય છે.) એમા

મનનો આત્મા સાથે સંયોગસનિકર્ષ છે. વ્યવસાયજ્ઞાન સાથે સ્વસયુક્તસમવાય સંનિકર્ષ છે. અને બાહ્ય ઘટાદિ પદાર્થ સાથે સંયોગાદિરૂપ લૌકિક સંબધ સંભવિત ન હોવાથી 'જ્ઞાનલક્ષણા' એવો અલૌકિક સંનિકર્ષ છે. અર્થાત્ अयं घटः એવું જ્ઞાન જ ત્યા સનિકર્ષનું કામ કરે છે. [એટલે સ્વ(મન)સંયુક્ત(આત્મ) સમવેતજ્ઞાનરૂપ જ્ઞાનલક્ષણા સંનિકર્ષ જાણવો] આ આત્મમન-સંયોગ વગેરે રૂપ સામગ્રી એ પ્રમાત્વના આશ્રય ભૂત પ્રમાજ્ઞાનની ગ્રાહક સામગ્રી તરીકે કહેવાય છે. પણ પ્રમાત્વનું જ્ઞાન તો આનાથી ભિન્ન એવી સવાદિપ્રવૃત્તિજનકત્વલિંગક અનુમાનાદિરૂપ સામગ્રીથી થાય છે. માટે પ્રમાત્વની જ્ઞપ્તિ પરત: થાય છે. જ્ઞાનમાત્રગ્રાહકસામગ્રીભિન્નસામગ્રીગ્રાહ્યત્વ એ જ્ઞપ્તિપરતસ્ત્વ છે.

આ જ રીતે અપ્રમાત્વમા પણ ઉત્પત્તિ અને જ્ઞપ્તિની અપેક્ષાએ સ્વતસ્ત્વ અને પરતસ્ત્વ જાણવા.]

**ગુરુ (પ્રભાકર)** - કોઈ પણ જ્ઞાન સ્વપ્રકાશક હોય છે એટલે કે સ્વને જણાવનારું હોય છે. તેથી પોતે જ સ્વવિષયકજ્ઞાન રૂપ હોવાથી પોતાનાથી જ (તજ્જ્ઞાનથી જ) પોતાના (તજ્જ્ઞાનના) પ્રામાણ્યનો નિશ્ચય થાય છે. (જેમ જ્ઞાનવિષયકજ્ઞાનથી જ્ઞાનના જ્ઞાનત્વધર્મનો ગ્રહ થાય એમ એના પ્રમાત્વધર્મનો પણ ગ્રહ થાય છે.)

**ભટ્ટ (કુમારીલ ભટ્ટ)** - જ્ઞાન અતીન્દ્રિય છે. પણ જ્યારે ઘટનું જ્ઞાન થાય છે ત્યારે ઘડો જ્ઞાત બનવાથી એમા 'જ્ઞાતતા' ઉત્પન્ન થાય છે આ જ્ઞાનજન્યજ્ઞાતતા પ્રત્યક્ષ હોય છે, તેથી જ્ઞાતતાથી જ્ઞાનનું અને એમા રહેલા પ્રામાણ્યનું અનુમાન થાય છે

घटः घटत्ववद्विशेष्यकघटत्वप्रकारकज्ञानविषयः, घटत्वप्रकारकज्ञाततावत्त्वात्, यन्नैव तन्नैव, यथा पटः આવો અનુમાન પ્રયોગ જાણવો.

**मुरारिमिश्र** - अय घटः એવું જ્ઞાન થયા પછી घटत्वेन घटमह जानामि આવો જે અનુવ્યવસાય થાય છે (એ પણ તજ્જ્ઞાનવિષયક તો છે જ) એનાથી જ્ઞાનનો અને એમાં રહેલા પ્રામાણ્યનો નિશ્ચય થાય છે.

આમ બધાના મતે તજ્જ્ઞાનવિષયકજ્ઞાનથી પ્રામાણ્યગ્રહ થાય છે.

[**શંકા** - જ્ઞાનનુ જ્ઞાન તો જ્ઞાનવિષયકજ્ઞાન છે, (ઘટાદિ)વિષયવિષયકજ્ઞાન થોડુ છે કે જેથી વિષયઘટિતપ્રામાણ્ય એનાથી જાણી શકાય ?]

(૧) **સમાધાન** - વિષયનિરૂપ્યજ્ઞાન હોય છે. એટલે કે જે જ્ઞાનમા, મૂળજ્ઞાનનો વિષય, વિષયરૂપે ભાસતો ન હોય, એવા જ્ઞાનનો મૂળજ્ઞાન એ વિષય હોતુ નથી. તેથી જ્ઞાનની વિત્તિનો = જ્ઞાનના જ્ઞાનનો વેદ્ય = જાણવા યોગ્ય = વિષય ઘટાદિવિષય પણ હોય જ છે. અર્થાત્ ઘટાદિવિષય જ્ઞાનવિષયકજ્ઞાનનો વિષય હોય જ છે. તેથી એ જ્ઞાનથી વિષયઘટિતપ્રામાણ્યનો નિશ્ચય થઈ શકે છે

મીમાસકોના મતમાં ગ્રન્થકાર દૂષણ બતાવે છે

જો જ્ઞાનનુ પ્રામાણ્ય સ્વતોગ્રાહ્ય હોય અર્થાત્ જ્ઞાનના જ્ઞાનથી જ જણાઈ જતુ હોય, તો, અનભ્યાસદશામાં થયેલા (જલાદિના) જ્ઞાન અંગે (जलज्ञान प्रमा न वा આવો) સંશય પડી શકે નહી. કારણ કે જો એ વખતે એ જ્ઞાનનુ જ્ઞાન પણ થઈ ગયું હોય તો તમારા મતે, એ જ્ઞાનવિષયકજ્ઞાનથી પ્રામાણ્યનુ જ્ઞાન પણ થઈ જ જવું જોઈએ (તેથી સશય ન રહે), અને જો જ્ઞાનનું જ્ઞાન ન થયું હોય તો (ઉક્ત સંશયના) ધર્મી (જ્ઞાન)નું જ્ઞાન ન હોવાથી જ સંશય શી રીતે પડે ? કારણ કે સંશય પ્રત્યે ધર્મીનું જ્ઞાન કારણ છે. તેથી પ્રામાણ્ય સ્વતોગ્રાહ્ય નથી. પણ અનુમાનથી જણાય છે. તે આ રીતે -

(१) इद ज्ञान प्रमा, संवादिप्रवृत्तिजनकत्वात्, यन्नैव तन्नैव, यथाऽप्रमा તથા,

(२) इद पृथिवीत्वप्रकारकं (इय पृथिवी इति) ज्ञान प्रमा, गन्धवति पृथिवीत्वप्रकारकज्ञानत्वात्, એમ,

(३) इद जलप्रकारकं ज्ञानं प्रमा, स्नेहवति जलत्वप्रकारकज्ञानत्वात्

**શંકા** :- (૨) અને (૩) અનુમાનમા સ્વરૂપાસિદ્ધિ દોષ છે. કારણ કે गन्धवति पृथिवीत्वप्रकारकज्ञानत्व આવા હેતુના બે અંશો પૃથિવીત્વપ્રકારકત્વ અને ગન્ધવદ્વિશેષ્યકત્વ જે અભિપ્રેત છે તે, 'इय पृथिवी' એવા જ્ઞાનાત્મક પક્ષમાં સિદ્ધ નથી.

**સમાધાન** :- इयं पृथिवी આવું વ્યવસાયજ્ઞાન પૃથ્વીત્વપ્રકારક છે. તેથી વ્યવસાયજ્ઞાનનુ જ્ઞાન કરાવનાર અનુવ્યવસાયજ્ઞાનમાં વ્યવસાયજ્ઞાનની જેમ એમાં રહેલ પૃથ્વીત્વપ્રકારકત્વ પણ વિષય બની જ જાય છે. તેથી પૃથ્વીત્વપ્રકારકત્વ સ્વતોગ્રાહ્ય = અનુવ્યવસાયવેદ્ય હોવાથી એ અશ સિદ્ધ છે જ.

વળી, तत्र = પુરોવર્તીપદાર્થમાં ગન્ધનું પ્રત્યક્ષ થયું હોવાથી એ પ્રત્યક્ષના અનુવ્યવસાયથી ગન્ધપ્રત્યક્ષની જેમ ગન્ધવદ્વિશેષ્યકત્વનું પણ ગ્રહણ થઈ શકે છે.

[**શંકા** :- જો આમ ગન્ધવાન્ માં પૃથ્વીત્વપ્રકારકત્વનો નિર્ણય અનુવ્યવસાયથી થઈ શકે છે તો એ રીતે તો પૃથ્વીત્વવાન્માં પણ પૃથ્વીત્વપ્રકારકત્વનો અનુવ્યવસાયથી નિર્ણય થઈ શકશે અને એ જ તો પ્રમાત્વના નિશ્ચયરૂપ હોવાથી પ્રમાત્વ સ્વતોગ્રાહ્ય જ બની ગયું ને ?]

(૨) **સમાધાન** :- તત્પ્રકારકત્વાવચ્છિન્નતદ્વિશેષ્યકત્વનો નિર્ણય = (અર્થાત્) પૃથ્વીત્વપ્રકારકત્વ-વિશિષ્ટ પૃથ્વીત્વવદ્વિશેષ્યકત્વનો નિર્ણય એ અનુવ્યવસાયથી થતો નથી, માત્ર એ બન્ને અલગ-અલગ ભાસે છે એવું સંશયાનુરોધાત્ માનવું પડે છે. અર્થાત્ બન્ને વિશકલિત જ્ઞાત થાય છે એમ મનાય છે, પણ તાદશપ્રકારકત્વ વિશિષ્ટ તાદશવિશેષ્યકત્વ કે જે પ્રમાત્વ છે તેનો પણ નિર્ણય જો માની લેવામાં આવે તો પૂર્વે જણાવી ગયા એ મુજબ ક્યારેય પ્રમાત્વનો સંશય પડે જ નહી પણ, મારું આ જ્ઞાન પ્રમા (સાચું) હશે કે નહીં ? એ રીતે એ સંશય પડે તો છે. માટે એનો નિર્ણય વ્યવસાય જ્ઞાનના જ્ઞાનરૂપ અનુવ્યવસાયથી થતો નથી એમ માનવું પડે છે.

---

(मु.) ननु सर्वेषां ज्ञानानां यथार्थत्वात्प्रमालक्षणे तद्वद्विशेष्यकत्वं विशेषणं व्यर्थम् । न च रङ्गे रजतार्थिनः प्रवृत्तिर्भ्रमजन्या न स्यात्, तव मते भ्रमस्याभावादिति वाच्यम्, तत्र हि दोषाधीनस्य पुरोवर्तिनि स्वतन्त्रोपस्थितरजतभेदाग्रहस्य हेतुत्वात् । सत्यरजतस्थले तु विशिष्टज्ञानस्य सत्त्वात्तदेव कारणम् । [1]अस्तु वा तत्रापि रजतभेदाग्रह एव कारणमिति । न चान्यथाख्यातिः सम्भवति, रजत-प्रत्यक्षकारणस्य रजतेन्द्रियसन्निकर्षस्याभावाद्रङ्गे रजतबुद्धेरनुपपत्तेरिति चेद् ? न, सत्यरजतस्थले प्रवृत्तिं प्रति विशिष्टज्ञानस्य हेतुतायाः क्लृप्तत्वादन्यत्रापि तत्कल्पनात् । न च संवादिप्रवृत्तौ तत्कारणं, विसंवा-दिप्रवृत्तौ च भेदाग्रहः कारणमिति वाच्यम्, लाघवेन प्रवृत्तिमात्रे तस्य हेतुत्वकल्पनात् । इत्थञ्च रङ्गे रजतत्वविशिष्टबुद्ध्यनुरोधेन ज्ञानलक्षणाप्रत्यासत्तिकल्पनेऽपि न क्षतिः, फलमुखगौरवस्यादोषत्वात् । [2]किञ्च यत्र रङ्गरजतयोरिमे रजते रङ्गे वेति ज्ञानं जातं तत्र न कारणवाधोऽपि । [3]अपि च यत्र रङ्गरजत-योरिमे रजतरङ्गे इति ज्ञानं तत्रोभयत्र युगपत्प्रवृत्तिनिवृत्ती स्यातां, रङ्गे रङ्गभेदग्रहे रजते रजतभेदग्रहे चान्यथाख्यातिभयात् त्वन्मते दोषादेव रङ्गे रजतभेदाग्रहस्य रजते रङ्गभेदाग्रहस्य च सत्त्वात् । किञ्चा-ऽनुमितिं प्रति [4]भेदाग्रहस्य हेतुत्वे जलह्रदे वह्निव्याप्यधूमवद्भेदाग्रहादनुमितिर्निरावाधा । [5]यदि च विशि-ष्टज्ञानं कारणं, तदाऽयोगोलके वह्निव्याप्यधूमज्ञानमनुमित्यनुरोधादापतितम् । सेयमुभयतःपाशारज्जुः । इत्थं चान्यथाख्यातौ प्रत्यक्षमेव प्रमाणं, रङ्गं रजततयाऽवेदिपमित्यनुभवादिति सङ्क्षेपः ॥१३६॥

---

## ★ ભ્રમનિરોધક પ્રાભાકરમત ★

(મુ.)(વિ.) પ્રાભાકર :- [બધા જ્ઞાનો પ્રમા જ હોય છે, કારણ કે બધા જ્ઞાનો અર્થને અવ્યભિચારી જ હોય છે. જે જ્ઞાનમાં જે પદાર્થ ભાસે છે તે જ તેનો વિષય હોય છે, બીજો નહી. કારણકે અનવભાસમાન પદાર્થ પણ વિષય બની શકતો હોય તો અતિપ્રસંગ થશે (ઘટને પણ આ પટઃ જ્ઞાનના વિષય રૂપે માનવાનો અતિપ્રસગ થાય) તેથી इदं रजतम् આવુ શુક્તિ અંગે જે જ્ઞાન થતું અનુભવાય છે એમાં, વિષય શુક્તિ છે અને એ રજત તરીકે ભાસે છે એવુ નથી, અર્થાત અન્યથાખ્યાતિ (શુક્તિરૂપ પદાર્થની અન્યથા - અન્યરૂપે = રજતત્વરૂપે ખ્યાતિ = ભાન) જેવી ચીજ નથી. પણ ત્યા રજત તરીકે રજત જ ભાસતી હોય છે. આશય એ છે કે જ્યારે શુક્તિમાં इदं रजतम् એવું જ્ઞાન થતુ અનુભવાય છે ત્યાં વસ્તુતઃ બે જ્ઞાન હોય છે इदं એવુ પ્રત્યક્ષ અને रजतम् એવું સ્મરણ. રજતાંશમાં પ્રત્યક્ષ હોતુ નથી. કારણકે રજત સાથે ચક્ષુસન્નિકર્ષ નથી. એટલે પ્રત્યક્ષનો વિષય છે इदन्त्वेन શુક્તિ અને સ્મરણનો વિષય છે રજતત્વેન રજત. આમ બન્ને જ્ઞાન અને બન્નેના વિષય ભિન્ન ભિન્ન છે. પણ એ બે વચ્ચેનો (બે જ્ઞાન વચ્ચેનો તથા એ બેના વિષયભૂત ઇદ અને રજત વચ્ચેનો) ભેદ જણાયો ન હોવાથી इदन्त्वविशिष्ट રજત હોવા રૂપે એક વિશિષ્ટબુદ્ધિનો વ્યવહાર અને તદનુરૂપ પ્રવૃત્તિ થાય છે. એટલે વસ્તુત જ્ઞાન તો બન્ને અલગ-અલગ અને અર્થાવ્યભિચારી હોવાથી પ્રમા જ છે ]

પ્રાભાકર :- બધા જ્ઞાનો યથાર્થ જ હોવાથી પ્રમાના લક્ષણમાં તદ્વદ્વિશેષ્યકત્વ એવું વિશેષણ વ્યર્થ છે (અર્થાત અતિવ્યાપ્તિનું અવારક છે. તે પણ એટલા માટે કે જેમાં અતિવ્યાપ્તિ થાય એવું ભ્રમાત્મક કોઈ જ્ઞાન જ નથી )

નૈયાયિક - તો પછી રજતાર્થી પુરુષ રંગ ( = કલાઈ) અંગે, इदन्त्वेन રંગવિશેષ્યક રજતત્વપ્રકારકભ્રમ જન્ય જે પ્રવૃત્તિ કરે છે તે સંગત નહીં થઈ શકે, કારણકે તમારા મતમા તેવા ભ્રમનો જ અભાવ છે.

પ્રાભાકર - આવી શંકા ન કરવી. કારણ કે ત્યા દોષાધીન પુરુષને પુરોવર્તી પદાર્થમાં (રંગમાં) સ્વતન્ત્રઉપસ્થિત રજતભેદાગ્રહ હેતુ છે. આશય એ છે કે રંગમાં જો રજતભેદનો નિર્ણય થઈ જાય તો તો રજતાર્થી પ્રવૃત્તિ કરે નહી. પણ ચાકચીક્યાદિદોષ આ ભેદગ્રહમા પ્રતિબન્ધક છે. તેથી સ્મૃતરજતનો પુરોવર્તી રંગમા જે ભેદાગ્રહ, એ જ પ્રવૃત્તિનો હેતુ બને છે. (અર્થાત વિસંવાદીપ્રવૃત્તિ પ્રત્યે ભેદાગ્રહ હેતુ છે.) (તથા સવાદીપ્રવૃત્તિ પ્રત્યે તો વિશિષ્ટજ્ઞાન જ હેતુ છે તે હવે કહે છે -) સત્યરજતસ્થળે = રજતવિષયકરજતપ્રવૃત્તિ-સ્થળે (તેવી પ્રવૃત્તિ પ્રત્યે તો) પુરોવર્તિપદાર્થવિશેષ્યક, રજતત્વપ્રકારક એવું વિશિષ્ટજ્ઞાન વિદ્યમાન હોવાથી એ જ કારણ છે

[નૈયાયિક - આ તો બન્ને પ્રવૃત્તિ પ્રત્યે અલગ-અલગ કા.કા. ભાવ માનવાનું ગૌરવ થશે.]

(૧) પ્રાભાકર - અથવા તો, ત્યા પણ = સંવાદીપ્રવૃત્તિ પ્રત્યે પણ રજતભેદાગ્રહ જ કારણ છે એમ માનવુ

(આમ ભ્રમ ન માનવા છતા વિસંવાદીપ્રવૃત્તિની સંગતિ થઈ શકે છે. એટલે એ સંગતિ માટે ભ્રમ માનવો આવશ્યક નથી ને એ સિવાય તો) અન્યથાખ્યાતિ = ન યથાખ્યાતિ = અતદ્ધર્મવત્તયા પ્રતીતિ... સંભવિત જ નથી, કારણકે રજતપ્રત્યક્ષના કારણભૂત રજતેન્દ્રિયસન્નિકર્ષનો અભાવ હોવાથી રંગમાં રજતનું પ્રત્યક્ષ થઈ શકતું નથી.

## ★ ભ્રમસાધક નૈયાયિકમત ★

નૈયાયિક :- આવો પ્રાભાકરમત યોગ્ય નથી. કારણકે સત્યરજતસ્થળમા પ્રવૃત્તિ પ્રત્યે વિશિષ્ટ જ્ઞાનને

કારણ માન્યું હોવાથી ભ્રમસ્થળે પણ એને હેતુ માનવુ આવશ્યક છે.

**પ્રાભાકર** - સંવાદીપ્રવૃત્તિ પ્રત્યે વિશિષ્ટજ્ઞાનને અને વિસવાદીપ્રવૃત્તિ પ્રત્યે ભેદાગ્રહને હેતુ માનો ને!

**નૈયાયિક** - ના, લાઘવથી પ્રવૃત્તિમાત્ર પ્રત્યે વિશિષ્ટજ્ઞાનને જ હેતુ માનવામા આવે છે. (કા.કા. ભાવદ્વય માનવામાં ગૌરવ છે ) આમ વિસંવાદીપ્રવૃત્તિ સ્થળે પણ વિશિષ્ટજ્ઞાન જ હેતુ હોવાથી રંગમાં રજતત્વવિશિષ્ટબુદ્ધિ માનવી જ પડે છે. અર્થાત્ રગવિશેષ્યકરજતત્વપ્રકારકપ્રવૃત્તિપ્રયોજક રંગવિશેષ્યકર-જતત્વપ્રકારક જ્ઞાન માનવું જ પડે છે અને એ જ્ઞાન માટે (રજત સાથે લૌકિકસનિકર્ષ ન હોવાથી) અલૌકિક સંનિકર્ષ માનવો પડવામા ગૌરવ હોવા છતાં દોષ નથી, કારણકે ફળમુખગૌરવ દોષરૂપ હોતું નથી.

[શંકા :- ઉક્ત ફળમુખગૌરવ કા.કા. ભાવનો નિશ્ચય થયા પછી ઉપસ્થિત થતું હોવાથી કા.કા. ભાવના નિશ્ચયનો પ્રતિબન્ધ કરી શકતું નથી એ બરાબર, છતા એ કા.કા ભાવના નિશ્ચયમાં પાછળથી અપ્રામાણ્યજ્ઞાન કરાવી શકે છે. અને તેથી, હવે એવો કા.કા ભાવ પ્રામાણિક ન રહેવાથી 'વિસવાદી પ્રવૃત્તિરૂપ કાર્ય છે તો એના કારણ તરીકે રંગવિશેષ્યક રજતત્વપ્રકારક વિશિષ્ટજ્ઞાન (= અન્યથા ખ્યાતિ) પણ જોઈએ જ' એ રીતે તમે જે કાર્યલિંગક અનુમિતિ કરવા માગો છો તે અપ્રમા થઈ જશે અને તેથી એ અન્યથાખ્યાતિ (ભ્રમ)ની સિદ્ધિ કરાવી શકશે નહી.]

(૨) **સમાધાન** .- (તો પછી અન્ય સ્થળે પણ ભ્રમ માનવો આવશ્યક છે એ દર્શાવીએ છીએ.) વળી, જ્યાં રંગ અને રજત અંગે 'આ બે રંગ છે' અથવા 'આ બે રજત છે' એવું જ્ઞાન થયું ત્યાં તો કારણબાધ પણ નથી. [અર્થાત્, તમે અસત્યસ્થળે રજત સાથે ચક્ષુસંનિકર્ષરૂપ કારણ ન હોવાથી રજતાશમા પ્રત્યક્ષ ન માનતા સ્મરણ માનો છો પણ પ્રસ્તુતમા તો રજત સાથે સંનિકર્ષ રૂપ કારણ વિદ્યમાન હોવાથી પ્રત્યક્ષ માનવામા કોઈ બાધ નથી. તથા જ્ઞાનલક્ષણાસંનિકર્ષ માનવાનુ ગૌરવ ન હોવાથી એ ગૌરવ પ્રયુક્ત જે અપ્રામાણ્યજ્ઞાન વગેરે, તે પણ હવે ન રહેવાથી અન્યથાખ્યાતિની સિદ્ધિ થઈ શકે છે.]

[શંકા - રજતત્વના ચાક્ષુષપ્રત્યક્ષ માટે સ્વસયુક્ત(રજત)સમવાય એ સનિકર્ષ છે. આ સંનિકર્ષ રજતઘટિત છે. તેથી રજતઘટિતસંયુક્તસમવાય સંનિકર્ષથી રગમાં રજતત્વનું જ્ઞાન થઈ શી રીતે શકે ? માટે અન્યથાખ્યાતિની સિદ્ધિ થઈ શકતી નથી.]

(૩) (**સમાધાન** ·- તો પછી અમે સ્થળાન્તર દર્શાવીએ છીએ ) જ્યાં રંગ-રજતને અગે 'રજતરંગ' એવુ જ્ઞાન થયું ત્યા રજત અને રગ ઉભય અગે એકી સાથે પ્રવૃત્તિ અને નિવૃત્તિ માનવાની તમારે આપત્તિ આવશે, કારણકે રંગમાં રંગભેદગ્રહ માનશો કે રજતમાં રજતભેદગ્રહ માનશો તો તો (તે તે ભેદ રૂપધર્મ ન હોવા છતા ભેદબુદ્ધિ = ભેદપ્રકારકબુદ્ધિ થવાથી) અન્યથાખ્યાતિ સિદ્ધ થઈ જવાની આપત્તિ આવે. એ સિદ્ધ ના થઈ જાય એ માટે, અર્થાત્ એ સિદ્ધ થઈ જવાના ભયથી, તમારે રગમાં રગભેદાગ્રહ તથા રજતમાં રજતભેદાગ્રહ માનવો પડે છે. વળી, તમારા મતે ત્યાં દોષના કારણે જ રગમાં રજતભેદાગ્રહ અને રજતમા રંગભેદાગ્રહ પણ માનવાનો છે. એટલે બન્નેમાં પ્રવૃત્તિકારણભૂત રજતભેદાગ્રહ અને નિવૃત્તિકારણભૂત રંગભેદાગ્રહ બન્ને હોવાથી પ્રવૃત્તિ-નિવૃત્તિ ઉભય થવા જોઈએ.

વળી, અનુમિતિ પ્રત્યે (તમે કોને કારણ માનો છો ? ભેદાગ્રહને કે વિશિષ્ટજ્ઞાનને ?) (૪) જો ભેદાગ્રહને કારણ કહેશો તો જળહ્રદમાં વહ્નિવ્યાપ્યધૂમવાન્‌નો ભેદાગ્રહ હોવાથી અનુમિતિ નિરાબાધપણે થઈ જશે. [આશય એ છે કે ભેદાગ્રહને કારણ માનવાનો અર્થ એ થાય કે સાધ્યવ્યાપ્યવાન્ અને પક્ષ એ બેનો ભેદાગ્રહ એ કારણ છે. એટલે वह्निव्याप्यधूमवान् અને ह्रदः એવા બે સ્વતન્ત્ર જ્ઞાન થયા. પણ, આ બે જ્ઞાન જુદા જુદા છે એવો ભેદગ્રહ કે એ બેના વિષયભૂતવહ્નિવ્યાપ્યધૂમવાન્ અને હ્રદ આ બે વચ્ચેનો ભેદગ્રહ ન થયો. તેથી ભેદાગ્રહરૂપ કારણ હાજર થઈ જવાથી ત્યા ह्रदो वह्निमान् धूमात् એવી અનુમિતિ

અવિરોધપણે માનવી જ પડશે જે અન્યથાખ્યાતિ રૂપ હોવાથી અન્યથાખ્યાતિનો સ્વીકાર કરવો જ પડશે ]
(૫) જો વિશિષ્ટજ્ઞાનને અનુમિતિનું કારણ માનશો તો અયોગોલકમાં વહ્નિવ્યાપ્યધૂમનું જ્ઞાન અનુમિતિના કારણે માનવુ પડશે [એટલે કે-साध्यव्याप्यवान् पक्षः આવું એક વિશિષ્ટજ્ઞાન (પરામર્શ) અનુમિતિકારણ છે એમ માનવાનુ થયુ. वह्निमत् अयोगोलकम् આવું જ્ઞાન તો પ્રમા છે જ. એટલે ત્યા બે જ્ઞાન માનવાના ન રહેવાથી એને એક અનુમિતિરૂપ માની શકાય છે. તેથી ત્યા એના કારણ તરીકે वह्निव्याप्यधूमवद् अयोगोलकम् એવું વિશિષ્ટજ્ઞાન માનવુ જ પડશે. જે અન્યથાખ્યાતિ રૂપ છે ] આમ ઉભયત: પાશારજ્જુ છે. એટલે કે ભેદાગ્રહને કારણ માનો તો અનુમિતિરૂપ અન્યથાખ્યાતિ માનવી પડે છે અને વિશિષ્ટજ્ઞાનને કારણ માનો તો પરામર્શાત્મક અન્યથાખ્યાતિ માનવી પડે છે.

इत्थ च = વળી આ રીતે અન્યથાખ્યાતિમા (= ભ્રમમા) પ્રમાણોમા બળવાન્ એવુ પ્રત્યક્ષપ્રમાણ પણ છે જ, કારણ કે रङ्ग रजततयाऽवेदिषम् (રંગને રજતત્વેન જાણ્યુ - અર્થાત્ રંગવિશેષ્યકરજતત્વપ્રકારકજ્ઞાન કર્યું.) એવો અનુભવ = માનસપ્રત્યક્ષ થાય છે જ જે ભ્રમને જણાવે છે.

[જ્યા રજ્જુ અંગે સર્પબુદ્ધિ થાય છે. ત્યા બધાના આવા જુદા જુદા અભિપ્રાયો છે.

**શૂન્યવાદીમતે** - અત્યન્ત અસત્ એવા સર્પની રજ્જુદેશમા પ્રતીતિ થતી હોવાથી આ **અસત્ખ્યાતિ** છે.

**ક્ષણિકવિજ્ઞાનવાદીમતે** - વિજ્ઞાન જ સર્પાકારે ભાસે છે ને એ વિજ્ઞાન જ આત્મા છે, માટે આ **આત્મખ્યાતિ** છે.

**નૈયાયિક મતે** - રજ્જુ સર્પત્વાભાવવદ્ છે. એટલે સર્પત્વાભાવવાન માં (દોષવશાત્) સર્પત્વની બુદ્ધિરૂપ હોવાથી આ **અન્યથાખ્યાતિ** છે.

**મીમાંસકમતે** - સર્પસ્મરણ અને રજ્જુપ્રત્યક્ષ આ બન્ને જ્ઞાન સત્ય હોવાથી આ **સત્ખ્યાતિ** છે.

**અદ્વૈતિમતે** - ત્યા સર્પ સત્ નથી, અસત્ નથી, સદસત્ નથી, પણ અનિર્વચનીય છે. માટે આ **અનિર્વચનીયખ્યાતિ** છે ]

---

*(का) व्यभिचारस्याग्रहोऽपि सहचारग्रहस्तथा ।*
*हेतुर्व्याप्तिग्रहे, तर्कः क्वचिच्छङ्कानिवर्तक ॥१३७॥*

(मु.) पूर्वं व्याप्तिरुक्ता, तद्ग्रहोपायस्तु न दर्शित इत्यतस्तं दर्शयति - व्यभिचारस्येति । व्यभिचाराग्रहः सहचारग्रहश्च व्याप्तिग्रहे कारणम् । व्यभिचारग्रहस्य व्याप्तिग्रहे प्रतिबन्धकत्वात्तदभावः कारणमित्यर्थः । एवमन्वयव्यतिरेकाभ्या सहचारग्रहस्यापि हेतुता । [1]भूयोदर्शनन्तु न कारणं, व्यभिचारास्फूर्तौ सकृद्दर्शनेऽपि क्वचिद्व्याप्तिग्रहात् । [2]क्वचिद्व्यभिचारशङ्काविधूननद्वारा भूयोदर्शनमुपयुज्यते । यत्र तु भूयोदर्शनादपि शङ्का नापैति तत्र विपक्षे बाधकस्तर्कोऽपेक्षितः । तथाहि - [3]वह्निविरहिण्यपि धूमः स्यादिति यद्याशङ्का भवति, तदा सा वह्निधूमयोः कार्यकारणभावस्य प्रतिसन्धानान्निवर्तते । यद्ययं वह्निमान्न स्यात् तदा धूमवान्न स्यात्, कारणं विना कार्यानुत्पत्तेः । यदि च क्वचित्कारणं विनापि कार्यं भविष्यति, तदाऽहेतुक एव भविष्यति, इति तत्राप्याशङ्का भवेत्, तदा सा व्याघातादपसारणीया। यदि हि कारणं विना कार्यं स्यात् तदा धूमार्थं वह्नेस्तृप्त्यर्थं भोजनस्य वा नियमत उपादानं तवैव न स्यादिति । यत्र स्वत एव शङ्का नावतरति तत्र न तर्कापेक्षापीति तदिदमुक्तम् - तर्कः क्वचिच्छङ्कानिवर्तक इति ॥१३७॥

---

## ★ વ્યાપ્તિગ્રહોપાય ★

**(કા.) વ્યભિચારનો અગ્રહ તથા સહચારનો ગ્રહ વ્યાપ્તિગ્રહમાં કારણ છે. ક્યારેક તર્ક શંકાનિવર્તક બને છે.**

(મુ.)(વિ.) પહેલાં વ્યાપ્તિ કહી ગયા છીએ પણ તેના નિર્ણયનો ઉપાય દર્શાવ્યો નહોતો, એટલે હવે તે દર્શાવે છે વ્યભિચારનો સંશય-નિશ્ચયસાધારણ એવો અગ્રહ અને साध्यसमानाधिकरणो हेतुः એવો સહચારગ્રહ વ્યાપ્તિના નિર્ણયમાં કારણ છે. વ્યભિચારનું જ્ઞાન વ્યાપ્તિના જ્ઞાનમાં પ્રતિબન્ધક છે, માટે વ્યભિચારના જ્ઞાનનો અભાવ એનું કારણ છે. એમ, અન્વય-વ્યતિરેકથી સહચારગ્રહની કારણતા પણ સિદ્ધ થાય છે. (સહચારગ્રહ હોય તો વ્યાપ્તિનિર્ણય થાય છે, ન હોય તો નથી થતો. માટે સહચારગ્રહ વ્યાપ્તિગ્રહનું કારણ છે )

(૧) ભૂયોદર્શન (= અનેક સ્થળોમાં સાધ્ય-હેતુના સહચારનું દર્શન) વ્યાપ્તિનિર્ણયનું કારણ નથી, કારણ કે જો વ્યભિચાર સ્ફુરે નહીં તો એક જ વારના સહચારદર્શનથી પણ ક્યાંક વ્યાપ્તિનો નિર્ણય થઈ જાય છે. (એટલે કે વ્યતિરેકવ્યભિચાર હોવાથી ભૂયોદર્શન એ કારણ નથી. एतद्रूपवान् एतद्रसात् વગેરે સ્થળમાં અનેક અધિકરણાદિ ન હોવાથી એક જ વારના સહચારદર્શનથી વ્યાપ્તિનિર્ણય થઈ જાય એ સ્પષ્ટ છે જ.)

[શંકા - પ્રશસ્તપાદભાષ્યમાં व्याप्त्यवगमो भूयोदर्शनात् तर्काद्वा એવુ જે કહ્યું છે એનો વિરોધ થશે...]

(૨) **સમાધાન** .- [તેમાં भूयोदर्शनात् તથા तर्काद् માં પાંચમી વિભક્તિ જે છે તેનો અર્થ કારણતા નથી, પણ પ્રયોજકતા છે. એટલે ક્યાંક વ્યભિચારની શંકા પડવા દ્વારા વ્યભિચારાગ્રહ રૂપ કારણનું સંપાદન જે અટકી જાય છે એનું ભૂયોદર્શન, વ્યભિચારની શંકા દૂર કરવા દ્વારા સપાદન કરી આપે છે. માટે એ પ્રયોજક છે. આમ] ક્યાંક વ્યભિચારની શકા દૂર કરવા દ્વારા ભૂયોદર્શન ઉપયોગી બને છે. (એમ ક્યાંક તર્ક પણ પ્રયોજક બને છે એ હવે દર્શાવે છે ) જ્યાં ભૂયોદર્શનથી પણ શંકા દૂર નથી થતી ત્યાં વિપક્ષમાં બાધક તર્ક અપેક્ષિત હોય છે.

[વ્યાપ્યના આરોપથી વ્યાપકનો આરોપ એ તર્ક છે. (આ બન્ને આરોપ આહાર્યજ્ઞાન રૂપ હોય છે એ જાણવું). આ તર્ક બે પ્રકારનો હોય છે. વિષયપરિશોધક અને વ્યાપ્તિગ્રાહક. "પર્વત જો નિર્વહ્નિ (વહ્ન્યભાવરૂપ વ્યાપ્યવાન્) હોય તો નિર્ધૂમ (ધૂમાભાવરૂપ વ્યાપકવાન્) પણ હોવો જોઈએ" આવો પ્રથમપ્રકારનો તર્ક પર્વત પર વહ્નિરૂપ વિષયની પરિશુદ્ધિ કરે છે. તે આ રીતે - જળહ્રદમાં વહ્ન્યભાવ છે માટે ધૂમાભાવ છે. પણ પર્વતમા એવુ નથી, કારણકે પર્વત પર તો ધૂમ દેખાય છે. માટે ત્યાં વહ્ન્યભાવ ન હોઈ શકે, વહ્નિ જ હોય "ધૂમ જો વહ્નિવ્યભિચારી હોય તો વહ્નિજન્ય પણ ન હોય" આવો બીજા પ્રકારનો તર્ક વ્યભિચારશંકાને દૂર કરવા દ્વારા વ્યાપ્તિગ્રાહક બને છે.]

(વિપક્ષબાધક તર્કની અપેક્ષા આ પ્રમાણે જાણવી-) (૩) વહ્નિશૂન્યમાં (= વિપક્ષમાં) પણ જો ધૂમ રહી જાય તો ? આવી જો શકા હોય તો એ વહ્નિ-ધૂમના કા.કા. ભાવના પ્રતિસન્ધાનથી દૂર થાય છે (તે પણ આ રીતે) જો આ (પર્વત) વહ્નિમાન્ (કારણવાળો) ન હોય તો ધૂમવાન્ (કાર્યવાળો) પણ ન જ હોય, કારણકે કારણ વિના કાર્ય થઈ શકતું નથી. (પણ પર્વત ધૂમવાન્ તો છે જ, માટે વહ્નિમાન્ પણ હોવો જ જોઈએ.)

तत्रापि = કા.કા ભાવ અગે પણ શંકા પડે કે 'ક્યાંક કારણ વિના પણ કાર્ય થઈ જાય તો એ નિર્હેતુક જ થઈ જાય ' તો આ શંકાને વ્યાઘાત (અનુપપત્તિ)રૂપ તર્કથી દૂર કરવી. તે આ રીતે - જો કારણ વિના પણ કાર્ય થઈ શકે (આવુ તને લાગતું હોય તો) ધૂમ માટે વહ્નિનું ને તૃપ્તિ માટે ભોજનનુ તુ નિયમત જે ઉપાદાન કરે છે તે (સગત) ન થાય

જ્યા સ્વત જ શકા ન પડતી હોય ત્યાં તર્કની અપેક્ષા હોતી નથી પણ, તે જણાવવા કારિકાવલીમા क्वचिच्छङ्कानिवर्तकः એમ કહ્યું છે ॥૧૩૮॥

*(का) साध्यस्य व्यापको यस्तु हेतोरव्यापकस्तथा ।*
*स उपाधिर्भवेत्तस्य निष्कर्षोऽत्र प्रदर्श्यते ॥१३८॥*

(मु.) इदानी परकीयव्याप्तिग्रहप्रतिबन्धार्थमुपाधिं निरूपयति-साध्यस्येति । साध्यत्वाभिमतव्यापकत्वे सति साधनत्वाभिमताव्यापकत्वमुपाधित्वमित्यर्थः । ननु ''स श्यामो मित्रातनयत्वादि'त्यत्र शाकपाकजन्यत्वं नोपाधिः स्यात्, तस्य साध्यव्यापकत्वाभावात्, श्यामत्वस्य घटादावपि सत्त्वात्, [२]एवं 'वायुः प्रत्यक्षः, प्रत्यक्षस्पर्शाश्रयत्वादि'त्यत्रोद्भूतरूपवत्त्वं नोपाधिः स्यात्, प्रत्यक्षत्वस्यात्मादिषु सत्त्वात्, तत्र च रूपाभावात्, [३]एवं 'ध्वंसो विनाशी जन्यत्वादि'त्यत्र भावत्वं नोपाधिः स्यात्, विनाशित्वस्य प्रागभावेऽपि सत्त्वात्, तत्र च भावत्वाभावादिति चेद् ? न, यद्धर्मावच्छिन्नसाध्यव्यापकत्वं तद्धर्मावच्छिन्नसाधनाव्यापकत्वमित्यर्थे तात्पर्यात् । मित्रातनयत्वावच्छिन्नश्यामत्वस्य व्यापकं शाकपाकजत्वं, तदवच्छिन्नसाधनाव्यापकं च । एवं पक्षधर्मबहिर्द्रव्यत्वावच्छिन्नप्रत्यक्षत्वस्य व्यापकमुद्भूतरूपवत्त्वम्, बहिर्द्रव्यत्वावच्छिन्नसाधनस्याव्यापकं च । एवं 'ध्वंसो विनाशी जन्यत्वादि'त्यत्र जन्यत्वावच्छिन्नसाध्यव्यापक भावत्व बोध्यम् । सद्धेतौ तु एतादृशो धर्मो नास्ति यदवच्छिन्नस्य साध्यस्य व्यापकं तदवच्छिन्नस्य साधनस्य चाव्यापकं किञ्चित् स्यात् । व्यभिचारिणि तु उपाध्यधिकरणं यत्साध्याधिकरणं यच्चोपाधिशून्य साध्यव्यभिचारनिरूपकमधिकरणं तदन्यतरत्वावच्छिन्नस्य साध्यस्य व्यापकत्वं साधनस्य चाव्यापकत्वमुपाधेरन्ततः सम्भवतीति ॥१३८॥

## ★ ઉપાધિનિરૂપણ ★

**(કા.) જે સાધ્યનો વ્યાપક હોય અને હેતુનો અવ્યાપક હોય તે ઉપાધિ છે. તેનો આ પ્રમાણે નિષ્કર્ષ જણાવાય છે.**

**(મુ.)(વિ.)** હવે પરકીયવ્યાપ્તિગ્રહનો પ્રતિબન્ધ કરવા માટે ઉપાધિનુ નિરૂપણ કરે છે. (साध्यव्यापकत्वे सति साधनाव्यापकत्वम् આવું ઉપાધિનુ લક્ષણ મૂળમા કહ્યું પણ धूमवान् वह्नेः વગેરે સ્થળો કે જ્યાં ઉપાધિ છે ત્યા વસ્તુત અનુમાન થતુ ન હોવાથી, ન તો ધૂમ સાધ્ય છે કે ન તો વહ્નિ હેતુ તેથી ઉક્ત લક્ષણ અસગત જ કહી શકાય માટે એનો તાત્પર્યાર્થ બતાવે છે ) સાધ્ય તરીકે અભિમત પદાર્થને જે વ્યાપક હોય અને સાધન તરીકે અભિમત પદાર્થને જે અવ્યાપક હોય તે ઉપાધિ આમ અર્થ જાણવો.

(धूमवान् वह्नेः મા આર્દ્રેન્ધનસયોગ ઉપાધિ છે ભેજવાળા બળતણથી અગ્નિ બળતો હોય તો ત્યાં ધૂમાડો હોય જ તેથી આર્દ્રેન્ધનસયોગમા यत्र यत्र धूमस्तत्र तत्रार्द्रेन्धनसंयोगः એમ સાધનવ્યાપકત્વ છે, પણ यत्र यत्र वह्निस्तत्र तत्रार्द्रेन्धनसयोगः એમ સાધનવ્યાપકત્વ નથી, કારણકે અયોગોલકમાં વહ્નિ છે પણ આર્દ્રેન્ધનસંયોગ નથી તેથી આર્દ્રેન્ધનસંયોગ એ ઉપાધિ છે )

**શંકા** :- (ઉપાધિના લક્ષણમા અવ્યાપ્તિ દર્શાવે છે-)

(૧) स (मित्रातनयः) श्याम', मित्रातनयत्वाद् [મિત્રા નામની સ્ત્રી ક્ષીરાદિશુભ્રભોજન કરતી હતી અને ગૌરપુત્રને જન્મ આપ્યો પછી શાકાદિભોજન કરતી હતી અને શ્યામપુત્રને જન્મ આપ્યો આ બીજા પુત્ર અગે કોઈ આવુ અનુમાન કરવા માગે છે કે તે (= મિત્રાનો બીજો પુત્ર) શ્યામ છે, કારણકે મિત્રાનો

પુત્ર છે. આમ તો પ્રથમપુત્ર પણ મિત્રાતનય તો છે જ, ને એ શ્યામ નથી. માટે વ્યાભિચાર છે. તેથી અહીં ઉપાધિ જોઈએ. 'શાકપાકજન્યત્વ' એ અહી ઉપાધિ છે (શાકાત્મક આહારના પાકથી = પરિણામથી જન્ય હોવા પણું.) પણ, જ્યાં જ્યાં શ્યામત્વ (સાધ્ય) ત્યાં ત્યાં શાકપાકજન્યત્વ આવું સાધ્યવ્યાપકત્વ શાકપાકજન્યત્વમા છે નહીં, કારણકે શ્યામત્વ તો ઘટાદિમાં પણ હોય છે જ્યાં શાકપાકજન્યત્વ છે નહીં. માટે લક્ષણ જતુ નથી ] એટલે આ સ્થળમાં શાકપાકજન્યત્વ એ ઉપાધિ નહી બને.

(૨) એમ, वायुः प्रत्यक्षः, प्रत्यक्षस्पर्शाश्रयत्वाद् આ સ્થળમાં ઉદ્ભૂતરૂપવત્ત્વ એ ઉપાધિ નહી બને, કારણકે પ્રત્યક્ષત્વ સાધ્ય તો આત્મા વગેરેમાં પણ રહ્યું છે જ્યાં રૂપનો અભાવ છે. (એટલે કે સાધ્યવ્યાપકત્વ નથી.)

(૩) એમ, ध्वंसो विनाशी, जन्यत्वाद् આમા ભાવત્વ એ ઉપાધિ નહી બની શકે. કારણકે વિનાશિત્વ સાધ્ય તો પ્રાગભાવમાં પણ છે, જ્યાં ભાવત્વ ન હોવાથી સાધ્યવ્યાપકત્વ નથી.

**સમાધાન** :- આવી શંકા યોગ્ય નથી, કારણકે यद्धर्मावच्छिन्नसाध्यव्यापकत्वे सति तद्धर्मावच्छिन्नसाधनाव्यापकत्वम् આવો તાત્પર્યાર્થ હોવાથી કોઈ અવ્યાપ્તિ રહેતી નથી, અર્થાત્ યાદશધર્મવિશિષ્ટસાધ્યની સાથે ઉપાધિનો સહચાર (વ્યાપકતા) હોય તાદશધર્મવિશિષ્ટહેતુની સાથે વ્યભિચાર અવશ્ય હોય જ એવુ અમે કહીએ છીએ. તે આ રીતે-

(૧) મિત્રાતનયત્વરૂપ ધર્મથી વિશિષ્ટ શ્યામત્વ (અર્થાત્ सामानाधिकरण्यसम्बन्धेन मित्रातनयत्वावच्छिन्नश्यामत्व) ને વ્યાપક છે શાકપાકજન્યત્વ. (ઘટાદિમા શ્યામત્વ હોવા છતાં મિત્રાતનયત્વ ન હોવાથી मित्रातनयत्वावच्छिन्नश्यामत्व નથી. તેથી હવે, ત્યા શાકપાકજન્યત્વ ન હોય તો પણ ક્ષતિ નથી.) વળી तादात्म्येन मित्रातनयत्वावच्छिन्नमित्रातनयत्व રૂપ સાધનનું અવ્યાપકત્વ પણ શાકપાકજન્યત્વમાં છે જ. તેથી લક્ષણ સમન્વય.

(૨) એમ, પક્ષ (વાયુ)નો ધર્મ જે બહિર્દ્રવ્યત્વ, તદવચ્છિન્નપ્રત્યક્ષત્વનું વ્યાપક ઉદ્ભૂતરૂપવત્ત્વ છે, પણ બહિર્દ્રવ્યત્વાવચ્છિન્નસાધન (= બહિર્દ્રવ્યત્વવિશિષ્ટ પ્રત્યક્ષસ્પર્શાશ્રયત્વ)નું વ્યાપક નથી. (કારણકે એ તો વાયુમા પણ છે જ્યાં ઉદ્ભૂતરૂપ નથી.) માટે લક્ષણસમન્વય

(૩) ध्वसो विनाशी, जन्यत्वात्... આમાં જન્યત્વાવચ્છિન્નસાધ્ય (= વિનાશિત્વ)નું વ્યાપક ભાવત્વ છે, પણ તાદાત્મ્યેન જન્યત્વવિશિષ્ટજન્યત્વનુ વ્યાપક ભાવત્વ નથી, (કારણકે તેવુ જન્યત્વ ધ્વંસમા છે જ્યાં ભાવત્વ નથી ) તેથી અવ્યાપ્તિ રહેતી નથી.

[શુદ્ધ સાધ્યવ્યાપકસ્થળે તો અવ્યાપ્તિ હોતી જ નથી શુદ્ધસાધ્ય એટલે, અમુક ધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક ઉપાધિ છે એમ નહી, પણ એવા અમુકધર્માવચ્છિન્નત્વ વિશેષણશૂન્ય માત્ર સાધ્યને વ્યાપક ઉપાધિ છે એમ. જેમકે धूमवान् वह्नेः મા, આર્દ્રેન્ધનસંયોગ શુદ્ધ ધૂમને વ્યાપક છે અને શુદ્ધ વહ્નિ ને અવ્યાપક છે. વળી આ સ્થળમાં જ્યાં જ્યાં ધૂમ ત્યાં ત્યાં આર્દ્રેન્ધનસંયોગ, ને જ્યાં જ્યાં આર્દ્રેન્ધનસંયોગ ત્યાં ત્યાં ધૂમ, એમ આર્દ્રેન્ધનસંયોગાત્મક ઉપાધિ સાધ્યધૂમને સમવ્યાપ્ત છે. જ્યારે ध्वसो विनाशी जन्यत्वात् વગેરેમાં ભાવત્વ ઉપાધિ સાધ્યને સમવ્યાપ્ત નથી.]

સદ્ધેતુવાળા સ્થળમાં આવો કોઈ ધર્મ હોતો નથી યદવચ્છિન્ન સાધ્યનો વ્યાપક કોઈક પદાર્થ તદવચ્છિન્ન સાધનનો અવ્યાપક બને અને તેથી એ પદાર્થ ઉપાધિ રૂપ બને. વ્યભિચારી હેતુવાળા સ્થળમાં આવો ધર્મ કોઈ ને કોઈ તો મળે જ છે. [આવો અન્ય કોઈ ધર્મ ન સૂઝે તો] છેવટે ઉપાધિના અધિકરણભૂત જે સાધ્યાધિકરણ અને ઉપાધિશૂન્ય એવું જે સાધ્યના વ્યભિચારવાળું હેતુનું અધિકરણ, તદન્યતરત્વ પણ આવા ધર્મ તરીકે મળી જાય છે આવા તદન્યતરત્વાવચ્છિન્ન સાધ્યનું વ્યાપકત્વ અને તદન્યતરત્વાવચ્છિન્ન સાધનનું

અવ્યાપકત્વ ઉપાધિમાં સભવે છે જેમકે धूमवान् वह्नेः માં આર્દ્રેન્ધનસંયોગરૂપ ઉપાધિનું અધિકરણ છે પર્વત-મહાનસ વગેરે. વળી ઉપાધિશૂન્ય અયોગોલકાદિ સાધ્યવ્યભિચારનું (= સાધ્ય વિના પણ હેતુ વહ્નિને રહી જવાનુ) અધિકરણ છે. એટલે પર્વતાયોગોલકાન્યતરત્વ એ આવો ધર્મ થશે. સામાનાધિકરણ્ય સંબંધેન પર્વતાયોગોલકાન્યતરત્વવિશિષ્ટધૂમ (સાધ્ય) જ્યાં જ્યા (પર્વતમા) છે ત્યા ત્યાં આર્દ્રેન્ધનસંયોગરૂપ ઉપાધિ છે જ, અને સામાનાધિકરણ્યસબધેન પર્વતાયોગોલકાન્યતરત્વવિશિષ્ટવહ્નિ (હેતુ) જ્યાં જ્યાં (પર્વતમાં તથા અયોગોલકમાં) છે ત્યા ત્યાં આર્દ્રેન્ધનસયોગરૂપ ઉપાધિ નથી એટલે એ તાદશધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક છે અને તાદશધર્માવચ્છિન્નસાધનાવ્યાપક છે. માટે લક્ષણસમન્વય થઈ જાય છે. ॥૧૩૮॥

*(का.) सर्वे साध्यसमानाधिकरणा स्युरुपाधयः ।*
*हेतोरेकाश्रये येषां स्वसाध्यव्यभिचारिता ॥१३९॥*

**(मु.)** अत एव लक्ष्यमप्युपाधिरूपमेतदनुसारेण दर्शयति - सर्व इत्यादिना । स्वसाध्येति । स्वम् - उपाधिः, स्वं च साध्यं च स्वसाध्ये, तयोर्व्यभिचारितेत्यर्थः ॥१३९॥

**(કા.) બધી ઉપાધિ સાધ્યસમાનાધિકરણ હોય છે જે ઉપાધિઓની હેતુના એક આશ્રયમાં (હેતુમાં) સ્વ અને સાધ્યની વ્યભિચારિતા હોય છે.**

**(મુ.)(વિ.)** अत एव = ઉપાધિનું લક્ષણ યદ્ધર્માવચ્છિન્નઘટિત હોવું મૂળકારને અભિપ્રેત હોવાથી જ ઉપાધિનુ સ્વરૂપ પણ એ લક્ષણને અનુસરીને દર્શાવે છે. [જો લક્ષણને યદ્ધર્માવચ્છિન્નઘટિત ન કરતાં યથાશ્રુત જ રાખવું મૂળકારને અભિપ્રેત હોય તો બધી ઉપાધિ સાધ્યસમાનાધિકરણ હોય છે એમ મૂળકાર કહી શકે નહી, કારણકે स श्यामः, मित्रातनयत्वात् વગેરેમા સાધ્ય જે શ્યામત્વ, તેના અધિકરણીભૂત શ્યામઘટાદિમા શાકપાકજન્યત્વ સ્વરૂપ ઉપાધિ ન હોવાથી એ સાધ્યસમાનાધિકરણ નથી.] 'સ્વસાધ્ય-વ્યભિચારિતા' નો સમાસવિગ્રહ આ પ્રમાણે જાણવો - સ્વ = ઉપાધિ स्वं च साध्यं च स्वसाध्ये, तयोर्व्यभिचारिता स्वसाध्यव्यभिचारिता...

धूमवान वह्नेः મા હેતુના કોઈ એક અધિકરણ અયોગોલકમાં (= અયોગોલકાવચ્છેદેન) વહ્નિ હેતુમાં સ્વ = ઉપાધિ = આર્દ્રેન્ધનસયોગ અને સાધ્ય = ધૂમની વ્યભિચારિતા છે. ॥૧૩૯॥

*(का) व्यभिचारस्यानुमानमुपाधेस्तु प्रयोजनम् ।*

**(मु.)** उपाधेर्दूषकतावीजमाह - व्यभिचारस्येति । उपाधिव्यभिचारेण हेतौ साध्यव्यभिचारानुमानमुपाधेः प्रयोजनमित्यर्थः । तथाहि - यत्र शुद्धसाध्यव्यापक उपाधिस्तत्र शुद्धेनैवोपाधिव्यभिचारेण साध्यव्यभिचारानुमानम्, यथा 'धूमवान्वह्ने'रित्यादौ 'वह्निर्धूमव्यभिचारी तद्व्यापकार्द्रेन्धनसंयोगव्यभिचारित्वादि'ति, व्यापकव्यभिचारिणो व्याप्यव्यभिचारावश्यकत्वात् । यत्र तु किञ्चिद्धर्मावच्छिन्नसाध्यस्य व्यापक उपाधिस्तत्र तद्धर्मवति उपाधिव्यभिचारेण साध्यव्यभिचारानुमानम् । यथा 'स श्यामो मित्रातनयत्वादि'त्यादौ मित्रातनयत्वं श्यामत्वव्यभिचारि मित्रातनये शाकपाकजत्वव्यभिचारित्वादिति।

**(કા.) વ્યભિચારનું અનુમાન એ ઉપાધિનું પ્રયોજન છે.**

**(મુ.)(વિ.)** ઉપાધિનુ દૂષકતાબીજ જણાવે છે - હેતુમા ઉપાધિના વ્યભિચારથી સાધ્યના વ્યભિચારનું અનુમાન કરવુ એ ઉપાધિનું પ્રયોજન છે. તે આ રીતે - [ઉપાધિ દ્વિવિધ છે- શુદ્ધસાધ્યવ્યાપક અને વિશિષ્ટસાધ્યવ્યાપક. એમાંથી] જ્યા શુદ્ધ સાધ્યને વ્યાપક ઉપાધિ હોય ત્યાં શુદ્ધ (= પર્વતા-

યોગોલકાન્યતરત્વરૂપ વિશેષણથી શૂન્ય) ઉપાધિવ્યભિચારથી જ (હેત્વાત્મક પક્ષમાં) સાધ્યવ્યભિચારાનુમાન એ પ્રયોજન છે. જેમકે धूमवान् वह्नेः ઇત્યાદિમાં, वह्निः धूमव्यभिचारी, तद्व्यापकार्द्रेन्धनसंयोगव्यभिचारित्वात्।

[શંકા :- આ અનુમાન અપ્રયોજક છે.

**સમાધાન** - ના,] વ્યાપકનો જે વ્યભિચારી હોય તે વ્યાપ્યનો વ્યભિચારી પણ અવશ્ય હોવો જ જોઈએ એવો નિયમ છે. તેથી, આર્દ્રેન્ધનસંયોગનો વ્યભિચાર હોવા છતાં, ધૂમનો વ્યભિચાર ન હોય તો શુ વાધો ? એવી અન્વયવ્યભિચારની શકાનો વિઘટક આ નિયમભંગ રૂપ તર્ક વિદ્યમાન હોવાથી અનુમાન અપ્રયોજક નથી

(વિશિષ્ટસાધ્યવ્યાપક ઉપાધિનું પ્રયોજન દર્શાવે છે.-) જે હેતુમા (મિત્રાતનયત્વાદિ વિશેષણ રૂપ) કોઈક ધર્મથી અવચ્છિન્ન સાધ્યનો વ્યાપક ઉપાધિ હોય તે મિત્રાતનયત્વાદિરૂપ હેતુમા, તદ્ધર્મવાન્મા = મિત્રાતનયત્વવાન્ (મિત્રાતનય)માં હેતુમા રહેલા ઉપાધિવ્યભિચારથી સાધ્યવ્યભિચારાનુમાન એ પ્રયોજન છે. જેમકે स श्यामः मित्रातनयत्वात् ઇત્યાદિમાં આવું અનુમાન થાય છે કે - मित्रातनयत्वं श्यामत्वव्यभिचारि, मित्रातनये शाकपाकजत्वव्यभिचारित्वाद् ।

---

(मु.) [1]बाधानुन्नीतपक्षेतरस्तु साध्यव्यापकताग्राहकप्रमाणाऽभावात्[2]स्वव्याघातकत्वाच्च नोपाधिः । [3]बाधोन्नीतस्तूपाधिर्भवत्येव यथा 'वह्निरनुष्णः कृतकत्वादि'त्यादौ प्रत्यक्षेण वह्नेरुष्णत्वग्रहे वह्नीतरत्वमुपाधिः । यस्य तूपाधेः साध्यव्यापकता सन्दिह्यते स सन्दिग्धोपाधिः । [4]पक्षेतरस्तु सन्दिग्धोपाधिरपि नोद्भावनीयः, कथकसम्प्रदायानुरोधादिति ।

---

## ★ બાધાનુન્નીત પક્ષેતરત્વ ★

(મુ.)(વિ.) [આમ, ઉપાધિ લક્ષણનો ઉપાધિસ્વરૂપ લક્ષ્યમા સમન્વય દેખાડ્યો તથા ઉપાધિનું ફળ (પ્રયોજન) દેખાડ્યું. હવે 'પક્ષેતરત્વ' ઉપાધિસ્વરૂપ છે કે નહીં એ દર્શાવે છે - वह्निमान् धूमात् વગેરેમા પણ પક્ષેતરત્વ માં ઉપાધિનું લક્ષણ આમ તો જાય છે, કારણકે જ્યાં જ્યાં (મહાનસાદિમાં) સાધ્ય (વહ્નિ) (નિશ્ચિત) છે ત્યાં ત્યા પક્ષેતરત્વ છે (પક્ષમાં તો હજુ નિશ્ચિત નથી), ને જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં ત્યા પક્ષેતરત્વ નથી (કારણકે ધૂમ તો પર્વતમાં પણ નિશ્ચિત છે જ્યાં પક્ષત્વ છે, પક્ષેતરત્વ નહીં). તેથી પક્ષેતરત્વ સાધ્યવ્યાપક છે ને સાધનાવ્યાપક છે જ. છતાં]

(૧) બાધઅનુન્નીત પક્ષેતર (પક્ષભેદ = પક્ષેતરત્વ) એ સાધ્યવ્યાપકતાગ્રાહક પ્રમાણ ન હોવાથી તથા સ્વવ્યાઘાતક હોવાથી ઉપાધિ નથી, [આશય એ છે કે વહ્નિ પર્વતમાં નિશ્ચિત ન હોવાથી જ્યાં જ્યાં વહ્નિ તરીકે પર્વતભિન્ન અધિકરણો લીધા જેમાં પક્ષેતરત્વ છે જ. પણ જો, બાધનો નિશ્ચય ન હોય તો સાધ્યાધિકરણ તરીકે પક્ષ પણ સભવિત હોવાથી અને એમાં પક્ષેતરત્વ ન હોવાથી, પક્ષેતરત્વ સાધ્યવ્યાપક તરીકે નિશ્ચિત થઈ શકે નહી.] જો બાધનિશ્ચય થઈ ગયો હોય તો તો એ નિશ્રિત થઈ શકે છે. એટલે બાધઅનુન્નીત (= બાધરૂપ પ્રયોજક ન હોવાના કારણે સાધ્યવ્યાપકતયા અનિર્ણીત) પક્ષેતરત્વ એ ઉપાધિ નથી એમ જાણવું, કારણકે પક્ષમાં સાધ્યાભાવનો નિર્ણય થાય તો જ પક્ષેતરત્વ સાધ્યવ્યાપક તરીકે નિશ્રિત થઈ શકે છે. એટલે કે પક્ષમાં સાધ્યાભાવનો નિર્ણય જ પક્ષેતરત્વને ઉપાધિ તરીકે નિશ્રિત કરનાર પ્રમાણ છે જે નિર્ણય બાધનિર્ણયાભાવ હોવાથી થઈ શકતો નથી. તેથી સાધ્યવ્યાપકતાગ્રાહક પ્રમાણનો અભાવ હોવાથી એનો નિર્ણય ન થઈ શકવાના કારણે પક્ષેતરત્વ ઉપાધિ તરીકે સિદ્ધ થઈ શકતું નથી.

[શંકા :- છતાં, પક્ષમા સાધ્યનો સન્દેહ હોવાથી સાધ્યવ્યાપકત્વનો પણ સંદેહ તો રહે જ. તેથી પક્ષેતરત્વ સન્દિગ્ધોપાધિ તો બની જ શકશે ને !]

(૨) **સમાધાન** :- જો એ રીતે માનવામાં આવે તો ઉપાધિનો પોતાનો જ દૂષકતાવ્યાઘાતરૂપે વ્યાઘાત થઈ જશે આશય એ છે કે ઉપાધિ હેતુમા સાધ્યવ્યભિચારનું અનુમાન જે કરાવે છે એ એનું બીજ છે. પણ પક્ષેતરત્વને સન્દિગ્ધોપાધિ રૂપે પણ સ્વીકારવામાં આવે તો ઉપાધિમાત્રના આ અનુમાનનો વ્યાઘાત જ થઈ જાય હેતુઃ साध्यव्यभिचारी, उपाधिव्यभिचारित्वात् આવા આ અનુમાનમાં પણ પક્ષેતરત્વ સન્દિગ્ધોપાધિરૂપે ઉપસ્થિત થઈ, સાધ્યવ્યભિચારનુ અનુમાન જ ઉડાવી દેશે ને તેથી ઉપાધિ દૂષક જ નહીં રહેવાથી નિરર્થક બની જવાની આપત્તિ આવે

માટે બાધાનુન્નીત પક્ષેતરત્વ એ ઉપાધિ નથી.

**★ બાધોન્નીત પક્ષેતરત્વ ★**

(૩) બાધરૂપ પ્રયોજકથી પક્ષેતરત્વમા જો સાધ્યવ્યાપકતાનો નિર્ણય થઈ શકતો હોય તો પક્ષેતરત્વ ઉપાધિરૂપ બને જ છે. જેમકે वह्निः अनुष्णः, कृतकत्वात् ઇત્યાદિમાં પ્રત્યક્ષથી વહ્નિની ઉષ્ણતાનો નિર્ણય થઈ જવા પર વહ્નીતરત્વ એ ઉપાધિ બને જ છે. (જો કે આવા સ્થળે બાધની ઉપસ્થિતિ પ્રથમ થઈ જતી હોવાથી બાધ જ દોષ રૂપે રહે છે એ જાણવુ )

જે ઉપાધિની સાધ્યવ્યાપકતા કે સાધનાવ્યાપકતા દોષવશાત સન્દિગ્ધ હોય તે સન્દિગ્ધોપાધિ કહેવાય છે. धूमवान् वह्नेः ઇત્યાદિમા દોષવશાત્ ઉપાધિનિર્ણય નથી પણ ઉપાધિનો સંશય પડવાથી, वह्निः सन्दिग्धधूमव्यभिचारवान् सन्दिग्धसाध्यव्यापकोपाधिव्यभिचारित्वात् આવી સન્દિગ્ધવ્યભિચારાનુમિતિ એનાથી થઈ શકે છે.

[શંકા :- આ રીતે તો બાધાનુન્નીત પક્ષેતરત્વ પણ સન્દિગ્ધોપાધિરૂપે સ્વીકાર્ય બનવુ જોઈએ...]

(૪) **સમાધાન** - પક્ષેતરત્વનું તો સન્દિગ્ધોપાધિ રૂપે પણ ઉદ્‌ભાવન ન કરવું, કારણ કે ભાષ્યકાર વગેરે કથકોએ એવો સપ્રદાય (નિયમ) નક્કી કર્યો છે.

---

(मु.) केचित्तु सत्प्रतिपक्षोत्थापनमुपाधिफलम् । तथाहि - 'अयोगोलकं धूमवद्, वह्नेरि'त्यादा-'वयोगोलकं धूमाभाववदार्द्रेन्धनसंयोगाभावादि'ति सत्प्रतिपक्षसम्भवात् । इत्थञ्च साधनव्यापकोऽपि क्वचिदुपाधिः 'यथा करका पृथिवी कठिनसंयोगवत्त्वादि'त्यादावनुष्णाशीतस्पर्शवत्त्वम् । 'न चात्र स्वरूपासिद्धिरेव दूषणमिति वाच्यम्, सर्वत्रोपाधेर्दूषणान्तरसाङ्कर्यात् । अत्र च साध्यव्यापकः पक्षावृत्तिरुपाधिरित्याहुः ॥

---

(મુ.)(વિ.) **કેટલાક વિદ્વાનો** એમ કહે છે કે સત્પ્રતિપક્ષનુ ઉત્થાપન એ ઉપાધિનું ફળ છે. તથાહિ - अयोगोलक धूमवद्, वह्नेः ઇત્યાદિમાં अयोगोलक धूमाभाववद् आर्द्रेन्धनसयोगाभावात् આ રીતે સત્પ્રતિપક્ષ સભવિત છે. इत्थञ्च = વળી આમ સત્પ્રતિપક્ષનું ઉદ્‌ભાવન કરવા રૂપે ઉપાધિમાં દૂષકતા માનવી આવશ્યક બનવાથી ક્યારેક ઉપાધિ સાધનવ્યાપક પણ હોય છે. જેમકે - करका पृथिवी, कठिनसंयोगवत्त्वात् ઇત્યાદિમાં અનુષ્ણાશીતસ્પર્શવત્ત્વ. કરકા એટલે જલીયપાષાણ. कठिनसयोगवत्त्वात् એ સમવાયસંબધથી હેતુ છે. પૃથ્વીત્વ સાધ્ય છે આની સામે करका न पृथिवी, अनुष्णाशीतस्पर्शाभावाद् આવો સત્પ્રતિપક્ષ ઉભો કરવા માટે અનુષ્ણાશીતસ્પર્શને ઉપાધિ માનવી પડે છે. (જે ઉપાધિ હોય એનો અભાવ પ્રતિપક્ષી અનુમાનમાં હેતુ હોય છે ) પૃથ્વીમાં આ અનુષ્ણાશીતસ્પર્શ રૂપ ઉપાધિ પૃથ્વીત્વ સાધ્યને વ્યાપક પણ છે અને કઠિનસયોગવત્ત્વરૂપ સાધનને પણ વ્યાપક છે જ. (કરકાત્મકજળમા જે કઠિનસયોગવત્ત્વ હોય છે તે વસ્તુત તેમા અન્તર્ગત પાર્થિવભાગનો જ હોય છે, તેથી અવ્યાપકત્વ નથી.) એટલે, સત્પ્રતિપક્ષનું ઉદ્‌ભાવન કરવા રૂપે આ ઉપાધિ દૂષક છે ને એ સાધનને પણ વ્યાપક છે જ.

**શંકા** :- [આ અનુમાનમાં કઠિનસયોગવત્ત્વ હેતુને ઉપાધિના કારણે દુષ્ટ માનવા માટે ઉપાધિના લક્ષણમાં સાધનવ્યાપકત્વ પણ ઉમેરવું પડે છે. તો એના કરતાં આ હેતુને સ્વરૂપાસિદ્ધિ, બાધ અને સત્પ્રતિપક્ષથી જ દુષ્ટ માની ઉપાધિથી દુષ્ટ ન માનવો એ જ ઉચિત છે ને ? આવી શંકા કરવા કહે છે] (૧) પ્રસ્તુત करका पृथिवी ઈત્યાદિ અનુમાનમાં સ્વરૂપાસિદ્ધિ જ દોષ છે (કારણ કે કરકામાં કઠિનસંયોગ નથી.) (તેથી ઉપાધિદોષ ન હોવાથી લક્ષણ ન જાય એ ઈષ્ટ જ છે.)

**સમાધાન** - ('અન્યદોષ સંભવિત હોય તો ઉપાધિ દોષ ન માનવો' આવો જો અભિગમ અપનાવશો તો ઉપાધિ ક્યાંય દૂષણરૂપ નહી રહે, કારણ કે) સર્વત્ર ઉપાધિનું અન્યદોષ સાથે સાંકર્ય હોય જ છે. એટલે એટલા માત્રથી ત્યાં ઉપાધિ દોષ નથી એમ કહી દેવું ઉચિત નથી, કારણકે ઉપધેયસાંકર્ય હોવા છતાં ઉપાધિનું અસાંકર્ય સંભવિત છે જ. (એટલે ઉક્ત અનુમાનમા ઉપાધિ છે જ. તથા, એમાં સાધનાવ્યાપકત્વ નથી. એટલે અવ્યાપ્તિ ન આવે એ માટે ઉપાધિનું લક્ષણ બદલે છે ) अत्र = 'ઉપાધિ સત્પ્રતિપક્ષોત્થાપક છે' આવું માનનારના મતમાં साध्यव्यापकः पक्षावृत्तिः उपाधिः આટલું જ લક્ષણ જાણવું. અનુષ્ણાશીતસ્પર્શ કઠિનસયોગવત્ત્વરૂપસાધનને વ્યાપક હોવા છતા કરકારૂપ પક્ષમા અવૃત્તિ તો છે જ. માટે લક્ષણસમન્વય થઈ જશે.

---

*(का ) शब्दोपमानयोर्नैव पृथक्प्रामाण्यमिष्यते ।।१४०।।*
*अनुमानगतार्थत्वादिति वैशेषिकं मतम् ।*
*तन्न सम्यग्विना व्याप्तिबोधं शाब्दादिबोधत. ।।१४१।।*

(मु.) शब्दोपमानयोरिति । वैशेपिकाणा मते प्रत्यक्षमनुमानं च प्रमाणम् । शब्दोपमानयोस्त्वनुमानविधयैव प्रामाण्यम् । तथाहि - 'दण्डेन गामानये'त्यादिलौकिकपदानि यजेतेत्यादिवैदिकपदानि वा, तात्पर्यविषयस्मारितपदार्थसंसर्गप्रमापूर्वकाणि, आकाङ्क्षादिमत्पदकदम्बत्वाद्, 'घटमानये'तिपदकदम्बवत् । यद्वा 'एते पदार्थाः, मिथः संसर्गवन्तः, योग्यतादिमत्पदोपस्थापितत्वात्, तादृशपदार्थवत्' । दृष्टान्तेऽपि दृष्टान्तान्तरेण साध्यसिद्धिरिति ।।

---

### ★ વૈશેષિકમતે શબ્દનો અનુમાનમાં અન્તર્ભાવ ★

**(કા.) શબ્દ અને ઉપમાન એ પૃથક્ પ્રમાણ મનાતા નથી, કારણ કે અનુમાનથી ચરિતાર્થ થઈ જાય છે, એવો વૈશેષિક મત છે, તે બરાબર નથી, કારણકે વ્યાપ્તિના બોધ વિના પણ શાબ્દ વગેરે બોધ થાય છે.**

(મુ )(વિ.) વૈશેષિકોના મતે પ્રત્યક્ષ અને અનુમાન એમ બે પ્રમાણ છે. શબ્દ અને ઉપમાન તો અનુમાનવિધયા = અનુમિતિના કરણ તરીકે જ પ્રમાણ છે, (અર્થાત્ અનુમાનપ્રમાણરૂપ જ છે, નહી કે શાબ્દબોધ કે ઉપમિતિના સ્વતન્ત્ર પ્રમાણ રૂપ). તે = શબ્દપ્રમાણનો અનુમાનમાં અન્તર્ભાવ, આ રીતે જાણવો - [શબ્દશ્રવણ અને પદજન્યપદાર્થોપસ્થિતિ થયા બાદ તદુત્તરકાળે ઉપસ્થિતપદાર્થોનો તાત્પર્યજ્ઞાનવિષયીભૂત જે સંસર્ગ તદ્વિષયક પ્રમા કે જે નૈયાયિકોને શાબ્દબોધ તરીકે અભિપ્રેત છે તે વૈશેષિકમતે અનુમિત્યાત્મિકા જ છે. તેથી શબ્દપ્રમાણ સ્વતન્ત્ર (અલગ) પ્રમાણ નથી.] 'दण्डेन गामानय' વગેરે લૌકિક પદો અથવા स्वर्गकामो यजेत વગેરે વૈદિક પદો (આ પક્ષ છે) (અભ્રાન્ત વક્તાના) તાત્પર્યના વિષયભૂત જે (પદાર્થોપસ્થિતિ રૂપે) સ્મારિત પદાર્થોનો (પરસ્પર) સંસર્ગ તેની પ્રમાપૂર્વક પ્રયુક્ત થાય છે. (એટલે કે તાદશપ્રમાપૂર્વકત્વ એ સાધ્ય છે), કારણ કે (એ પદો) આકાંક્ષાદિથી યુક્ત પદ સમૂહરૂપ

છે, જેમકે घटमानय એવો પદસમૂહ. [પ્રાભાકરમતમા લૌકિકપદોને માત્ર અનુવાદક માન્યા હોવાથી વૈદિકપદો જ પ્રમાણરૂપ છે. તેથી **અથવા** કહીને વૈદિકપદોને પક્ષ તરીકે જણાવ્યા છે પદસમૂહ રૂપ વાક્ય પ્રત્યે કંઠતાલ્વાદ્યભિઘાત સાક્ષાત્ હેતુ છે, તાદશપ્રમા નહી, તેથી તાદશપ્રમાજન્યત્વ ન કહેતાં તાદશપ્રમાપૂર્વકત્વ કહ્યુ છે પદોમાં પ્રમાજન્યત્વ નથી, પણ પ્રમાપ્રયોજ્યત્વ તો છે જ] (આમ વક્તાના તાત્પર્યના વિષયભૂત અન્વય આવા અનુમાનથી જ જણાઈ જાય છે તો એ શાબ્દબોધથી જણાય છે એવું માનવું આવશ્યક ન રહેવાથી શબ્દ એ અલગ પ્રમાણ નથી )

[આ અનુમિતિ ટૂંકમા पदानि ससर्गप्रमापूर्वकाणि આવી છે, એટલે કે પદવિશેષ્યક સસર્ગપ્રમાપૂર્વકત્વપ્રકારક અનુમિતિ થાય છે પણ નૈયાયિકોના મુખ્યમતે શાબ્દબોધ પદાર્થવિષયક હોય છે, (અર્થાત્ શાબ્દબોધમાં પદ ભાસતા હોતા નથી.) તેથી હવે બીજી રીતે અનુમાનપ્રયોગ આપે છે-] આ (ઘટ, કર્મત્વ વગેરે) પદાર્થો પરસ્પર (આધેયતા વગેરે) સંસર્ગવાળા છે, કારણકે યોગ્યતાદિયુક્ત (પદાર્થના વાચક) પદોથી ઉપસ્થાપિત છે, જેમકે તેવા (पटमानय વાક્યથી બોધ્ય પટ-કર્મત્વ વગેરે) પદાર્થો [ઘટનો કર્મત્વમાં આધેયતાસમ્બન્ધ, કર્મત્વનો આનયનમાં નિરૂપકતા સમ્બન્ધ, આનયનનો કૃતિમા અનુકૂલતાસંબંધ, કૃતિનો ચૈત્રમા આશ્રયતાસબધ. આ બધા સસર્ગો (અન્વય) શાબ્દબોધથી ભાસે છે એવુ નૈયાયિક જે કહે છે તેની સામે વૈશેષિક આ રીતે અનુમાન આપી એ સંસર્ગ અનુમાનથી ભાસે છે એમ કહે છે.]

[શંકા - દષ્ટાન્ત તરીકે જે પટ અને કર્મત્વનો સબધ કહ્યો છે તે શી રીતે સિદ્ધ કરશો ? અર્થાત્ એ पटमानय વાક્ય પરથી થતા શાબ્દબોધરૂપે સિદ્ધ થશે કે ઉક્ત અનુમિતિ રૂપે ? જો શાબ્દબોધરૂપે કહેશો તો એ જ શાબ્દબોધાત્મક સ્વતન્ત્ર પ્રમાની અને એના સ્વતન્ત્ર પ્રમાણ તરીકે શબ્દની સિદ્ધિ કરી દેશે જો અનુમિતિરૂપે કહેશો તો એમા દષ્ટાન્ત શું આપશો ?]

**સમાધાન** - (દષ્ટાન્તમાં સસર્ગની શાબ્દબોધરૂપે સિદ્ધિ નથી, કિન્તુ) शरावमानय ઇત્યાદિ વાક્યથી બોધ્ય શરાવ-કર્મત્વ વગેરે પદાર્થો રૂપ) અન્ય દષ્ટાન્તથી (પટ-કર્મત્વ વગેરે પદાર્થો રૂપ) દષ્ટાન્તમાં મિથ સસર્ગરૂપ સાધ્યની અનુમાન દ્વારા સિદ્ધિ જાણવી

[શંકા - पटकर्मत्वे मिथ ससर्गवती, 'पटमानय' इति योग्यतादिमत्पदोपस्थापितत्वात्... આવા અનુમાનથી જ મૂળ અનુમાનના દષ્ટાન્તરૂપ પટ-કર્મત્વ પદાર્થ જે કહ્યા છે એમા સસર્ગાત્મક સાધ્યની સિદ્ધિ કરવી પડશે વળી એ માટે નવા અનુમાન ને નવા દષ્ટાન્તની જરૂર પડશે આમ તો અનવસ્થા ચાલ્યા કરશે, ને ક્યાય સાધ્યસિદ્ધિ નહી થાય

**સમાધાન** -- આવી શકા બરાબર નથી, કારણકે भूतले घटः એવો પ્રયોગ થવા પર જ્યાં ભૂતલ પર ઘટનુ અસ્તિત્વ પ્રત્યક્ષથી જાણી લીધુ છે ત્યા ભૂતલાધેયત્વનો ઘટપદાર્થમાં સસર્ગ પ્રત્યક્ષસિદ્ધ હોવાથી એ દષ્ટાન્ત લઈ સર્વત્ર સાધ્યસિદ્ધિ શક્ય બને છે.]

---

(मु.) एवं गवयव्यक्तिप्रत्यक्षानन्तरं 'गवयपदं, गवयत्वप्रवृत्तिनिमित्तकम्, असति वृत्त्यन्तरे वृद्धैस्तत्र प्रयुज्यमानत्वात् । असति च वृत्त्यंन्तरे वृद्धैर्यत्र यत्प्रयुज्यते तत्र तत्तत्प्रवृत्तिनिमित्तकम्, यथा गोपदं गोत्वप्रवृत्तिनिमित्तकम् । यद्वा 'गवयपदं सप्रवृत्तिनिमित्तकं, साधुपदत्वादि'त्यनुमानेन पक्षधर्मता-बलाद्गवयत्वप्रवृत्तिनिमित्तकत्वं सिध्यति ।

---

## ★ વૈશેષિકમતે ઉપમાનનો અનુમિતિમાં અન્તર્ભાવ ★

(मु.) [આમ શાબ્દબોધમા જે ભાસે છે તે અનુમિતિથી જ ભાસી શકતું હોવાથી શબ્દ પ્રમાણને અલગ માનવાની જરૂર નથી એમ ઉપમાનપ્રમાણ પણ ભિન્ન માનવાની જરૂર નથી ]

ગવયવ્યક્તિનું ગવયત્વપ્રકારકગવયવિશેષ્યક પ્રત્યક્ષ થયા પછી આવું અનુમાન થાય છે કે ગવયપદ ગવયત્વપ્રવૃત્તિનિમિત્તક છે, કારણ કે વૃત્ત્યન્તર ન હોવા સાથે વૃદ્ધો વડે ગવયને જણાવવા માટે એ વપરાય છે, જેમ કે ગોપદ ગોત્વપ્રવૃત્તિનિમિત્તક હોય છે, (પ્રસ્તુતમાં ગવયત્વવિશિષ્ટપિંડવિષયક વૃત્તિ તરીકે શક્તિ છે, માટે વૃત્ત્યન્તરથી લક્ષણા આવે, આવી લક્ષણા ન હોવાથી લક્ષણાશૂન્યત્વ અક્ષત છે). લક્ષણાદિશૂન્યત્વ હોવા સાથે જે પદ જે અર્થને જણાવવા માટે આપ્ત પુરુષોથી ઉચ્ચારાય તે પદ તે અર્થની શક્તિવાળું હોય છે, જેમકે ગોપદ ગોત્વપ્રવૃત્તિનિમિત્તક છે. (અર્થાત્ ગોત્વાવચ્છિન્નપિંડનિરૂપિત શક્તિવાળું છે. 'ગો'પદની શક્તિનો નિર્ણય વૃદ્ધવ્યવહારથી થઈ શકતો હોવાથી એ દૃષ્ટાન્ત બની શકે છે અને અનુમાનની પરંપરા ચાલતી નથી ) [આ સામાન્ય વ્યાપ્તિમાં યત્-તત્ નો ઉલ્લેખ છે, એટલે એ બેને અનનુગત માનનારને બીજું અનુમાન આપે છે-]

**અથવા,** ગવયપદ સપ્રવૃત્તિનિમિત્તક છે. કારણ કે સાધુપદ છે આમાં સપ્રવૃત્તિનિમિત્તકત્વ સાધ્ય છે, એટલે કે કિંચિદર્થનિરૂપિતશક્તિમત્ત્વ એ સાધ્ય છે. આમ તો વર્ણમાત્ર કો'ક ને કો'ક અર્થથી નિરૂપિત શક્તિમાન્ હોય જ છે. તેથી પદત્વાત્ એટલો જ હેતુ બસ છે, 'સાધુ' પદ વર્ણમાત્રની શક્તિમત્તાનું દ્યોતન કરવા માટે છે. આ અનુમાનથી, ગવયપદની શક્તિના નિરૂપક તરીકે કો'ક અર્થની સિદ્ધિ થાય છે. આ કોઈક પદાર્થ એટલે કયો ? તો કે 'ગવય' જ એ પક્ષધર્મતાબલાત્ જણાય છે. અર્થાત્ ગવયપદોદ્દેશ્યક અનુમિતિ છે એના પરથી એ નિર્ણીત થઈ જાય છે.

આમ, 'ગવય' વગેરે પદની શક્તિનો બોધ ઉપમાનથી થવો જે કહેવાય છે તે આ રીતે અનુમાનથી થઈ શકે છે. માટે ઉપમાન પણ સ્વતન્ત્ર પ્રમાણ નથી

---

(मु.) तन्मतं दूषयति - तन्न सम्यगिति । व्याप्तिज्ञानं विनापि शाब्दबोधस्यानुभवसिद्धत्वात् । न हि सर्वत्र शब्दश्रवणानन्तरं व्याप्तिज्ञाने प्रमाणमस्तीति । किञ्च सर्वत्र शब्दस्थले यदि व्याप्तिज्ञानं कल्प्यते तदा सर्वत्रानुमितिस्थले पदज्ञानं कल्पयित्वा शाब्दबोध एव किं न स्वीक्रियतामिति ध्येयम् ॥१४०॥१४१॥

---

(મુ.)(વિ.) વૈશેષિકોનો આ મત બરાબર નથી, કારણ કે વ્યાપ્તિજ્ઞાન વિના પણ શાબ્દબોધ થવો અનુભવસિદ્ધ છે. શબ્દશ્રવણ પછી સર્વત્ર વ્યાપ્તિજ્ઞાન થાય જ (અને પછી જ બોધ થાય) એવુ માનવામા કોઈ પ્રમાણ નથી. (અને વ્યાપ્તિજ્ઞાન વિના જે થાય એ અનુમિતિ તો ન જ હોય એ સ્પષ્ટ છે. માટે એ શાબ્દબોધ છે, ને એના પ્રમાણ તરીકે શબ્દ પણ પ્રમાણ છે.)

[શંકા - જે બોધ થાય છે એ તો અનુમિત્યાત્મક જ છે. ને એટલે જ એની અન્યથા અનુપપત્તિ થતી હોવાથી ત્યા વ્યાપ્તિજ્ઞાન થયુ જ હશે એવી કલ્પના કરી લેવી જોઈએ ]

**સમાધાન** - વળી, આ રીતે વ્યાપ્તિજ્ઞાન વચ્ચે થતું હોવાનો અનુભવ ન હોવા છતાં, સર્વત્ર એ થાય છે એવી કલ્પના જો કરો છો, તો એના કરતાં, અનુમાન એ સ્વતન્ત્ર પ્રમાણ નથી, પણ શબ્દમા જ અન્તર્ભૂત છે, ને જ્યા જ્યા અનુમાનથી વહ્નિ વગેરેનો નિર્ણય થાય છે ત્યાં (અનુભવ ન હોવા છતા) શાબ્દબોધ અન્યથા અનુપપન્ન રહેતો હોવાથી પદજ્ઞાનની જ કલ્પના કરી લ્યો ને.. એટલે કે ત્યાં પણ અનુમિતિની પૂર્વ ક્ષણમા પદજ્ઞાન કલ્પી લઈ પછી શાબ્દબોધ થાય છે એમ જ શા માટે ન સ્વીકારવું ? [એટલે એકથી બીજાનો અપલાપ કરી શકાતો નથી. માટે શબ્દને પૃથક્ પ્રમાણ માનવું પડે છે.] એ જ રીતે ઉપમાનનુ પૃથક્ પ્રામાણ્ય પણ જાણવું.

વળી अनुमिनोमि એવા અનુભવબલાત્ જેમ અનુમાન પ્રમાણ મનાય છે તેમ उपमिनोमि, शाब्दयामि એવા અનુભવબલાત્ ઉપમાન અને શબ્દને પણ પૃથક્ પ્રમાણ માનવા આવશ્યક છે જ.

તથા, योग्यतादिमत्पदोपस्थापितत्वात् આવા હેતુમા યોગ્યતા જે કહી છે તે વિશેષણ છે કે ઉપલક્ષણ? જો વિશેષણ કહેવામા આવે તો એ સર્વત્ર જોઈએ જ. વળી એ એક પદાર્થના અપર પદાર્થમા સસર્ગ રૂપ છે, અર્થાત્ એ જ સાધ્યરૂપ છે. તેથી હેતુ તરીકે એનો નિશ્ચય કરવામા સાધ્યનિશ્ચય જ થઈ જવાથી અનુમિતિ જ અટકી પડશે એને જો ઉપલક્ષણ તરીકે લેવાય, તો તો સર્વત્ર યોગ્યતા હોવી આવશ્યક ન રહેવાથી હેતુ વ્યભિચારી બની જશે (અયોગ્યપદોપસ્થાપિત પદાર્થમા પણ હેતુ રહ્યો છે, સાધ્ય નહી, તેથી વ્યભિચાર).

વળી, શબ્દ જો અનુમિતિના કરણરૂપે જ પ્રમાણભૂત છે તો, અનુમાન બન્ને સ્થળે તુલ્ય તરીકે થઈ શકતુ હોવાથી घटमानय એવુ વાકય સ્વરૂપયોગ્ય છે અને घटः कर्मत्वमानयन कृतिः એવું વાકય સ્વરૂપાયોગ્ય છે એવી વ્યવસ્થા ન થઈ શકે.

એમ, श्रोतव्यो मन्तव्यः વગેરે શ્રુતિ પરથી પણ શાબ્દબોધ એ અનુમિતિ નથી, પણ પદજ્ઞાનાત્મકપ્રમાણ જન્ય સ્વતન્ત્ર અનુભવ છે એમ સિદ્ધ થાય છે. ॥૧૪૦॥૧૪૧॥

---

*(का) त्रैविध्यमनुमानस्य केवलान्वयिभेदतः ।*
*द्वैविध्यं तु भवेद् व्याप्तेरन्वयव्यतिरेकतः ॥१४२॥*
*अन्वयव्याप्तिरुक्तैव व्यतिरेकादिहोच्यते ।*
*साध्याभावव्यापकत्वं हेत्वभावस्य यद्भवेत् ॥१४३॥*

(मु.) त्रैविध्यमिति । अनुमानं हि त्रिविधं - केवलान्वयिकेवलव्यतिरेक्यन्वयव्यतिरेकिभेदात् । तत्रासद्विपक्षः केवलान्वयी, यथा 'घटोऽभिधेयः, प्रमेयत्वादि'त्यादौ, तत्र हि सर्वस्यैवाभिधेयत्वाद्विपक्षासत्त्वम् । असत्सपक्षः केवलव्यतिरेकी, यथा 'पृथिवी इतरेभ्यो भिद्यते गन्धवत्त्वादि'त्यादौ, तत्र हि जलादित्रयोदशभेदस्य पूर्वमनिश्चिततया निश्चितसाध्यवतः सपक्षस्याभावः इति । सत्सपक्षविपक्षोऽन्वयव्यतिरेकी, यथा 'वह्निमान्धूमादि'त्यादौ, तत्र सपक्षस्य महानसादेर्विपक्षस्य जलहृदादेश्च सत्त्वमिति।

तत्र व्यतिरेकिणि व्यतिरेकव्याप्तिज्ञानं कारणं, तदर्थं व्यतिरेकव्याप्तिं निर्वक्ति - साध्याभावेति। साध्याभावव्यापकीभूताभावप्रतियोगित्वमित्यर्थः । अत्रेदं वोध्यम् - यत्सम्वन्धेन यदवच्छिन्नं प्रति येन सम्वन्धेन येन रूपेण व्यापकता गृह्यते तत्सम्वन्धावच्छिन्नप्रतियोगिताकतद्धर्मावच्छिन्नाऽभाववत्ताज्ञानात्तत्सम्वन्धावच्छिन्नप्रतियोगिताकतद्धर्मावच्छिन्नाभावस्य सिद्धिरिति । इत्थञ्च यत्र विशेषणतादिसम्वन्धेनेतरत्वव्यापकत्वं गन्धात्यन्ताभावे गृह्यते तत्र गन्धाभावाभावेनेतरत्वात्यन्ताभावः सिद्ध्यति । यत्र तु तादात्म्यसम्वन्धेनेतरव्यापकता गन्धाभावस्य गृह्यते तत्र तादात्म्यसम्वन्धेनेतरस्याभावः सिध्यति, स एवान्योन्याभावः । एवं यत्र संयोगसम्वन्धेन धूमं प्रति संयोगसम्वन्धेन वह्नेर्व्यापकता गृह्यते तत्र संयोगसम्वन्धावच्छिन्नप्रतियोगिताकवह्न्यभावेन जलहृदे सयोगसम्वन्धावच्छिन्नप्रतियोगिताकधूमाभावः सिध्यति । [1]अत्र च व्यतिरेकव्याप्तिग्रहे व्यतिरेकसहचारज्ञानं कारणम् । केचित्तु व्यतिरेकसहचारेणान्वयव्याप्तिरेव गृह्यते, न तु व्यतिरेकव्याप्तिज्ञानमपि कारणम् । [2]यत्र व्यतिरेकसहचाराद् व्याप्तिग्रहस्तत्र व्यतिरेकीत्युच्यते। [3]साध्यप्रसिद्धिस्तु घटादावेव जायते पश्चात्पृथिवीत्वावच्छेदेन साध्यत इति वदन्ति ॥१४३॥

### ★ અનુમાનત્રૈવિધ્ય ★

**(કા.) કેવલાન્વયીભેદથી અનુમાન ત્રિવિધ છે. વ્યાપ્તિ અન્વય અને વ્યતિરેકના ભેદે દ્વિવિધ છે. અન્વયવ્યાપ્તિ પહેલાં કહી ગયા છીએ. વ્યતિરેક વ્યાપ્તિ અહીં કહેવાય છે. હેત્વભાવમાં જે સાધ્યાભાવવ્યાપકત્વ હોય છે તે વ્યતિરેક વ્યાપ્તિ છે.**

(મુ.)(વિ.) અનુમાન ત્રિવિધ છે. કેવલાન્વયી, કેવલવ્યતિરેકી અને અન્વયવ્યતિરેકી [અનુમાન = અનુમિતિનું કરણ = વ્યાપ્તિજ્ઞાન કેવલાન્વયી વગેરે કાંઈ એના પ્રકારો નથી, પણ હેતુના પ્રકારો છે. એટલે જ્ઞાયમાન હેતુ એ અનુમિતિકરણ (અનુમાન) છે એવો પ્રાચીનમતાનુસારી ઉલ્લેખ જાણી આ હેતુના જ ત્રણ પ્રકારો જાણવા ] જેનો વિપક્ષ અસત્ હોય તે કેવલાન્વયી [જો કે આવો અર્થ કરવામા સિદ્ધિ-અસિદ્ધિ થતી હોવાથી વ્યાઘાત થાય છે કારણ કે અસત્ એટલે અસિદ્ધ છે અને વિપક્ષ એટલે નિશ્ચિત સાધ્યાભાવવાન્ - એટલે કે સિદ્ધ છે. એટલે અસત્ કહીને વિપક્ષ કહેવુ એમા વદતો વ્યાઘાત છે. તેથી જે હેતુ અત્યન્તાભાવાપ્રતિયોગિસાધ્યક હોય તે કેવલાન્વયી એવો અર્થ જાણવો ] જેમ કે, ઘટોऽभिधेयः, प्रमेयत्वात् ઇત્યાદિમાં આ અનુમાનમાં, વિશ્વના તમામ પદાર્થો અભિધેય હોવાથી વિપક્ષ તરીકે કોઈ મળતું નથી. માટે એનો પ્રમેયત્વ હેતુ કેવલાન્વયી છે.

જેનો સપક્ષ અવિદ્યમાન હોય તે કેવલવ્યતિરેકી હેતુ જાણવો. [જે સાધ્યમાં હેતુના સહચારનું જ્ઞાન નથી કર્યું એવા કેવલવ્યતિરેકી સાધ્યવાળો હેતુ એ કેવલવ્યતિરેકી હેતુ એવો અર્થ જાણવો, અન્યથા અહીં પણ સિદ્ધિ-અસિદ્ધિના કારણે વ્યાઘાત થાય.] જેમ કે પૃથ્વી ઇતરથી ભિન્ન હોય છે (स्वेतरभिन्ना), કારણ કે ગન્ધવાળી છે ઇત્યાદિમા આમા જે કોઈ પૃથ્વી છે એ બધી તો પક્ષ રૂપ હોવાથી જલાદિનો ભેદ એમાં નિશ્ચિત નથી અને જલાદિમાં તો જલાદિ તેરનો બધાનો ભેદ જ ન હોવાથી એ નિશ્ચિત નથી. માટે નિશ્ચિત સાધ્યવાન્ એવા સપક્ષનો અભાવ છે. તેથી ગન્ધવત્ત્વ હેતુ કેવલવ્યતિરેકી છે.

જેનો સપક્ષ અને વિપક્ષ બન્ને વિદ્યમાન હોય તે અન્વયવ્યતિરેકીહેતુ જાણવો જેમ કે वह्निमान् धूमात् ઇત્યાદિમાં સપક્ષ મહાનસાદિ અને વિપક્ષ જળહ્રદાદિ વિદ્યમાન છે.

તત્ર = વ્યતિરેકિલિંગક અનુમિતિમા વ્યતિરેકવ્યાપ્તિનુ જ્ઞાન કારણ છે, તેથી વ્યતિરેકવ્યાપ્તિનું નિરૂપણ ૧૪૩ મી કારિકાના ઉત્તરાર્ધમા કરે છે. -

કારિકામાં, વ્યતિરેકવ્યાપ્તિ તરીકે હેત્વભાવમાં રહેલ સાધ્યાભાવવ્યાપકત્વ જણાવ્યું છે પણ આ તો હેત્વભાવમાં રહેલો ધર્મ છે જ્યારે વ્યાપ્તિ તો હેતુમા રહે છે માટે મુક્તાવલીમા એનો તાત્પર્યાર્થ દર્શાવે છે - હેતુમાં રહેલ સાધ્યાભાવવ્યાપકીભૂતાભાવપ્રતિયોગિત્વ એ વ્યતિરેકવ્યાપ્તિ છે વહ્ન્યભાવવ્યાપકીભૂત-અભાવ છે ધૂમાભાવ. એનુ પ્રતિયોગિત્વ ધૂમમાં છે જ. ઇતરભેદાભાવને વ્યાપકીભૂત અભાવ છે ગન્ધાભાવ એનુ પ્રતિયોગિત્વ ગન્ધમા છે જ (ધૂમ-ગન્ધ વગેરેમા રહેલ આ પ્રતિયોગિત્વ જ વહ્નિ-સ્વેતરભેદનિરૂપિત વ્યતિરેક વ્યાપ્તિ છે એમ સમજવુ )

अत्रेद बोध्यम् - જે (સંયોગ) સબધથી યદ્ધર્મ(ધૂમત્વ)અવચ્છિન્ન પ્રત્યે જે (સંયોગ)સબધથી જે (વહ્નિત્વ)રૂપે વ્યાપકતાનો નિર્ણય હોય તે (સંયોગ) સબધાવચ્છિન્નપ્રતિયોગિતાકતદ્ધર્મ(વહ્નિત્વ)અવ-ચ્છિન્નાત્યન્તાભાવવત્તાજ્ઞાનથી (જળહ્રદાદિમા) તે (સયોગ) સંબધાવચ્છિન્નપ્રતિયોગિતાકતદ્ધર્મ (ધૂમત્વ) અવચ્છિન્ન અભાવની સિદ્ધિ થાય છે. એટલે, पृथिवी स्वेतरभिन्ना गन्धवत्त्वात् આ સ્થળમાં, ''જ્યા સ્વરૂપ-સબધથી સ્વેતરત્વ(=પૃથ્વીભેદ) ત્યાં સ્વરૂપસબંધથી ગધાભાવ' આ પ્રમાણે વિશેષણતાદિસંબંધથી ઇતરત્વવ્યાપકતા ગન્ધાત્યન્તાભાવમા નિશ્ચિત થઈ હોય તો ગન્ધાભાવના અભાવના જ્ઞાનથી ઇતરત્વાત્યન્તાભાવ

સિદ્ધ થાય છે. અને જો, 'જ્યાં તાદાત્મ્યસબંધથી ઇતર (પૃથ્વી ભિન્ન જળાદિ) ત્યાં સ્વરૂપસંબંધથી ગન્ધાભાવ' એમ તાદાત્મ્યસંબધથી ઇતરવ્યાપકતા ગન્ધાભાવમાં નિશ્ચિત થઈ હોય તો, તાદાત્મ્યસંબધથી ઇતરનો વ્યાપક જે સ્વરૂપસમ્બન્ધાવચ્છિન્નગન્ધાભાવ, તેના અભાવવત્તાના જ્ઞાનસ્વરૂપ પરામર્શથી તાદાત્મ્ય-સબધથી ઇતરનો અભાવ (=ઇતરભેદ) સિદ્ધ થાય છે. એટલે કે પૃથિવી इतरभिन्ना એવી અનુમિતિ થાય છે, આ જ અન્યોન્યાભાવ છે. એમ જ્યા સંયોગસંબધથી ધૂમ પ્રત્યે સંયોગસંબધથી વહ્નિની વ્યાપકતા નિશ્ચિત થાય છે ત્યાં સયોગસબધાવચ્છિન્નપ્રતિયોગિતાકવહ્નચભાવથી જળહ્રદમા સંયોગસંબધાવચ્છિન્નપ્રતિયોગિતાકધૂમાભાવ સિદ્ધ થાય છે

આશય એ છે કે, पृथिवी स्वेतरभेदवती, गन्धवत्त्वात्... આમાં, यत्र यत्र स्वेतरभेदाभावः (साध्याभावः) तत्र तत्र गन्धाभावः यथा जलादिषु આમ વ્યતિરેક સહચારથી स्वेतरभेदाभावव्यापकः गन्धाभावः આમ વ્યાપકતાનો નિશ્ચય થાય છે. (વળી અભાવનો અભાવ પ્રતિયોગી સ્વરૂપ હોય છે घटाभावाभावः = घट॰, અને ભેદનો અભાવ પ્રતિયોગિતાવચ્છેદક સ્વરૂપ હોય છે. જ્યાં જ્યા ઘટભેદાભાવ છે ત્યાં ત્યાં ઘટત્વ છે, ને જ્યાં જ્યા ઘટત્વ છે ત્યા ત્યાં ઘટભેદાભાવ છે તેથી ઘટભેદાભાવ = ઘટત્વ.) તેથી स्वेतरभेदाभाव = स्वेतरत्व = સ્વભેદ, જે સ્વરૂપસંબધથી રહે છે. એટલે કે જ્યા જ્યાં સ્વરૂપસમ્બન્ધથી સ્વભેદ ત્યા ત્યાં સ્વરૂપસંબંધથી ગન્ધાભાવ એમ વ્યાપકતા નિશ્ચિત થઈ. એમ સ્વેતરભેદ = तादात्म्यसम्बन्धावच्छिन्नस्वेतराभाव એટલે स्वेतरभेदाभावव्यापकः गन्धाभावः આને तादात्म्येन स्वेतराभावाभावव्यापकः गन्धाभावः એમ જણાવી શકાય અર્થાત્ જ્યાં જ્યાં તાદાત્મ્યસંબંધથી स्वेतराभावाभाव = स्वेतरत् ત્યા ત્યા સ્વરૂપસંબંધથી ગન્ધાભાવ એમ વ્યાપકતા નિશ્ચિત થઈ કહેવાય

હવે, વ્યતિરેકી સ્થળે साध्याभावव्यापकः हेत्वभाव. એમ વ્યાપકતાનો નિશ્ચય કર્યા બાદ साध्याभावव्यापकहेत्वभावस्याभाववान् पक्षः આવો પરામર્શ થઈને પછી (तस्मात्) साध्याभावाभाववान् (= साध्यवान्) पक्षः એમ અનુમિતિ થાય છે એટલે પ્રસ્તુતમા, स्वरूपसम्बन्धेन स्वेतरत्वव्यापकगन्धाभावस्याभाववती पृथिवी એવા પરામર્શથી स्वेतरत्वाभाववती पृथिवी એમ અનુમિતિ થશે અને तादात्म्यसम्बन्धेन स्वेतरव्यापकगन्धाभाव-स्याभाववती पृथिवी એવા પરામર્શથી तादात्म्येन स्वेतराभाववती पृथिवी એમ અનુમિતિ થશે અને આ તાદાત્મ્યેન स्वेतराभाव એ જ स्वेतरभेद હોવાથી, स्वेतरभेदवती पृथिवी એમ અનુમિતિ થઈ ગઈ.

[**શંકા** - સાધ્ય-સાધનનો સહચારગ્રહ વ્યાપ્તિજ્ઞાનમાં કારણ છે કેવલવ્યતિરેકી હેતુસ્થળે એ જ નથી તો વ્યાપ્તિજ્ઞાન શી રીતે થાય ?]

(૧) **સમાધાન** - આવા સ્થળમા વ્યતિરેકવ્યાપ્તિનો નિર્ણય કરવામા વ્યતિરેકસહચારજ્ઞાન કારણ છે (એટલે એનાથી વ્યતિરેકવ્યાપ્તિનો નિર્ણય થઈ અનુમિતિ થાય છે )

કેટલાકના (ઉદયનાચાર્યના) મતે (કોઈપણ અનુમિતિ પ્રત્યે અન્વયવ્યાપ્તિનુ જ્ઞાન જ કારણ છે, વ્યતિરેકવ્યાપ્તિજ્ઞાન નહી, કારણ કે એ અન્યથાસિદ્ધ છે તથા કેવલાન્વયી હેતુસ્થળે વ્યભિચાર પણ છે. કેવલવ્યતિરેકી સ્થળે પણ) વ્યતિરેકના સહચારથી અન્વયવ્યાપ્તિનો જ નિર્ણય થાય છે (ને એ જ અનુમિતિનું કારણ બને છે ) નહી કે વ્યતિરેકવ્યાપ્તિ પણ (અનુમિતિનુ કારણ બને છે.)

[**શંકા** .- પણ તો પછી, કેવલવ્યતિરેકી હેતુ એવો વ્યવહાર શી રીતે કરશો ?]

(૨) **સમાધાન** - જ્યા વ્યતિરેકસહચારથી (અન્વય) વ્યાપ્તિનો નિર્ણય હોય ત્યા કેવલવ્યતિરેકી હેતુ કહેવાય છે

[**શંકા** - ઇતરભેદાનુમિતિ સ્થળે સાધ્યની સિદ્ધિ તો ક્યાય ન હોવાથી અન્વય વ્યાપ્તિગ્રહ શી રીતે થાય ?]

(૩) **સમાધાન :-** સાધ્યપ્રસિદ્ધિ પક્ષૈકદેશ ઘટાદિમાં જ થાય છે. 'ઘડામાં જળાદિ ૧૪ના ભેદ છે' વગેરે આપ્તવાક્યથી કે घटः जलादिचतुर्दशभेदवान् એવા અનુમાનથી થાય છે. (આ પક્ષતાવચ્છેદકસામાનાધિકરણ્યેન સાધ્યસિદ્ધિ છે. એ પક્ષતાવચ્છેદકાવચ્છેદેનસાધ્યસિદ્ધિની પ્રતિબન્ધિકા ન હોવાથી) પછી પૃથ્વીત્વાવચ્છેદેન એ અનુમિતિ થાય છે. આમ કેટલાક કહે છે. (વદન્તિ કહીને અસ્વરસ સૂચવ્યો છે. એનું બીજ - અન્વયવ્યાપ્તિજ્ઞાનમાં વ્યતિરેક સહચારજ્ઞાન કારણ હોવામાં કોઈ પ્રમાણ નથી. વળી કેવલ-વ્યતિરેકીહેતુવાળા અનુમાનની અન્વયવ્યાપ્તિનો ક્યાંક ઘટાદિમાં નિર્ણય થઈ શકતો હોય તો એનું કેવલવ્યતિરેકિત્વ હણાઈ જઈને અન્વયવ્યતિરેકિત્વ જ આવી જાય.)

---

*(का.) अर्थापत्तिस्तु नैवेह प्रमाणान्तरमिष्यते ।*
*व्यतिरेकव्याप्तिबुद्ध्या चरितार्था हि सा यतः ॥१४४॥*

(मु.) अर्थापत्तिरिति । अर्थापत्तिः प्रमाणान्तरमिति केचन मन्यन्ते । तथाहि - यत्र देवदत्तस्य शतवर्षजीवित्वं ज्योतिःशास्त्रादवगतं, जीविनो गृहासत्त्वं च प्रत्यक्षादवगतं, तत्र शतवर्षजीविनो गृहासत्त्वं वहिःसत्त्वं विनाऽनुपपन्नमिति वहिःसत्त्वं कल्प्यते, इति तदप्यनुमानेन गतार्थत्वान्नेष्यते ।

तथाहि - यत्र जीवित्वस्य वहिःसत्त्वगृहसत्त्वान्यतरव्याप्यत्वं गृहीतं तत्रान्यतरसिद्धौ जायमानायां गृहसत्त्ववाधाद्वहिःसत्त्वमनुमितौ भासते । एवं 'पीनो देवदत्तो दिवा न भुङ्क्ते' इत्यादौ पीनत्वस्य भोजनव्याप्यत्वावगमाद्भोजनसिद्धौ दिवाभोजनवाधे रात्रिभोजनं सिध्यतीति ।

---

### ★ અર્થાપત્તિપ્રામાણ્ય ચર્ચા ★

**(કા.) અર્થાપત્તિ આ ન્યાયમતમાં પ્રમાણાન્તર મનાતી નથી, કારણ કે તે વ્યતિરેક વ્યાપ્તિજ્ઞાનથી જ ચરિતાર્થ થઈ જાય છે.**

(મુ.)(વિ.) કેટલાક વિવેચકો (મીમાંસકો અને અદ્વૈતવેદાન્તીઓ) અર્થાપત્તિને ભિન્ન પ્રમાણ માને છે. [આમાં આપત્તિ એટલે જ્ઞાન. अर्थस्य आपत्तिः अर्थापत्तिः આ રૂઢ્યર્થ જાણવો. अर्थस्य आपत्तिर्यस्मात् प्रमाणात् तदर्थापत्तिः प्रमाणम् આ યોગાર્થ જાણવો. અન્યથાઅનુપપત્તિજ્ઞાન એ અર્થાપત્તિપ્રમાણ છે.] तथाहि - જ્યાં દેવદત્ત સો વર્ષ જીવવાનો છે એ જ્યોતિષશાસ્ત્રથી જાણ્યું છે અને જીવતા તેની ઘરમાં અવિદ્યમાનતા પ્રત્યક્ષથી જાણી છે, ત્યાં સો વર્ષ જીવનાર તેની ઘરમાં અવિદ્યમાનતા બહાર વિદ્યમાનતા વિના અનુપપન્ન છે, એટલે બહિ સત્ત્વની કલ્પના કરાય છે. આમાં સો વર્ષ જીવનારા દેવદત્તનું ગૃહાવર્તમાનત્વ ઉપપાદ્ય છે. એનું જ્ઞાન અર્થાપત્તિપ્રમાણ છે અને એ, એના બહિ સત્ત્વ વિના અનુપપન્ન રહે છે. તેથી બહિ.સત્ત્વ ઉપપાદક છે. એનું જ્ઞાન એ અર્થાપત્તિપ્રમા છે.

પણ આ રીતે અર્થાપત્તિને અલગ પ્રમાણ માનવી એ યોગ્ય નથી, કારણ કે એ પણ અનુમાનથી = વ્યતિરેકવ્યાપ્તિજ્ઞાનથી ગતાર્થ છે. तथाहि - [ઘટત્વાદિમાં બહિ.સત્ત્વગૃહસત્ત્વઅન્યતરનો અભાવ છે (બેમાંથી એકે નથી) ત્યા જીવિત્વાભાવ પણ હોય છે જ, એમ વ્યતિરેકસહચારજ્ઞાનથી) જ્યાં જીવિત્વમાં બહિ સત્ત્વગૃહસત્ત્વાન્યતરત્વવ્યાપ્યતાનો નિર્ણય કર્યો હોય ત્યાં (એ વ્યતિરેકવ્યાપ્તિજ્ઞાનથી) અનુમિતિરૂપે અન્યતરસિદ્ધિ થયે, (પ્રત્યક્ષથી) ગૃહસત્ત્વનો બાધ થવાથી બહિ·સત્ત્વની અનુમિતિમાં સિદ્ધિ થઈ જાય છે. (અનુમાનપ્રયોગ - जीविदेवदत्तः वहिःसत्त्वगृहसत्त्वान्यतरवान् जीवित्वात्]

એમ 'पीनो देवदत्तो दिवा न भुङ्क्ते' ઇત્યાદિમાં, માસોપવાસી તાપસમાં દિવસ ભોજન-રાત્રીભોજનાન્યતરાભાવ અને પીનત્વાભાવનો સહચાર જોઈ, પીનત્વમાં ભોજનની વ્યાપ્તિનો નિર્ણય થાય છે. આ વ્યતિરેક

વ્યાપ્તિ દ્વારા, દેવદત્તમાં પીનત્વદર્શનથી ભોજનની (દિવસભોજન-રાત્રીભોજનાન્યતરની) અનુમિતિ થાય છે. વળી દિવસભોજનનો તો दिवा न भुङ्क्ते થી બાધ છે. માટે રાત્રીભોજનની અનુમિતિ થાય છે. (અનુમાન પ્રયોગ - पीनो देवदत्तः दिवाभोजनरात्रिभोजनान्यतरवान्, पीनत्वात्.' )

(मु.) अभावप्रत्यक्षस्यानुभविकत्वादनुपलम्भोऽपि न प्रमाणान्तरम् । किञ्चानुपलम्भस्याज्ञातस्य हेतुत्वे ज्ञानाकरणकत्वात्प्रत्यक्षत्वम्, ज्ञातस्य हेतुत्वे तु तत्राप्यनुपलम्भान्तरापेक्षेत्यनवस्था । एवं चेष्टाऽपि न प्रमाणान्तरं, तस्याः सङ्केतग्राहकशब्दस्मारकत्वेन लिप्यादिसमशीलत्वाच्छब्द एवान्तर्भावात् । यत्र च व्याप्त्यादिग्रहस्तत्रानुमितिरेवेति ॥१४४॥

(मु.)(वि.) (ભટ્ટ-મીમાંસકમતાનુયાયીઓ યોગ્યાનુપલમ્ભને અભાવજ્ઞાનના કારણ તરીકે પૃથક્ પ્રમાણ માને છે એનું નિરાકરણ કરે છે.) અભાવપ્રત્યક્ષ ઇન્દ્રિયથી થાય છે એમ અનુભવસિદ્ધ હોવાથી અનુપલભ પણ પ્રમાણાન્તર નથી (યોગ્યાનુપલબ્ધિ તો માત્ર એમા સહકારી કારણ છે.) વળી, અનુપલંભ અજ્ઞાત રહીને જ કારણ બનશે કે જ્ઞાત રહીને ? જો અજ્ઞાત રહીને જ એ અભાવનુ જ્ઞાન કરાવતો હોય તો એ અભાવજ્ઞાન જ્ઞાનાકરણકજ્ઞાન બનવાથી એનું જ્ઞાન પ્રત્યક્ષપ્રમા જ બનશે ને એનુ પ્રમાણ 'પ્રત્યક્ષ' જ કહેવાશે જો જ્ઞાત થઈને કારણ બને તો એનુ જ્ઞાન થવા માટે અન્ય અનુપલમ્ભ જોઈશે (કારણ કે એ ઉપલમ્ભના અભાવ રૂપ જ છે.) એટલે અનવસ્થા દોષ આવે. માટે અનુપલમ્ભ એ પ્રમાણાન્તર નથી

એમ, ચેષ્ટા પણ પ્રમાણાન્તર નથી, (કારણ કે એ પણ શબ્દ દ્વારા કે અનુમાન દ્વારા વ્યવહાર હેતુ બને છે. તે આ રીતે-) આંખથી ઈશારો કરવા રૂપ ચેષ્ટા આહ્વાનાત્મક સંકેતિતાર્થનો બોધ કરાવનાર શબ્દનું સ્મરણ કરાવે છે. માટે એ પણ લિપિ વગેરેને સમશીલ છે (લિપિ પણ શબ્દસ્મરણ કરાવે છે.) તેથી એનો પણ શબ્દમાં જ અન્તર્ભાવ થાય છે. અને જ્યા એવી ચેષ્ટામા આહ્વાનાદિના અભિપ્રાયની વ્યાપ્તિનો નિર્ણય થયો હોય ત્યાં અનુમિતિ જ થાય છે (એટલે કે એ ચેષ્ટાનો અનુમાનપ્રમાણમા અન્તર્ભાવ જાણવો.) ॥૧૪૪॥

*(का) सुख तु जगतामेव काम्यं धर्मेण जायते ।*
*अधर्मजन्य दु ख स्यात्प्रतिकूल सचेतसाम् ॥१४५॥*

(मु.) सुखं निरूपयति - सुख त्विति । काम्यम् = अभिलाषविषयः । धर्मेणेति । धर्मत्वेन सुखत्वेन कार्यकारणभाव इत्यर्थः । दुःख निरूपयति - अधर्मेति । अधर्मत्वेन दुःखत्वेन कार्यकारणभाव इत्यर्थः । प्रतिकूलमिति दुःखत्वज्ञानादेव सर्वेषां स्वाभाविकद्वेषविषय इत्यर्थः ॥१४५॥

## ★ સુખાદિ નિરૂપણ ★

**(કા.) આખા જગત્‌ની (સાંસારિક પ્રાણીઓની) ઈચ્છાનો વિષય એવું સુખ ધર્મથી ઉત્પન્ન થાય છે. શરીરી જીવોને પ્રતિકૂળ રૂપે વેદાય એવું દુ:ખ અધર્મથી ઉત્પન્ન થાય છે.**

(मु.)(वि.) કામ્ય એટલે અભિલાષાનો વિષય [સુખના ઉપાયો પણ કામનાનો વિષય તો હોય છે. એટલે એમા અતિવ્યાપ્તિના વારણ માટે અન્યવિષયકેચ્છાનધીનેચ્છાવિષયત્વ સુખત્વમ્ એવું લક્ષણ જાણવુ ભોજનાદિની ઇચ્છા તો તૃપ્તિસુખેચ્છાને આધીન હોવાથી એમાં અતિવ્યાપ્તિ નથી ] સુખ ધર્મજન્ય છે. એટલે કે सुखत्वावच्छिन्नकार्यतानिरूपित धर्मत्वावच्छिन्नकारणता એમ કા.કા. ભાવ જાણવો એમ દુ ખ અધર્મજન્ય છે એટલે કે અધર્મત્વેન-દુ ખત્વેન કા કા ભાવ છે. એ બધાને પ્રતિકૂલ હોય છે. અર્થાત્ इद दुःखम् એવા માનસપ્રત્યક્ષાત્મક દુ ખત્વપ્રકારકજ્ઞાન થવા માત્રથી બધાને એ સ્વાભાવિકદ્વેષનો

(અન્યવિષયકદ્વેષાનધીનદ્વેષનો) વિષય બને છે. વિષાદિવિષયકદ્વેષ દુ ખવિષયકદ્વેષાધીન હોવાથી વિષાદિમાં દુઃખના લક્ષણની અતિવ્યાપ્તિ નથી. ।।૧૪૫।।

*(का.) निर्दुःखत्वे सुखे चेच्छा तज्ज्ञानादेव जायते ।*
*इच्छा तु तदुपाये स्यादिष्टोपायत्वधीर्यदि ॥१४६॥*

(मु.) इच्छां निरूपयति - निर्दुःखत्व इति । इच्छा द्विविधा फलविषयिणी उपायविषयिणी च। फलं तु सुखं दुःखाभावश्च । तत्र फलेच्छां प्रति फलज्ञानं कारणम् । अत एव पुरुषार्थः संभवति, यज्ज्ञातं सत्स्ववृत्तितयेष्यते स पुरुषार्थ इति तल्लक्षणात् । इतरेच्छानधीनेच्छाविषयत्वं पुरुषार्थत्वम् इति फलितोऽर्थः । उपायेच्छां प्रतीष्टसाधनताज्ञानं कारणम् ॥१४६॥

## ★ ઈચ્છાનિરૂપણ ★

**(કા.) નિર્દુ:ખત્વ(=દુ:ખાભાવ) અને સુખ અંગે એનું જ્ઞાન થવા માત્રથી ઈચ્છા ઉત્પન્ન થઈ જાય છે. તેના (=નિર્દુ:ખત્વ કે સુખના) ઉપાયમાં ઈચ્છા તો જ થાય છે જો ઈષ્ટોપાયત્વબુદ્ધિ થઈ હોય.**

(મુ.)(વિ.) ઇચ્છા બે પ્રકારની છે. ફલવિષયક અને ઉપાયવિષયક. એમાં ફળ એટલે સુખ અને દુઃખાભાવ એમાં આ ફળ વિષયક ઇચ્છા પ્રત્યે ફળનુ જ્ઞાન એ કારણ છે (અર્થાત્ સમવાયેન તદ્ધર્માવચ્છિન્નફળ વિષયક ઇચ્છા પ્રત્યે સમવાયેન તદ્ધર્માવચ્છિન્નફળવિષયકજ્ઞાન એ કારણ છે.) (આવા કા. કા. ભાવ પામેલા ઇચ્છા-જ્ઞાનનો વિષય બનેલો પદાર્થ જ પુરુષાર્થ કહેવાય છે એ જણાવે છે -) अत एव = ફળેચ્છા પ્રત્યે ફળજ્ઞાન કારણ છે માટે જ, પુરુષાર્થ સભવે છે. કારણ કે જે જણાયે છતે 'આ મને પ્રાપ્ત થાઓ' એમ સ્વવૃત્તિતયા ઇચ્છાય તે 'પુરુષાર્થ' એવું પુરુષાર્થનુ લક્ષણ છે. (અર્થાત્ स्वविषयकज्ञानजन्येच्छाविषयत्व पुरुषार्थत्वम् આવું લક્ષણ થયું. इदं ममेष्टसाधनम् એવા સ્વવિષયક જ્ઞાનથી ઉપાયેચ્છા પણ પ્રવર્તે છે માટે ઉપાયમાં અતિવ્યાપ્તિ ન થાય તે માટે ફલિતાર્થ બતાવે છે.-)

इतरेच्छानधीनेच्छाविषयत्वं पुरुषार्थत्वम् એમ ફલિતાર્થ જાણવો.

ઉપાયની ઇચ્છા પ્રત્યે ઇષ્ટસાધનતાજ્ઞાન એ કારણ છે. ।।૧૪૬।।

*(का) चिकीर्षा कृतिसाध्यत्वप्रकारेच्छा च या भवेत् ।*
*तद्धेतु. कृतिसाध्येष्टसाधनत्वमतिर्भवेत् ॥१४७॥*
*बलवद्द्विष्टहेतुत्वमतिः स्यात्प्रतिबन्धिका ।*
*तदहेतुत्वबुद्धेस्तु हेतुत्वं कस्यचिन्मते ॥१४८॥*

(मु.) चिकीर्षेति । कृतिसाध्यत्वप्रकारिका कृतिसाध्यविषयिणीच्छा चिकीर्षा, 'पाकं कृत्या साधयामी'ति तदनुभवात् । चिकीर्षा प्रति कृतिसाध्यताज्ञानमिष्टसाधनताज्ञानं च कारणम् । तद्धेतुरिति । अत एव वृष्ट्यादौ कृतिसाध्यताज्ञानाभावान्न चिकीर्षा ॥१४७॥ वलवदिति । वलवद्द्विष्टसाधनताज्ञानं तत्र प्रतिवन्धकम्, अतो मधुविषसंपृक्तान्नभोजने न चिकीर्षा । वलवद्द्वेषः प्रतिवन्धक इत्यन्ये । तद-हेतुत्वेति । वलवदनिष्टाजनकत्वज्ञानं कारणमित्यर्थः ॥१४८॥

(કા.)(મુ.)(વિ.) (ઇચ્છાનો એક વિશેષભેદ ચિકીર્ષા, તેનુ કારણ અને પ્રતિબન્ધક આ બધાનું

૧૪૭-૧૪૮ મી કારિકામા નિરૂપણ કરે છે.) "મારી કૃતિથી આ સિદ્ધ થાઓ" એવી કૃતિસાધ્યત્વપ્રકારિકા ઇચ્છા (कर्तुमिच्छा) એ ચિકીર્ષા છે.

पाक कृत्या साधयामि એવો અનુભવ થાય છે માટે કૃતિ સાધ્ય ચીજ અંગે કૃતિસાધ્યત્વપ્રકારક ઇચ્છા ચિકીર્ષા છે એમ અર્થ જાણવો. આ ચિકીર્ષા પ્રત્યે સમવાયથી કૃતિસાધ્યત્વપ્રકારક જ્ઞાન અને તેને સમકાલીન એવુ ઇષ્ટસાધનત્વપ્રકારકજ્ઞાન એ હેતુ છે. એટલે જ વૃષ્ટિ વગેરે અગે કૃતિસાધ્યતાજ્ઞાન ન હોવાથી ચિકીર્ષા પ્રવર્તતી નથી ॥૧૪૭॥

બળવાન્ દ્વેષનો વિષય એ બાળવદ્દ્વિષ્ટ એની કારણતાનું જ્ઞાન ( इद वलवद्द्विष्टसाधनम् એવું જ્ઞાન ) એ ચિકીર્ષા પ્રત્યે પ્રતિબન્ધક છે તેથી મધુવિષસપૃક્તઅન્નના ભોજનની ચિકીર્ષા થતી નથી બીજા કેટલાકો બળવદ્દ્વેષને જ ચિકીર્ષાનો પ્રતિબન્ધક કહે છે. વળી અન્ય કોઈકના મતે તો બળવદનિષ્ટાજનકત્વજ્ઞાન એ ચિકીર્ષાનું કારણ છે (પણ એ બરાબર નથી, કારણ કે બળવદનિષ્ટસાધનતાજ્ઞાન ન હોય તો, બળવદ-નિષ્ટાજનકત્વજ્ઞાન વિના પણ ચિકીર્ષા થઈ જ જાય છે.) ॥૧૪૮॥

---

*(का ) द्विष्टसाधनताबुद्धिर्भवेद् द्वेषस्य कारणम् ।*

**(मु.) द्वेषं निरूपयति - द्विष्टसाधनतेति । दुःखोपायविषयकं द्वेषं प्रति वलवद्द्विष्टसाधनताज्ञानं कारणमित्यर्थः । वलवदिष्टसाधनताज्ञानं च प्रतिवन्धकम्, तेन नान्तरीयकदुःखजनके पाकादौ न द्वेषः।**

---

(કા.)(મુ.)(વિ.) દ્વેષનુ નિરૂપણ કરે છે - [આ મારા દ્વિષ્ટનુ (= દ્વેષના વિષયનુ = દુ ખનું) સાધન (=કારણ) છે એવી] દ્વિષ્ટસાધનતાબુદ્ધિ દ્વેષનુ કારણ છે. દુ ખોપાયવિષયક (=દુ ખોપાય અંગે) દ્વેષ પ્રત્યે બળવદ્દ્વિષ્ટસાધનતાજ્ઞાન એ કારણ છે એમ અર્થ જાણવો (यदन्तरा न भवति तन्नान्तरीयकम् = मध्ये मध्ये आनुषङ्गिकतया जायमान यद्दुःख, ततोऽधिकदुःखविषयकत्व द्वेषे वलवत्त्वम्... રસોઈ કરવામાં ચૂલાનો તાપ સહેવાનુ જે દુ ખ છે એ નાન્તરીયક દુઃખ છે. પણ મૃત્યુનુ દુ ખ કાંઈ રસોઈ-ભોજન માટે નાન્તરીયક નથી. એટલે વિષમિશ્રિત ભોજન અગે જે દ્વેષ છે તે બલવદ્દ્વેષ કહેવાય, કારણ કે એ (મૃત્યુરૂપી) અધિકદુ ખવિષયક છે દુ ખવિષયક દ્વેષ તો દુ ખજ્ઞાનથી જ ઉત્પન્ન થઈ જાય છે એ જાણવું.] બળવદિષ્ટસાધનતાજ્ઞાન એ દ્વેષનુ પ્રતિબન્ધક છે. (બળવાન્ ઇચ્છાના વિષયભૂત પદાર્થનું આ સાધન છે એવુ જ્ઞાન થાય તો એના અંગે દ્વેષ થતો નથી ) તેથી (ચૂલા ફુકવાનું - તાપ સહેવાનું વગેરે) નાન્તરીયક દુ.ખ જનક પાકાદિ પર દ્વેષ થતો નથી

---

*(का ) प्रवृत्तिश्च निवृत्तिश्च तथा जीवनकारणम् ॥१४९॥*
*एव प्रयत्नत्रैविध्य तान्त्रिकै परिकीर्तितम् ।*
*चिकीर्षा कृतिसाध्येष्टसाधनत्वमतिस्तथा ॥१५०॥*
*उपादानस्य चाध्यक्षं प्रवृत्तौ जनकं भवेत् ।*

**(मु.) प्रयत्नं निरूपयति - प्रवृत्तिश्चेति । प्रवृत्ति-निवृत्ति-जीवनयोनियत्नभेदात्प्रयत्नस्त्रिविध इत्यर्थः । चिकीर्षेत्यादि । मधुविषसम्पृक्तान्नभोजनादौ वलवदनिष्टानुवन्धित्वज्ञानेन चिकीर्षाऽभावान्न प्रवृत्तिरिति भावः । कृतिसाध्यताज्ञानादिवत् वलवदनिष्टाननुवन्धित्वज्ञानमपि स्वतन्त्रान्वयव्यतिरेकाभ्यां प्रवृत्तौ कारणमित्यपि वदन्ति ।**

---

(કા.)(મુ.)(વિ.) પ્રયત્નનુ નિરૂપણ કરે છે - પ્રવૃત્તિ, નિવૃત્તિ અને જીવનના કારણભૂત

જીવનયોનિયત્ન એમ પ્રયત્ન ત્રિવિધ છે એમ તાન્ત્રિકોએ કહ્યું છે. [પ્રવૃત્તિ રાગજન્ય હોય છે, નિવૃત્તિ દ્વેષજન્ય હોય છે, જ્યારે જીવનયોનિયત્ન સાહજિકપ્રાણસંચારવિષયક યત્નરૂપ છે. એટલે રાગજન્ય-તાવચ્છેદકતયા સિદ્ધ થતી જાતિવિશેષ અથવા 'પ્રવૃત્તિ' પદશક્યતાવચ્છેદકતયા સિદ્ધ થતી જાતિવિશેષ એ પ્રવૃત્તિત્વ છે, વગેરે જાણવું.] પ્રવૃત્તિનું કારણ જણાવે છે - ચિકીર્ષા, કૃતિસાધ્યત્વબુદ્ધિ, ઇષ્ટસાધનત્વબુદ્ધિ તથા ઉપાદાનકારણનું પ્રત્યક્ષ આ ચાર પ્રવૃત્તિનાં જનક (કારણ) છે. (ચન્દ્રાનયનમાં કૃતિસાધ્યતાજ્ઞાન ન હોવાથી, અગ્નિપ્રવેશમાં ઇષ્ટસાધનતાજ્ઞાન ન હોવાથી, દ્વયણુક ઉત્પન્ન કરવામાં પરમાણુનું પ્રત્યક્ષ ન હોવાથી પ્રવૃત્તિ થતી નથી ) મધુવિષસંયુક્તઅન્નભોજનાદિમાં બળવદનિષ્ટાનુબન્ધિત્વજ્ઞાન રૂપ પ્રતિબન્ધક હોવાના કારણે ચિકીર્ષા પ્રવર્તતી નથી, અને તેથી પ્રવૃત્તિ થતી નથી. કૃતિસાધ્યતાજ્ઞાન વગેરેની જેમ બળવદનિષ્ટાનનુબન્ધિત્વજ્ઞાન પણ સ્વતન્ત્ર અન્વય-વ્યતિરેક ધરાવતું હોવાથી પ્રવૃત્તિ પ્રત્યે (પાંચમું) કારણ છે એમ કેટલાક કહે છે [બળવદનિષ્ટાનુબન્ધિત્વજ્ઞાન હોય તો ચિકીર્ષા જ ન થવાના કારણે પ્રવૃત્તિ થતી નથી, એ રીતે ચિકીર્ષાને કારણ માનવાથી જ ચાલી જાય છે તો એને સ્વતન્ત્ર કારણ માનવુ અનુચિત છે, એટલે અસ્વરસ સૂચવવા વદન્તિ કહ્યું છે.]

[શંકા .- કૃતિસાધ્યતાજ્ઞાન અને ઇષ્ટસાધનતાજ્ઞાનને જો કારણ માનવા હોય તો ચિકીર્ષાને અલગ કારણ કહેવાની શી જરૂર છે ? કારણ કે એ થવાની જ છે, ને ચિકીર્ષાને જો સ્વતન્ત્ર કારણ કહેવી છે, તો કૃતિસાધ્યતાજ્ઞાનાદિને અલગ કારણ કહેવાની જરૂર નથી, કારણ કે ચિકીર્ષાથી એ અન્યથાસિદ્ધ થઈ જાય છે.

**સમાધાન** .- કૃતિસાધ્યતાજ્ઞાનાદિને કારણ માનવામાં ચિકીર્ષા તો એના વ્યાપાર રૂપ બનવાથી અન્યથાસિદ્ધ થઈ શકે નહીં. કારણ કે વ્યાપારીથી વ્યાપાર અન્યથા સિદ્ધ થતો નથી એમ, ચિકીર્ષાને કારણ તરીકે માનવામાં કૃતિસાધ્યતાજ્ઞાનાદિ પણ અન્યથાસિદ્ધ થઈ શકતા નથી, કારણ કે વિધિ પ્રત્યય પ્રવર્તક હોવા રૂપે સિદ્ધ છે ને એનો અર્થ કૃતિસાધ્યત્વાદિ છે. માટે કૃતિસાધ્યતાજ્ઞાનાદિની કારણતા સિદ્ધ હોવાથી એની (વ્યાપારીની) ચિકીર્ષાથી (વ્યાપારથી) અન્યથા સિદ્ધિ થઈ શકતી નથી. એટલે આ બધાને કારણ તરીકે કહ્યા છે ]

---

(मु.) कार्यताज्ञानं प्रवर्तकमिति गुरवः, तथाहि - ज्ञानस्य प्रवृत्तौ जननीयायां चिकीर्षातिरिक्तं नापेक्षितमस्ति, सा च कृतिसाध्यताज्ञानसाध्या, इच्छायाः स्वप्रकारप्रकारकधीसाध्यत्वनियमात् । चिकीर्षा हि कृतिसाध्यत्वप्रकारिकेच्छा, तत्र कृतिसाध्यत्वं प्रकारः, तत्प्रकारकं ज्ञानं चिकीर्षायां तद्द्वारा च प्रवृत्तौ हेतुः, नत्विष्टसाधनताज्ञानं तत्र हेतुः, नित्ये तदभावात्, कृत्यसाध्येऽपि चन्द्रमण्डलानयनादौ प्रवृत्त्यापत्तेः । ननु कृत्यसाध्यताज्ञानं प्रतिवन्धकमिति चेद् ? न, तदभावापेक्षया कृतिसाध्यताज्ञानस्य लघुत्वात् । न च द्वयोरेव हेतुत्वं, गौरवात् । [1]ननु त्वन्मतेऽपि मधुविषसंपृक्तान्नभोजने चैत्यवन्दने च प्रवृत्त्यापत्तिः, कार्यताज्ञानस्य सत्त्वादिति चेद् ? न, स्वविशेषणवत्ताप्रतिसन्धानजन्यकार्यताज्ञानस्य प्रवर्तकत्वात् । [2]काम्ये हि यागपाकादौ कामना स्वविशेषणम्, ततश्च [3]वलवदनिष्टाननुवन्धिकाम्य-साधनताज्ञानेन कार्यताज्ञानम्, ततश्च प्रवृत्तिः । तृप्तश्च भोजने न प्रवर्तते, तदानीं कामनायाः पुरुष-विशेषणत्वाभावात् । [4]नित्ये च शौचादिकं पुरुषविशेषणम्, तेन शौचादिज्ञानाधीनकृतिसाध्यताज्ञानात्तत्र प्रवृत्तिः । ननु तदपेक्षया लाघवेन वलवदनिष्टाननुवन्धीष्टसाधनताज्ञानविशिष्टकार्यताज्ञानमेव हेतुरस्तु, [5]वलवदनिष्टाननुवन्धित्वं चेष्टोत्पत्तिनान्तरीयकदुःखाधिकदुःखाजनकत्वं वलवद्द्वेषविषयदुःखाजनकत्वं वेति

चेद् ? न, इष्टसाधनत्वकृतिसाध्यत्वयोर्युगपज्ज्ञातुमशक्यत्वात्साध्यत्वसाधनत्वयोर्विरोधात् । असिद्धस्य हि साध्यत्वं, सिद्धस्य च साधनत्वम् । न चैकमेकेनैकदा सिद्धमसिद्धं चेति ज्ञायते, तस्मात्कालभेदादुभयं ज्ञायते इति ।

---

(મુ.)(વિ.) [જે પ્રવૃત્તિજનક બને તે પ્રવર્તક. વિધ્યર્થ (વિધિપ્રત્યયનો અર્થ) પ્રવર્તક હોય છે. કૃતિસાધ્યતા, ઇષ્ટસાધનતા અને બળવદનિષ્ટાનનુબન્ધિત્વ એ વિધ્યર્થ છે એવો નૈયાયિકમત છે. પ્રાભાકરમત કાર્યતામાત્રને વિધ્યર્થ માને છે એટલે સૌ પ્રથમ એનો મત રજૂ કરે છે. એમા કાર્યતા = કૃતિસાધ્યતા એનુ જ્ઞાન ચિકીર્ષા દ્વારા પ્રવૃત્તિજનક બને છે, પણ એને ઇષ્ટસાધનતાજ્ઞાનની સહકારીકારણ તરીકે જરૂર હોતી નથી એવો એમનો મત જણાવે છે-] तथाहि -

**પ્રાભાકર** - કાર્યતાજ્ઞાન એ પ્રવર્તક છે જ્ઞાનને (= કૃતિસાધ્યતાજ્ઞાનને) પ્રવૃત્તિ કરાવવામાં ચિકીર્ષાથી ભિન્ન (ચિકીર્ષારૂપ વ્યાપારથી ભિન્ન) બીજા કોઈ સહકારી કારણની અપેક્ષા હોતી નથી આ = ચિકીર્ષા કૃતિસાધ્યતાજ્ઞાનજન્ય હોય છે (માટે એ કૃતિસાધ્યતાજ્ઞાનના વ્યાપારરૂપ છે.) કારણ કે ઇચ્છા સ્વપ્રકારપ્રકારકધીસાધ્ય હોય છે એવો નિયમ છે [અર્થાત્ સ્વનો = ઇચ્છાનો જે પ્રકાર હોય તે જ છે પ્રકાર જેનો એવા જ્ઞાનથી ઇચ્છા જન્ય હોય છે] તે આ રીતે - ચિકીર્ષા એટલે કૃતિસાધ્યત્વપ્રકારક ઇચ્છા એમા કૃતિસાધ્યત્વ એ પ્રકાર છે તેથી કૃતિસાધ્યત્વપ્રકારક જ્ઞાન (અર્થાત્ કૃતિસાધ્યત્વજ્ઞાન) ચિકીર્ષામા અને તેના દ્વારા = ચિકીર્ષા દ્વારા પ્રવૃત્તિમા કારણ બને છે પણ ઇષ્ટસાધનતાજ્ઞાન તત્ર = પ્રવૃત્તિમા કારણ નથી, કારણ કે નિત્યકર્મમા તેનો = ઇષ્ટસાધનતાજ્ઞાનનો અભાવ હોવા છતા પ્રવૃત્તિ થાય છે, (તેથી વ્યતિરેકવ્યભિચાર છે વળી, કૃતિથી અસાધ્ય એવા પણ ચન્દ્રમંડલાનયનાદિમાં (ઇષ્ટસાધનતાજ્ઞાન તો વિદ્યમાન હોવાથી) પ્રવૃત્તિ થવાની આપત્તિ આવે (પણ એ થતી નથી. માટે ઇષ્ટસાધનતાજ્ઞાનને કારણ માનવામા અન્વયવ્યભિચાર છે)

**નૈયાયિક** - ચન્દ્રમડલાનયનાદિમા તો चन्द्रमण्डलानयन मत्कृत्यसाध्यम् એવુ કૃતિથી અસાધ્યતાનુ જ્ઞાન જે હોય છે તે પ્રતિબન્ધકરૂપ હોવાથી પ્રવૃત્તિ થતી નથી (માટે ઇષ્ટસાધનતાજ્ઞાન વ્યભિચારી બનતુ નથી.)

**પ્રાભાકર** - આવી શકા બરાબર નથી. કારણકે કૃતિઅસાધ્યતાજ્ઞાનરૂપ પ્રતિબન્ધકના અભાવને કારણ માનવા કરતાં કૃતિસાધ્યતાજ્ઞાનને કારણ માનવામા લાઘવ છે.

**નૈયાયિક** - કૃતિસાધ્યતાજ્ઞાન અને કૃતિઅસાધ્યતાજ્ઞાનનો અભાવ આ બન્નેને કારણ માનો ને !

**પ્રાભાકર** - બન્નેને કારણ માનવામા ગૌરવ હોવાથી બન્નેને કારણ ન મનાય.

[નૈયાયિક ઇષ્ટસાધનતાજ્ઞાનને કારણ માને છે એટલે પ્રાભાકરે જેમા ઇષ્ટસાધનતાજ્ઞાન હોય પણ કૃતિસાધ્યતાજ્ઞાન ન હોય (કૃતિઅસાધ્યતાજ્ઞાન હોય) એવી ચન્દ્રમડલાનયનાદિ પ્રવૃત્તિની આપત્તિ આપી. પ્રાભાકર કૃતિસાધ્યતાજ્ઞાનને હેતુ માને છે એટલે હવે નૈયાયિક જેમા કૃતિસાધ્યતા હોય પણ બળવદનિષ્ટાનનુબન્ધિત્વ ન હોય અને ઇષ્ટસાધનત્વ ન હોય એવી વિષસંપૃક્તભોજન અને ચૈત્યવન્દનાદિ પ્રવૃત્તિની આપત્તિ પ્રાભાકરને આપે છે]

(૧) **નૈયાયિક** - તમારા મતમા પણ મધુવિષસપૃક્તઅન્ન ભોજનની અને ચૈત્યવદનની (ચોતરાને વદનની) આપત્તિ આવશે, કારણ કે એ અગે કાર્યતાજ્ઞાન તો છે જ

**પ્રાભાકર** - આ શકા બરાબર નથી, કારણકે માત્રકાર્યતાજ્ઞાન પ્રવર્તક નથી. પણ સ્વવિશેષણવત્તાના પ્રતિસન્ધાનજન્યકાર્યતાજ્ઞાન પ્રવર્તક છે સ્વ = પ્રવર્તમાન પુરુષ. [અમુક (પુત્રેચ્છાદિ) કામનાવિશેષથી જે યાગ વગેરે થાય એ કામ્યકર્મ. અને સન્ધ્યાવન્દનાદિ જે નિત્ય કરવાના હોય તે નિત્યકર્મ તેમજ ગ્રહણાદિ

નિમિત્તે કરવાના હોય તે નૈમિત્તિકકર્મ. આમાંથી, પુત્રાદિની કામના ન હોય ને તેથી તે તે કામ્ય કર્મ ન કરે તો કોઈ પ્રત્યપાય હોતો નથી, કામના હોય અને તદનુરૂપ કામ્ય કર્મ કરે તો જેની કામના હોય તે ઇષ્ટફળની પ્રાપ્તિ થાય છે. પણ નિત્ય અને નૈમિત્તિક કર્મ તો વિહિત હોવાથી બધાએ કરવાના જ હોય છે, અમુક પુત્રાદિની કામના વિશેષ હોય તો જ કરવાના, એમ નથી એટલે સન્ધ્યાવન્દનાદિ રોજ કરવાના હોય છે એ કરવાથી પુત્રાદિ કોઈ ફળની ઉત્પત્તિ થતી નથી પણ ન કરવામા આવે તો પ્રત્યપાય થાય છે] (૨) કામ્ય એવા, યાગ-પાક વગેરેમા કામના એ સ્વ(= પુરુષનું)વિશેષણ તરીકે અભિપ્રેત છે. એટલે 'पुत्रकामनावानहम्' આવું પ્રતિસન્ધાન થવા પર, એ પ્રતિસન્ધાનાત્મક જ્ઞાનરૂપ લિંગથી અનુમિતિરૂપે જે કાર્યતાજ્ઞાન થાય છે એ ચિકીર્ષાદ્વારા પ્રવૃત્તિજનક બને છે [આ મતમા બધુ કૃતિસાધ્યતાજ્ઞાન અનુમિતિરૂપ હોય છે.] એનું અનુમાન આવુ જાણવું. यागादिः मत्कृतिसाध्यः, मत्कृति विनाऽसत्त्वे सति मदिष्टसाधनत्वात्, भोजनादिवत्. આમાં पुत्रकामनावानहम् આવા પ્રતિસન્ધાનથી મદિષ્ટ તરીકે પુત્ર જણાવા પર એના સાધનત્વનુ યાગાદિમા જ્ઞાન થાય છે ને એ લિંગરૂપે ભાગ ભજવી કૃતિસાધ્યત્વનો બોધ કરાવે છે. પ્રસ્તુત અનુમાનના હેતુના વિશેષણોનુ **પદકૃત્ય** - મદિષ્ટસાધનત્વ તો વૃષ્ટિ વગેરેમાં પણ છે. એમાં વ્યભિચારના વારણ માટે मत्कृति विनाऽसत्त्वे લખ્યું છે વૃષ્ટિ તો મત્કૃતિ વિના પણ થઈ શકે છે એમા પણ જે મત્ પદ છે તે મદિષ્ટસાધન એવા પરકૃતપાકાદિમાં મત્કૃતિસાધ્યત્વ એવુ સાધ્ય ન હોવાથી આવતા વ્યભિચારના વારણ માટે છે પોતાને પડતો શ્રમ સ્વકીય કૃતિ વિના અસત્ જ હોય છે, છતા એ મત્કૃતિસાધ્ય તો નથી જ, તેથી એમા વ્યભિચારના વારણ માટે મદિષ્ટસાધનત્વ એવું વિશેષ્યદળ છે. મદીયશ્રમ મત્કૃતિવિના અસત્ હોય છે, વળી એ મારા શત્રુને ઇષ્ટસાધન પણ છે જ, એટલે એમા વ્યભિચારવારણ માટે મદિષ્ટસાધનત્વમા મત્ પદ છે. શિષ્ટ પુરુષને ચૈત્યવદનની કામના ન હોવાથી એના પ્રતિસન્ધાનજન્ય કૃતિસાધ્યતાજ્ઞાન થતું નથી, અને તેથી એ પ્રવૃત્તિની આપત્તિ આવતી નથી એ જાણવુ.]

'સ્વવિશેષણવત્તાપ્રતિસન્ધાન' શબ્દથી અહી કામનાવિષય(= ઇષ્ટ)સાધનતાપ્રતિસન્ધાન = ઇષ્ટ-સાધનતાજ્ઞાન જ વિવક્ષિત હોવાથી, ઇષ્ટસાધનતાજ્ઞાનથી (અનુમિતિ રૂપે) કૃતિસાધ્યતાજ્ઞાન થાય છે. આવા ઇષ્ટસાધનતાજ્ઞાનથી થતી કૃતિસાધ્યતાની અનુમિતિ ચિકીર્ષા દ્વારા પ્રવૃત્તિજનક બને છે.

[શંકા - મધુવિષસંપૃક્તાન્નભોજન અંગે ઇષ્ટસાધનતાજ્ઞાન તો છે જ, એટલે એનાથી કાર્યતાજ્ઞાન દ્વારા પ્રવૃત્તિ થવાની આપત્તિ આવશે.]

(૩) **સમાધાન** - બળવદનિષ્ટાનનુબન્ધિકામ્ય(ઇષ્ટ)સાધનત્વના જ્ઞાનથી કાર્યતાજ્ઞાન થાય છે એમ અભિપ્રેત હોવાથી આ આપત્તિ રહેતી નથી. અર્થાત્ બળવદનિષ્ટાનનુબન્ધિકામ્યસાધનતાજ્ઞાનથી કાર્યતાજ્ઞાન અને એનાથી પ્રવૃત્તિ થાય છે. તૃપ્ત આદમી ભોજનમા પ્રવર્તતો નથી, કારણકે ત્યારે કામના પુરુષનુ વિશેષણ હોતી નથી (અર્થાત્ ભોજનમા ઇષ્ટસાધનતાજ્ઞાન હોતું નથી )

[શંકા - સન્ધ્યાવન્દનાદિ નિત્યકર્મમા પણ કામના હોતી નથી, તો એમા શું કામ પ્રવૃત્તિ થાય છે ?]

(૪) **સમાધાન** - નિત્ય એવા સન્ધ્યાવન્દનાદિમા શૌચાદિ પુરુષનું વિશેષણ છે. તેથી શૌચાદિજ્ઞાન આધીન (= જન્ય) કૃતિસાધ્યતાજ્ઞાનથી ત્યા પ્રવૃત્તિ થાય છે. (કૃતિસાધ્યતાજ્ઞાનનું અનુમાન આવુ જાણવું - अह इदानीन्तनकृतिसाध्यसन्ध्यावन्दनः, द्विजातित्वे सति विहितसन्ध्याकालीनशौचादिमत्त्वात्. એટલે, તાત્પર્ય એ થયું કે ''મારા ઇષ્ટ પુત્રાદિનું આ સાધન છે, માટે મારે કૃતિ સાધ્ય છે'' એમ જાણી સન્ધ્યાવન્દનાદિ પ્રવૃત્તિ નથી થતી, પણ- હુ બ્રાહ્મણ છું, ને મે સન્ધ્યાકાલીન શૌચાદિ કરી લીધા છે, તો મારે સન્ધ્યાવન્દનાદિની કૃતિસાધ્ય છે - એ રીતે એ પ્રવૃત્તિ થાય છે પણ, 'હુ બ્રાહ્મણ છુ, માટે મારે કરવાનુ' આ રીતની પ્રવૃત્તિ તો નિત્ય કે નૈમિત્તિકરૂપે વિહિત કર્મ અંગે જ થાય છે. એ સિવાયની પ્રવૃત્તિ પ્રત્યે

તો ઇષ્ટસાધનતાજ્ઞાન જોઈએ જ છે. ચૈત્યવન્દનાદિ વિહિત નથી અને ઇષ્ટસાધન પણ નથી. માટે એની પ્રવૃત્તિની આપત્તિ આવતી નથી આમ, યાગ-પાકાદિ કામ્યકર્મ અંગે કૃતિસાધ્યતાજ્ઞાનના જનક તરીકે ઇષ્ટસાધનતાજ્ઞાનબળ-વદનિષ્ટાનનુબન્ધિત્વજ્ઞાન પ્રાભાકરને પણ માન્ય છે જ. છતાં નિત્યકર્મ અંગે એ સ્વીકૃત ન હોવાથી પ્રવૃત્તિત્વેન પ્રવૃત્તિ પ્રત્યે એ જનક નથી એવો પ્રાભાકરમત છે. નૈયાયિક નિત્ય-નૈમિત્તિકકર્મ અગે પણ પ્રત્યપાયાભાવાદિકામના માની ઇષ્ટસાધનતાજ્ઞાન માને જ છે - એ વાત આગળ આવશે એટલે યાગ-પાકાદિની જેમ સન્ધ્યાવન્દનાદિ અંગે પણ બળવદનિષ્ટાનનુબન્ધીષ્ટસાધનત્વજ્ઞાનજન્યકૃતિ-સાધ્યત્વજ્ઞાન જ પ્રાભાકરમતે પ્રવૃત્તિજનક માનવું પડે, એમ સમજીને પ્રાભાકર સામે દલીલ કરે છે.

(૫) **નૈયાયિક** :- [તમારા મતમાં નિષ્કર્ષ આ આવ્યો કે बलवदनिष्टाननुबन्धित्वविशिष्टतत्कालीनेष्टसाधनताज्ञानजन्यकृतिसाध्यताज्ञानत्वेन प्रवृत्तिकारणता... તો પછી] આની અપેક્ષાએ बलवदनिष्टाननुबन्धीष्टसाधनताज्ञानविशिष्टकार्यताज्ञानत्वेन બળવદનિષ્ટાનનુબન્ધિત્વ, ઇષ્ટસાધનત્વ અને કૃતિસાધ્યત્વ આ ત્રણ વિષયક જ્ઞાનને જ હેતુ માની લ્યો ને ! (કારણકે એમાં જન્યત્વનો પ્રવેશ ન હોવાથી લાઘવ છે.)

[શંકા :- બળવત્ત્વ તો અનનુગત છે કારણકે નાના કામ માટે જે અનિષ્ટ બળવદ્ કહેવાય તે મોટા કામ માટે બળવદ્ નથી પણ કહેવાતું.]

(૬) **સમાધાન** :- (બળવત્ત્વનો અનુગમ આ રીતે જાણવો-) ઇષ્ટની ઉત્પત્તિમા નાન્તરીયક દુ:ખથી અધિકદુ:ખનું જે અજનક હોય અથવા બળવાન્ દ્વેષના વિષયભૂત દુ:ખનુ જે અજનક હોય તે બળવદનિષ્ટાનનુબન્ધી જાણવું. [પરદારાગમન નાન્તરીયકદુ ખાધિકદુ:ખજનક છે એવું જાણનાર પણ રાગાન્ધ-દશામાં પરદારાગમનની પ્રવૃત્તિ કરે છે એની સગતિ કરવા માટે **અથવા** કહીને બળવાન્ દ્વેષના . વગેરે કહ્યું છે. બળવાન્ દ્વેષ એટલે વિજાતીય દ્વેષ. એના વિષયભૂત દુ:ખનું અજનક જે હોય તે પણ બળવદ-નિષ્ટાનનુબન્ધી કહેવાય રાગાન્ધને એ દશામાં, અગમ્યાગમનજન્યદુ:ખ પ્રત્યે એવો વિજાતીય (બળવદ્) દ્વેષ હોતો નથી, માટે અગમ્યાગમનની પ્રવૃત્તિ કરે છે.] એટલે બળવદનિષ્ટાનનુબન્ધિત્વ વગેરે ત્રિતયવિષયકત્વેન જ્ઞાનને કારણ માનવામાં લાઘવ હોવાથી એ માનવું ઉચિત છે.

(૭) **પ્રાભાકર** :- નૈયાયિકનો આ અભિપ્રાય ઉચિત નથી, કારણકે ઇષ્ટસાધનત્વ અને કૃતિસાધ્યત્વને યુગપત્ જાણવા શક્ય નથી. તે પણ એટલા માટે કે સાધ્યત્વ અને સાધનત્વનો વિરોધ છે તે પણ એટલા માટે કે અસિદ્ધ વસ્તુ સાધ્ય હોય છે જ્યારે સિદ્ધ વસ્તુ સાધન હોયછે. [જેણે સ્વરૂપ પ્રાપ્ત કરી લીધું છે એ (અપક્વાવસ્થાવાળા તણ્ડુલાદિ)સાધન હોય છે અને જેણે સ્વરૂપ પ્રાપ્ત કરી લીધું નથી એ ઓદનાદિ સાધ્ય હોય છે. અથવા બીજી રીતે કહીએ તો, આદ્યક્ષણવૃત્તિત્વવિશિષ્ટ હોય તે 'સાધ્ય' અને અનાદ્યક્ષણ-વૃત્તિત્વવિશિષ્ટ હોય તે 'સિદ્ધ'. આ બન્ને યુગપદ્ હોવામાં વિરોધ સ્પષ્ટ છે જ.] એક જ વસ્તુ એક જ જ્ઞાતાથી એક જ કાળે સિદ્ધ અને સાધ્ય ઉભય રીતે જાણી ન જ શકાય (એટલે એક જ વસ્તુ કૃતિસાધ્ય અને ઇષ્ટસાધનરૂપે એકી સાથી જાણી શકાતી ન હોવાથી - અર્થાત્ 'असिद्धः पाकः कृतिसाध्यः, सिद्धश्चेष्टसाधनम्' એવુ સમૂહાલંબનજ્ઞાન થઈ શકતુ ન હોવાથી તમે કહ્યું એવુ ત્રિતયવિષયક જ્ઞાન જ અશક્ય હોવાના કારણે એને કારણ માની શકાતું નથી.) તેથી કાળભેદે ઉભય જણાય છે. [એટલે કે જુદી-જુદી ક્ષણે પહેલાં ઇષ્ટસાધનતાજ્ઞાન અને પછી તજ્જન્ય કૃતિસાધ્યતાજ્ઞાન એમ બન્ને જ્ઞાન કાળભેદે થઈ શકે છે, માટે એ રીતે કૃતિસાધ્યતાજ્ઞાન એ પ્રવૃત્તિ પ્રત્યે હેતુ છે.]

---

(मु.) मैवम्, लाघवेन बलवदनिष्टाननुबन्धीष्टसाधनत्वे सति कृतिसाध्यताज्ञानस्य तत्र हेतुत्वात्। न च साध्यत्वसाधनत्वयोर्विरोधः, यदा कदाचित् साध्यत्वसाधनत्वयोरविरोधादेकदा साध्यत्वसाधनत्व-

योऽश्च ज्ञानात् । नव्यास्तु - ममेदं कृतिसाध्यमिति ज्ञानं न प्रवर्तकम्, अनागते तस्य ज्ञातुमशक्यत्वात् । किन्तु यादृशस्य पुंसः कृतिसाध्यं यद् दृष्टं तादृशत्वं स्वस्य प्रतिसन्धाय तत्र प्रवर्तते । तेनौदनकामस्य तत्साधनताज्ञानवतस्तदुपकरणवतः पाकः कृतिसाध्यस्तादृशश्चाहमिति प्रतिसन्धाय पाके प्रवृत्तिरित्याहुः । तन्न, स्वकल्पितलिप्यादिप्रवृत्तौ यौवने कामोद्भेदादिना संभोगादिप्रवृत्तौ च तदभावात् ।

**નૈયાયિક** - પ્રાભાકરમત યોગ્ય નથી, કારણકે [એમા બળવદનિષ્ટાનનુબન્ધીષ્ટસાધનતા (કામના), શુચિત્વ-વિહિતકાળજીવિત્વ વગેરે અન્યતમ લિંગના પ્રતિસન્ધાનથી જન્ય કાર્યતાજ્ઞાનને કારણ માનવું પડે છે એના કરતાં કામ્ય-નિત્યાદિ સાધારણ એવા બળવદનિષ્ટાનનુબન્ધિત્વાદિત્રિતયવિષયકજ્ઞાનત્વેન કારણતા માનવામાં જન્યત્વનો અપ્રવેશ હોવાથી] લાઘવ હોવાના કારણે બળવદનિષ્ટાનનુબન્ધીષ્ટસાધનત્વવિશિષ્ટકૃતિસાધ્યતાજ્ઞાનને પ્રવૃત્તિમાં હેતુ માનવુ ઉચિત છે.

[**પ્રાભાકર** .- પણ સાધ્યત્વ-સાધનત્વનો યુગપદ્વિરોધ છે ને !]

**નૈયાયિક** - ના, સાધ્યત્વ-સાધનત્વનો યુગપદ્વિરોધ નથી, એક જ વસ્તુમા યત્કિંચિત્ કાલીનસાધ્યત્વ અને તદ્ભિન્નકાલીન સાધનત્વ હોવામા કોઈ વિરોધ નથી એકકાલીન તે બન્ને હોવામા જ વિરોધ છે ભિન્નકાલીન આ સાધ્યત્વ-સાધનત્વનુ એક કાળે જ્ઞાન થઈ શકે છે. એટલે ઉક્તત્રિતયવિષયકજ્ઞાન શક્ય હોવાથી એને જ કારણ માનવું જોઈએ.

नव्यास्तु- ममेद कृतिसाध्यम् એવુ કૃતિસાધ્યતાજ્ઞાન પ્રવર્તક નથી, કારણકે અનાગત = ભવિષ્યત્પાકમા તેને = મત્કૃતિસાધ્યત્વને જાણવું શક્ય નથી. કિન્તુ યાદશ = કૃતિઉત્પાદક યાદશસામગ્રીવિશિષ્ટ પુરુષની કૃતિથી સાધ્ય જે જોયું હોય, તાદશત્વનુ = કૃતિઉત્પાદક તાદશ સામગ્રીવિશિષ્ટત્વનું પોતાનામાં तादृशसामग्रीवानहम् એમ પ્રતિસન્ધાન કરીને તે પાકાદિમા પ્રવર્તે છે. તેથી, ઓદનની ઇચ્છાવાળા, ઓદનસાધનતાના જ્ઞાનવાળા અને ઓદનના ઉપકરણવાળાને પાકકૃતિસાધ્ય હોય છે એવું જોઈને પોતાનામાં પણ तादृशश्चाहम् એવુ પ્રતિસન્ધાન કરીને પાકમાં પ્રવૃત્તિ થાય છે (એટલે કે ओदनकामनावान्, ओदनसाधनताज्ञानवान् तथौदनोपकरणवाँश्चाहम् એવુ પ્રતિસન્ધાનાત્મક જ્ઞાન પ્રવર્તક છે ) એમ નવ્યો કહે છે

तन्न - નવ્યોનો મત બરાબર નથી, કારણકે સ્વકલ્પિતલિપ્યાદિની પ્રવૃત્તિમાં તથા યૌવનમા કામોદ્ભેદાદિથી થતી સંભોગાદિપ્રવૃત્તિમાં એવુ પ્રતિસન્ધાનાત્મક જ્ઞાન ન હોવા છતાં પ્રવૃત્તિ થાય છે, (માટે વ્યતિરેક વ્યભિચાર સ્પષ્ટ હોવાથી નવ્યકથિત પ્રતિસન્ધાનાત્મક જ્ઞાન પ્રવર્તક નથી.)

(मु.) इदन्तु बोध्यम् - इदानीन्तनेष्टसाधनत्वादिज्ञानं प्रवर्तकं, तेन भावियौवराज्ये बालस्य न प्रवृत्तिः, तदानीं कृतिसाध्यत्वाज्ञानात् । एवं तृप्तश्च भोजने न प्रवर्तते, तदानीमिष्टसाधनत्वाज्ञानात् । प्रवर्तते च दोषदूषितचित्तो विषादिभक्षणे, तदानीं बलवदनिष्टाननुबन्धित्वज्ञानात् । न चास्तिककामुकस्यागम्यागमने शत्रुवधादिप्रवृत्तौ च कथं बलवदनिष्टाननुबन्धित्वबुद्धिः ? नरकसाधनत्वज्ञानाद्, इति वाच्यम्, उत्कटरागादिना नरकसाधनताधीतिरोधानात् । वृष्ट्यादौ तु कृतिसाध्यताज्ञानाभावान्न चिकीर्षाप्रवृत्ती, किन्त्विष्टसाधनताज्ञानादिच्छामात्रम् । कृतिश्च प्रवृत्तिरूपा बोध्या, तेन जीवनयोनियत्नसाध्ये प्राणपञ्चकसञ्चारे न प्रवृत्तिः । इत्थञ्च प्रवर्तकत्वानुरोधाद्विधेरपीष्टसाधनत्वादिकमेवार्थः ।

(મુ.)(વિ.) ઇષ્ટસાધનતાજ્ઞાન વગેરેને જે પ્રવર્તક કહ્યા છે, તે ઇદાનીતનઇષ્ટસાધનતા જ્ઞાન વગેરે જાણવા અર્થાત્ इदानीन्तनेच्छाविषयसाधनत्व-इदानीन्तनकृतिसाध्यत्व- इदानीन्तनबलवद्द्वेषविषयाननुबन्धित्वैतत्त्रि-

तयविषयकं ज्ञानं प्रवर्तकम्. તેથી ભાવિયૌવરાજ્ય અંગે બાળકની પ્રવૃત્તિ થતી નથી, કારણ કે ત્યારે (इदानींतन) कृतिसाध्यत्व જ્ઞાન હોતુ નથી એમ, તૃપ્ત આદમીની ભોજનમા પ્રવૃત્તિ થતી નથી, કારણકે ત્યારે ઇદાનીતનેષ્ટસાધનતાજ્ઞાન હોતું નથી તથા દોષદૂષિતચિત્તવાળો આદમી વિષાદિભક્ષણમા પણ પ્રવૃત્ત થાય છે, કારણકે એ વખતે (ઇદાનીતન) બલવદનિષ્ટાનનુબન્ધિત્વજ્ઞાન સભવિત છે

**શંકા** :- જે આસ્તિક છે તેવા કામુકની લૌકિક એવી અગમ્યાગમનપ્રવૃત્તિમાં કે આસ્તિકની વૈદિક એવી શત્રુવધાદિપ્રવૃત્તિમા બળવદનિષ્ટાનનુબન્ધિત્વજ્ઞાન શી રીતે હોય ? કારણકે (અગમ્યાગમન કે શત્રુવધાદિ) નરકસાધન છે એવુ એને જ્ઞાન હોય છે. (અર્થાત્ બળવદનિષ્ટાનુબન્ધિત્વજ્ઞાન રૂપ પ્રતિબન્ધક હોય છે )

**સમાધાન** - ઉત્કટરાગાદિથી 'આ (અગમ્યાગમનાદિ) નરક સાધન છે' એવી નરકસાધનતાબુદ્ધિ તિરોહિત થઈ જાય છે (અર્થાત્ એ વખતે એને નરક યાદ આવતી નથી કે નરક પ્રત્યે બળવદ્દ્વેષ થતો નથી એટલે બળવદનિષ્ટાનુબન્ધિત્વજ્ઞાનાત્મક પ્રતિબન્ધક ન રહેવાથી બળવદનિષ્ટાનનુબન્ધિત્વજ્ઞાન થઈ જવાના કારણે પ્રવૃત્તિ થાય છે.)

વૃષ્ટિ વગેરેમા કૃતિસાધ્યતાજ્ઞાન ન હોવાથી ચિકીર્ષા કે પ્રવૃત્તિ થતા નથી, કિન્તુ ઇષ્ટસાધનતાજ્ઞાનથી ઇચ્છા માત્ર થાય છે

[**શંકા** - કૃતિ એટલે યત્ન લેવાનો હોય તો જીવનયોનિયત્ન પણ લઈ શકાય પણ એની વિદ્યમાનતામાં પણ પ્રાણપંચકસચારમા પ્રવૃત્તિ તો જોવા મળતી નથી.]

**સમાધાન** - કૃતિ પ્રવૃત્તિરૂપ જાણવી. અર્થાત્ 'કૃતિસાધ્યતાજ્ઞાન' જે કહ્યું છે તેમાં કૃતિ એટલે પ્રવૃત્તિ તેથી જીવનયોનિયત્નરૂપ કૃતિથી સાધ્ય એવા પ્રાણપંચકસંચારમાં પ્રવૃત્તિ થવાની આપત્તિ આવતી નથી.

इत्यत्र - આમ પ્રવૃત્તિ પ્રત્યે ઉક્તત્રિતયવિષયકજ્ઞાન કારણ તરીકે સિદ્ધ થવા પર, अग्निष्टोमेन यजेत स्वर्गकामः ઇત્યાદિમાં यजेत વગેરે 'વિધિ' નો પણ ઇષ્ટસાધનત્વાદિ જ અર્થ જાણવો, કારણકે વિધિ પ્રવર્તક હોય છે.

[વિધિપ્રયોગ સાક્ષાત્ પ્રવૃત્તિજનક જ્ઞાન કરાવતો નથી, પણ વિધિપ્રયોગથી ઇષ્ટસાધનત્વ અને કૃતિસાધ્યત્વ જણાય છે. એમા 'ઇષ્ટસાધન' એટલે કયા ઇષ્ટનું સાધન ? એમ આકાંક્ષા થવા પર स्वर्गकामो વગેરે પદના સમભિવ્યાહારથી સ્વર્ગસાધન એમ આનુમાનિક કે માનસ જ્ઞાન ઉત્પન્ન થાય છે, અન્યથા વિશેષરૂપે ફળજ્ઞાન ન હોવાથી પ્રવૃત્તિ થઈ શકે નહી એ જ રીતે ઇદાનીતનત્વનો અન્તર્ભાવ થઇ જાય એ રીતે કૃતિસાધ્યતાદિનુ જ્ઞાન પણ અનુમાનથી થાય છે એટલે જ **ચિન્તામણિકારે** 'વિધિજન્યજ્ઞાનજન્યજ્ઞાન પ્રવર્તક છે' એમ કહ્યુ છે. (એટલે કે વિધિથી ઇષ્ટસાધનતા-કૃતિસાધ્યતાદિનુ જ્ઞાન, એનાથી અનુમાન દ્વારા સ્વર્ગસાધનતા - ઇદાનીતનકૃતિસાધ્યતાદિનુ જ્ઞાન થાય છે કે જે પ્રવર્તક છે.)

**ભટ્ટનો** મત એવો છે કે પ્રવર્તનાજ્ઞાન એ પ્રવર્તક છે. આશય એ છે કે પ્રવૃત્તિ દ્વિવિધ હોય છે - સ્વેચ્છાધીન અને પરપ્રેરણાજન્ય. સ્વેચ્છાધીન પ્રવૃત્તિમાં પ્રવર્તના ઉપયોગી ન હોવા છતા પરપ્રેરણા-જન્ય પ્રવૃત્તિમાં તો એ પ્રયોજક હોય જ છે. "આચાર્યની પ્રેરણાથી આ કરું છું." આવો વ્યવહાર એટલે જ થાય છે. પ્રેર્ય વ્યક્તિ પ્રવૃત્તિ કરે એને અનુકૂળ એવો પ્રેરકનો વ્યાપારવિશેષ એ પ્રવર્તના છે. પ્રેરક જ્યારે ચેતન હોય ત્યારે તો એ વ્યાપારવિશેષ પ્રેરકના અભિપ્રાય રૂપ હોય છે. પણ જ્યારે અચેતન હોય ત્યારે (એટલે કે વેદવાક્યાત્મક પ્રેરક સ્થળે) શબ્દસમવેત કો'ક અભિધા નામનો વ્યાપારવિશેષ એ પ્રવર્તના છે. એટલે આચાર્યના અભિપ્રાયને જાણીને શિષ્ય જેમ પ્રવર્તે છે એમ (વેદગત)

વિધિવાક્યસ્થળે અભિધાને જાણીને જીવો પ્રવર્તે છે. તેથી 'અભિધા' જ લિઙ્નો (વિધિપ્રત્યયનો) અર્થ છે. (અને એનું જ્ઞાન પ્રવર્તક છે.)

આ ભટ્ટમત બરાબર નથી, કારણકે લોકમા સ્વેચ્છાધીનપ્રવૃત્તિ પ્રત્યે ઇષ્ટસાધનતાજ્ઞાન હેતુ તરીકે ક્લૃપ્ત હોવાથી પરપ્રેરણાજન્યપ્રવૃત્તિ પ્રત્યે પણ તે જ = ઇષ્ટસાધનતાજ્ઞાન જ કારણ હોવુ જોઈએ શબ્દશક્તિથી ભિન્ન 'અભિધા' માં કોઈ પ્રમાણ ન હોવાથી વેદ અગે પણ પ્રવર્તનાજ્ઞાન પ્રવર્તક નથી, પણ ઇષ્ટસાધનતાજ્ઞાન જ પ્રવર્તક છે.]

(मु.) इत्थञ्च 'विश्वजिता यजेत' इत्यादौ यत्र फलं न श्रूयते तत्रापि स्वर्गः फलं कल्प्यते । ननु 'अहरहः सन्ध्यामुपासीत' इत्यादाविष्टानुत्पत्तेः कथं प्रवृत्तिः ?, न चार्थवादिकं ब्रह्मलोकादि प्रत्यवायाभावो वा फलमिति वाच्यम्, तथा सति काम्यत्वेन नित्यत्वहान्यापत्तेः, [1]कामनाभावे चाकरणापत्तेः, [2]इत्थञ्च यत्र फलश्रुतिस्तत्रार्थवादमात्रमिति चेद् ?

### ★ નિત્યકર્મ અંગે પ્રાભાકરમત ★

(મુ.) (વિ.) [अग्निष्टोमेन यजेत स्वर्गकामः વગેરેમાં તો 'સ્વર્ગ' વગેરે ફળ કહ્યું હોવાથી સ્વર્ગાત્મકઇષ્ટની સાધનતાનું જ્ઞાન થઈ શકે છે. પણ વિશ્વજિતા યજેત વગેરેમા જ્યાં કોઈ ફળ કહ્યુ નથી ત્યાં એ શી રીતે થાય ?]

इत्थञ्च = यजेत ઇત્યાદિ વાક્યમા વિધિપ્રત્યયનો ઇષ્ટસાધનત્વાદિ અર્થ જાણવા પર विश्वजिता यजेत વગેરે વાક્યમાં કે જ્યાં ફળશ્રવણ નથી, ત્યાં પણ 'સ્વર્ગ' ફળ તરીકે કલ્પી લેવાય છે અર્થાત્ વિધિપ્રત્યયથી ઇષ્ટત્વેન (સ્વર્ગત્વેન નહીં) ઇષ્ટની સાધનતાનો બોધ થવા પર એ ઇષ્ટ 'સ્વર્ગ' છે એવું અનુમાનથી નિશ્ચિત કરવામા આવે છે.

**પ્રાભાકર** - [अहरहः सन्ध्यामुपासीत વગેરે નિત્યકર્મસ્થળે સન્ધ્યાવન્દનાદિનું ફળ ન હોવાથી ઇષ્ટ-સાધનતાજ્ઞાન ન થઈ શકવાથી પ્રવૃત્તિ શી રીતે થશે ? (અર્થાત્ ત્યા ઇષ્ટસાધનત્વ એ વિધ્યર્થ નથી કે એનુ કોઈ જ્ઞાન એ પ્રવર્તક નથી.)

**નૈયાયિક** :- सन्ध्यामुपासते ये तु सतत शंसितव्रताः । विधूतपापास्ते यान्ति ब्रह्मलोकमनामयम् ॥ આ રીતે અર્થવાદપ્રતિપાદ્ય પાપનાશપૂર્વકબ્રહ્મલોકની પ્રાપ્તિને કે પ્રત્યપાયની અનુત્પત્તિને જ ફળ તરીકે સ્વીકારી ઇષ્ટસાધનતાજ્ઞાન વગેરે થઈ શકે જ છે

**પ્રાભાકર** ·- આ રીતે (નિત્યકર્મને પણ ફળવાન્ તરીકે કલ્પી લેશો) તો એ કામ્યકર્મ બની જવાથી એનુ નિત્યત્વ ઉડી જશે, કારણકે નિત્યત્વ અને કામ્યત્વને વિરોધ છે.

[**નૈયાયિક** .- એ કામ્ય બની જવાના કારણે નિત્યત્વ ભલે ને ઊડી જાય, કામ્યકર્મ તરીકે સન્ધ્યાવન્દનાદિની પ્રવૃત્તિ ચાલુ જ રહેવાની છે ને ?]

(૧) **પ્રાભાકર** :- (જો એ કામ્ય કર્મ બની જાય તો જ્યારે) કામના નહી હોય ત્યારે અકરણની આપત્તિ આવશે. [વળી કામના ન હોવાના કારણે કોઈ શિષ્ટ વિવક્ષિત કામ્યકર્મ ન કરે તો કાંઈ પ્રત્યપાય થતો નથી. એટલે સન્ધ્યાવન્દનાદિ ન કરવામા કોઈ પ્રત્યપાય ન રહેવાથી એ શિષ્ટાચાર ઉડી જશે. માટે નિત્યકર્મનું આર્થવાદિકાદિ કોઈ ફળ માની શકાય નહી.]

[**શંકા** .- પણ તો પછી सन्ध्यामुपासते ये तु... વગેરે જે કહ્યુ છે તેનુ શું ?]

(૨) **સમાધાન** - इत्थञ्च = નિત્યકર્મનું કોઈ ફળ હોતું નથી એમ નિશ્ચિત થયે, सन्ध्या... વગેરે ફળબોધિકા શ્રુતિ तत्र = તે સન્ધ્યાવન્દનાદિકરનારા પુરુષમાં અર્થવાદ = પ્રશસ્તત્વનો બોધ માત્ર કરાવે

છે (અર્થાત્ એ પુરુષની પ્રશંસા માત્ર કરે છે, ફળ જણાવતી નથી) એટલે નિત્યકર્મનું કોઈ ફળ ન હોવાથી ઇષ્ટસાધનતાજ્ઞાન ન થઈ શકવાથી પ્રવૃત્તિ શી રીતે થાય ?

---

(मु.) न, ग्रहणश्राद्धादौ नित्यत्वनैमित्तिकत्वयोरिव भरणीश्राद्धे काम्यत्वनैमित्तिकत्वयोरिव नित्यत्वकाम्यत्वयोरप्यविरोधात् । न च कामनाभावेऽकरणापत्तिः, त्रिकालस्तवपाठादाविव कामनासद्भावस्यैव कल्पनात् । ननु वेदबोधितकार्यताज्ञानात्प्रवृत्तिः संभवत्येवेति चेत् ? न, इष्टसाधनत्वमविज्ञाय तादृगकार्यताज्ञानसहस्रेणापि प्रवृत्तेरसंभवात् । यदपि पण्डापूर्वं फलमिति, तदपि न, कामनाभावेऽकरणापत्तेस्तौल्यात् । कामनाकल्पने त्वार्थवादिकं फलमेव रात्रिसत्रन्यायात्कल्प्यते, अन्यथा प्रवृत्त्यनुपपत्तेः । तेनानुत्पत्तिमेव प्रत्यवायस्यान्ये मन्यन्ते । एवम् -

"सन्ध्यामुपासते ये तु सततं शंसितव्रताः । विधूतपापास्ते यान्ति ब्रह्मलोकमनामयम् ॥"

एवम् - "दद्यादहरहः श्राद्धं पितृभ्यः प्रीतिमावहन्-" इत्यादिवचनप्रतिपादितब्रह्मलोक- प्रीत्यादिकमेव फलमस्तु । न च पितृप्रीतिः कथं फलं ? व्यधिकरणत्वादिति वाच्यम्, गयाश्राद्धादाविवोद्देश्यत्वसम्बन्धेनैव फलजनकत्वस्य क्वचित्कल्पनात् । अत एवोक्तं 'शास्त्रदर्शितं फलमनुष्ठानकर्त्तरीत्युत्सर्ग' इति । पितॄणां मुक्तत्वे तु स्वस्य स्वर्गादिफलं, यावन्नित्यनैमित्तिकानुष्ठानस्य सामान्यतः स्वर्गजनकत्वात् । पण्डापूर्वार्थं प्रवृत्तिश्च न संभवति । न हि तत्सुख-दुःखाभाववत्स्वतः पुरुषार्थो, न वा तत्साधनम् । प्रत्यवायानुत्पत्तौ कथं प्रवृत्तिरिति चेद् ?, इत्थम् - यथा हि नित्ये कृते प्रत्यवायाभावस्तिष्ठति तदभावे तदभावः, एवं प्रत्यवायाभावस्य सत्त्वे दुःखप्रागभावसत्त्वं तदभावे तदभाव इति योगक्षेमसाधारणकारणताया दुःखप्रागभावं प्रत्यपि सुवचत्वात् । एवमेव प्रायश्चित्तस्यापि दुःखप्रागभावहेतुत्वमिति ।

---

### ★ નૈયાયિક કૃતનિરાકરણ ★

(પ્રાભાકરકૃત આ શંકાનુ નૈયાયિક સમાધાન આપે છે-)

**નૈયાયિક** - ગ્રહણશ્રાદ્ધાદિમા જેમ નિત્યત્વ અને નૈમિત્તિકત્વનો વિરોધ નથી, તથા ભરણીશ્રાદ્ધમાં જેમ કામ્યત્વ અને નૈમિત્તિકત્વનો વિરોધ નથી એમ નિત્યત્વ અને કામ્યત્વનો પણ વિરોધ નથી. [આશય એ છે કે उपरागे श्राद्ध कुर्वीत, उपरागे स्नायाद् વગેરે વિધિવાક્યથી ગ્રહણનિમિત્તક શ્રાદ્ધ-સ્નાનને નિત્ય તરીકે અને નૈમિત્તિક તરીકે જણાવ્યા છે. એટલે નિત્યત્વ-નૈમિત્તિકત્વનો વિરોધ નથી પશુ-પુત્ર વગેરે અમુક કામનાથી અમુક નક્ષત્રમા અમુક શ્રાદ્ધ કરવુ એમ જણાવ્યા પછી ભરણી નિમિત્તક શ્રાદ્ધ કરનારને બધા ફળનુ પ્રતિપાદન કર્યું છે, એટલે ભરણી નિમિત્તક શ્રાદ્ધ તે તે ફળની ઇચ્છાથી થતું હોવાથી કામ્યકર્મ પણ છે અને ભરણીનક્ષત્ર નિમિત્તે થતુ હોવાથી એ નૈમિત્તિકકર્મ પણ છે માટે એમાં કામ્યત્વ-નૈમિત્તિકત્વનો વિરોધ નથી. એમ સન્ધ્યાવન્દનાદિમા નિત્યત્વ-કામ્યત્વનો વિરોધ નથી એટલે કે એમાં अहरहः વગેરે વાક્યથી પ્રતિપાદિત નિત્યત્વ પણ છે ને सन्ध्यामुपासते વગેરે વાક્યથી પ્રતિપાદિત કામ્યત્વ પણ છે એવું અવિરોધપણે માની શકાય છે.] એટલે એના ફળ તરીકે બ્રહ્મલોકાદિ માનવામા કોઈ વાંધો નથી.

**પ્રાભાકર** - પણ તો પછી જ્યારે બ્રહ્મલોકાદિની કામના ન હોય ત્યારે એના અકરણની આપત્તિનું શુ ?

**નૈયાયિક** - ત્રિકાળસ્તવપાઠાદિ વિધિપ્રાપ્ત હોવાથી નિત્યકર્મ હોવા છતા જેમ એમા હમેશા ફળ કામના હોવાથી હંમેશા પુરુષો પ્રવર્તે છે એમ સન્ધ્યાવન્દનાદિ માટે પણ હમેશા કામના હોય છે ને પ્રવૃત્તિ

થાય છે એમ માનવુ જોઈએ. 'अकुर्वन् विहितं कर्म नरो भवति किल्बिषः' વગેરે વચનથી જણાતા પ્રત્યપાયના અભાવની કામના સદૈવ હોય ને એટલે હંમેશા સન્ધ્યાવન્દનાદિ કરે એવું માનવામા કશો વાધો નથી.

**મીમાંસક** :- [ઇષ્ટસાધનતાજ્ઞાનને પ્રવૃત્તિનું કારણ માનવાનો આગ્રહ છે માટે જ નિત્યકર્મની પ્રવૃત્તિની સગતિ કરવા આ બધી ધમાલ કરવી પડે છે. એના કરતાં કાર્યતાજ્ઞાનને જ પ્રવૃત્તિનું કારણ માની લેવું જોઈએ. તેથી] વેદઘટકવિધિપ્રયોગથી 'सन्ध्यावन्दन मम कर्तव्यम् (= कार्य = कृतिसाध्यम्) એમ કાર્યતાજ્ઞાન થઈ જવાથી એનાથી જ પ્રવૃત્તિ થઈ જશે.

**નૈયાયિક** :- જ્યાં સુધી ઇષ્ટસાધનતા ન જણાય ત્યા સુધી તેવા હજારો કાર્યતાજ્ઞાનથી પણ પ્રવૃત્તિ સંભવતી નથી. (વેદમાં તો સેંકડો વિધાનો છે. બધાની જ કોણ પ્રવૃત્તિ કરે છે ?)

**શંકા** - સન્ધ્યાવન્દનાદિ નિત્યકર્મનુ પણ્ડાપૂર્વ ફળ માનવું જોઈએ [પણ્ડ એટલે નપુંસક. અર્થાત્ ફળ આપવામા પણ્ડની જેમ નિષ્ફળ એવું અપૂર્વ એ પણ્ડાપૂર્વ. એટલે કે નામમાત્રથી અપૂર્વ, પણ સ્વર્ગાદિ કશું ફળ આપવામાં સમર્થ નહી. તેથી એનું ફળ મળે કશું નહી, ને છતાં સન્ધ્યાવન્દનાદિ નિત્યકર્મના ફળ તરીકે એ કલ્પી એની સાધનતાનું જ્ઞાન પ્રવૃત્તિ કરાવી દેશે ..]

**સમાધાન** :- એ પણ યોગ્ય નથી, કારણકે આવા અપૂર્વની કામનાથી શૂન્ય પુરુષને એના અકરણની અને છતા પ્રત્યપાયાભાવની આપત્તિ આવશે, અને જો ફળકામના માનવાની જ હોય તો (એ કામનાના વિષયભૂત ફળ તરીકે) રાત્રિસત્રન્યાયથી આર્થવાદિકફળ જ મનાય છે. અન્યથા પ્રવૃત્તિ અસગત રહે છે. [જેમાં તેર રાત્રીઓ હોય તેવુ સત્રવિશેષ એ ત્રયોદશરાત્ર, એમ ચતુર્દશરાત્ર વગેરે જાણવા આ બધા કર્મ રાત્રિસત્ર કહેવાય છે જેઓ આ કરે છે તેઓ માટે 'प्रतितिष्ठन्ति ह वा य एता रात्रीरुपयन्ति' વગેરે કહ્યું છે. આમાં 'પ્રતિષ્ઠા' જે કહી છે તે અર્થવાદ છે, ને ફળ તો વિશ્વજિત્ન્યાયથી સ્વર્ગ જ કલ્પવું જોઈએ એમ પૂર્વપક્ષ કહે છે. સિદ્ધાન્તમત એવો છે કે શ્રુત અને અનુમાનમાં શ્રુત બળવાન છે. એટલે પ્રતિષ્ઠા શ્રુત હોવાથી એ જ ફળ છે , સ્વર્ગ અનુમેય હોવાથી (અનુમાન) નિર્બળ હોવાના કારણે ફળ તરીકે કલ્પાતું નથી આ રાત્રિસત્રન્યાય કહેવાય છે એમ પ્રસ્તુતમાં,- સન્ધ્યાવન્દનાદિ નિત્યકર્મ માટે પણ 'सन्ध्यामुपासते...' વગેરે દ્વારા જે કહ્યું છે તે બ્રહ્મલોકાદિ માત્ર અર્થવાદ છે, પણ 'ફળ' નથી, ફળ તો વિશ્વજિત ન્યાયે સ્વર્ગ જ છે - આવું નથી, કિન્તુ એ આર્થવાદિક ચીજ (બ્રહ્મલોકપ્રાપ્તિ વગેરે) જ ફળ તરીકે મનાય છે. અન્યથા = નિત્યકર્મને નિષ્ફળ જ માનવામા આવે તો પ્રવૃત્તિ થઈ શકે નહીં ] તેથી = સન્ધ્યાવન્દનાદિનુ લાઘવથી આર્થવાદિકફળ માન્યું હોવાથી જ અન્ય = કેટલાક નવીન આચાર્યો પ્રત્યપાયની અનુત્પત્તિ = પ્રત્યપાયપ્રાગભાવનું પરિપાલન જ ફળ માને છે. એમ પ્રાચીનો એનુ બ્રહ્મલોક ફળ માને છે એટલે, ''પ્રશસ્તવ્રતવાળા જેઓ હમેશા સન્ધ્યાની ઉપાસના કરે છે તેઓ પાપમુક્ત બનીને રોગમુક્ત બ્રહ્મલોકને પામે છે.'' એમ, ''પિતૃપ્રીતિનુ સંપાદન કરતો (પુત્ર) હમેશા પિતાઓને શ્રાદ્ધ આપે.'' વગેરે વચનોથી પ્રતિપાદિત બ્રહ્મલોક, પિતૃપ્રીતિ વગેરે જ ફળ માનવુ જોઈએ.

**મીમાંસક** - (શ્રાદ્ધ પુત્ર આપે છે, તો એનું) પિતૃપ્રીતિ એ શી રીતે ફળ મનાય ? કારણ કે વ્યધિકરણ છે.

**નૈયાયિક** - આવી શકા ન કરવી, કારણકે गयायां पिण्डदानं पितृप्रीतिकरम् વગેરે વચનથી ગયાશ્રાદ્ધ વગેરેની જેમ ક્યાક = પિતૃશ્રાદ્ધમાં પણ ઉદ્દેશ્યતાસમ્બન્ધથી ફળજનકત્વ કલ્પી શકાય છે. [જ્યાં ઉદ્દેશ્યતાસમ્બન્ધથી ગયાશ્રાદ્ધ, ત્યા સમવાયસમ્બન્ધથી પ્રીતિ ઉત્પન્ન થાય એમ કા.કા. ભાવ જાણવો. એટલે વ્યધિકરણત્વ રહેતુ નથી ] એટલે જ આમ કહેવાયુ છે કે ''શાસ્ત્રદર્શિત ફળ અનુષ્ઠાનકર્તાને મળે'' એ વાત ઉત્સર્ગ છે. (એટલે કે અપવાદ રૂપે ક્યાંક એ અન્યને પણ મળી શકે છે.)

[શંકા - પણ જેના પિતૃઓ મુક્ત થઈ ગયા હોય એને તો પ્રીત્યાત્મક સુખ મળી શકતુ નથી.]

**સમાધાન** :- (આ રીતે પિતૃપ્રીતિરૂપ વિશેષફળ સભવિત ન હોય ત્યા સામાન્યફળ રૂપે) સ્વને જ = અનુષ્ઠાનકર્તાને જ સ્વર્ગફળ મળે છે એમ માનવુ, કારણકે દરેક નિત્ય-નૈમિત્તિક અનુષ્ઠાન સામાન્યથી 'વિહિતકર્મ' રૂપ હોવાથી વિશ્વજિતન્યાયે સ્વર્ગફળજનક તો હોય જ છે.

(તથા પણ્ડાપૂર્વરૂપ ફળ માનવુ તો સંભવતુ જ નથી, કારણકે) પણ્ડાપૂર્વ માટે પ્રવૃત્તિ થવી જ અસભવિત છે તે પણ એટલા માટે કે તત્ = પણ્ડાપૂર્વ સુખ કે દુ ખાભાવની જેમ સ્વત: તો પુરુષાર્થ નથી, વળી એ સુખ કે દુ:ખાભાવરૂપ ઇષ્ટનું સાધન પણ નથી.

**શંકા** - તમે પ્રત્યપાયાભાવરૂપ જે ફળ કહ્યુ એ પણ સુખ કે દુ ખાભાવની જેમ સ્વત પુરુષાર્થ નથી, તો પછી એના માટે પણ પ્રવૃત્તિ શી રીતે થશે ?

**સમાધાન** :- આ રીતે - જેમ નિત્ય (સન્ધ્યાવન્દનાદિ) કરાયે છતે પ્રત્યપાયપ્રાગભાવ જળવાઈ રહે છે અને ન કર્યે છતે પ્રાગભાવનો અભાવ (= ધ્વંસ) થઈ જાય છે (એટલે કે પ્રત્યપાય ઉત્પન્ન થઈ જાય છે ) એમ પ્રત્યપાયપ્રાગભાવ જળવાઈ રહે તો દુ:ખપ્રાગભાવ જળવાઈ રહે છે, અને પ્રત્યપાયપ્રાગભાવનો અભાવ (= ધ્વસ) થઈ જાય તો દુ ખપ્રાગભાવનો અભાવ (= ધ્વસ) થઈ જાય છે (એટલે કે દુ:ખ ઉત્પન્ન થઈ જાય છે.) એટલે યોગક્ષેમસાધારણ એવી કારણતા દુ:ખપ્રાગભાવ પ્રત્યે પણ કહી શકાય છે. [ઘડો નહોતો, ને દડથી ઉત્પન્ન થાય છે (પ્રાપ્ત થાય છે) એટલે દડ ઘડાનો યોગ કરાવી આપવાની કારણતા ધરાવે છે. પણ પ્રાગભાવ તો અનાદિકાલીન હોવાથી પ્રાપ્ત જ છે. છતા, પ્રાપ્તના સરક્ષણરૂપ ક્ષેમ પ્રત્યે નિત્યકર્મ (અને પ્રત્યપાયપ્રાગભાવ) ઉપયોગી છે નિત્યકર્મ છે તો પ્રત્યપાયપ્રાગભાવનો ક્ષેમ થાય છે અને પ્રત્યપાયપ્રાગભાવ છે તો દુ ખપ્રાગભાવ(નો ક્ષેમ થાય) છે. એટલે નિત્યકર્મ અને પ્રત્યપાયપ્રાગભાવ, પ્રત્યપાયપ્રાગભાવના અને દુ ખપ્રાગભાવના ક્ષેમમા કારણ છે ]

આ જ રીતે પ્રાયશ્ચિત્તમા પણ દુ ખપ્રાગભાવની યોગક્ષેમસાધારણકારણતા જ છે એ જાણવું.

[**શંકા** :- પ્રાયશ્ચિત્ત તો પાપનાશ દ્વારા દુ:ખનાશનું કારણ નથી ?

**સમાધાન** :- પ્રાયશ્ચિત્તથી પાપનાશ થઈ જવાના કારણે દુ:ખ તો ઉત્પન્ન જ થતું નથી. જે ઉત્પન્ન નથી થયુ એનો ધ્વંસ પણ શી રીતે થાય ? એટલે પ્રાયશ્ચિત્ત, દુ ખને ઉત્પન્ન ન થવા દેવામા - દુ ખપ્રાગભાવ જાળવી રાખવામાં કારણ છે, દુ ખનાશમાં નહી ]

---

(मु.) ननु न कलञ्जं भक्षयेदित्यत्र विध्यर्थे कथं नञर्थान्वयः ? इष्टसाधनत्वाभावस्य कृतिसाध्यत्वाभावस्य च बोधयितुमशक्यत्वादिति चेद् ? न, तत्र बाधादिष्टसाधनत्वं कृतिसाध्यत्वं च न विध्यर्थः, किन्तु बलवदनिष्टाननुबन्धित्वमात्रं तदभावश्च नञा बोध्यते । अथवा बलवदनिष्टाननुबन्धित्वविशिष्टेष्टसाधनत्वे सति कृतिसाध्यत्वं विध्यर्थः । तदभावश्च नञा बोध्यमानो विशिष्टाभावो विशेष्यवति विशेषणाभावे विश्राम्यति ।

---

## ★ વિધ્યર્થમાં નઞર્થાન્વય ★

(**મુ.**)(**વિ.**) **શંકા** .- એક પ્રકારનું સૂકાઈ ગયેલુ માસ એ કલંજ છે ન कलञ्ज भक्षयेद् આમા નઞર્થ અને વિધ્યર્થનો અન્વય શી રીતે કરશો ? કારણકે અહી જો વિધ્યર્થ સાથે નઞર્થનો અન્વય હોય તો ''कलञ्जभक्षण पुरुषेष्टसाधनत्वाभाववत् कृतिसाध्यत्वाभाववच्च'' એવો બોધ થવો જોઈએ. પણ એ તો બાધિત છે કારણકે એવા સૂકાઈ ગયેલા માસવિશેષમા પુરુષને ઇષ્ટસાધનત્વ કે કૃતિસાધ્યત્વ પ્રતીત જ નથી થતુ,

તો એમા નઞર્થનો અન્વય શી રીતે થાય ? અર્થાત્ એ અન્વય બાધિત હોવાથી ઇષ્ટસાધનત્વાભાવ અને કૃતિસાધ્યત્વાભાવનો બોધ થવો અશક્ય છે.

**સમાધાન** - આવી શંકા યોગ્ય નથી, કારણકે [વિધિના અર્થના ઇષ્ટસાધનત્વ, કૃતિસાધ્યત્વ અને બળવદનિષ્ટાનનુબન્ધિત્વ એમ ત્રણ અશ છે. એમાંથી જ્યારે નઞ્ પ્રયોગ થયો હોય ત્યારે નઞર્થ નો અન્વય જેમાં થાય એ અર્થ એ વખતે યોગ્ય કહેવાય છે અને બાકીનો બાધિત હોય છે. એટલે આવા સ્થળે નઞર્થાન્વયનો] બાધ હોવાથી ઇષ્ટસાધનત્વ અને કૃતિસાધ્યત્વ એ વિધિનો અર્થ નથી, પણ બલવદનિષ્ટાનનુબન્ધિત્વ માત્ર જ વિધ્યર્થ છે અને એનો અભાવ નઞ થી જણાય છે. અથવા = [કૃતિસાધ્યત્વ કે ઇષ્ટસાધનત્વ પ્રતીતિબાધિત ન હોય ('કલંજભક્ષણ કૃતિસાધ્ય નથી કે ઇષ્ટસાધન નથી' એ રીતે જેને જણાયુ ન હોય) તેને માટે] બલવદનિષ્ટાનનુબન્ધિત્વવિશિષ્ટેષ્ટસાધનત્વવિશિષ્ટકૃતિસાધ્યત્વ એ જ વિધ્યર્થ છે અને એનો અભાવ જ નઞથી જણાય છે. પણ એ વિશિષ્ટાભાવ, વિશેષ્યવાળા સ્થળે વિશેષણાભાવમાં વિશ્રાન્ત થાય છે [જ્યાં વિશેષ્ય હોવા છતાં વિશિષ્ટાભાવ કહેવાયો હોય તો એ વિશેપણાભાવને જણાવે છે. જેમકે રિક્તઘટવદ્ભૂતલમાં જલવદ્ઘટાભાવ જળાભાવને સૂચવે છે] એટલે પ્રસ્તુતમાં પણ વિશિષ્ટાભાવ બળવદનિષ્ટાનનુબન્ધિત્વરૂપ વિશેપણના અભાવથી પ્રયુક્ત હોવાના કારણે વિશેષણાભાવરૂપ બની જવાથી નઞ્ બળવદનિષ્ટાનનુબન્ધિત્વાભાવને જ જણાવે છે.

---

(मु.) ननु 'श्येनेनाऽभिचरन्यजेते'त्यादौ कथं वलवदनिष्टाननुवन्धित्वं विध्यर्थः ?' श्येनस्य मरणानुकूलव्यापारस्य हिंसात्वेन नरकसाधनत्वात् । न च वैधत्वान्न निषेध इति वाच्यम्, अभिचारे प्रायश्चित्तोपदेशात् । न च मरणानुकूलव्यापारमात्रं यदि हिंसा, तदा खड्गकारस्य कूपकर्तुश्च हिंसकत्वापत्तिर्गललग्नान्नभक्षणजन्यमरणे स्वात्मवधत्वापत्तिश्चेति वाच्यम्, मरणोद्देश्यकत्वस्यापि विशेपणत्वात्, अन्योद्देश्यकक्षिप्तनाराचहतब्राह्मणस्य तु वाचनिकं प्रायश्चित्तमिति चेद् ? न, तत्र वलवदनिष्टाननुवन्धित्वस्य विध्यर्थत्वाभावात् । वस्तुतः श्येनवारणायादृष्टाद्वारकत्वेन विशेपणीयम्, अत एव काशीमरणार्थं कृतशिवपूजनादेरपि न हिंसात्वम् । न च साक्षान्मरणजनकस्यैव हिंसात्वं, श्येनस्तु न तथा, किन्तु तज्जन्यापूर्वमिति वाच्यम्, खड्गघाते ब्राह्मणे व्रणपाकपरम्परया मृते हिंसात्वानापत्तेः । केचित्तु श्येनस्य हिंसा फलं, न तु मरणम्, तेन श्येनजन्यखड्गघातादिरूपा हिसाऽभिचारपदार्थः, तस्य च पापजनकत्वम्, अतः श्येनस्य वैधत्वात्पापाजनकत्वेऽपि अग्रिमपापं प्रतिसन्धाय सन्तो न प्रवर्तन्त इत्याहुः ।

---

## ★ શ્યેનયાગ અંગે વિચાર ★

**(મુ.)(વિ.) શંકા** - (શ્યેનયાગ બળવદનિષ્ટાનુબન્ધી છે. એટલે એમાં બળવદનિષ્ટાનનુબન્ધિત્વ બાધિત હોવાથી વિધ્યર્થ પણ બાધિત છે. એટલે,) श्येनेनाभिचरन्यजेत ઇત્યાદિમા (કે જેનો અર્થ शत्रुमारणं कामयन् श्येननामकं यागं कुर्याद् આવો છે, તેમા) બળવદનિષ્ટાનનુબન્ધિત્વ એ શી રીતે વિધ્યર્થ બને ? કારણ કે શ્યેનકર્મ મરણાનુકૂલવ્યાપારરૂપ હોવાથી હિસાત્મક હોવાના કારણે નરકનું કારણ છે.

**પ્રતિશંકા** - આમા થતી હિસા વૈધ = વિધિબોધિત = વિહિત હોવાથી એનો નિષેધ નથી. [આશય એ છે કે मा हिंस्याद् વગેરેથી જે નિષેધ છે તે વેદવિહિત હિસાનો નહી, પણ તદ્ભિન્ન હિસાનો, નિષિદ્ધનું આચરણ નરકસાધન બને, અનિષિદ્ધનુ નહી. તેથી શ્યેનકર્મમા થતી હિંસા અનિષિદ્ધ હોવાથી એ નરકસાધન નથી, ને તેથી એમાં બળવદનિષ્ટાનનુબન્ધિત્વ અક્ષત જ છે

**પ્રતિસમાધાન** -. અભિચારકર્મનું પ્રાયશ્ચિત્ત જણાવ્યું છે એ જ જણાવે છે કે એ નિષિદ્ધકર્મ છે ને તેથી નરકસાધન હોવાથી બળવદનિષ્ટાનુબન્ધી જ છે (જેનુ પ્રાયશ્ચિત્ત ન દર્શાવ્યુ હોય તેવી હિંસાથી ભિન્ન હિંસાનો જ मा हिंस्याद् શાસ્ત્રથી નિષેધ છે પ્રસ્તુત હિંસા એવી હોવાથી નિષિદ્ધ છે જ.)

**પ્રતિશંકા** - (સાક્ષાત્ કે પરંપરાએ કોઈપણ) મરણાનુકૂલ વ્યાપાર એ હિંસા એવું જો કહેશો તો ખડ્ગકાર અને કૂપકર્તાને પણ હિંસક માનવા પડે વળી, ગળામાં ચોંટી ગયેલા અન્નનું ભક્ષણ કરવાથી મરણ થાય તો આત્મહત્યાનુ પાપ લાગવાની આપત્તિ આવે (તેથી માત્ર સાક્ષાત્મરણાનુકૂલવ્યાપારને જ હિંસા કહેવી જોઈએ શ્યેનયાગ તેવો ન હોવાથી હિંસારૂપ ન હોવાના કારણે બળવદનિષ્ટાનનુબન્ધી છે જ.)

**પ્રતિસમાધાન** - પરંપરાએ મરણાનુકૂલવ્યાપાર પણ હિંસા તો છે જ, છતાં મરણોદ્દેશ્યકત્વ પણ એમા વિશેષણ હોવાથી તમે કહેલી આપત્તિઓ આવતી નથી અર્થાત્ મરણોદ્દેશ્યકમરણાનુકૂલવ્યાપાર એ હિંસા છે ખડ્ગકાર વગેરે મરણના ઉદ્દેશ્યથી વ્યાપાર કરતા ન હોવાથી હિંસકત્વાપત્તિ નથી

**પ્રતિશંકા** - અન્ય ઉદ્દેશથી બાણ ફેંક્યુ હોય ને બ્રાહ્મણ મરી જાય તો મરણોદ્દેશ્યકવ્યાપાર ન હોવાથી હિંસા નહી લાગવાના કારણે પ્રાયશ્ચિત્ત નહી આવવાની આપત્તિ આવશે

**પ્રતિસમાધાન** - એવાને વાચનિક પ્રાયશ્ચિત્ત લાગે છે અર્થાત્ सेतौ च स्नानमात्रेण ब्रह्महत्या व्यपोहति વગેરે સ્મૃતિવચનપ્રતિપાદિત બ્રાહ્મણવધમાત્રનુ પ્રાયશ્ચિત્ત આવે જ છે. [આશય એ છે કે સાક્ષાત્ કે પરંપરાએ મરણોદ્દેશ્યક **મરણાનુકૂલ** વ્યાપાર એ હિંસા છે. ઉક્ત બ્રાહ્મણહત્યામાં આ લક્ષણ જતું ન હોવા છતાં, એ 'બ્રાહ્મણહત્યા' છે, માટે ઉક્ત વાચનિક પ્રાયશ્ચિત્ત આવે છે. પણ શ્યેનયાગ તો તાદૃશવ્યાપારાત્મક હોવાથી હિંસારૂપ છે જ. માટે એમા બળવદનિષ્ટાનનુબન્ધિત્વ ન હોવાથી એ વિધ્યર્થ શી રીતે બનશે ? એ પ્રશ્ન ઊભો જ રહ્યો.]

**(નૈયાયિક) સમાધાન** - આવો પૂર્વપક્ષ અનુચિત છે, કારણકે ત્યાં અમે બળવદનિષ્ટાનનુબન્ધિત્વને વિધ્યર્થ તરીકે માનતા જ નથી

[**શંકા** - આ તો તમારે અર્થસંકોચ કરવો પડ્યો.]

**સમાધાન** - वस्तुतः શ્યેનના વારણ માટે (= શ્યેનમા બળવદનિષ્ટાનુબન્ધિત્વના વારણ માટે 'અદૃષ્ટાદ્વારક' એવુ પણ વિશેષણ જોડવુ અર્થાત્ अदृष्टाद्वारकत्वे सति मरणोद्देश्यकत्वे सति मरणानुकूलव्यापारो હિંસા એવુ લક્ષણ હોવાથી શ્યેન પણ હિંસારૂપ બનતો નથી (કારણકે એ અદૃષ્ટદ્વારક છે.) એટલે જ કાશીમરણાદિ માટે કરાયેલા શિવપૂજનાદિ પણ હિંસારૂપ નથી (શિવપૂજનાદિ અદૃષ્ટદ્વારા કાશીમરણાદિના હેતુ બને છે ) તેથી શ્યેન હિંસારૂપ ન હોવાથી બળવદનિષ્ટાનનુબન્ધી છે જ.

**શંકા** - જે સાક્ષાત્ મરણજનક હોય તેને જ હિંસા લાગે, શ્યેનયાગ એવો નથી, પણ તજ્જન્ય અપૂર્વ સાક્ષાત્ મરણજનક છે એટલે શ્યેન 'હિંસા'રૂપ નથી, એમ માનો ને !

**સમાધાન** - (જો આવું માનશો, તો) ખડ્ગપ્રહારથી જર્જરિત થયેલો બ્રાહ્મણ ઘા પાકી જવો વગેરે પરંપરા ચાલવાથી મરી જાય તો પણ હિંસા નહી લાગવાની આપત્તિ આવશે માટે પરંપરાએ મરણજનકને પણ હિંસા રૂપ માનવો આવશ્યક હોવાથી શ્યેન પણ હિંસા રૂપ બને જ એ ન થાય એ માટે અદૃષ્ટાદ્વારકત્વ જોડવુ આવશ્યક છે

**केचित्तु** - અદૃષ્ટાદ્વારકત્વ જોડ્યા વગર પણ શ્યેનમા બળવદનિષ્ટાનનુબન્ધિત્વની સંગતિ અન્ય રીતે કરે છે - શ્યેનનુ તો હિંસાત્મકવ્યાપાર એ જ ફળ છે, મરણ તો એ વ્યાપારનુ ફળ છે, શ્યેનનુ નહી. તેથી શ્યેનજન્ય જે ખડ્ગપ્રહારાદિ રૂપ ક્રિયાત્મક હિંસા એ જ 'અભિચાર' પદાર્થ છે ને એ જ પાપજનક હોય છે (શ્યેન

નહીં.) એટલે, શ્યેન વિહિત હોવાથી પાપજનક નથી, (તેથી એ બળવદનિષ્ટાનનુબન્ધી છે જ.

**(શંકા** :- જો એ નિષ્પાપ છે તો સજ્જનો એમાં કેમ પ્રવર્તતા નથી ?)

**સમાધાન** - (ખડ્ગઘાતાદિરૂપ હિંસાથી) આગળ પાપ અવશ્ય લાગવાનું છે એનુ પ્રતિસન્ધાન કરીને સજ્જનો એમાં પ્રવર્તતા નથી.) (આ પ્રમાણે કેટલાક કહે છે.)

[અભિચારને પાપમધ્યે ગણેલ છે માટે શ્યેનમા બળવદનિષ્ટાનનુબન્ધિત્વ બાધિત છે જ તેથી અસ્વરસ સૂચવવા इत्याहुः કહ્યું છે ] ✠

**(मु.)** आचार्यास्तु - आप्ताभिप्रायो विध्यर्थः । 'पाकं कुर्याः' इत्यादावाज्ञादिरूपेच्छावाचित्व-वल्लिङ्गमात्रस्येच्छावाचित्वं लाघवात् । एवं च 'स्वर्गकामो यजेत' इत्यादौ यागः स्वर्गकामकृतिसाध्यतया

✠ અત્યન્ત તર્કપ્રધાન કહેવાય એવા નૈયાયિકે પણ પ્રસ્તુતમા કેવા ફાંફા મારવા પડે છે ! આનો કંઈક વિચાર કરીએ - શ્યેનયાગ અંગે નૈયાયિકે પહેલુ સમાધાન એ આપ્યું કે ત્યા વિધિપ્રત્યયનો બલવદનિષ્ટાનનુબન્ધિત્વ અર્થ નથી

આ સમાધાન શુ રુચિકર છે ? જો બલવદનિષ્ટાનનુબન્ધી ન હોય, પણ બલવદનિષ્ટાનુબન્ધી હોય, એના માટે આપ્તપુરુષ વિધિપ્રયોગ કરી શકે ? અને જો આવો પણ વિધિપ્રયોગ એ કરે, તો આપ્તત્વ ઊભુ રહે ? ભૂખ્યાએ વિષમિશ્રિતભોજન કરવું જોઈએ'' આવુ કહેનાર શુ 'આપ્ત' હોય શકે ? વિષમિશ્રિતભોજનના દારુણવિપાકને જે જાણતો નથી, ને માત્ર વક્તા પરની શ્રદ્ધાના કારણે વક્તાના વચનને અનુસરવા જે તૈયાર થઈ જાય છે એવા શ્રદ્ધાળુ શ્રોતા માટે તો એ વક્તા 'આપ્ત' છે જ નહીં, કારણ કે એ વક્તા, એ શ્રોતાની શ્રદ્ધાનો દુરુપયોગ કરી એને દુ ખની ગર્તામા ધકેલવા તૈયાર થઈ ગયા છે અને જે શ્રોતા વિષમિશ્રિત ભોજનના દારુણ વિપાકને જાણે છે એ તો, 'હુ મરી જાઉ' એવી ઉંધી સલાહ મને આપે છે !' એવો વિચાર કરી એ વક્તાને આપ્ત તરીકે સ્વીકારવાનો જ નથી. એટલે, વિષમિશ્રિત ભોજનના ભયકર વિપાકના અજાણ કે જાણકાર, બેમાંથી કોઈ પણ જીવ માટે 'ભૂખ્યાએ વિષમિશ્રિત ભોજન કરવું જોઈએ' એવુ કહેનાર 'આપ્ત' હોય શકે નહીં અર્થાત જે બલવદનિષ્ટાનુબન્ધી હોય એવી ચીજનુ વિધાન કરનાર આપ્ત હોય શકે નહીં આને જ જરા જુદી રીતે કહીએ તો એ જણાય છે કે, જે વસ્તુત આપ્ત પુરુષ હોય, ને એમણે વિધિપ્રયોગ કર્યો હોય (વિધાન કર્યુ હોય) તો એ વિહિત ચીજ બળવદનિષ્ટાનુબન્ધી હોય ન જ શકે, એ બલવદનિષ્ટાનનુબન્ધી જ હોય ને તેથી એ વિધિપ્રત્યયનો અર્થ બલવદનિષ્ટાનનુબન્ધિત્વ પણ હોવો જ જોઈએ

એટલે વેદવાક્ય જો આપ્તવાક્ય છે તો વિધિપ્રત્યયનો અર્થ બળવદનિષ્ટાનનુબન્ધિત્વ કરવો જ પડે ને જો એ અર્થ શ્યેનયાગમા બાધિત છે, તો તેનુ વિધાન કરનાર વચનને અપ્રમાણ માનવુ જ પડે ને જો વચનો અનાપ્તોક્ત છે તે તો પ્રમાણ તરીકે સ્વીકારવા આવશ્યક જ ન હોવાથી ત્યા વિધિપ્રત્યયનો અર્થ બળવદનિષ્ટાનનુબન્ધિત્વ છે કે નહીં ? એ વિચારવાનુ રહેતુ નથી

એટલે, વેદવચનોને આપ્તોક્ત-પ્રમાણ માનનાર નૈયાયિકે ''ત્યા વિધિ પ્રત્યયનો અર્થ બલવદનિષ્ટાનનુબન્ધિત્વ નથી'' એવુ આપેલુ સમાધાન સતોષપ્રદ નથી

હવે **वस्तुतः** કહીને આપેલા બીજા સમાધાન અગે વિચારણા - 'અદૃષ્ટાદ્વારક મરણોદ્દેશ્યક મરણાનુકૂલ વ્યાપાર એ હિંસા' આવી વ્યાખ્યા બાધીને શ્યેનની હિંસામાથી બાદબાકી કરી અને તેથી એમાં પણ વિધિપ્રત્યયના અર્થ બળવદનિષ્ટાનનુબન્ધિત્વનો અન્વય અબાધિત હોવો સિદ્ધ કર્યો પણ આની સામે કેટલાક પ્રશ્નો ઊભા થાય છે

* જો શ્યેનયાગ વિહિત છે, અને હિંસારૂપ નથી, તો એનુ પ્રાયશ્ચિત્ત શા માટે ?

* જો એ હિંસારૂપ નથી, તો મનુએ અભિચારકર્મની શા માટે ઉપપાતક મધ્યે ગણતરી કરી છે ?

* જો એ બલવદનિષ્ટાનનુબન્ધી છે તો સજ્જનો શા માટે આ યાગ કરતા નથી ? અહિંસકો શા માટે આ યાગનો ત્યાગ કરે છે ?

आप्तेष्ट इत्यर्थः । ततश्चाप्तेष्टसाधनत्वादिकमनुमाय प्रवर्तते । कलञ्जभक्षणे तदभावान्न प्रवर्तते ।

## ★ વિધ્યર્થ અંગે આચાર્યાભિપ્રાય ★

(મુ.)(વિ.) ઉદયનાચાર્યનો મત આવો છે - આપ્તપુરુષનો અભિપ્રાય એ વિધ્યર્થ છે. पाकं कुर्याः

केचित्तु કહીને આપેલા સમાધાનમા તો ગ્રન્થકારે સ્વય અસ્વરસ સૂચવ્યો જ છે વળી, જેમ પ્રાગ્પાકની પરપરા દ્વારા બ્રાહ્મણ મરે તો પણ 'હિંસા' તો કહેવાય જ છે, એમ ભલે ખડ્ગઘાતાદિ દ્વારા પાપજનન થતું હોય, તો પણ યાગ પાપજનક શા માટે નહીં ?

આમ દરેક સમાધાન - ખાલી કહેવા પૂરતુ સમાધાન છે, વાસ્તવિક સમાધાન નથી. આવુ થવાનું મૂળ કારણ એ છે કે, જે બળવદનિષ્ટાનુબન્ધી હોય - અકર્તવ્ય હોય - નિષિદ્ધ હોય - એનું વિધાન હોય શકે નહીં, પણ પ્રસ્તુતમાં એનુ વિધાન છે, માટે એની સગતિ કરવા ફાંફાં જ મારવા પડે ને !

આવા જ ફાંફા મારવાની પ્રવૃત્તિ વર્તમાનમાં શ્રી જૈનશાસનના એક વર્ગમાં પણ જોવા મળે છે ને ! શ્રી ઉત્તરાધ્યયનસૂત્રવૃત્તિનુ अर्थकामाभिलाषिणाऽपि धर्मे एव यतितव्यम् આવુ આપ્ત વચન વિધિપ્રત્યય ધરાવે છે, જે અર્થ-કામની અભિલાષા હોય તો પણ ધર્મ જ કરવાનુ વિધાન કરે છે સ્વ પૂજ્યપાદ ગુરુદેવ ન્યાયવિશારદ આચાર્યભગવંત શ્રીમદ્વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજ સાહેબે તો 'આ આપ્તપુરુષ એવા શાસ્ત્રકારનુ વચન છે ને એમાં વિધિપ્રત્યય છે, માટે એ બળવદનિષ્ટાનનુબન્ધી જ હોય (ઈષ્ટસાધન તો ખરુ જ) એમ વાસ્તવિક અર્થ કરી ''અર્થ-કામની ઈચ્છા હોય તો પણ ધર્મ જ કરાય, અધર્મ (પાપ) નહીં'' આવુ જ વિધાન કર્યું

પણ, સ્વ આ શ્રી રામચન્દ્રસૂરિ મહારાજે, ''અર્થ-કામની ઈચ્છા છે ? તો ધર્મ તો કરાય જ નહીં એ રીતે કરેલો ધર્મ ભૂડો છે - સસાર વધારનારો છે - રિબાવી-રિબાવી મારનારો છે - ટૂંકમા બલવદનિષ્ટાનુબન્ધી છે. ને તેથી અકર્તવ્ય છે'' એવું નિરૂપણ કર્યું આનો સ્પષ્ટ સૂચિતાર્થ એવો કેમ ન થઈ શકે કે ''અર્થકામની ઈચ્છા છે ? તો ધર્મ ન કરાય, અધર્મ (=પાપ) કરાય..'' ? કારણ કે સંસારી જીવની ધર્મ અને અધર્મ એ બે જ પ્રવૃત્તિ છે, નોધર્મ જેવી કોઈ ત્રીજી પ્રવૃત્તિ નથી, (નહીંતર તો ત્રીજી રાશિ-નોજીવ માનનારા નિહ્નવ રોહગુપ્તના અનુયાયી બની જવું પડે ) એટલે 'ધર્મ ન કરાય' એનો અર્થ 'અધર્મ કરાય' એવો થઈ જ જાય

જેમની બુદ્ધિ પરિકર્મિત થયેલી હોય, તેઓ તો, ''પ્રસ્તુત વચન કહેનારા શાસ્ત્રકાર આપ્ત પુરુષ છે ને તેમણે વિધિપ્રયોગ કરીને ધર્મનું વિધાન કર્યુ છે, તો એ ધર્મ ઈષ્ટ સાધન હોવા સાથે બલવદનિષ્ટાનનુબન્ધી જ (પરિણામે વધારે દુ ખ લાવનાર ન જ) હોય, ને તેથી એવો ધર્મ કર્તવ્ય જ હોય, અકર્તવ્ય નહીં જો એ રીતનો ધર્મ અકર્તવ્ય હોય તો આપ્ત પુરુષ એનુ વિધાન કરે જ નહીં '' વગેરે જ માનતા અને કહેતા હોય છે પણ જેમની બુદ્ધિ એવી પરિકર્મિત થયેલ નથી, તેઓ અવાસ્તવિક અર્થ કરી બેસતા હોય છે ને તેથી પ્રસ્તુત વાક્યને આપ્તોક્ત માનતા હોવા છતાં, એમાં જે ધર્મનુ વિધાન છે એ ધર્મને તેઓ અકર્તવ્ય-બળવદનિષ્ટાનુબન્ધી જાહેર કરે છે એટલે કે ''અકર્તવ્ય ચીજનુ આપ્ત પુરુષે વિધાન કર્યું છે'' એવું તેઓ સિદ્ધ કરવા મથતા હોય છે ને તેથી પછી, શ્યેનયાગ અગે જેમ નૈયાયિકે ઘણા ઘણા આડાઅવળા સમાધાનો ગોતવા પડે છે ને છતા પ્રતીતિકાર સમાધાન નથી આપી શકતા એવું જ પ્રસ્તુતમા તેઓએ કરવું પડે છે.

એટલે, શ્રીકીર્તિયશવિજયમહારાજે પણ 'અર્થ-કામના ઈચ્છુકે કરેલો ધર્મ મહાઅનર્થકર (બલવદનિષ્ટાનુબન્ધી) છે અને તેથી અકર્તવ્ય છે' એવં માન્યુ હોવાથી આપ્તપુરુષના अर्थकामाभिलाषिणापि धर्मे एव यतितव्यम् વગેરે વિધિપ્રત્યયના પ્રયોગવાળા વચનનુ અર્થઘટન કરવા માટે કઈક ઉટપટાગ તર્કો કરવા પડ્યા છે જે 'ધર્મસ્વરૂપદર્શન' પુસ્તકની વિસ્તૃત પ્રસ્તાવના રૂપે લખાયેલ 'તત્ત્વાવલોકન'મા ઠેર ઠેર દૃષ્ટિગોચર થાય છે

ન્યાયવિશારદ - ન્યાયાચાર્ય મહોપાધ્યાયશ્રી યશોવિજયજી મહારાજે ''श्येनयाग त्यजन्ति किम् ?'' અર્થાત્ ''શ્યેનયાગ પણ વેદમા કહેલો છે તો એને અકર્તવ્ય માની ત્યજો છો શા માટે ?'' એવું કહેવા દ્વારા વિવક્ષિત વચનને

વગેરેમા વિધિપ્રત્યય જેમ આજ્ઞાદિરૂપ ઇચ્છાવાચી છે તેમ કોઈપણ વિધિપ્રત્યય ઇચ્છાવાચી જ છે, કારણ કે એમ માનવામાં લાઘવ છે. આ વિધ્યર્થ સ્વેષ્ટસાધનતાનું આ રીતે અનુમાન કરાવે છે- यागः स्वेष्टसाधनः, आप्तेष्टत्वाद् આમ વિધિપ્રત્યય ઇચ્છાવાચી હોવાથી स्वर्गकामो यजेत વગેરે સ્થળે यागः स्वर्गकाम-(पुरुष)कृतिसाध्यतया आप्तेष्टः ઇત્યાદિ શાબ્દબોધ થાય છે જેના દ્વારા પછી, यागः स्वर्गकामस्य मम बलवदनिष्टाननुबन्धीष्टसाधनम्, मत्कृतिसाध्यतयाऽऽप्तेनेष्यमाणत्वात् तादृशमदीयभोजनवत् આવા અનુમાનથી બળ-

---

કહેનાર પુરુષ 'આપ્તપુરુષ' તરીકે સ્વીકૃત હોય, અને એ આપ્તપુરુષે તે વિવક્ષિતવચનમાં વિધિપ્રત્યયનો પ્રયોગ કરી જેનું વિધાન કર્યું હોય, એને અકર્તવ્ય માની ત્યાગી શકાય નહીં'' આવો પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો છે જ્યારે નૈયાયિક વગેરે ''આપ્તપુરુષે જેનુ વિધિપ્રત્યય દ્વારા વિધાન કર્યું હોય તે પણ બળવદનિષ્ટાનુબન્ધી હોય શકે ને તેથી અકર્તવ્ય હોઈ ત્યાજ્ય હોય શકે'' એવો અભિપ્રાય વ્યક્ત કરે છે

શ્રીકીર્તિયશ વિ મ વગેરેને પૂછવુ જોઈએ કે તમને બેમાંથી કયો અભિપ્રાય માન્ય છે ? ઉપાધ્યાયજી મ નો કે નૈયાયિકનો ? ''અર્થ-કામના ઇચ્છુકે પણ ધર્મ જ કરવો જોઈએ'' આવુ આપ્તવચન તો છે જ હવે, ''અર્થ-કામની ઇચ્છાવાળો જીવ ધર્મ કરે તો એ ધર્મ (શ્યેનયાગની જેમ પરિણામે) બળવદનિષ્ટાનુબન્ધી છે ને તેથી અકર્તવ્ય હોઈ ત્યાજ્ય છે (કરાય નહીં)'' આવું તેઓ જાહેર કરે છે, પણ ''આપ્ત પુરુષે વિધિપ્રત્યય દ્વારા જણાવ્યું છે, માટે એ બળવદનિષ્ટાનનુબન્ધી જ હોય ને તેથી, અર્થ-કામના ઇચ્છુક માટે પણ ધર્મ કર્તવ્ય જ છે, અકર્તવ્ય નથી'' આવા અભિપ્રાયનો વિરોધ કરે છે એટલે, શ્રીકીર્તિયશ વિ મ વગેરે પૂ ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મ.ના અભિપ્રાયનો વિરોધ કરે છે ને નૈયાયિકના અભિપ્રાયનું સમર્થન કરે છે એ સ્પષ્ટ છે

આ અનુચિત અભિગમ અપનાવવાના કારણે બીજા પણ કેટલાય આત્મઘાતક નિરૂપણો એ લોકોએ કરવા પડે છે એ 'તત્ત્વાવલોકન'માં જોવા મળશે જેમ કે દ્વારિકાના દાહના નિવારણ માટે **શ્રીનેમિનાથ** ભગવાને (આયંબિલ વગેરે) ધર્મ કરવાનો ઉપદેશ આપ્યો હતો આ વાત આખા શ્રીસંઘમા પ્રસિદ્ધ છે ને **શ્રી પાંડવચરિત્રગ્રન્થમાં** પણ કહેલી છે. છતાં તત્ત્વાવલોકનમાં પૃ. ૧૩૦-૧૩૧ પર શ્રી કીર્તિયશવિ. મહારાજ જણાવે છે કે ''આ વાત બિલકુલ અશાસ્ત્રીય છે, અસત્ય છે, શ્રીનેમિનાથ ભગવાને આવો કોઈ ઉપદેશ આપ્યો જ નથી ''

વળી, દ્વારિકાના લોકોએ જે આયંબિલાદિ કર્યા એના પ્રભાવે દ્વૈપાયન બાર-બાર વર્ષ સુધી દ્વારિકાને કશું કરી શક્યો નહીં - વગેરે જણાવવા દ્વારા શાસ્ત્રકારોએ એ ધર્મના અનુષ્ઠાનોની પ્રશંસા કરી છે, જ્યારે શ્રી કીર્તિયશ વિ મ એ અનુષ્ઠાનોને વિષાનુષ્ઠાન જણાવી વખોડે છે

સ્વ-પરનુ ઘોર અહિત કરનારાં આવા ઢગલાબધ વિધાનો તત્ત્વાલોકનમાં છે જેની **'તત્ત્વાવલોકનસમીક્ષા'** પુસ્તકમા સમીક્ષા કરાયેલી છે કરુણા તો એ ઉભરાય છે કે - શાસ્ત્રીય વાતોને અશાસ્ત્રીય-અસત્ય કહેવા જેવું ઘોર અકાર્ય કર્યું હોવાનુ શાસ્ત્રપાઠ દર્શાવવાપૂર્વક એમની નજરમાં લવાયુ હોવા છતા, ને એ વાતને આજે વર્ષો થવા છતા તેઓએ એનું જાહેર મિચ્છામિ દુક્કડમ્ દીધું નથી - પ્રાયશ્ચિત્ત કર્યું નથી, ને એના કારણે આત્માને ભારે જ કર્યા કર્યો છે. પ્રસ્તુત પુસ્તકમાં પણ, વિધિપ્રત્યયના અર્થની વિચારણાના પ્રસંગે આ વાત લાવવા પાછળ એક માત્ર આ કરુણા જ વહી રહી છે કે ''(૧) હજુ તેઓ આપ્ત પુરુષો એવા શાસ્ત્રકારોનો અભિપ્રાય સમજે ને પોતે એનાથી વિપરીત જે નિરૂપણો તત્ત્વાવલોકન વગેરેમા કર્યા છે એનુ પ્રાયશ્ચિત્ત કરી પોતાના ઘોરઅહિતમાંથી પાછા ફરે, તથા (૨) એમના શ્રદ્ધાળુ વર્ગે પણ આજ સુધી શ્રી જૈનશાસનથી વિપરીત જે માન્યતાઓ-શ્રદ્ધાઓ કેળવીને આત્માનું ઘોર અહિત કર્યું છે એમાંથી એ બધા સાચું તત્ત્વ સમજવા - શ્રદ્ધા કરવા દ્વારા અટકે, અને (૩) -- પોતે શાસ્ત્રવિપરીત નિરૂપણ કર્યું છે એવુ જાણવા છતા શ્રી કીર્તિયશ વિ. મહારાજે હજુ એના મિચ્છામિ દુક્કડમ્ નથી દીધા તો એમને પાપભય છે એમ શી રીતે માની શકાય ? ને જો એમને પાપભય ન હોય તો, તેઓ આત્મા-પરમાત્મા-પુણ્ય-પાપ ને પરલોક વગેરે માને છે એવું પણ શી રીતે કહી શકાય ? ને જો તેઓ આત્મા વગેરે માનતા નથી, તો પછી વ્યાખ્યાનાદિમાં આત્મા વગેરેની મોટી-મોટી

વદનિષ્ટાનનુબન્ધિત્વ વગેરેનું જ્ઞાન થાય છે ને તેથી પ્રવૃત્તિ થાય છે. કલઞ્જભક્ષણાદિ કૃતિસાધ્યતયા આમેષ્ટ ન હોવાથી ઉક્ત અનુમાન ન થવાના કારણે પ્રવૃત્તિ થતી નથી

यस्तु वेदे पौरुषेयत्वं नाभ्युपैति तं प्रति विधिरेव तावद्गर्भ इव श्रुतिकुमार्याः पुंयोगे मानम् । न च कर्त्रस्मरणं बाधकं, कपिलकणादादिकमारभ्याद्यपर्यन्तं कर्तृस्मरणस्यैव प्रतीयमानत्वात्, अन्यथा स्मृतीनामप्यकर्तृकत्वापत्तेः । तत्रैव कर्तृस्मरणमस्तीति चेद् ? वेदेऽपि 'छन्दांसि जज्ञिरे तस्मात्' इत्यादिकर्तृस्मरणमस्त्येव । एवं ''प्रतिमन्वन्तरं चैषा श्रुतिरन्या विधीयते'' - इत्यपि द्रष्टव्यम् । ''स्वयंभूरेष भगवान्वेदो गीतस्त्वया पुरा । शिवाद्यृषिपर्यन्ताः स्मर्तारोऽस्य न कारकाः'' इति तु

વાતો કરે છે એ માત્ર પોતાના મત-મમતને ચલાવવા માટેની યુક્તિઓની વાતો જ છે ને કે બીજું કાંઈ ? - આવી અનેક મુગ્ધોને જે શંકા પડ્યા કરે છે એનું શ્રીકીર્તિયશ વિ મહારાજ નિવારણ કરી દે.

બાકી, અર્થ-કામના ઇચ્છુકે કરેલો ધર્મ બળવદનિષ્ટાનુબન્ધી જ હોય, અને છતાં, આમ પુરુષ, જેનો બળવદનિષ્ટાનનુબન્ધિત્વ અર્થ ન હોય - માત્ર કૃતિસાધ્યત્વ અને ઇષ્ટસાધનત્વ જ અર્થ હોય - એવો વિધિપ્રયોગ કરી શકતા હોય તો તો,

'ભૂખ્યાએ વિષમિશ્રિત ભોજન કરવું જોઈએ'

'કામુક પુરુષે વેશ્યાગમન કરવું જોઈએ' આવા વિધાનો પણ શા માટે ન કરી શકે ? કારણ કે આ દરેકમાં (ભલે બળવદનિષ્ટાનુબન્ધિત્વ છે, પણ) કૃતિસાધ્યત્વ અને ઇષ્ટસાધનત્વ તો છે જ

શું આવું કહેનારાને 'આમ' કહી શકાય ?

એટલે, અર્થ-કામના ઇચ્છુકે કરેલો ધર્મ જો વિષમિશ્રિત ભોજનાદિની જેમ પરિણામે મહાઅનર્થકર હોય, તો, **अर्थकामाभिलाषिणापि धर्मे एव यतितव्यम्** એવું વચન આ વિષમિશ્રિતભોજનના વિધાન તુલ્ય જ બની જાય, તો શું આ વચન કહેનારા શાસ્ત્રકાર મહર્ષિ 'આમપુરુષ' નથી ?

એ આમ તો છે જ માટે, આમપુરુષે વિધિપ્રત્યયથી જે જણાવ્યું હોય તે બળવદનિષ્ટાનુબન્ધી હોય શકે નહીં - અકર્તવ્ય હોય શકે નહીં, પણ ઉપરથી બળવદનિષ્ટાનનુબન્ધી જ હોય ને કર્તવ્ય જ હોય એમ દરેક તત્ત્વજિજ્ઞાસુએ નિર્ણય કરવો જ જોઈએ.

ન્યાયસિદ્ધાન્તમુક્તાવલીના અધ્યયનમા અહીં સુધી પહોચી જનારની બુદ્ધિ તર્કપરિકર્મિત ન થઈ હોય એવું માનવાને કોઈ કારણ નથી એટલે ઇષ્ટફળસિદ્ધિ વગેરે અંગેનો શાસ્ત્રાનુસારી તર્કસંગત નિર્ણય કરવા માટે દરેક અધ્યેતાને હુ 'તત્ત્વાવલોકન સમીક્ષા' પુસ્તકનું અધ્યયન કરવાની ભલામણ કરુ છુ વળી, એ વખતે 'તત્ત્વાવલોકન' પણ નજર સામે રાખવુ જ જેથી બન્ને બાજુની રજુઆત જાણી શકાય ને માધ્યસ્થ્યપૂર્વક વિચાર કરી શકાય

''આપણે કાંઈ આ ચર્ચાસ્પદ વાતોમા પડવુ નથી, નાહકનુ મનને ડહોળવુ આપણે જે માનતા કે કરતા આવ્યા છીએ તે પ્રમાણે માનતા - કરતા રહેવુ'' આવુ વલણ અપનાવનારને સમ્યક્ત્વ હોવાની શક્યતા લગભગ નથી અને, **'તત્ત્વાવલોકનસમીક્ષા !'** આ તો સામા પક્ષનુ પુસ્તક કહેવાય, આપણે વાચવુ જ નહીં, આપણી માન્યતા જ સાચી છે - બીજા કોઈની નહીં - એટલે નાહકની આપણી માન્યતા ડગી જાય એવુ વાચવુ શા માટે ? તર્કશાસ્ત્રના અધ્યયનથી બુદ્ધિની કેળવણી કર્યા પછી પણ આવો અભિગમ - એ તો એક પ્રકારનુ આભિગ્રહિક મિથ્યાત્વ જ છે, એવો મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મ નો સ્પષ્ટ અભિપ્રાય છે એ 'ધર્મપરીક્ષા' ગ્રન્થમા આવે છે ને જો યથાર્થ અર્થનો નિર્ણય કરવા માટે બુદ્ધિ વાપરવાની જ ન હોય તો, તર્કશાસ્ત્રના અધ્યયનનુ પ્રયોજન શુ ?

બુદ્ધિની વિશેષ પરિકર્મણા માટે પણ **'તત્ત્વાવલોકનસમીક્ષા'**નુ અધ્યયન કરવા ખાસ ભલામણ છે તથા **'તત્ત્વનિર્ણય'** પુસ્તક વાચવાની પણ ભલામણ છે (અસ્તુ)

वेदस्य स्तुतिमात्रम् । न च पौरुषेयत्वे भ्रमादिसंभवादप्रामाण्यं स्यादिति वाच्यम्, नित्यसर्वज्ञत्वेन निर्दोषत्वात् । अत एव पुरुषान्तरस्य भ्रमादिसम्भवान्न कपिलादेरपि कर्तृत्वं वेदस्य । किञ्च वर्णानामनित्यत्वस्य वक्ष्यमाणत्वात्सुतरां तत्सन्दर्भस्य वेदस्यानित्यत्वमिति संक्षेपः ।

उपादानस्येति । उपादानस्य - समवायिकारणस्य, अध्यक्षं - प्रत्यक्षं, प्रवृत्तौ कारणमिति ।

---

**(मु.)(वि.)** (આમ વિધિપ્રયોગનો અર્થ ઇચ્છા હોવાથી વેદમાં આવતા વિધિપ્રત્યય માટે પણ કો'કની ઇચ્છા જોઈશે અને તેથી એ વિધિ પ્રત્યયથી જ વેદના કર્તા પુરુષની સિદ્ધિ થઈ જાય છે. (મીમાંસક વેદમા પૌરુષેયત્વ = પુરુષપ્રણીતત્વ માનતો નથી એટલે ગ્રન્થકાર કહે છે. - ) જે વેદમાં પૌરુષેયત્વ માનતો નથી તેને તો, કુમારિકાને પુરુષનો સંયોગ થયો છે એમાં જેમ ગર્ભ જ પ્રમાણ રૂપ છે, એમ શ્રુતિરૂપ કુમારિકાને (વક્તારૂપે) પુરુષનો યોગ થયો છે એમા વિધિપ્રત્યય જ પ્રમાણ રૂપે કહેવા.

**શંકા** - વેદના કર્તાનુ અસ્મરણ જ એમા બાધક છે ને.. वेदः अपौरुषेयः, अस्मर्यमाणकर्तृकत्वाद्, आकाशवत्

**સમાધાન** - આ વાત બરાબર નથી, કારણ કે કપિલ-કણાદ વગેરેથી માંડીને આજ સુધીના વેદના વક્તાઓ સુધી કર્તૃસ્મરણ જ પ્રતીત છે. એટલે કે સકર્તૃકત્વબોધકસ્મૃતિ પ્રસિદ્ધ છે. वेदः पौरुषेयः वाक्यसमूहत्वात्, भारतादिवत् આવા અનુમાનથી વેદકર્તાની અનુમિતિ થયે તન્મૂલક કર્તૃસ્મરણ સંભવિત છે. અન્યથા, મનુસ્મૃતિ વગેરે પણ અકર્તૃક બની જવાની આપત્તિ આવશે.

**શંકા** - સ્મૃતિમા તો કર્તાનુ નામસ્મરણ આવે જ છે, માટે એ અકર્તૃક બની જવાની આપત્તિ નથી.

**સમાધાન** - એ રીતે તો વેદમા પણ छन्दासि जज्ञिरे तस्मात् વગેરે રૂપે કર્તૃસ્મરણ છે જ. વળી સ્મૃતિમા પણ प्रतिमन्वन्तर चैषा श्रुतिरन्या विधीयते વગેરે જે કહ્યું છે એ પણ સકર્તૃકત્વમાં પ્રમાણ છે.

**શંકા** - પણ ભારતમાં કહ્યું છે કે "સ્વયમ્ભૂ = નિત્ય, ભગવાન્ = બ્રહ્માદિને પણ સર્વ અર્થનો પ્રકાશ કરનાર વેદ, (પ્રભો !) તારા વડે પહેલાં = સૃષ્ટિપ્રારમ્ભે गीतः = કહેવાયો છે, (પણ ઉત્પન્ન કરાયો નથી ) એટલે જ શિવાદિ ઈશ્વરો તથા ઋષિઓ આના સ્મર્તા છે પણ કર્તા નથી " આનુ શુ કરશો ?

**સમાધાન** - આ તો વેદની સ્તુતિ માત્ર છે, વાસ્તવિકતા નહી.

**શંકા** - જો વેદ પુરુષકર્તૃક હોય તો એ પુરુષને ભ્રમાદિ સભવિત હોવાથી અપ્રામાણ્યની આપત્તિ આવશે

**સમાધાન** - વેદકર્તા ભગવાન્ નિત્યસર્વજ્ઞ હોવાથી નિર્દોષ હોય છે તેથી ભ્રમજનક દોષ ન હોવાથી ભ્રમ કે અપ્રમાણ્ય સભવતા નથી, એટલે ઈશ્વરભિન્ન પુરુષને (દોષવશાત્) ભ્રમાદિસભવિત હોવાથી કપિલાદિ પણ વેદના કર્તા નથી. વળી વર્ણો અનિત્ય છે એ આગળ કહેવાશે. તેથી વર્ણના જ સન્દર્ભરૂપ વેદ પણ અનિત્ય છે જ. આ પ્રમાણે સક્ષેપ જાણવો. (ઇષ્ટસાધનતાજ્ઞાનાદિ ઉપરાત) ઉપાદાન = સમવાયિકારણનુ અધ્યક્ષ = પ્રત્યક્ષ પણ પ્રવૃત્તિમા કારણ છે.

---

*(का.) निवृत्तिस्तुभवेद् द्वेषाद् द्विष्टसाधनताधियः ॥१५१॥*

**(मु.)** निवृत्तिरिति । द्विष्टसाधनताज्ञानस्य निवृत्तिं प्रति जनकत्वमन्वयव्यतिरेकाभ्यामवधारितमिति भावः ॥१४९॥१५०॥१५१॥

---

**(કા.)(મુ.)(વિ.)** ફળ પ્રત્યેનો દ્વેષ અને દ્વિષ્ટસાધનતાજ્ઞાન એ નિવૃત્તિ પ્રત્યે કારણ છે, આ વાત

અન્વયવ્યતિરેકથી નિશ્ચિત થયેલી છે (તથા ફળદ્વેષ ફળસાધનના દ્વેષનું કારણ છે એ પણ જાણવું.) ॥૧૪૯॥૧૫૦॥૧૫૧॥

*(का) यत्नो जीवनयोनिस्तु सर्वदाऽतीन्द्रियो भवेत् ।*
*शरीरे प्राणसञ्चारे कारणं परिकीर्तितः ॥१५२॥*

(मु.) यत्न इति । जीवनयोनियत्नो यावज्जीवनमनुवर्तते, स चातीन्द्रियः । तत्र प्रमाणमाह - शरीर इति । प्राणसञ्चारो हि अधिकश्वासादिर्यत्नसाध्यः । इत्थञ्च प्राणसञ्चारस्य सर्वस्य यत्नसाध्यत्वमनुमानात् । प्रत्यक्षयत्नस्य बाधाच्चातीन्द्रिययत्नसिद्धिः, स एव जीवनयोनिर्यत्नः ॥१५२॥

(કા.)(મુ.)(વિ.) જીવનયોનિયત્ન હમેશા અતીન્દ્રિય હોય છે. એ યાવજ્જીવ ચાલે છે. આ અતીન્દ્રિય યત્નમા પ્રમાણ-શરીરમા પ્રાણસચારનુ જીવનયોનિયત્ન એ કારણ છે. હાંફ ચડી હોય વગેરે અવસરે અધિક શ્વાસ ચાલવા રૂપ પ્રાણસંચાર એ પ્રયત્નસાધ્ય હોય છે એના પરથી ચાલુ શ્વાસ રૂપ પ્રાણસચાર પણ પ્રયત્નસાધ્ય હોવાનુ અનુમાન થાય છે प्राणसचारः प्रयत्नसाध्यः प्राणसचारत्वात्, अधिकश्वासादिवत् એમાં પ્રત્યક્ષ પ્રયત્ન બાધિત હોવાથી અતીન્દ્રિય પ્રયત્નની સિદ્ધિ થાય છે, એ જ જીવન યોનિયત્ન છે ॥૧૫૨॥

*(का) अतीन्द्रियं गुरुत्वं स्यात्पृथिव्यादिद्वये तु तत् ।*
*अनित्ये तदनित्यं स्यान्नित्ये नित्यमुदाहृतम् ॥१५३॥*
*तदेवासमवायि स्यात्पतनाख्ये तु कर्मणि ।*

(मु.) गुरुत्वं निरूपयति - अतीन्द्रियमिति । अनित्य इति । अनित्ये द्व्यणुकादौ तद् = गुरुत्वमनित्यम्, नित्ये परमाणौ नित्यम् । गुरुत्वमित्यनुवर्तते । तद् = गुरुत्वम्, असमवायि = असमवायिकारणम् । पतनेति आद्यपतन इत्यर्थः ।

## ★ ગુરુત્વ-દ્રવત્વ - સ્નેહનિરૂપણ ★

(કા.)(મુ.)(વિ.) ગુરુત્વ અતીન્દ્રિય છે, सयोगासमवधानकालीना पतनक्रिया गुणासमवायिकारणिका, क्रियात्वात्, सयोगजन्यक्रियावत् આવા અનુમાનથી ગુણ તરીકે ગુરુત્વની સિદ્ધિ થાય છે. આ ગુરુત્વ પૃથ્વી અને જળ એ બેમા રહ્યુ છે આ ગુરુત્વ અનિત્ય એવા દ્વચણુકાદિમા અનિત્ય હોય છે અને નિત્ય એવા પરમાણુમા નિત્ય હોય છે. (આદ્ય) પતનનામક કર્મ પ્રત્યે તે જ = ગુરુત્વ જ અસમ કા છે (દ્વિતીયપત-નાદિ પ્રત્યે વેગ અસમ કા છે.)

*(का) सांसिद्धिकं द्रवत्वं स्यान्नैमित्तिकमथापरम् ॥१५४॥*
*सांसिद्धिकं तु सलिले द्वितीयं क्षितितेजसोः ।*
*परमाणौ जले नित्यमन्यत्रानित्यमिष्यते ॥१५५॥*
*नैमित्तिकं वह्नियोगात्तपनीयघृतादिषु ।*
*द्रवत्वं स्यन्दने हेतुर्निमित्तं संग्रहे तु तत् ॥१५६॥*

द्रवत्वं निरूपयति - सांसिद्धिकमिति । द्रवत्वं द्विविधं-सांसिद्धिकं नैमित्तिकं चेत्यर्थः । द्वितीयं = नैमित्तिकम् । परमाणाविति जलपरमाणौ द्रवत्वं नित्यमित्यर्थः । अन्यत्र = पृथिवीपरमाण्वादौ

जलद्व्यणुकादौ च, द्रवत्वमनित्यम् । कुत्रचित्तेजसि कुत्रचित्पृथिव्याञ्च नैमित्तिकं द्रवत्वम्, तत्र को वा नैमित्तिकार्थस्तद्दर्शयति - नैमित्तिकमिति । वह्नीति पदं तेजोऽर्थकम् । तथा च तेजःसंयोगजन्यं नैमित्तिकं द्रवत्वम् । तच्च सुवर्णादिरूपे तेजसि घृतजतुप्रभृतिपृथिव्यां च वर्तत इत्यर्थः । द्रवत्वं स्यन्दने हेतुरिति असमवायिकारणमित्यर्थः । संग्रहे = सक्तुकादिसंयोगविशेषे । तत् = द्रवत्वं, स्नेहसहितमिति बोद्धव्यम् । तेन द्रुतसुवर्णादीनां न संग्रहः ॥१५४॥१५५॥१५६॥

---

(કા.)(મુ.)(વિ.) દ્રવત્વનું નિરૂપણ કરે છે - દ્રવત્વ બે પ્રકારનું છે, સાંસિદ્ધિક અને નૈમિત્તિક. પાણીમા સાસિદ્ધિક દ્રવત્વ છે. અને બીજું (= નૈમિત્તિક) દ્રવત્વ પૃથ્વી-તેજ દ્રવ્યમાં હોય છે. જલીય પરમાણુમાં દ્રવત્વ નિત્ય હોય છે. અન્યત્ર = પૃથ્વી-તેજના પરમાણુ વગેરેમાં તથા જલીય દ્વ્યણુકાદિમાં એ અનિત્ય હોય છે. કોઈક તેજસ્ દ્રવ્યમાં ને કોઈક પૃથ્વીદ્રવ્યમાં નૈમિત્તિકદ્રવત્વ હોય છે. તેમાં નૈમિત્તિક પદાર્થ કયો ? તે જણાવે છે - [એમ તો જલીય અવયવીમા પણ દ્રવત્વ જન્ય હોવાથી ને એનું પણ કોઈને કોઈ નિમિત્તકારણ હોવાથી એ પણ નૈમિત્તિક બની જાય . પણ એવું નૈમિત્તિકત્વ અહીં અભિપ્રેત નથી. એટલે 'નૈમિત્તિક' શબ્દથી કેવો અર્થ અભિપ્રેત છે ? એ જણાવે છે] - સુવર્ણ અને ઘી વગેરે દ્રવ્યોમા વહ્નિસયોગથી નૈમિત્તિક દ્રવત્વ પેદા થાય છે. (ઘી વગેરેમાં તો તડકાના તાપથી પણ દ્રવત્વ પેદા થાય છે. માટે) અહી 'વહ્નિ' શબ્દ તેજસ્ દ્રવ્યને જણાવવાના અર્થમા જાણવો એટલે કે નૈમિત્તિકદ્રવત્વ તેજ·સંયોગજન્ય હોય છે. દ્રવત્વ આદ્ય સ્પન્દનનું અસમ.કા. છે. તથા સંગ્રહમા = લોટ બાંધવામાં થતા સયોગ વિશેષમાં સ્નેહસહિત દ્રવત્વ નિમિત્ત કારણ છે. તેથી દ્રુતસુવર્ણાદિમા (સ્નેહ ન હોવાથી) સંગ્રહ થતો નથી.॥૧૫૬॥

---

*(का) स्नेहो जले स नित्योऽणावनित्योऽवयविन्यसौ ।*
*तैलान्तरे तत्प्रकर्षाद्दहनस्यानुकूलता ॥१५७॥*

(मु.) स्नेहं निरूपयति - स्नेहो जले इति । जल एवेत्यर्थः । असौ - स्नेहः । ननु पृथिव्यामपि तैले स्नेह उपलभ्यते, न चासौ जलीयः, तथा सति दहनप्रातिकूल्यं स्यादत आह तैलान्तर इति। तत्प्रकर्षात् = स्नेहप्रकर्षात् तैले उपलभ्यमानः स्नेहोऽपि जलीय एव, तस्य प्रकृष्टत्वादग्नेरानुकूल्यम्। अपकृष्टस्नेहं हि जलं वह्निं नाशयतीति भावः ॥१५७॥

---

(કા.)(મુ.)(વિ.) સ્નેહનું નિરૂપણ કરે છે. - સ્નેહ જળમા જ હોય છે. તે પરમાણુમાં નિત્ય હોય છે. અસૌ = સ્નેહ અવયવીમાં અનિત્ય હોય છે. "પૃથ્વીદ્રવ્ય એવા તેલમાં પણ સ્નેહ જોવા મળે છે. એ જલીય તો હોતો નથી, કારણકે જો એ જલીય હોય (અર્થાત્ તેલમાં ઉપાધિરૂપે જળ ભળેલું હોય ને સ્નેહ એનો હોય તો, તેમાં) દહનની પ્રતિકૂળતા હોવી જોઈએ" આવી શંકાના નિરાસ માટે ઉત્તરાર્ધમાં કહે છે - તેલમાં જણાતો સ્નેહ પણ જલીય જ હોય છે. છતાં એ પ્રકૃષ્ટ હોવાથી અગ્નિને અનુકૂળ હોય છે. અપકૃષ્ટસ્નેહવાળું જળ જ વહ્નિનો નાશ કરે છે એમ રહસ્ય જાણવું. ॥૧૫૭॥

---

*(का) संस्कारभेदो वेगोऽथ स्थितिस्थापकभावने ।*
*मूर्तमात्रे तु वेगः स्यात्कर्मजो वेगजः क्वचित् ॥१५८॥*

(मु.) संस्कारं निरूपयति - संस्कारेति । वेगस्थितिस्थापकभावनाभेदात्संस्कारस्त्रिविध इत्यर्थः । मूर्तमात्र इति । कर्मजवेगजभेदाद्वेगो द्विविध इत्यर्थः। शरीरादौ हि नोदनजनितेन कर्मणा वेगो जन्यते,

तेन च पूर्वकर्मनाशस्तत उत्तरं कर्म । एवमग्रेऽपि। विना च वेगं कर्मणः कर्मप्रतिबन्धकत्वात्पूर्वकर्मनाश उत्तरकर्मोत्पत्तिश्च न स्यात् । यत्र वेगवता कपालेन जनिते घटे वेगो जन्यते स वेगजो वेगः ॥१५८॥

**★ સંસ્કારનિરૂપણ ★**

(કા.)(મુ.)(વિ.) વેગ, સ્થિતિસ્થાપક અને ભાવનાના ભેદથી સસ્કાર ત્રિવિધ છે. એમાથી વેગાખ્ય સસ્કાર માત્ર મૂર્ત્ત દ્રવ્યોમા હોય છે કર્મજ અને વેગજ એમ વેગ દ્વિવિધ છે. શરીરાદિમાં નોદનસંયોગજન્ય કર્મથી જે વેગ ઉત્પન્ન થાય છે એ કર્મજ વેગ છે એનાથી પૂર્વકર્મનાશ અને ઉત્તરકર્મ ઉત્પત્તિ થાય છે. એમ આગળ પણ, દ્વિતીયકર્મથી પૂર્વવેગ નાશ અને ઉત્તરવેગોત્પત્તિ થાય છે વગેરે જાણવું કર્મ કર્મનુ પ્રતિબન્ધક હોવાથી વેગ વિના પૂર્વકર્મનાશ અને ઉત્તરકર્મોત્પત્તિ અસંભવિત રહે છે. [કારણ કે વેગ વિના પૂર્વકર્મનાશ થતો નથી, ને પૂર્વકર્મ છે ત્યા સુધી ઉત્તરકર્મ ઉત્પન્ન થઈ શકતું નથી.]

વેગીલા કપાલથી (અવયવથી) જન્ય ઘટમાં (અવયવીમાં) જે વેગ ઉત્પન્ન થાય છે તે વેગજ વેગ છે. ॥૧૫૮॥

---

*(का) स्थितिस्थापकसंस्कारः क्षितौ केचिच्चतुर्ष्वपि ।*
*अतीन्द्रियोऽसौ विज्ञेयः क्वचित्स्पन्देऽपि कारणम् ॥१५९॥*

(मु.) स्थितिस्थापकेति । आकृष्टशाखादीनां परित्यागे पुनर्गमनस्य स्थितिस्थापकसाध्यत्वात् । केचिदिति । चतुर्षु क्षित्यादिषु स्थितिस्थापकं केचिन्मन्यन्ते, तदप्रमाणमिति भावः । असौ = स्थितिस्थापकः । क्वचिद् = आकृष्टशाखादौ ॥१५९॥

---

(કા.)(મુ.)(વિ.) સ્થિતિસ્થાપકસસ્કાર પૃથ્વીદ્રવ્યમા હોય છે. ખેંચેલી શાખા વગેરેને છોડી દેવામા આવે ત્યારે એ પાછી મૂળસ્થિતિમા જે આવી જાય છે તે સ્થિતિસ્થાપકસંસ્કારના કારણે હોય છે. પૃથ્વી વગેરે ચારે દ્રવ્યોમા કેટલાક વિદ્વાનો સ્થિતિસ્થાપકસંસ્કાર માને છે. પણ એ અપ્રમાણ છે. આ સંસ્કાર અતીન્દ્રિય છે આકૃષ્ટશાખાદિમાં ક્યાંક સ્પન્દ થવામાં પણ સ્થિતિસ્થાપકસસ્કાર એ કારણ છે.॥૧૫૯॥

---

*(का) भावनाख्यस्तु संस्कारो जीववृत्तिरतीन्द्रियः ।*
*उपेक्षानात्मकस्तस्य निश्चयः कारणं भवेत् ॥१६०॥*

(मु.) भावनाख्य इति । तस्य = संस्कारस्य । उपेक्षात्मकज्ञानात्संस्कारानुत्पत्तेरुपेक्षानात्मक इत्युक्तम् । तत्संशयात्संस्कारस्यानुत्पत्तेर्निश्चय इत्युक्तम् । तेनोपेक्षान्यनिश्चयत्वेन संस्कारं प्रति हेतुतेति भावः । ननु स्मरणं प्रत्युपेक्षान्यनिश्चयत्वेन हेतुत्वं, तेनोपेक्षादिस्थले न स्मरणम्, इत्थञ्च संस्कारं प्रति ज्ञानत्वेनैव हेतुताऽस्त्विति चेद् ? न, विनिगमनाविरहेणापि संस्कारं प्रति उपेक्षान्यनिश्चयत्वेन हेतुतायाः सिद्धत्वात् । किञ्चोपेक्षास्थले संस्कारकल्पनाया गुरुत्वात्संस्कारं प्रति चोपेक्षान्यनिश्चयत्वेन हेतुतायाः सिद्धत्वात् ॥१६०॥

---

(કા.)(મુ.)(વિ.) (જે અનુભવથી જન્ય છે ને સ્મૃતિહેતુ છે તે ભાવનાસસ્કાર છે.) ભાવનાખ્યસસ્કાર જીવમા હોય છે, અતીન્દ્રિય છે અને ઉપેક્ષાનાત્મક નિશ્ચય એનું કારણ છે. (અસાવધાનતયા વસ્તુનું જ્ઞાન એ ઉપેક્ષા છે. આવા) ઉપેક્ષાનાત્મકજ્ઞાનથી સસ્કાર ઉત્પન્ન થતા નથી તેથી અહીં 'ઉપેક્ષાત્મક' કહ્યું છે ઉપેક્ષાનાત્મકસશયથી પણ સસ્કાર ઉત્પન્ન થતા નથી. તેથી 'નિશ્ચય' કહ્યું છે. એટલે ઉપેક્ષાભિન્નનિશ્ચયત્વેન સસ્કાર પ્રત્યે કારણતા જાણવી

**શંકા :-** સ્મરણ પ્રત્યે ઉપેક્ષાભિન્નનિશ્ચયત્વેન કારણતા માનવી જોઈએ તેથી ઉપેક્ષાસ્થળે જે સ્મરણ નથી થતુ તેની સગતિ થઈ જશે. (એટલે એવા સ્થળે સંસ્કાર ઉત્પન્ન નથી થયા માટે સ્મરણ થતું નથી એમ માનવાનું ન રહેવાથી સંસ્કારોત્પત્તિ ભલે થાય, તાદશનિશ્ચય ન હોવાથી સ્મરણ તો થવાનું જ નથી.) આ રીતે (માનવામાં) સસ્કાર પ્રત્યે જ્ઞાનત્વેન જ હેતુતા માની શકાય છે. (ને તેથી ઉપેક્ષાન્યનિશ્ચયત્વેન હેતુતા માનવાનું ગૌરવ થતું નથી )

**સમાધાન :-** આવી શંકા બરાબર નથી, કારણ કે ઉપેક્ષાન્યનિશ્ચયાત્મક કારણ ન હોવાથી સ્મરણ થતુ નથી કે સસ્કારોત્પત્તિ જ ન હોવાથી સ્મરણ થતું નથી એમાં કોઈ વિનિગમક ન હોવાથી (અથવા ઉપેક્ષાજ્ઞાનથી સસ્કાર પડ્યા છે કે નહી એમાં કોઈ વિનિગમક ન હોવાથી) ઉપેક્ષાસ્થળે સંસ્કારોત્પત્તિ થઈ નથી એમ માનવું પણ આવશ્યક રહેવાના કારણે સંસ્કાર પ્રત્યે ઉપેક્ષાન્યનિશ્ચયત્વેન હેતુતા હોવી સિદ્ધ છે

[શંકા - પણ એમ તો, સંસ્કારોત્પત્તિ થઈ છે એમ માનવુ પણ આવશ્યક રહેવાથી જ્ઞાનત્વેન પણ કારણતા માનવી પડશે ને !]

**સમાધાન :-** વળી, ઉપેક્ષાસ્થળે સંસ્કારોત્પત્તિની કલ્પના કરવામાં ગૌરવ પણ છે. (સ્મરણ તો થતું જ નથી. તો જ્ઞાનત્વેન કારણતા માની એવા સ્થળે સંસ્કાર માનવામાં ગૌરવ છે જ. તેથી સસ્કારોત્પત્તિ જ ન માનવાનુ લાઘવ હોવાથી) સસ્કાર પ્રત્યે ઉપેક્ષાન્યનિશ્ચયત્વેન કારણતા સિદ્ધ થાય છે. ॥૧૬૦॥

---

*(का ) स्मरणे प्रत्यभिज्ञायामप्यसौ हेतुरुच्यते ।*

**(मु.) असौ=संस्कारः । तत्र प्रमाणं दर्शयति - स्मरण इति । यतः स्मरणं प्रत्यभिज्ञानं च जनयत्यतः संस्कारः कल्प्यते । विना व्यापारं पूर्वानुभवस्य स्मरणादिजननासामर्थ्यात्स्वस्वव्यापारान्यतराभावे कारणत्वासंभवात् । न च प्रत्यभिज्ञां प्रति तत्तत्संस्कारस्य हेतुत्वे प्रत्यभिज्ञायाः संस्कारजन्यत्वेन स्मृतित्वापत्तिरिति वाच्यम्, अप्रयोजकत्वात् । परे त्वनुद्बुद्धसंस्कारात्प्रत्यभिज्ञानुदयादुद्बुद्धसंस्कारस्य हेतुत्वापेक्षया तत्तत्स्मरणस्यैव प्रत्यभिज्ञां प्रति हेतुत्वं कल्प्यत इत्याहुः ।**

---

**(કા.)(મુ.)(વિ.)** સ્મરણ અને પ્રત્યભિજ્ઞા પ્રત્યે આ = સંસ્કાર હેતુ કહેવાય છે (घटं स्मरामि આ સ્મરણ છે. સોઽયં ઘટઃ આ પ્રત્યભિજ્ઞા છે ઇન્દ્રિયસહકૃતસસ્કારજન્યજ્ઞાન એ પ્રત્યભિજ્ઞા છે.) સસ્કારની સિદ્ધિમા અનુમાન પ્રમાણ દર્શાવે છે સસ્કાર સ્મરણ અને પ્રત્યભિજ્ઞાન કરાવે છે, માટે સંસ્કારની વ્યાપાર તરીકે કલ્પના કરાય છે. पूर्वानुभवः सस्कारात्मकव्यापारवान्, स्मरणादिजनकत्वात्, (જો આનો વ્યાપાર ન માનવામા આવે તો) વ્યાપાર વિના પૂર્વાનુભવ સ્મરણાદિ જનનનુ સામર્થ્ય ધરાવતો નથી, કારણકે સ્વ ને સ્વવ્યાપાર અન્યતર (બેમાંથી એક પણ) ન હોય તો કારણતા સંભવતી નથી.

**શંકા :-** પ્રત્યભિજ્ઞા પ્રત્યે જો તે તે સંસ્કાર હેતુ છે તો પ્રત્યભિજ્ઞા પણ સ્મૃતિરૂપ જ બની જશે, કારણકે સસ્કારજન્ય છે.

**સમાધાન :-** આ શકા બરાબર નથી, કારણકે प्रत्यभिज्ञा स्मृतिरूपा सस्कारजन्यत्वात् આવા જે અનુમાનથી તમે એને સ્મૃતિરૂપ સિદ્ધ કરવા માગે છે એ અપ્રયોજક છે. (સંસ્કારજન્યત્વ તો સસ્કારધ્વંસમાં પણ છે જ.)

બીજાઓનો મત એવો છે કે - અનુદ્બુદ્ધસંસ્કારથી પ્રત્યભિજ્ઞા થતી નથી તેથી ઉદ્બુદ્ધ સંસ્કારને પ્રત્યભિજ્ઞાનુ કારણ માનવું એના કરતાં (ઉદ્બુદ્ધસંસ્કારથી થયેલા) તે તે સ્મરણને જ પ્રત્યભિજ્ઞા પ્રત્યે કારણ માનવુ જોઈએ (જો કે ગ્રન્થકારને આ મતમા અસ્વરસ છે. તેનું બીજ - વચ્ચે સ્મરણ માનવા

માટે પણ ઉદ્બુદ્ધસંસ્કાર તો માનવા જ પડશે. તેથી પ્રત્યભિજ્ઞા પ્રત્યે સીધા ઉદ્બુદ્ધસંસ્કારને જ હેતુ માનવામાં વચ્ચે સ્મરણ વ્યક્તિ માનવાની ન રહેવાથી લાઘવ છે.)

*(का) धर्माधर्मावदृष्टं स्याद्धर्मः स्वर्गादिसाधनम् ॥१६१॥*
*गङ्गास्नानादियागादिव्यापारः स तु कीर्तितः ।*
*कर्मनाशाजलस्पर्शादिना नाश्यस्त्वसौ मतः ॥१६२॥*

(मु.) अदृष्टं निरूपयति - धर्माधर्माविति । स्वर्गादीति । स्वर्गादिसकलसुखानां स्वर्गसाधनीभूतशरीरादीनां च साधनं धर्म इत्यर्थः । तत्र प्रमाणं दर्शयितुमाह - यागादीति । यागादिव्यापारतया धर्मः कल्प्यते । अन्यथा यागादीनां चिरविनष्टतया निर्व्यापारतया च कालान्तरभाविस्वर्गजनकत्वं न स्यात् । तदुक्तमाचार्यैः "चिरध्वस्तं फलायाऽलं न कर्मातिशयं विना" इति । ननु यागध्वंस एव व्यापारः स्यात्, न च प्रतियोगितद्ध्वंसयोरेकत्राजनकत्वं, सर्वत्र तथात्वे मानाभावात् । न च त्वन्मते फलाऽऽनन्त्य, मन्मते चरमफलस्यापूर्वनाशकत्वान्न तथात्वमिति वाच्यम्, कालविशेपस्य सहकारित्वादित्यत आह - गङ्गास्नानेति गङ्गास्नानस्य हि स्वर्गजनकत्वेऽनन्तानां जलसंयोगध्वंसानां व्यापारत्वमपेक्ष्यैकमपूर्वमेव कल्प्यते लाघवादिति भावः ।

ननु ध्वंसोऽपि न व्यापारोऽस्तु । न च निर्व्यापारस्य चिरध्वस्तस्य कथं कारणत्वम् ? इति वाच्यम्, अनन्यथासिद्धनियतपूर्ववर्तित्वस्य तत्रापि सत्त्वात्, अव्यवहितपूर्ववर्तित्वं हि चक्षुस्संयोगादेः कारणत्वे, न तु सर्वत्र, कार्यकालवृत्तित्वमिव समवायिकारणस्य कारणत्वे इत्यत आह - कर्मनाशेति। यदि ह्यपूर्वं न स्यात्तदा कर्मनाशाजलस्पर्शादिना नाश्यत्वं धर्मस्य न स्यात् । न हि तेन यागादेर्नाशः प्रतिवन्धो वा कर्तुं शक्यते, तस्य पूर्वमेव वृत्तत्वादिति भावः । एतेन देवताप्रीतेरेव फलत्वमित्यपास्तम्, गङ्गास्नानादौ सर्वत्र देवताप्रीतेरसम्भवात्, देवतायाश्चेतनत्वेऽपि तत्प्रीतेरनुद्देश्यत्वात्, प्रीतेः सुखस्वरूपत्वेन विष्णुप्रीत्यादौ तदसम्भवात्, जन्यसुखादेस्तत्राभावात् । तेन विष्णुप्रीतिजन्यत्वेन पराभिमतस्वर्गादिरेव विष्णुप्रीतिशब्देन लक्ष्यते ॥१६१॥१६२॥

## ★ અદષ્ટનિરૂપણ ★

**(કા.) ધર્મ અને અધર્મ (આ બન્ને અપ્રત્યક્ષ હોવાથી) 'અદષ્ટ' કહેવાય છે. ધર્મ સ્વર્ગાદિનું કારણ છે. એ ગંગાસ્નાનાદિનો અને યાગાદિનો વ્યાપાર કહેવાયો છે. કર્મનાશાજળસ્પર્શાદિથી એ નાશ્ય મનાયો છે.**

(મુ.)(વિ.) અદષ્ટનુ નિરૂપણ કરે છે. ગંગાસ્નાનાદિ કરવા પર ભાવિસ્વર્ગાદિફળની પ્રાપ્તિ પૂર્વે વચમાં વ્યાપારરૂપે ધર્મની કલ્પના કરાય છે. સ્વર્ગાદિસકલ સુખોનું અને સ્વર્ગસાધનીભૂતશરીરાદિનું સાધન = નિમિત્તકારણ ધર્મ છે તેમા પ્રમાણ દર્શાવે છે. યાગાદિના વ્યાપાર રૂપે ધર્મનું અનુમાન થાય છે. અન્યથા = જો ધર્માત્મક વ્યાપાર ન હોય તો યાગાદિ ચિરવિનષ્ટ હોવાના કારણે અને નિર્વ્યાપાર હોવાના કારણે કાલાન્તરભાવી સ્વર્ગના જનક બની શકે નહી. ઉદયનાચાર્યે કહ્યું છે - ચિરધ્વસ્ત કર્મ (અનુષ્ઠાન) અતિશય (અપૂર્વાત્મકવ્યાપાર) વિના ફળ આપવા માટે સમર્થ હોતુ નથી

**પૂર્વપક્ષ** :- યાગધ્વંસને જ વ્યાપાર માની લ્યો ને ! (તેથી અપૂર્વની કલ્પના કરવાનુ ગૌરવ ન થાય.)

**ઉત્તરપક્ષ :-** (તો એનો અર્થ એ થાય કે સ્વર્ગ પ્રત્યે યાગ અને યાગધ્વંસ બન્ને જનક છે. પણ એ યોગ્ય નથી, કારણકે) પ્રતિયોગી અને તેનો ધ્વંસ એ બન્ને એક જ કાર્ય પ્રત્યે જનક ન હોઈ શકે.

**પૂર્વપક્ષ :-** પ્રતિયોગી અને ધ્વંસ, બધે જ એક કાર્યના જનક ન જ હોય એવું માનવામા કોઈ પ્રમાણ નથી.

**ઉત્તરપક્ષ :-** યાગધ્વંસ જો વ્યાપાર હોય તો એ તો અનંત હોવાથી ફળાનન્ત્યાપત્તિ મારા મતે તો ચરમફળ અપૂર્વનાશક હોવાથી એવી આપત્તિ આવતી નથી

**પૂર્વપક્ષ :-** આવું ન કહેવુ, કારણકે કાળવિશેષ એ સહકારી છે. એટલે જ્યાં સુધી એ કાળવિશેષરૂપ સહકારી હોય ત્યા સુધી જ સ્વર્ગાદિસુખ મળે છે, પછી નહી, માટે ફળાનન્ત્ય થતું નથી

**ઉત્તરપક્ષ :-** ગંગાસ્નાન સ્વર્ગજનક છે જે જળસયોગરૂપ છે. જળસંયોગ તો ક્ષણે ક્ષણે બદલાય છે. એટલે અનન્ત જળસયોગધ્વસને વ્યાપાર રૂપે માનવાની અપેક્ષાએ એક અપૂર્વને જ વ્યાપાર માનવામાં આવે છે, કારણકે એમા લાઘવ છે.

**શંકા :-** ધ્વંસ પણ યાગાદિનો વ્યાપાર નથી. "પણ તો પછી નિર્વ્યાપાર અને ચિરધ્વસ્ત એવા યાગાદિ કારણ શી રીતે બનશે ?" એવી શંકા ન કરવી, કારણકે અનન્યથાસિદ્ધપૂર્વવર્તિત્વ રૂપ કારણતા એવા યાગાદિમાં છે જ. ("અવ્યવહિતપૂર્વવર્તી હોય તે કારણ કહેવાય, યાગાદિ ક્યાં તેવા છે ?" એમ પણ ન કહેવું, કારણકે) અવ્યવહિતપૂર્વવર્તિત્વ એવું વિશેષણ ચક્ષુસયોગાદિની કારણતામાં જ લગાડવુ આવશ્યક છે, સર્વત્ર નહી (અમુક સ્થળે એ વિશેષણ આવશ્યક, અન્યત્ર નહી, એવું ચાલે ? હા, જેમ) કાર્યકાળવૃત્તિત્વ (વિશેષણ) સમવાયિકારણતાની કારણતામાં જ છે, અન્યત્ર નહી, એમ પ્રસ્તુતમા જાણવુ.

**સમાધાન :** (યાગાદિના વ્યાપારરૂપે) જો અપૂર્વ (ધર્મ) ન હોય તો, કર્મનાશાનદીના જળસ્પર્શથી ધર્મનો નાશ થાય છે આવું જે કહ્યું છે તે સગત નહી ઠરે કારણકે 'ધર્મ' જેવી કોઈ વસ્તુ જ નથી. "(ધર્મનામક કોઈ વસ્તુ નથી, એવુ નથી, પણ યાગાદિ અનુષ્ઠાન જ 'ધર્મ' શબ્દવાચ્ય છે. ને) તેનાથી = કર્મનાશાજળ-સ્પર્શથી આ યાગાદિનો જ નાશ કે પ્રતિબન્ધ થઈ જાય છે (ને તેથી ફળ મળતું નથી)" એમ કહી શકાતું નથી, કારણકે યજ્ઞ તો પહેલા જ થઈ ગયો છે. એટલે "દેવતાપ્રીતિ જ યાગાદિ સત્કર્મનું ફળ છે" એ વાત પણ રહી શકતી નથી, કારણકે ગંગાસ્નાનાદિમા સર્વત્ર દેવતાપ્રીતિ સંભવિત નથી, તે પણ એટલા માટે કે દેવતા ચેતન હોય તો પણ તેની પ્રીતિનો ઉદ્દેશ હોતો નથી. વળી પ્રીતિ સુખરૂપ હોવાથી વિષ્ણુપ્રીત્યાદિમા તે અસભવિત છે, કારણ કે વિષ્ણુમાં જન્યસુખનો અભાવ છે. કિન્તુ વિષ્ણુપ્રીતિજન્ય હોવાથી પરાભિમત સ્વર્ગાદિ જ વિષ્ણુપ્રીતિ શબ્દથી જણાય છે. (એટલે કે જ્યાં વિષ્ણુપ્રીતિ ને લક્ષ્ય તરીકે કહેલ હોય ત્યાં વિષ્ણુપ્રીતિ શબ્દથી 'સ્વર્ગ' જ લક્ષ્ય જાણવુ.) ॥૧૬૧॥૧૬૨॥

---

*(का) अधर्मो नरकादीना हेतुर्निन्दितकर्मज. ।*
*प्रायश्चित्तादिनाश्योऽसौ जीववृत्ति त्विमौ गुणौ ॥१६३॥*

(मु.) अधर्म इति । नरकादिसकलदु:खानां नारकीयशरीरादिनां च साधनमधर्म इत्यर्थः । तत्र प्रमाणमाह - प्रायश्चित्तेति । यदि ह्यधर्मो न स्यात्तदा प्रायश्चित्तादिना नाश्यत्वमधर्मस्य न स्यात् । न हि तेन ब्रह्महननादीनां नाशः प्रतिबन्धो वा विधातु शक्यते, तस्य पूर्वमेव विनष्टत्वादिति भावः। जीवेति । ईश्वरे धर्माधर्माभावादिति भावः ॥१६३॥

---

**(કા.) અધર્મ નરકાદિનું કારણ છે. નિન્દિતકર્મજન્ય હોય છે. અને પ્રાયશ્ચિત્તાદિથી**

**નાશ્ય હોય છે. આ બન્ને ગુણ જીવવૃત્તિ છે.**

**(મુ.)(વિ.)** નરકાદિ સકલ દુ:ખોનુ અને નારકીય શરીરાદિનું કારણ અધર્મ છે. એમાં પ્રમાણ આપે છે જો હિંસાદિના વ્યાપાર તરીકે અધર્મ ન હોય તો અધર્મને પ્રાયશ્ચિત્તાદિથી નાશ્ય ન કહ્યો હોત કારણકે પ્રાયશ્ચિત્ત આદિથી બ્રહ્મહત્યાનો નાશ કે પ્રતિબન્ધ થઈ શકતા નથી, કારણકે બ્રહ્મહત્યા તો પૂર્વે જ નષ્ટ થઈ ગઈ છે. ધર્મ અને અધર્મ આ બે જીવાત્મામાં જ હોય છે, કારણકે ઈશ્વરાત્મામાં તે બેનો અભાવ છે.॥૧૬૩॥

---

*(का.) इमौ तु वासनाजन्यौ ज्ञानादपि विनश्यतः ।*

(मु.) इमौ - धर्माधर्मौ । वासनेति । अतो ज्ञानिना कृते अपि सुकृतदुष्कृतकर्मणी न फलायाऽलमिति भावः । ज्ञानादपीति । अपिना भोगपरिग्रहः । ननु तत्त्वज्ञानस्य कथं धर्माधर्मनाशकत्वं ? 'नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि' इति वचनविरोधात्, इत्थं च तत्त्वज्ञानिनां झटिति कायव्यूहेन सकलकर्मणां भोगेन क्षय इति चेद् ? न, तत्र भोगस्य वेदबोधितनाशकोपलक्षकत्वात् । कथमन्यथा प्रायश्चित्तादिना कर्मणां नाशः ? तदुक्तम् - 'ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन !' इत्यादिना । श्रूयते च 'क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे' इति । ननु तत्त्वज्ञानिनस्तर्हि शरीरावस्थानं सुखदुःखादि च न स्याज्ज्ञानेन सर्वेषां कर्मणां नाशादिति चेद् ? न, प्रारब्धेतरकर्मणामेव नाशात् । तत्तच्छरीरभोगजनकं हि यत्कर्म तत्प्रारब्धं, तदभिप्रायमेव नाभुक्तमिति वचनमिति ।

---

**(કા.) આ ધર્મ અને અધર્મ વાસનાજન્ય છે અને જ્ઞાનથી પણ નાશ પામે છે.**

**(મુ.)(વિ.)** [મિથ્યાજ્ઞાનજન્ય અસત્સંસ્કાર એ વાસના છે.] ધર્મ-અધર્મ વાસનાજન્ય હોવાથી જ્ઞાની એ કરેલા સુકૃત-દુષ્કૃતનો ફળ આપવા માટે સમર્થ હોતા નથી. 'જ્ઞાનથી પણ' મા 'પણ' શબ્દથી ભોગનો સમાવેશ છે. (ભોગવવાથી પણ નાશ પામે છે.)

**શંકા :-** તત્ત્વજ્ઞાનને ધર્મ-અધર્મનુ નાશક શી રીતે મનાય ? કારણકે 'સેંકડો કરોડ કલ્પ પસાર થઈ જાય તો પણ ભોગવ્યા વિના કર્મ છૂટતું નથી.' એવા વચનનો વિરોધ થાય છે. એટલે જ તત્ત્વજ્ઞાનીઓને કાયવ્યૂહથી શીઘ્ર સકલકર્મોનો ભોગ વડે ક્ષય કહ્યો છે.

**સમાધાન :-** આવી શંકા બરાબર નથી, કારણકે ઉક્ત વચનમા 'ભોગ' શબ્દના ઉપલક્ષણથી વેદમા જેટલા નાશકો કહ્યા છે તે બધા સમજવાના છે (એટલે કે એમાથી એક પણ પ્રવર્ત્યું ન હોય તો જ અદૃષ્ટનાશ ન થાય ) નહીંતર તો પ્રાયશ્ચિત્તાદિથી પણ કર્મનો નાશ શી રીતે થાય ? એટલે વેદબોધિત જે નાશક હોય એનાથી તો કર્મનો નાશ થાય જ છે. તત્ત્વજ્ઞાનને પણ એનો નાશક કહેવાયુ જ છે. કહ્યુ છે કે ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन ! સ્મૃતિમાં પણ કહ્યુ છે કે क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे.' (પરાવર = બ્રહ્મ).

**શંકા :-** તત્ત્વજ્ઞાનથી જો સર્વકર્મનાશ થતો હોય તો તો, તત્ત્વજ્ઞાનીનું શરીરાવસ્થાન કે સુખદુ:ખાદિ ન રહેવા જોઈએ (તૂર્ત મોક્ષ થઈ જવો જોઈએ), કારણકે જ્ઞાનથી સર્વ કર્મોનો નાશ થઈ ગયો છે.

**સમાધાન :-** ના, તત્ત્વજ્ઞાનથી પ્રારબ્ધેતરકર્મનો જ નાશ થાય છે. તે તે શરીરનું ભોગજનક કર્મ એ પ્રારબ્ધકર્મ (અર્થાત્ આયુષ્ય પૂર્ણ ન થાય ત્યાં સુધી ભોગ માટે જે, શરીરની સ્થિતિમાં કારણભૂત કર્મ અને તેના સહાયક અન્યકર્મો ભોગવવાના પ્રકર્ષથી જે આરંભાયા છે તે પ્રારબ્ધકર્મ). नाऽभुक्तं... માં

'કર્મ' શબ્દથી આવા પ્રારબ્ધકર્મની વાત છે. અને ज्ञानाग्निः .... મા कर्माणि શબ્દથી પ્રારબ્ધેતરકર્મની વાત છે એમ જાણવું.

(का) शब्दो ध्वनिश्च वर्णश्च मृदङ्गादिभवो ध्वनिः ॥१६४॥
कण्ठसंयोगादिजन्या वर्णास्ते कादयो मताः ।
सर्वः शब्दो नभोवृत्तिः श्रोत्रोत्पन्नस्तु गृह्यते ॥१६५॥
वीचितरङ्गन्यायेन तदुत्पत्तिस्तु कीर्तिता ।
कदम्बगोलकन्यायादुत्पत्तिः कस्यचिन्मते ॥१६६॥

(मु.) शब्दं निरूपयति - शब्द इति । नभोवृत्तिः = आकाशसमवेतः । दूरस्थशब्दस्याग्रहणादाह- श्रोत्रेति । ननु मृदङ्गावच्छेदेनोत्पन्ने शब्दे श्रोत्रे कथमुत्पत्तिः ? अत आह वीचीति । आद्यशब्देन वहिर्दशदिगवच्छिन्नोऽन्यः शब्दस्तेनैव शब्देन सदृशो जन्यते, तेन चापरस्तद्व्यापकः, एवं क्रमेण श्रोत्रो- त्पन्नो गृह्यत इति । कदम्बेति । आद्यशब्दाद्दशसु दिक्षु दश शब्दा उत्पद्यन्ते । तेभ्यश्चान्ये दश शब्दा उत्पद्यन्त इति भावः । अस्मिन्मते कल्पनागौरवादुक्तं - कस्यचिन्मत इति ॥१६४॥१६५॥१६६॥

## ★ શબ્દનિરૂપણ ★

(કા.)(મુ.)(વિ.) શબ્દ બે પ્રકારનો છે ધ્વનિ અને વર્ણ. મૃદંગાદિથી ઉત્પન્ન થતો શબ્દ એ ધ્વનિ છે. કંઠસયોગાદિજન્ય શબ્દ એ વર્ણ છે. એ ક-ખ-ગ વગેરે રૂપ કહેવાયો છે. બધો શબ્દ આકાશસમવેત હોય છે. શ્રોત્રાવચ્છિન્ન આકાશમાં ઉત્પન્ન થયેલ શબ્દનુ પ્રત્યક્ષ થાય છે.

**શંકા** :- મૃદગાવચ્છેદેન ઉત્પન્ન શબ્દ કાનમા શી રીતે ઉત્પન્ન થાય ?

**સમાધાન** :- તેની ઉત્પત્તિ વીચિતરગન્યાયે કહી છે. બીજા કોઈકના મતે કદંબગોલકન્યાયે એની ઉત્પત્તિ કહી છે (જેમ કેન્દ્રમાંથી ઉઠેલો તરંગ દશે દિશામાં મોટા મોટા તરગો ઉત્પન્ન કરે છે એમ મૃદગાવચ્છેદેન ઉત્પન્ન થયેલો) પ્રથમ શબ્દ બહારની તરફ દશે દિશામા (અધિક ક્ષેત્રવ્યાપી) સ્વસદશ અન્ય શબ્દ ઉત્પન્ન કરે છે. વળી એ અન્ય શબ્દ પોતાનાથી પણ વ્યાપક અન્ય સ્વસદશ શબ્દને ઉત્પન્ન કરે છે. એમ કરતાં કરતાં શ્રોત્રાવચ્છિન્ન આકાશમાં પણ શબ્દ ઉત્પન્ન થઈ જાય છે. ને સંભળાય છે. (બીજો મત જેમ કદબપુષ્પ સ્વસમીપ દેશમાં આઠે દિશામા સ્વસજાતીય આઠ પુષ્પોને ઉત્પન્ન કરે છે એમ આદ્યશબ્દ દશે દિશામાં સ્વસજાતીય દશ શબ્દો ઉત્પન્ન કરે છે એ શબ્દો બીજા ૧૦-૧૦ શબ્દોને ઉત્પન્ન કરે છે. એમ શ્રોત્રમાં પણ શબ્દ ઉત્પન્ન થઈ જાય છે ને ગૃહીત થાય છે. (બન્ને મતમા આદ્યશબ્દ અતીન્દ્રિય હોય છે ) પણ આ કદબગોલકન્યાયમા કલ્પનાગૌરવ હોવાથી कस्यचिन्मते એમ અસ્વરસ દર્શાવ્યો છે [આમ શબ્દ ત્રિવિધ થયો. સયોગજન્ય (ભેરીદંડસંયોગજન્ય) વિભાગજન્ય (વશદલદ્વયવિભાગજન્ય) અને શબ્દજન્ય (વીચિતરંગન્યાયે શબ્દજન્ય)] ॥૧૬૪॥૧૬૫॥૧૬૬॥

(का) उत्पन्न. को विनष्ट क इति बुद्धेरनित्यता ।
सोऽय क इति बुद्धिस्तु साजात्यमवलम्बते ॥१६७॥
तदेवौषधमित्यादौ सजातीयेऽपि दर्शनात् ।
तस्मादनित्या एवेति वर्णाः सर्वे मत हि न. ॥१६८॥

(मु.) ननु शब्दस्य नित्यत्वादुत्पत्तिकथनमसङ्गतमत आह - उत्पन्न इति । शब्दानामुत्पादविना-

शप्रत्ययशालित्वादनित्यत्वमित्यर्थः । ननु स एवायं ककार इत्यादिप्रत्यभिज्ञानाच्छब्दानां नित्यत्वम्, इत्थं चोत्पादविनाशबुद्धिर्भ्रमरूपैवेत्यत आह - सोऽयं क इति । साजात्यमिति । तत्र प्रत्यभिज्ञानस्य तत्सजातीयत्वं विषयो न तु तद्व्यक्त्यभेदो विषयः, उक्तप्रतीतिविरोधात् । इत्थञ्च द्वयोरपि प्रतीत्योर्न भ्रमत्वमिति ॥१६७॥

ननु सजातीये सोऽयमिति प्रत्यभिज्ञा कुत्र दृष्टेत्यत आह - तदेवेति । यदौषधं मया कृतं तदेवान्येनापि कृतिमित्यादिदर्शनादिति भावः ॥१६८॥ - इति गुणनिरूपणम् ।

इति श्रीविश्वनाथपञ्चाननभट्टाचार्यविरचिता न्यायसिद्धान्तमुक्तावली सम्पूर्णा ।

**(કા.) 'ક' વર્ણ ઉત્પન્ન થયો, 'ક' વર્ણ વિનાશ પામ્યો, એવી બુદ્ધિ થાય છે, માટે શબ્દની અનિત્યતા સિદ્ધ થાય છે. "આ એ જ 'ક' છે" એવી પ્રત્યભિજ્ઞા સાજાત્યવિષયક છે. કારણકે 'તે જ ઔષધ' વગેરેમાં સજાતીયમાં પણ પ્રત્યભિજ્ઞા જોવા મળે છે. તેથી બધા વર્ણો અનિત્ય જ છે એવો અમારો મત છે.**

**(મુ.)(વિ.) શંકા** :- શબ્દ નિત્ય હોવાથી એની ઉત્પત્તિ કહેવી સંગત નથી.

**સમાધાન** :- શબ્દોની ઉત્પત્તિ - વિનાશની પ્રતીતિ થાય છે માટે એ અનિત્ય છે.

**શંકા** :- આ તે જ 'ક'કાર છે એવી પ્રત્યભિજ્ઞા જ શબ્દોનું નિત્યત્વ જણાવે છે ને ! અને તેથી ઉત્પાદ-વિનાશબુદ્ધિ તો ભ્રમરૂપ જ છે.

**સમાધાન** :- આ પ્રત્યભિજ્ઞાનો વિષય તત્સજાતીય છે, તદ્વ્યક્તિનો અભેદ નહીં, કારણકે અભેદને વિષય માનવામાં (અને તેથી શબ્દોને નિત્ય માનવામા) उत्पन्नो कः વગેરે પ્રતીતિનો વિરોધ થાય છે. આમ બન્ને પ્રતીતિની સગતિ થતી હોવાથી એક પણ ભ્રમાત્મક નથી ॥૧૬૭॥

**શંકા** :- सोऽयम् એવી પ્રત્યભિજ્ઞા સજાતીયમાં પણ થાય છે એવુ ક્યાં જોયું ? "જે ઔષધ મેં લીધુ એ જ બીજાએ પણ લીધુ' વગેરે મા સાજાત્યવિષયક પ્રત્યભિજ્ઞા જોવા મળે છે. એટલે 'सोऽयं ककारः' મા પણ સાજાત્યવિષયકપ્રત્યભિજ્ઞા હોવાથી શબ્દોની નિત્યતા સિદ્ધ થતી નથી માટે અમારા મતે બધા શબ્દો અનિત્ય છે. ॥૧૬૮॥

આમ શ્રી **વિશ્વનાથપંચાનનભટ્ટાચાર્ય** વિરચિત **ન્યાયસિદ્ધાન્તમુક્તાવલી** ગ્રન્થનું, તપાગચ્છીય જૈનાચાર્ય બ્રહ્મચર્યમૂર્તિ સિદ્ધાન્તમહોદધિ સ્વ પૂ.આ શ્રીમદ્ વિજય **પ્રેમસૂરીશ્વરજી** મ સા. ના પટ્ટાલંકાર વર્ધમાનતપોનિધિ ન્યાયવિશારદ સ્વ પૂ.આ. શ્રીમદ્ વિજય **ભુવનભાનુસૂરીશ્વરજી** મ.સા. ના પટ્ટાલકાર સહજાનદી અધ્યાત્મરસિક સ્વ પૂ.આ શ્રીમદ્ વિજય **ધર્મજિતસૂરીશ્વરજી** મ.સા.ના શિષ્યરત્ન શ્રીસૂરિમન્ત્રપચપ્રસ્થાનારાધક પૂ.આ.શ્રીમદ્ વિજય **જયશેખરસૂરીશ્વરજી** મ.સા.ના શિષ્યાણુ **મુનિઅભયશેખરવિજયગણી**એ કરેલું ગુર્જરવિવેચન સાનંદ સર્પૂણ થયું. પરમપવિત્ર શ્રીજિનાજ્ઞાવિપરીત કાઈપણ નિરૂપણ થયું હોય તો તેનુ મિચ્છામિ દુક્કડમ્ શુભ ભવતુ શ્રી શ્રમણસંઘસ્ય ...